# જનાનખાનાની બીબીઓ

(એક રસીલી વાર્તા)

'ગુજરાતી' પ્રિન્ટિંગ પ્રેસ, મુંબઈ.

કીંમત રૂ. ૦-૧૨-૦

# જનાનખાનાની બીબીઓ

(એક રસીલી વાર્તા)

પ્રખ્યાત આંગ્લ નવલકથાકાર રેનલ્ડ કૃત
'લવ્સ્ ઑફ્ ધિ હૅરેમ'નું ગુજરાતી ભાષાંતર



અનુવાદક

એક વિદ્યાર્થી

"किं क्रूरं फणिहृदयं, पुनरपि किं क्रूरमंगनाहृदयम् ।
क्रूरात्क्रूरतरं किं, मदनविकृतियुक्तमंगनाहृदयम्" ॥

सुभाषितम्.

આવૃત્તિ બીજી

પ્રકાશક

'ગુજરાતી' પ્રિન્ટિંગ પ્રેસ, મુંબઈ.

સંવત્ ૧૯૬૯ ઈ. સ. ૧૯૧૩

કીંમત રૂ. ૦-૧૨-૦

# પ્રસ્તાવના પ્રથમ આવૃત્તિની

—✲✲✲✲—

આ વાર્ત્તાનુ અગ્રેજી પુસ્તક જ્યારે મારા વાચવામાં આવ્યું ત્યારે તેના રસીલાપણાથી મારુ મન એટલું લલચાયું કે, એવા એક અતિશય રસિક અને મનને આનદ પમાડે તેવા પુસ્તકનું ગુજરાતી ભાષાતર કરી તેના વાંચનનો લાભ ગુજરાતી વાચનારી પ્રજાને આપવો એવો મેં ઠરાવ કર્યો. આ વાર્તા રસીલી છે, એટલું જ માત્ર નહિ, પણ આસપાસના મોહક ખેંચાણો છતા પણ ખરે ખરો ખાલિસ પ્યાર કેમ જાળવી શકાય, તેનુ એક અદ્ભુત ચિત્ર એમા ચીતરવામા આવ્યું છે; તે ઉપરાત વાર્તાની શરુઆતમા વર્ણવેલા એક અતિ રહસ્યમય અને ભયકર ભેદનો પત્તો કેવી યુક્તિથી મેળવવામા આવ્યો, તેનુ છટાદાર ભાષામા, અસરકારક બ્યાન, કરવામા આવ્યું છે. ઘણાક વર્ષ ઉપર આ પુસ્તકનુ ગુજરાતી ભાષાતર વિભાગશઃ બહાર પડવા માડ્યુ હતું, પણ થોડા વખતમાં જ તે અધૂરુ બંધ પડી ગયું હતું. તે કામ એક વિદ્યાર્થી તરીકે પહેલી વારની કોશિશ તરીકે મેં પાર પાડી પ્રજા સમક્ષ રજૂ કર્યું છે અગ્રેજી પુસ્તકના શબ્દેશબ્દનું ભાષાંતર ન કરતા, સારાશ રૂપે, પણ અસલ રસ અને છટાને જાળવી રાખીને આ ભાષાંતર કર્યું છે, અને તેમા ભાષા એવી વાપરી છે કે તે હિંદુ, પારસી કે મુસલમાન સર્વને એક સરખી રીતે અનુકૂળ અને પ્રિય થઈ પડે. આ વાર્ત્તા પ્રકટ કરવામાં કદાચિત્ મે ભૂલ કરી હોય તે એક વિદ્યાર્થીની તે ભૂલ છે એમ ધારી વિવેકી મેહતાજીઓ વિદ્યાર્થીને સોટી ચમચમાવવા કરતાં શિક્ષણ આપશે તો મોટો આભાર માનીશ અલબત્તા આ મારી પહેલી કોશિશ સફળ થશે તો બીજી વાર વળી વાંચનારી પ્રજાની મુલાકાત લેવાનો જરૂર લોભ કરીશ.

વિદ્યાર્થી.

# પ્રસ્તાવના બીજી આવૃત્તિની

—ઃ૦ઃ*ઃ૦ઃ—

પ્રસ્તુત 'જનાનખાનાની બીબીઓ' નામક નવલકથા પ્રથમ ઈ સ. ૧૮૮૯ મા 'ગુજરાતી' પ્રેસમા છપાઇને પ્રકટ થઈ હતી અર્થાત્ એના પ્રથમ અવતારને પ્રકાશમા આવ્યાને આજે પચીસ વર્ષ જેટલો લાબો કાળ વહી ગયો છે. રેનલ્ડ એક મહા વિખ્યાત આગ્લ નવલ કથાકાર થઈ ગયો છે, અને તેની લેખનશૈલી, ભાષાની મનોહરતા તથા વસ્તુસકલનામા એવી તો કાઇક રહસ્યમયી અદ્ભુતતા ભરેલી હોય છે, કે એક વાર તેની લખેલી કોઈ પણ એક નવલકથા વાચ્યા પછી કોઈપણ રસજ્ઞ વાચક તેની બીજી નવલકથાઓ વાચવાની ઉત્કટ ઇચ્છાવાળો ન થાય, એ સર્વથા અશકય, કિંબહુના અસભવનીય જ છે આજકાલ જ્યારે કેટલાક લેખકો-નવલકથાકારો પોતાની એક જ નવલકથામા પ્રતિપાદ્ય વિષયને અતપર્યન્ત અવિચળ અને અવિકૃત રાખી શકતા નથી અને એક પ્રકરણ જેવુ બીજુ પ્રકરણ લખી શકતા નથી, ત્યારે રેનલ્ડની ખૂબી એ છે કે, તે જે વિષયને ચર્ચે છે તેમા આરપાર નીકળે છે. એક માણસ જો રોજ પચીસ પાનાના હિસાબે વાચતો રહે તો લગભગ ત્રણ વર્ષે જેની નવલકથાઓનુ વાચન પૂરુ થાય, એટલા વિપુલ પ્રમાણમા જેણે લખ્યુ છે. છતા તેનો એક પણ પેરેગ્રાફ એવો ભાગ્યે જ મળી શકશે કે જેમા કાઈ પણ તત્ત્વ ન સમાયલુ હોય અને જેને વાચતા આપણને કટાળો આવે આવી એક સર્વોત્કૃષ્ટ નવલકથાકારના તુર્કસ્તાનની એક રહસ્યમયી ઘટનાથી ભરેલી 'Loves of the Harem' જેવી નવલકથાને ગુજરાતી ભાષામા લાવવાની 'વિદ્યાર્થી' ના હૃદયમા સ્ફુરણા થઈ હોય, તો તે સ્વાભાવિક જ હતુ તે સમયમા જે કેટલીક ઉત્તમ અંગ્રેજી નવલકથાઓને ગુજરાતી ભાષામા લાવવાના કેટલાક ઉત્સાહી લેખકોદ્વારા પ્રયત્ન થયા હતા, તેમાનો જ આ પણ એક પ્રયત્ન હતો અને ઈશ્વરની કૃપાથી એ પ્રયત્નનો ગુજરાતી વાચકવર્ગે બહુ જ સારો સત્કાર કર્યો હતો આ ભાષાંતર પ્રશંસાને પાત્ર થયું હતુ આજે લગભગ છ સાત વર્ષથી પ્રસ્તુત પુસ્તકની પ્રથમાવૃત્તિની એકેએક પ્રત ખપી જવાથી એ પુસ્તક મળવું સર્વથા અશકય

થઈ પડયુ હતું અને લોકોની માગણી ચાલૂ હતી, એટલે અત્યારે તેની બીજી આવૃત્તિ છપાવીને પ્રકટ કરવામાં આવી છે. છતા પ્રથમાવૃત્તિ અને આ બીજી આવૃત્તિમા ભેદ એ છે કે, પ્રથમાવૃત્તિમાં જે કાંઈ પણ અશુદ્ધતા કિંવા ભાષાવિષયક દોષો રહેલા હતા, તેમનુ સંશોધન કરી સુધારીને આ આવૃત્તિ છાપવામાં આવી છે; તેમ જ પ્રથમાવૃત્તિની કીંમત રૂ ૨-૦-૦ હતી, તેને બદલે આવા મનોરજક પુસ્તકોના સર્વસાધારણ વાચકો એક સરખી રીતે લાભ લઈ શકે એટલા માટે ગુજરાતી પ્રેસ તરફથી પ્રકટ થવા માંડેલી સસ્તી સાહિત્યમાળામા પ્રસ્તુત પુસ્તકને દાખલ કરી, એની કીંમત 'ગુજરાતી' ના ગ્રાહકોમાટે માત્ર આના આઠ અને બીજાઓમાટે આના બારની જ રાખવામા આવી છે આશા છે કે, અમારી આ યોજના અવશ્ય ગુર્જર વાચકવર્ગના આદરને પાત્ર થશે જ

તા ૧૫ મી જૂલાઈ ૧૯૧-
મગળવાર

પ્રકાશક,
'ગુજરાતી' પ્રેસના માલિક

# અનુક્રમણિકા.

—•••••••—

# અનુક્રમણિકા

# જનાનખાનાની બીબીઓ

## પ્રકરણ ૧ લું

### એક ભયંકર ભેદ

આ વાર્તા ઇસવી સન ૧૮૦૭ના વર્ષથી શરુ થાય છે. એ વેળા તુર્કીની રાજધાની કોન્સ્ટેન્ટીનોપલમાં ત્રીજો સુલતાન સલીમ રાજ્ય કરતો હતો. એ સમયે શહેરના રહેવાસીઓનું ધ્યાન ઘણીએક રાજદ્વારી બાબતો ઉપર ખેંચાયુ હતુ. તે સર્વમાં એક બાબત એવી હતી કે, જેથી તેઓમા ભારે દેહેશત પથરાઈ ગઈ હતી. તે એટલે સુધી કે તેના વિચારમા તેઓ પોતાનો કામધધો પણ ભૂલી જતા, અને દરેક ઘરકુટુબ અને મડલીમાં એ જ બાબતની હોહા થઈ રહી હતી. અગર તે બાદશાહી શહેરમા કોઈ પણ મનુષ્ય એવી અફવા ફેલાવતો કે, ત્યા એક ઘણી જ નાપાક મરકી ફેલાઈ છે, તો તે ગપગોળો તેઓના મન ઉપર જેટલી અસર કરે, તેના કરતા વધારે ભયભરેલી અસર તે બાબતથી થઈ હતી. જે ભયે તેમને વિચારમા નાખ્યા હતા, અને જેના વિચારથી જ તેઓ થરથર કાંપતા હતા, તે કોઈ ગામગપાટો નહિ, પણ એક ખરેખરો બનેલો અને તેઓની પોતાની નજરે જોયેલો ભયકર બનાવ હતો

એ સઘળાનુ કારણ શુ હતુ? શુ તેઓનો બાદશાહ જુલમગાર હતો? ના, તેવુ કઈ જ નહોતું. હાલના સુલતાને પોતાની આગમજ થઈ ગયલા સુલતાનો કરતા પોતાના રાજ્યમા ઘણોએક સુધારો કર્યો હતો, ખાનગી મિલ્કતનો બચાવ કરવામા એ સર્વથી પહેલો હતો તેના ખાસ હુકમ વગર કોઈ પણ મનુષ્યના પ્રાણ હરણ કરવાની કે ફાંસીની શિક્ષાનો હુકમ પણ આપવાની કોઈ પણ અમલદારને સત્તા ન હોતી. આ પ્રમાણે જોતાં તેઓનો સુલતાન અકલમદ અને રૈયતને પસંદ પડે તેવો હતો, ત્યારે તેઓમાં જે ભય ફેલાયો હતો તેનું કારણ શુ હતુ?

એ શહેરમાં ૧૮૦૫ના પ્રારભથી એવી બૂમ ફેલાવા માંડી હતી કે, બોસફોરસ નદીને કિનારે હંમેશના કરતા વધારે મડદા તણાઈ આવે છે. દરેક શખ્સ જાણતો હતો કે, તે દેશના જુનુની ભર્તાઓ અને શેઠો, પોતાની નિમકહરામ અને બેવફા ઓરતો કે દાસીઓથી છૂટા પડવા સારુ તેમને કતલ કરી તેમનાં મડદાંને બોસફોરસ નદીની અંદર નાંખી દેતા હતા; અને તેથી જ જ્યારે મડદાં કિનારે ઘસડાઈ આવતાં, ત્યારે તેઓ અજાયબ થતા ન

હોતા. ઇસ્તમ્બુલવાસીઓને તેવા મડદાં જોવાની જાણે એક જાતની ટેવ જ પડી ગઈ હતી, પણ આ છેલ્લાં બે વરસથી તો તેમની સખ્યામાં ઘણો જ મોટો વધારો થયો હતો, તે એટલે સુધી કે, હવે તેઓની ખાતરી થવા લાગી કે શહેરમાં કોઈ પણ સ્થળે સખ્યાબધ ખૂનો થવા માડ્યા છે. વધારે અજબ જેવુ અને ગુચવણભરેલુ એ હતું કે, તે મડદાઓમા એક પણ સ્ત્રી નજરે પડતી ન હોતી, પણ તે સઘળાં પુરુષોનાં જ હતાં. જેમ જેમ વખત જતો ગયો તેમ તેમ તેઓની બીકમાં વધારો થતો ગયો. અને ભેદ વધારે ને વધારે ભયકર થતો ગયો. આખરે ઘણીએક તપાસ કીધા પછી કેટલીએક વાતો તેમની નજર આગળ ખુલ્લી થતી ગઈ ઘણી વેળા નિર્દય ભર્તાઓ પોતાની સ્ત્રી અથવા રાખેલી રાંડોને તેમની બેવફાઇને માટે શિક્ષા કરવા સારુ કતલ કરી તેમના મડદાંને કોથળાઓમા ઘાલતા અને કોથળાનું મોઢુ બાધી બોસફોરસ નદીમા જરાપણ દયા લાવ્યા વગર ફેંકી દેતા હતા કોઈ કોઈ વેળા સુલતાન પોતે પોતાના કરેલા ધારામાં તે વિષે સખત મનાઈ હોવા છતા પણ, છૂપી રીતે ઇતરાજીમા આવે ત્યારે પોતાના જનાન-ખાનાના માણસોને મરાવી નાંખતો. એ કારણ સારુ ફાસાનો ઉપયોગ કરવામા આવતો હતો, પણ હમણા જે મડદા તણાઈ આવતા હતા, તેમાં કોથળા કે ફાસાનો ઉપયોગ માલમ પડતો ન હોતો. તેઓને તરવાર અથવા એવા જ બીજા તીક્ષ્ણ શસ્ત્રવડે મારી નાંખવામાં આવેલા જણાતા હતા અને તેઓની ઉપર ઓચિંતો હુમલો કરી દગાઇથી મારવામા આવ્યા હશે, એવુ ધારવામા આવતુ કારણ કે તે પ્રત્યેકની ગરદન ઉપર તલવારના જખમ માલમ પડતા હતા. બીજુ અજબ જેવુ એ હતુ કે, તેઓ સઘળા જવાન અને ખુબસૂરત મરદો હતા. તેઓની ઉમર ઓછામા ઓછી અઢાર વર્ષની અને વધતામા વધતી ત્રીશ વર્ષની જણાતી હતી. વળી તેઓ જૂદી જૂદી જાતના હતા તેઓમાના કોઈ તુરકી, કોઈ આરમીનીયન, કોઈ યાહુદી, કોઈ યૂનાની અને કોઈ ફ્રેંચ પણ નજરે પડતા હતા. વળી તેઓના શરીર ઉપરથી કીમતી જવાહિર અને સોનાના સિક્કાથી ભરેલી કોથળીઓ પણ મળી આવતી હતી. એ ઉપરથી ખુલ્લુ જણાતુ હતુ કે, એ ખૂનો નાણા મેળવવાની નીચ લાલચથી કરવામાં આવતાં ન હોતાં. વળી બધાં મડદાના શરીર ઉપર એક જ જગાએ જખમ માલમ પડતો હતો. તે ઉપરથી પણ અટકળ બાંધવામા આવતી હતી કે, એ સઘળાં ખૂનો એક જ જગાએ થતાં હશે. છેલ્લાં બે વર્ષની મુદતમાં એક કરતાં વધારે જવાન માણસો એ પ્રમાણે મરણ પામ્યાં હતાં. એ સખ્યા તો બોસફોરસ નદીને કિનારે તણાઈ આવેલાં મડદાં ઉપરથી ગણ-વામા આવી હતી, ને બીજે માર્ગે પણ એ જ નદીથી મારમોરાના સમુદ્રમાં

કેટલાં બધાં ઘસડાઈ ગયાં હશે, તેનો તો શુમાર જ ન હોતો. સેંકડો કુટુંબો-તવંગર તેમ જ ગરીબ—કોઈ બિરાદરને માટે, તો કોઈ પોતાના ભાઈને માટે કોઈ ફરજંદને માટે, તો કોઈ પોતાના બાપને માટે વિલાપ અને શોક કરતાં બેઠાં હતાં.

એ ભયંકર ભેદના મૂળ વિષયમાં હજારો જૂદી જૂદી અટકળો કરવામાં આવતી હતી. પણ તેમાંની એકે સત્ય ઠરી નહિ. પ્રથમ તો એવું ધારવામાં આવતું હતું કે, એ ખૂનો સુલતાનના દરબારમાં થતાં હશે, પણ તે વિચાર તેઓએ તરત જ ફેરવી નાંખ્યો, કારણ કે આબરુદાર અને જવાન તવંગર મરદો, જેઓના ખૂન થયા હતા, તે કોઈ પણ કારણસર સરકારને પીડાકારક થઈ પડે, એ તો નહિ બની શકે એવું હતું. એકવાર આપણે કબૂલ કરીએ કે, તેઓ સરકારને પીડાકારક થઈ પડ્યા હતા, તોપણ તેઓને એવી છૂપી રીતે મારી નાખવાનું શું કારણ હતું? તેઓએ સરકારનો એક પણ ધારો તોડ્યો હોય તો, જાહેરમાં મારી નાખવાને સુલતાનના હાથ પકડવાની તાકત કોણ ધરાવતું હતું? તેવું કંઈ જ હતું નહિ. વળી કેટલાકોએ એવી અટકળ બાંધી કે યહૂદી લોકો પોતાના ધર્મ સંબંધી જુનૂનનું વેર તુર્કી અને ખ્રિસ્તી લોકો ઉપર લે છે! પણ જ્યારે તે મડદાંમાં જવાન અને ખુબસૂરત યહૂદી અને ઈસ્રાયલ લોકોનાં મુડદાં પણ જોવામાં આવ્યાં, ત્યારે તેઓને પોતાનો વિચાર તરત જ ફેરવી નાંખવાની ફરજ પડી સારાંશ કે કોઈ પણ ચોક્કસ વર્ણના લોકો ઉપર આરોપ મૂકી શકાય તેમ ન હોતું. તે મડદાંમાં સઘળી વર્ણનાં મડદા તણાઈ આવતાં હતા. આટલા બધા ખૂન ક્યા થતા હશે, અને તે ખૂનનો કરનાર કોણ હશે? તેમ કરવાની તેની શી મતલબ હશે? તેઓએ એવો તે શો અપરાધ કીધો હશે કે, તેઓને આવી છૂપી અને દેખીતી દગલબાજીથી મારી નાખવામાં આવ્યા હતા, અને તેમની લાશોને કોઈ પણ પ્રકારની ક્રિયા કરી ભૂમિદાહ કરવાને બદલે, બોસફોરસના વાદળિયા રંગના પાણીમાં સમાધિ લેવડાવવામાં આવતી હતી? લોકોએ કરેલી સર્વ અટકળો એક પછી એક ખોટી પડી. સૌથી હોશિયાર અને અક્કલમંદ માણસોની અટકળો અટકી ગઈ, અને કાબિલ માણસોની બુદ્ધિ આગળ ચાલી શકી નહિ; તર્કોનો અંત આવ્યો. જેમ જેમ ઉંડા વિચારો કરતા, તેમ તેમ તેઓ વધારે ગુંચવાઈ જતા, સર્વે કોઈ ડોકું ધુણાવવા અને ખભા ચડાવવા મંડી ગયા. કોઈ પણ માણસ ખાતરી ભરેલો જવાબ દેવાની હિંમત કરતું ન હોતું. ગરીબ અને તવંગર, ઘરડા અને જવાન, સર્વે કોઈ ગુંચવણમાં આવી પડ્યા. આખા શહેરમાં ખૂન, ખૂન અને ખૂન સિવાય બીજી વાત થતી ન

હોતી. તવગરના મહેલમાં તેમ જ ગરીબની ઝુપડીમાં એ જ બાબતની ચર્ચા ચાલી રહી હતી. એક માણસ શહેરના એક નાકેથી બીજે નાકે જઈ આવે, તેટલા વખતમાં એકસો જૂદાં જૂદાં માણસો સાથ એ જ બાબત ઉપર વાત કરવાને તેને રસ્તામાં ઉભુ રહેવું પડતું હતું. ટુકામાં કોન્સ્ટેન્ટીનોપલના દરેક રહેવાસીના જીવમાં દેહશતે મજબૂત ઘર કીધુ હતુ. દરેકનો ચહેરો બ્હીકનો માર્યો તેજ વગરનો થઈ ગયો હતો. જેમ જેમ દિવસ જતા ગયા, તેમ તેમ મડદાની સખ્યા ઓછી થવાને બદલે, દરરોજ અજબ જેવી રીતે વધતી જતી હતી.

પોલીસના સત્તાવાળાઓ રાત અને દિવસ જૂદા જૂદા પોશાકો પહેરી એ ખુનોનો પત્તો મેળવવા માટે ઘણી જ સખ્ત મહેનત કરતા હતા. કોઈ રાતના, તો કોઈ દિવસના, કોઈ ઘોડા ઉપર, તો કોઈ પેદલ, કોઈ ખેડુતના પોશાકમા, તો કોઈ અમીરના લિબાસમાં, કોઈ સ્ત્રીના પોશાકમાં, તો કોઈ હીજડાના લિબાસમા, એવી એવી અનેક રીતે અનેક પ્રકારની કળા કરી, પોલીસના છૂપા દૂતો રાત અને દહાડો શહેરના એક નાકાથી બીજા નાકા સુધી ભટકતા હતા તેઓએ પોતાથી બનતા સઘળા ઉપાયો કરી જોયા, પણુ તેઓ સર્વ નિષ્ફળ નીવડ્યા. ન્યાયાધીશો, કોટવાળો અને સુલેહના અમલદારો સુદ્ધા એ ખુનના મૂળ કારણુને શોધી કાઢવાની કોશિશ કરવામા પછાત રહ્યા નહિ તેઓ પોતાના મનમાં વિચાર કરવા લાગ્યા કે, આ શહેરના રહેવાસીઓ હાલના સુલતાનથી અને તેણે બાંધી આપેલા કાયદાઓથી સતોષ પામેલા છે, પણ આજ બબ્બે વર્ષ થયા તેઓ ભયકર ભેદનો ખુલાસો મેળવી શકયા નહિ તો હવે લોકો સુલતાનને વિષે, તેના ધારા અને તે ધારાના હિમાયતી વિષે તેમ જ પોલીસની હોંશિયારી વિષે શો વિચાર કરશે વારુ? જો એનુ કારણુ શોધી કાઢવામા આપણે શરમ ભરેલી રીતે પછાત પડ્યા તો સુલતાન પોતે આપણા વિષે શો વિચાર કરશે વારુ? એવી મનમાં બ્હીકથી તેઓ પોતાના જીવની પણુ દરકાર ન કરતાં મધ્યરાતના પોતાનું નરમ બિછાનુ અને મીઠી ઉઘ છોડી દઇને શહેરના ઉજ્જડ ભાગોમા ફરવા નીકળતા છતા પણુ તે સર્વની કોશિશ વ્યર્થ ગઈ. ખૂન તો જારી જ હતાં, ભેદ અજવાળામાં આવવાને બદલે અંધારામા છૂપાતો જતો હતો અને નગરવાસીઓમાં એટલી તો દેહશત ઉત્પન્ન થઈ કે, તેઓ પોતાના ધધા ઉપર જવાને પણુ હવે બ્હીવા લાગ્યા. કેટલાકો પોતાના વહાલા અને નજદીકના સગાંના મરણુને લીધે ઉશ્કેરાઇને, અને વળી સરકારે જે મોટું ઇનામ આપવાને જાહેર કીધુ હતુ તે મેળવવાની ઇચ્છાથી દીવાનાની

માફક અહીંથી તહીં ભટકવા લાગ્યા. જે શખ્સો અથવા સગાંસ્નેહીઓએ ગઈ જ કાલે જેમની સાથે બેસી ખાધેલું, તેમનાં ખૂન થયાની ખબર બીજે દિવસે પથારી છોડતા જ મળતી હતી! આ પ્રકારના મામલાથી કૉન્સ્ટેન્ટીનોપલ શહેર, મોટા ગભરાટમાં આવી પડે તો તેમાં કાંઈ પણ નવાઈ છે? એક જુલમી દેશ કે જ્યાં "માણસની મરજી એ જ તેનો કાયદો હોય છે" ત્યાંના રહેવાસીઓ આવી વખતે એક સપ થઈ બાદશાહની સામે બળવો ઉઠાવ્યા વગર રહે નહિ. પણ કૉન્સ્ટેન્ટીનોપલના રહેવાસીઓએ તેવુ કાંઈ પણ કીધુ નહિ, પણ તેઓ એક અવાજે બોલવા લાગ્યા કે, "આ લોહીની નદીનો ઝરો બંધ કરવાને બાદશાહ બંધાયલો છે. જો એક બાદશાહ કે, જે સર્વ શક્તિમાન્ છે અને સર્વે તરફ નજર રાખનારો કહેવાય છે, તે જો બબ્બે વર્ષ થયા પોતાનાં રાજ્યમા જે સખ્યાબધ ખૂનો થાય છે તેનો પત્તો મેળવી શક્યો નથી, તો તેવો બાદશાહ આપણને શુ કામનો?" એવી રીતે તવંગરો તેમ જ ગરીબ એક અવાજે બૂમો મારતા હતા. જ્યારે દરબારીઓએ જોયુ કે લોકોમા ઉત્પન્ન થયલી બેદીલીથી સુલતાનને વાકેફ કર્યા વગર હવે છૂટકો નથી; ત્યારે એક દિવસે, વડા પ્રધાને સઘળી વાતથી સુલતાનને વાકેફ કીધો. સુલતાન જાતે માયાળુ અને અક્કલમદ હતો, માટે તે દિવસ સુધીમાં જે ઉપાયો લેવામા આવ્યા હતા, તેના કરતા વધારે ચાંપતા ઉપાયો લેવાની હવે તેને ભારે જરૂર માલમ પડી. બીજે દિવસે સુલતાને એક દબદબા ભરેલી દરબાર બોલાવી અને પોતાના પ્રધાનો, દરબારીઓ તથા ધારાના સઘળા હિમાયતીઓને હાજર રહેવાની તાકીદ કીધી. સુલતાન પોતાના તખ્ત ઉપર બાદશાહી લિબાસ અને દમામમાં આવી બેઠો. પછી વડા પ્રધાનને હુકમ કીધો કે, કૉન્સ્ટેન્ટીનોપલના વડા ન્યાયાધીશને તરત જ મારી હુજૂરમાં ઉભો કરો. આ ન્યાયાધીશ જે અલબત ત્યા હાજર હતો, તે પોલીસનો લશ્કર અને સુધરાઈ ખાતાનો વડો હતો તેનું નામ હુસન હતુ. તે સાઠ વર્ષની ઉમ્મરનો વૃદ્ધ હતો, તેની સફેદ દાઢી છેક પેટ સુધી લંબાયલી હતી. પોતાના ઓહદા ઉપર બિરાજતી વખતે જે પોશાક પહેરવાની તેને ટેવ હતી, તે જ પોશાકમા તેણે સુલતાનની હુજૂરમાં દેખાવ દીધો.

રિવાજ પ્રમાણે હુસન, તખ્તના પગ આગળ લાંબો થઈ સૂઈ ગયો. તખ્તની પાયરી જેની ઉપર ઉંચી મખમલ જડી હતી, તેને ત્રણ વાર પોતાનું કપાળ લગાડી પ્રણામ કીધા બાદ, તે સુલતાનના ચહેરા સામુ જોતો હાથ જોડીને ઉભો. હુસનને માલમ પડયુ કે બાદશાહનો હમેશનો હસમુખો ચહેરો બદલાઈ ગયો છે. આજની મુખમુદ્રા ક્રોધાયમાન દેખાય છે.

સુલતાન બોલ્યોઃ—"અય! કંગાલ હુસન! મારી રાજધાનીના પોલીસ ખાતાનો સર્વથી મોટો ઓહદો તુ ભોગવે છે, અને તે છતાં પણ આજ બબ્બે વર્ષ થયાં મારા શહેરમાં જે આટ આટલાં ખૂન થાય છે અને સખ્યાબંધ મડદાં બોસફોરસ નદીને કિનારે ઘસડાઈ આવે છે—જેના વિચારથી જ મારા તેમ જ મારી રૈયતના બાલે બાલ ખડાં થઈ જાય છે—બેશુમાર કુટુંબોમાં હાયપીટ થઈ રહી છે—બાપ પોતાના દીકરાને માટે, માતા પોતાના પુત્ર માટે, ઔરત પોતાના વાહાલા ખાવિદને માટે છાતી કૂટતી અને વાળ વીખતી હું દરરોજ સાંભળુ છુ. બુઢ્ઢાઓ થરથર કપે છે, જવાન માણસોની છાતીમાં એ ખૂનની વાત તીર પ્રમાણે સાલે છે, (પગ અફાળીને) બોલ ત્યારે હુસન, એ સઘળાંનું કારણ શુ છે?" હાથ જોડી હુસને ઉત્તર આપ્યો, "ઓ નામવર બાદશાહ, તારા તાજ અને તખ્ત સલામત રહો અને પડજો તારા દુશ્મનોના શિર ખાકમા! આ ભયકર અને છૂપાં ખૂનો ઉપર મ કાંઈ જાણી જોઇને અખાડા કીધા નથી, પણ તેનુ કારણુ શોધી કાઢવા સારુ મેં બહુ બહુ ફાંફાં માર્યાં છે, પણ તે ફોકટ ગયા છે!"

આ જવાબથી વધારે ગુસ્સામા આવી સુલતાન બોલ્યો, "બસ, બસ, હું એ કઈ સમજતો નથી. મારી રૈયત એક અવાજે મારી આગળ ફરિયાદનો પોકાર કરે છે, અને તે કાંઈ વગર સબબનો નથી. આ સઘળાનો છેડો એકદમ લાવવો જોઇએ આજ બે વર્ષ થયા જે ભયકર ખૂનામરકી ચાલી રહી છે, અને જેની સાબીતી આપણે દરરોજ નજરો નજર જોઇએ છીએ, તે અલ્લાની કદુઆ આપણા દેશ ઉપર તોડી પાડવાને બસ છે—મારી રૈયત બેશક મારી સામે બળવો જગાવશે અને દુનિયાની બધી પ્રજાના નાકમાં ઉસમાન અલ્લીનુ નામ ગંધ મારતુ અને વાસ મારતુ થઈ પડશે. સાભળ, ઓ હુસન, અને તારા બાદશાહના આ શબ્દો ધ્યાનમાં રાખ, કે આ ખૂન મરકી કયાં, કેમ, અને કોણુ કરે છે, તેનું મૂળ કારણુ શોધી કાઢવા માટે હુ તને આઠ દિવસની મહોલત આપુ છુ, અને આજ પછી નવમી સવારના આફતાબ પોતાના કિરણુ આ જમીન ઉપર ફેંકે, તેની પહેલા જ, જો તને સોંપેલુ કામ તું બજાવી શકશે નહિ તો તારુ માથુ તારા ધડથી છુટું પાડવામા આવશે! અને તારા જ ઘરના દરવાજાપર એક લાકડીની ઉપર તારુ માથુ મૂકવામા આવશે કે, જેથી મારા બધા દરબારી અને ચાકર નફરો હવે પછી ચેતીને ચાલે કે, જેઓ પોતાના ઓહદાને લાયક બનતા નથી, તેઓને આવી રીતે શિક્ષા કરવામાં આવે છે."

સુલતાન જો કે ઘણો જ ગુસ્સામા માલમ પડતો હતો, તોપણુ અદરખાનેથી તે વૃદ્ધ ન્યાયાધીશ ઉપર દયા લાવતો હતો. કારણુ કે જે

સખ્સે તેની ચાકરીમાં પોતાની આખી ઉમ્મર ગુજારેલી, જે સખ્સને તે હમેશાં માન અને પ્યાર સાથે બોલાવતો હતો, તે જ સખ્સને આજે ભરદરબારમાં આવી રીતે કહેવાની તેને ફરજ પડી, તેને માટે તે ખરે-ખરો દિલગીર હતો. સુલતાને તેને હાથની ઇશારત કરી તેની હુજૂર-માંથી જતા રહેવાનો હુકમ કીધો. હુસનની મકદૂર નહોતી કે, સુલતાન આગળ એકપણ શબ્દ પોતાની તરફેણમાં બોલી બચાવ કરે! આખરે ઘણા દિલગીર ચહેરાથી પ્રથમની માફક ત્રણવાર નમન કરીને પાછો પોતાની જગાપર જઈ બેઠો. બાદશાહે દરબાર બરખાસ્ત કીધી, સર્વે પોત-પોતાના ઓહદા અથવા મુકામ ઉપર ગયા. સુલતાન દરબારમાંથી ઉઠી પોતાના બે શાહજાદા મુસતફા અને મહમૂદ આગળ ગયો; અને દર-બારમા જે કાંઈ બન્યુ હતુ તે, તથા હુસન જેવા લાયકીવાળા ન્યાયાધી-શને જે હુકમ આપવાની તેને ફરજ પડી હતી તે સઘળુ, તેમને કહી સભળાવ્યુ. સુલતાનના બન્ને શાહજાદાઓને મહેલના ચોકસ ભાગ અને તેની આસપાસના બાગ સિવાય બીજે કોઈ પણ સ્થળે જવાની કે ફરવાની સખ્ત મનાઈ હતી. શહેરમા વસનારા કોઈ પણ સખ્સ કે સખ્સો સાથે કોઈ પણ બાબતમા સદેશો ચલાવવાની પણ સખ્ત મનાઈ હતી. તોપણ શહેરમા જે કાંઈ બનતુ, તેના સમાચારથી તેઓને વાકેફ કરવામાં આવતા હતા, માટે કોન્સ્ટન્ટીનોપલમાં ખૂનામરકીનો જે ભય ભરેલી દેહેશત પથરાઈ ગઈ હતી તેથી તેઓ અજાણ્યા ન હોતા. તેના બાપે તે ભયકર ભેદનુ કારણ શોધી કાઢવાની મતલબથી જે માર્ગ લીધો હતો, તેને માટે બન્ને શાહજાદાઓએ એક અવાજે સુલતાનના ડહાપણની પ્રશસા કીધી.

બીજી તરફ હુસન દરબારમાંથી નીકળી પોતાને ઘેર આવ્યો. દરબારમા બનેલી સઘળી વિગત પોતાની વફાદાર ઓરત તથા ખુબસૂરત દીકરી જુલયખાને, વગર ઢીલે જણાવી દીધી. તે સાંભળી તેઓ રડવા કૂટવા લાગી. તેઓને સારી પેઠે ખબર હતી કે, સુલતાન અક્કલમંદ અને નિપુણ હોવા છતાં તેની ઇતરાજીમાં જે આવે તેવા કોઈ પણ માણસનું ડોકુ ધડથી છૂટુ પાડવાને વાર લગાડતો નહોતો. હુસન લગાર ગુસ્સામાં બોલ્યો—“જે ભયકર ભેદનું કારણ શોધી કાઢવામાં મારા સૌથી હોશિ-યારમાં હોશિયાર અને કાબિલમાં કાબિલ પોલીસના ભેદુઓની અક્કલ હારી ગઈ છે, તે હુ આઠ દહાડાની ટુંકી મુદ્દતમાં તે શી રીતે શોધી કાઢુ? આજ તો એ છે અને કાલે ઉઠીને સુલતાન વળી કહેશે કે ‘પારસમણિ અને કીમીયાનો ભેદ શોધી લાવ!” ખુબસૂરત અને લાયકીવાળી જુલયખ

પોતાના બાપને દિલાસો આપતાં બોલી.–"મારા વહાલા પિતાજી, ત્યારે શું હવે એક ઉપાય બાકી રહ્યો નથી? શુ એવો એકાદો મિત્ર તમને નહિ મળી આવે કે જેની મારફતથી બાદશાહ તમારી ઉપર દયા લાવે અને પોતે કરેલો હુકમ રદ કરે?" હુસનની નિમકહલાલ સ્ત્રી બોલી,– "મારી પક્કી ખાત્રી છે, મારા દિલોજાન પ્યારા હુસન, કે મારો ભાઈ કદાચ પોતાની સત્તાથી સુલતાનના દિલમાં રહમ ઉત્પન્ન કરી શકશે."

હુસને દિલગીર ભરેલા ચહેરે બનેને ખુલાસો કર્યો, "તે ન બને તેવુ છે. જ્યારે વાત આટલી બધી વધી પડી છે કે સુલતાને પોતાની રાજધાનીના વડા ન્યાયાધીશને જાહેર દરબારમાં અને ભરમજલિસમાં ઠપકો આપવાને વાજબી વિચાર્યુ છે, ત્યારે હવે કોઈ કાળે પણ સુલતાનના દિલમાં દયા ઉત્પન્ન થાય એ ન ભૂતો ન ભવિષ્યતિ જ સમજવું" આટલું બોલે છે, તેટલામાં હુસનની સ્ત્રીએ તેને સ્મરણ કરાવ્યુ, "પેલો એક સખ્સ, જેને તમોએ એકવાર ઘણી જ કીમતી મદદ કીધી હતી અને જેણે વચન આપ્યું હતુ કે—" હજી તો તે પોતાનું બોલવુ પૂરુ કરી રહી નથી, તેટલામાં જ હુસન ખુશી થઈ બોલી ઉઠયો; "ખરે જ, તેની મદદ આ વેળા અમૂલ્ય થઈ પડશે! બેશક તે સુલતાન ઉપર ફાવી શકશે! પણ હવે વખત ખોવો જોઈતો નથી; કારણકે એકજ વખત પ્રાર્થના કરવાથી કાંઈ બાદશાહ પીગળનાર નથી. તેનો ક્રોધ શાંત કરવાને અને તેણે કીધેલો ભયકર હુકમ રદ કરવા માટે પુષ્કળ વખત, તેમ જ સમ્પૂર્ણ ચાતુર્ય ને બુદ્ધિની અગત્ય છે જેમ એક ડૂબતું માણુસ ફીણને વળગે, તે પ્રમાણે આપણે આ એક છેલ્લો ઉપાય કરી જોઈએ. પછી બચાવવુ અને મારવુ તો તે અલ્લાના હાથમા છે. લાવ પ્રિયા! ખડીયો, કલમ અને કાગજ લાવ, હું હમણાં જ તેના ઉપર એક ચિઠ્ઠી લખી કાઢુ કે જે આપણી જુલયખા લઈ જશે. પણ જે પુરુષ ઉપર હું આ ચિઠ્ઠી લખી આપુ છુ, તેની હુજૂરમા પોતાના મોંઢા ઉપર બુરખો નહિ રાખે તો તેની કઇ હરકત નથી. તે માયાળુ અને આબરૂવાળો ગૃહસ્થ છે, અને મારી પૂર્ણિમાના ચાંદ સરખી દીકરી તેના પગ આગળ ગુઠણ ઉપર પડી, આંખમાં અશ્રુ લાવી પોતાના બાપની તરફથી અરજ ગુજારશે તો તે કદી પણ રદ જવા દેશે નહિ."

જુલયખાએ જરા પણ આનાકાની વગર તરત જ તે ચિઠ્ઠી લઈ જવાનું કબૂલ કીધુ. હુસને ઝપાટામા ચિઠ્ઠી લખી કાઢી. જુલયખા પોતાની બે ગુલામડીને લઈને ઘરમાંથી બહાર નીકળી પડી. રિવાજ પ્રમાણે તેણે

પોતાના મોઢા ઉપર બુરખો નાંખ્યો હતો, અને ગુલામડીઓ પોતાની શેઠાણીનો દરજ્જો ભૂલી ન જતાં ફરફર ચાલતી હતી. કેટલાક મહોલ્લામાંથી પસાર થઇને તે સુલતાનના મહેલમાં જઈ પહોંચી. પોતાની ગુલામડીઓને બહાર જ બેસાવાનો હુકમ કરી પોતે અંદર ગઈ. જે જે ચોકીબાનો અને પહેરેગીરો તેને મળતા, તેઓના કાનમાં એક ચોક્કસ શબ્દ તે કહેતી અને તરત જ તેને માટે દરવાજા ખુલ્લા થઈ જતા હતા. એમ કરતાં તે મહેલના છેક અંદરના ભાગમાં જઈ પહોંચી. પૂછપરછ કરતાં તે એક ઓરડામાં ગઈ. ત્યાં એક બીહામણા દેખાવના ગુલામોની જાતનો એક શખ્સ ભભકાદાર કસબી પોશાક પહેરી બેઠેલો હતો. તેની છાતી ઉપર સોના અને રૂપાના ચંદિ ચળકતા હતા. તેનુ નામ કિસલાર આગા હતુ અને તેને હીજડાઓના સરદારનો ઓહદો આપવામા આવ્યો હતો તેના પગ આગળ જુલયખા ગુઠણુપર પડી અને પોતાના પિતા તરફથી મોટી આજીજી સાથે આંખમા આંસુ લાવીને અરજ ગુજારી. પહેલાં તો કિસલાર આગાએ ના પાડી. તે લગાર આનાકાની કરવા લાગ્યો, પણ આખરે તે બાળાના મધુર શબ્દોથી અને બેશુમાર આંસુઓથી તેના દિલમાં દયા ઉત્પન્ન થઈ. તેણે જુલયખાની અરજ કબૂલ રાખી તેને પાસેના એક ઓરડામાં લઈ જઈ કેટલીક વાર સુધી વાતચિત કીધી. જુલયખા એક કલાકની અંદર તે મહેલમાંથી બહાર આવી. એ વેળા કોઈ અજાણ્યા શખ્સે તે બુરખો ઉંચકી જોઈ હોત તો તેને માલમ પડ્યું હોત કે તેના ચેહેરા ઉપર આશા અને ખુશાલી પ્રકટ જણાતાં હતા. ગુલામડીઓ જેઓ દરવાજા બહાર ઉભી હતી તેઓને ઇશારત કરી પોતાની પાછળ ચાલવાને જણાવ્યું. તે હવે હરખાતી હરખાતી અને ઉતાવળે પગલે પોતાના ઘર તરફ ચાલી. તે ઘેર જઈ પૂગતાં પોતાના મા બાપને ગળે વળગી અને હર્ષના આંસુઓ વર્ષાવ્યાં હુસન તથા તેની સ્ત્રી પણ ખુશ ખુશ થઈ ગયાં. જુલયખા જોકે એક પણ શબ્દ બોલી નહિ, તો પણ પેલી ચિઠ્ઠીનું પરિણામ તેઓની તરફેણમાં ઉતર્યું છે, એવુ તેઓએ સ્વાભાવિક અનુમાન કીધુ. આશા અને ખુશાલીનાં આંસુ જુલયખાની ભમ્મર સરખી કાળી આંખોમાંથી તેના નરમ ગુલાબી ગાલ ઉપર અને ત્યાંથી તેની સુંદર જોબન ભરી છાતી ઉપર પડવા લાગ્યાં. જ્યારે તેઓ લગાર શાંત થયાં ત્યારે જુલયખાએ સુલતાનના મહેલમાં કિસલાર આગા સાથે થયેલી સર્વ વાતચિત કહી સંભળાવી. વળી તેઓએ પોતાની દેવાંગના સરખી અને પવિત્ર પુત્રીને પેટમાં ચાંપી. તેમ કરતાં હુસન બોલ્યો કે;–"મારી પ્યારી દીકરી જુલયખા, તારા જેવી એક ભલી અને વફાદાર બેટીનો હું પિતા છું, તેને માટે હું ખરે જ ગર્વ ધરાવુ

છુ. આજ સાંઝના તુ તારા મામાની દીકરીઓની* મુલાકાતે જજે. તેઓ તેમ જ તારા મામા, સુલતાને જે હુકમ આજે કીધો છે તેથી બેશક વાકિફ થયા હશે. એટલા માટે તુ ત્યાં જઈ તેઓને ખાત્રી આપજે કે, હજી કાંઈક આશા છે. કિસલાર આગા સાથની વાત છૂપી રાખી તુ તેઓને ફકત એટલુ જ જણાવજે કે, બાવા પોતાથી બનતા સઘળા ઉપાયો અજમાવી જોશે અને આઠ દિવસની મુદતમા જો તેઓ ભેદ ઉઘાડો પાડવામાં ફતેહ પામશે નહિ, તો નવમી સવારના પોતાના નસીબને આધીન થઈ એક સાચા મુસલમાનની માફક મોતની સન્મુખ જઈ ઉભા રહેશે.”

—————

## પ્રકરણ ૨ જુ.

### ત્રણ નૌજવાનો.

જે દિવસે ઉપલા બે બનાવો બન્યા, તે જ દિવસે સાઝે સુમારે પાચ છ કલાકને અમલે ઘણા જ ખુબસૂરત ચહેરાનો એક તરુણ તુર્કી સુદર લિબાસમા કૉન્સ્ટેન્ટીનોપલના મહોલ્લાઓમા નગરચર્ચા જોવા સારુ ભટકતો હતો. તેનુ સૌંદર્ય કોઈ પણ સ્ત્રીને અદેખાઈ ઉત્પન્ન કરાવ્યા વગર રહે નહિ એવુ હતુ તે બાવીશ વર્ષની ઉમ્મરનો નૌજવાન અને સરુની માફક ઉંચો, પણ સ્ત્રીના જેવો નાજુક જણાતો હતો. તેના વાળ કાળા આંખો પણ તેવા જ રગની અને એક સ્ત્રીના જેવી મોટી તથા ચળકતી હતી તેને દાઢી કે થોભીયા જેવુ કશુ હતુ નહિ, પણ તેની મૂછ, જેના તેણે બેઉ બાજુએ આકડા વાળ્યા હતા, તેથી તે બહુ જ ફક્કડ દેખાતો હતો આ જવાન શખ્સ, જાણે કોઈની શોધમા ફરતો હોય તેમ ધીમે ધીમે, બધી તરફ નજર કરતો ચાલતો હતો આખરે તે એક કાવાખાનાની આગળ આવી પહોંચ્યો. ત્યાની ખુસ્નુમા રોશનીથી લોભાઇને તે અદર ગયો. એક મેજ આગળ બેસીને તેણે ઈસ્તમ્બુલના લોકોના રિવાજ પ્રમાણે શરબતનો એક પ્યાલો મગાવ્યો. શરબત તરત જ હાજર કરવામાં આવ્યુ. પછી હુક્કો સળગાવવાનો હુકમ કીધો અને હુક્કાની ગુરગુડી મોઢામા મૂકી ધૂમાડો કાઢવા લાગ્યો

* હસનની બાયડી તે દોલતખાન પાશા (જેને વિશે આગળ લખવામા આવશે તે) ની બહેન હતી એ પાશાની બે છોકરી હતી જેની મુલાકાતે જુલયખા વારે-ઘડીએ જતી હતી.

કાવાખાનાના આગલા ઓરડામાં તેના સિવાય બીજા બે માણસો બીજી મેજ પર બેઠા હતા. તેઓના ભભકાદાર પોશાક ઉપરથી તેની ખાત્રી થઈ કે, તે બને ગ્રીક હતા. તેઓ પણ તેના જેવા જ જવાન હતા અને પોતપોતાના પોશાકમાં ખૂબ દમપર હતા, ફક્કડ પણ હતા. તેની સામેની મેજ ઉપર દ્રાક્ષમદિરાથી ભરેલી સુરાહી અને પ્યાલા મૂકેલાં હતાં. પેલો તુર્કી જુવાન અંદર આવ્યો, તે પહેલા તેઓ વાતચિતમાં ગિલતાન થઈ ગયલા હતા, પણ જેવો તે મેજ આગળ આવીને બેઠો કે તરત જ તેઓએ વાત કરવાનુ બધ રાખી, તેની તરફ લગાર ધ્યાન રાખી જોવા માંડયુ. બનેએ, વિચાર કરી તેની સાથે વાત કરવાનો ઠરાવ કીધો. તેઓ પોતાની મેજ છોડી પેલા જવાન તુર્કીની મેજ આગળ ગયા. અરસપરસ સલામ અકરામને તાજીમ તવાજે થઈ અને તેઓ ત્યાં બેઠા.

વાતચિત ઉપરથી પેલા જવાન મુસલમાન તુર્કને માલમ પડયુ કે, પેહેલા તેણે ધાર્યું હતુ તેમ તેઓ કાંઈ ભાઇઓ નહિ હતા, પણ માત્ર એક એકના મિત્ર હતા, તેમના નામ લુકસ અને જુલીયન હતાં. પહેલો બીજા કરતા માત્ર એક વરસે વડો હતો તેનો પોશાક ઘણો ખરો સ્કાટલડ દેશના હાઇલેંડર લોકોના પોશાક જોડે મળતો આવતો હતો. તેની કમ્મરે ઉચો કસબી પટો હતો અને તેની અદર બે ખજર, જેની મૂઠોમા હીરાઓ જડેલા હતા, તે ખોસેલાં હતાં, તેના માથા ઉપર એક નાની ટોપી હતી. તેના સોબતી જુલીયને પણ તેવો જ સુદર પોશાક પહેર્યો હતો, બને દાઢી વગરના હતા, પહેલાની મૂછ લગાર મોટી અને બીજાની જરા ઓછી હતી વાત કરતા માલમ પડ્યુ કે લુકસ અને જુલીયન બનેએ એક જ શાળામાં કેળવણી લીધી હતી. બને આબરુદાર કુટુબોના વશજ હતા અને તેઓનાં માબાપે તેઓને મુસાફરી કરવા સારુ મોટી ખુશી સાથે રજા આપી હતી. તેઓએ સૌથી પહેલાં કોન્સ્ટેન્ટીનોપલમાં જવાનો ઠરાવ કીધો હતો અને જો કે તે શહેરમાં આવ્યાને એક પખવાડીયુ થયું હતુ, તો પણ હજી સૂધી તે છોડી જવાનો વિચાર પણ તેઓએ કર્યો ન હોતો. હવે પેલા જવાન તુર્કે પોતાનો હેવાલ કહેવાનું શરુ કીધુ. તે બોલ્યો; "તમો તો આજ પદર દિવસ થયા અત્રે આવ્યા છો, પણ હું તો આજે જ સવારના અહીં આવી પહોંચ્યો છું. બીજી બાબતમાં મારો હેવાલ તમારા હેવાલને મળતો આવે છે, કારણ કે મારી મતલબ પણ મુસાફરી કરવાની છે. મારું નામ ખલીલ ઉસમાન છે," લુકસ અને જુલીયન, જેઓ પોતાનો દારુ મેજ ઉપર મૂકી ઉઠયા હતા, ત્યાંથી ઉંચકી લાવી ખલીલની પાસે બેઠા. ખલીલે પોતાના

શરબતમાંથી તેઓને થોડું થોડું આપ્યું. પણ પોતે તેઓનો દારુ પી શક્યો નહિ. તે મુસલમાન હોવાથી દારુ તેને મનથી હરામ હતો. ખલીલ બોલ્યો; "ભાઇઓ, આ શહેરમાં જે અફવા ઉડી રહી છે, તે તમોએ બેશક સાંભળી જ હશે. તમોએ તમારી મુસાફરીના પહેલા મુકામ તરીકે કોન્સ્ટેન્ટીનોપલને પસંદ કીધું, તેને માટે તમો પસ્તાતા હશો, નહિ વારુ? હું પોતે તો કબૂલ કરછું કે જે ભય ભરેલી અફવા થોડા જ કલાક થયા મેં સાભળી છે, તેની જો મને પહેલાંથી ખબર હોત તો આ શહેર તરફ કદી પણ હૂં પગલુ ભરત નહિ!

લુકસે કહ્યુ, "તમે શાને વિશે બોલો છો તે અમો જાણીએ છીએ. પણ બ્હીને પાછા હટવા કરતાં, આપણુને ઘટે છે કે તે ભયંકર ભેદનો ખુલાસો મેળવવાને મોટી હોંસથી પ્રયત્ન કરવો કદાચ એવુ પણ બનશે કે, આપણે તે શોધી કાઢવામા ફતેહ પામીશું, તો પછી તમને માલમ નથી કે સરકાર તરફથી મોટુ ઇનામ મળવાનો ઠહેરે કર્યો છે, તે મેળવવાને ભાગ્યશાળી થઈશુ? વળી તે ઈનામ એટલુ તો મોટુ છે કે એક માણસ પોતાની આખી જિંદગી સૂધી સુખચેન, મોજ મજાહ અને દોર દમામ સાથે બસર કરી શકે."

ખલીલ,-"એવુ કાંઈ મારા સાંભળવામા આવ્યુ છે ખરુ, પણ તે અલ્લાનો હુ ઉપકાર માનું છુ કે તેણે મને જોઇએ તે કરતા પણ વધારે આપ્યુ છે. વળી એવી ખટપટમાં પડવાની મારી જરાએ મરજી નથી. તો પણ બીજા જવાન શખ્સોની પેઠે આપણે પણ કદાચ સપડાઇ જઇએ, તેને માટે ઘટતી સાવચેતી રાખવી એ સારી વાત છે."

લુકસ-"પહેલે જ દહાડે જ્યારે અમે અત્રે આવ્યા ત્યારે, સાંઝની વેળા એક બનાવ બન્યો, અને જો ખૂનામરકીની વાતની અમોને ખબર હોત, તો અમો કદી પણ તેમાં એટલા જલદીથી ઝોકાવી દેત નહિ" ખલીલે તે બનાવથી વાકિફ થવાની ઇચ્છા દર્શાવવાથી લુકસે કહ્યુ કે,-"મેં હમણા જ જણાવ્યુ; કે, અમો અત્રે પદર દિવસ થયા આવ્યા છીએ. અમો જે વેળા આ શહેરમા દાખલ થયા તે વેળા સૂર્ય અસ્ત પામવાની તૈયારીમાં હતો. જુલીયન થાકી ગયો હતો માટે, અને વળી પોતાના ઘોડા ઉપરથી પડી ગયો હતો તેથી, એનું શરીર સઘળુ કળતુ હતું. તે ઉતારા ઉપર જ પડ્યો રહ્યો, અને હુ શહેરની રચના જોવા સારુ બાહાર નિકળી પડ્યો. હુ એક મહોલ્લામાંથી જતો હતો, તેવામાં મને એક ઉમ્મરે પહોંચેલી આઘેડ વયની બાઇ મળી તેણે મને એક ઘરની નિશાની પૂછી. મેં જણાવ્યુ કે, હુ આ શહેરમાં પહેલ

વ્હેલો જ આવ્યો છુ, માટે તને ખાત્રી ભરેલો જવાબ આપી શકતો નથી." એ જવાબ સાંભળી તે બાઈ ચાલી જવાને બદલે ઉલટી મારી સાથે વાત કરવા લાગી, અને મારી ખુબસૂરતી તથા જવાનીની અતિશય તારીફ કરવા લગી હુ તેને છોડી દઈ ચાલી જવાનો વિચાર કરતો હતો, તેવામાં તે બોલી, 'આહા! મારી વહાલી શેઠાણી જ તમારા જેવા જવાન અને ખુબસૂરત મરદ સાથે વાત કરવાને પોતાના દરજ્જાથી ઉતરતુ સમજશે નહિ. પણ ઉલટી તમારી ઉપર ફિદા ફિદા થઈ જશે!" આ સાભળી મને ખૂબ હસવુ આવ્યુ મેં પૂછ્યુ કે 'તારી શેઠાણી કોણ છે?' કારણ કે આવી સોના જેવી તક, જે મારા હાથે આવી હતી તે જતી નહિ મેલવાને અને તે તકનો લાભ લેવાને મારુ મન થયુ. મેં ધાર્યુ કે, લક્ષ્મીબાઈ ચાંલ્લો કરવા આવી છે તો મોઢુ ધોવા જઇશ, એટલામા તે ગેબ થઈ જશે, પણ મિત્ર ખલીલ, તમને ફરીથી જણાવુ છુ કે, હાલની બનામરકીની અફવાથી હુ તે વેળા તદન નાવાકિફ હતો, નહિ તો હુ વધારે સાવચેતી રાખત. મેં જયારે તેની શેઠાણીનુ નામ પૂછ્યુ, ત્યારે તે પોતાના નાક ઉપર આગળી મૂકી લગાર શરમાઇને હસવા લાગી અને મને વધારે વાર આશ્ચર્ય ન દેખાડવાનો જાણે હુકમ કરતી જણાઈ મે કહ્યુ કે, 'જો મને તારી શેઠાણી આગળ લઈ જશે તો હુ તને વધારે સવાલ પૂછીશ નહિ.' તે જાણે આનાકાની કરતી હોય તેવી જણાઈ પછી આ શહેરમા આવવાની મારી મતલબ તથા મારી ખાનગી હાલત વિશે તેણે કેટલાએક સવાલો પૂછ્યા અને મારા જવાબથી તેની ખાત્રી થતા તેણે મને પોતાની પછવાડે દૂરથી ચાલવાને જણાવ્યુ રાત ઘણી ખુશનુમા હતી, આકાશ ઉપર વાદળાની છાયા ન હોતી થોડી જ વારમા અમે એક નદીના કિનારા આગળ જઇ પહોંચ્યા નદીમા ઉતરવાને સારુ પથ્થરની સીડીઓ બાધેલી હતી તે સીડી ઉપરથી અમો નીચે ઉતર્યા અને એક મછવો કે જેની અદર બે કાળા ગુલામો બેઠા હતા, તેમા અમે બને બેઠા. તરત જ પેલા ગુલામો હલેસા મારવા મડી ગયા હવે સઘળુ ચુપાચુપ થઈ ગયુ હલેસાં મારવાનુ જારી જ હતુ, અને આવી રીતે વગર વિચારે અને વગર ઓળખાણે, એક તદન અજાણ્યા શહેરમાં, તે પણ વળી પહેલી જ રાતના, એક અજાણી સ્ત્રી સાથે જવાનુ મેં સાહસ કીધુ અને તે માટે હુ મારી મૂર્ખાઈ ઉપર હસવા લાગ્યો, પણ હવે પાછુ ફરાય એવુ ન હોતું. આ તો દેખીતું જ હતુ કે, પેલી પ્રપચી સ્ત્રીએ મારી સાથે વાતમાં પડવાની મતલબથી ઉપર લખ્યુ છે તેમ એક ઘરની નિશાની પૂછી હતી. જે નદીમા અમારો મછવો હકારાતો હતો, તે ઓમફેરસ નદી હતી. સુમારે અડધા કલાકના અરસામાં

અમારો મછવો એક નાળામાં પેઠો. તેની આજુબાજુએ તથા માથા ઉપર તરેહવાર વેલીઓ ઉગી હતી. અમે જાણે એક પહાડના બોગદામા જતાં હોઇએ તેમ અમને લાગ્યુ અને થોડી જ વારમાં અમો એક પત્થરની સીડી આગળ જઈ પહોંચ્યાં. અમો તે સીડી ઉપર ચઢ્યા. તેણે મને જેમ બને તેમ ધીમેથી ચાલવાને અને ઝાડની ડાળીઓનો ખખડાટ નહિ કરવાને આજ્ઞા આપી. ચાલતાં ચાલતા અમો એક બાગમાં આવી પુગ્યા. સામે નજર કરતાં એક ઇમારત મારી નજરે પડી, પણ કોઈ માણસ મારી નજરે પડ્યુ નહિ. ઘરનું આગલુ બારણું બધ હતુ હું ધારતો હતો કે, એ બારણુ ઉઘાડી અમો અદર જઇશુ, પણ તેટલામા તો પેલી સ્ત્રીએ બીજો માર્ગ પકડ્યો, અને મને પાછલી તરફના બારણા આગળ લઈ ગઈ. એ બારણુ પણ બધ હતુ, તો પણ તેની કુચી તે સ્ત્રી પાસે હતી, જેવડે તેણે બારણુ ઉઘાડ્યુ, તે પહેલા પેઠી અને હુ તેની પછવાડે પછવાડે ચાલ્યો. અમે એક દાદર આગળ આવી પુગ્યા, જેના કઠેરા ઘણા જ શોભાયમાન તથા નકસીદાર હતા અને જેના પગથીઆ ઉપર ગાલીચો જડો લાધો હતો હર ઘડીએ તે સ્ત્રી નાક ઉપર આગળી મૂકી મને ધીમે ધીમે ચઢવાની તાકીદ કરતી હતી. આખરે અમો એક લાબી ચાલમા આવી પૂગ્યા મારા જમણા હાથ ઉપર તેમ જ ડાબા હાથ ઉપર એકેક બારણુ હતુ ચાલમા એક દીવો બળતો હતો. પેલી સ્ત્રી તે બ બારણામાનું એક ઉઘાડવા જતી હતી, તેવામા કોઈ વસ્તુ જમીન ઉપર પડેલી જોઇને એકાએક ચોકીને પાછી હટી મારા મનમા એમ આવ્યુ કે, તેણે જમીન ઉપર સાપ પડેલા જોયો હશે, પણ જમીન ઉપર નજર કરતા મને શુ દેખાયુ ' મોરોકોના ચામડાની સપાટની એક જોડ '!"

અત્રે ખલીલ હસીને બોલી ઉઠ્યો, "હા હા, સારી પેઠે હુ સમજુ છુ હુ મુસલમાન હોવાથી મને એ નિશાનીના મતલબની ખબર હોવી જ જોઇએ. જ્યારે એક પુરુષ પોતાની સ્ત્રીના ઓરડામાં જાય છે, ત્યારે તે પોતાની સપાટ ઉંબરાની બહાર મૂકી જાય છે, એવા મતલબથી કે કોઇબી પારકા પુરુષે બોલાવ્યા વગર અદર દાખલ થવુ નહિ"

લુકસ –"પણ એ વાતની મને તે વેળા ખબર નહોતી. જ્યારે સાપને બદલે મારી નજરે એક સપાટ પડી ત્યારે જેવો હુ ખડખડ હસવા જતો હતો, તેવામાં બારણાનો હાથો હાલવા લાગ્યો અને જાણે અદરથી કોઈ માણસ બહાર આવવાની તજવીજ કરતુ હોય તેમ લાગ્યુ પણ પેલી સ્ત્રી જાતે ચાલાક હોવાથી તરત જ મારા હાથની પહોંચી પકડી સામેનું બારણુ આસ્તેથી

ઊઘાડી, મને તેણે તેની અંદર હડસેલી દીધો. બ્હીકનો માર્યો, તેણે જે કંઈ કીધુ તે મેં કરવા દીધુ. તે એક અધારો ઓરડો હતો, અને તેમાં વળી બારણુ બધ કરવાથી તદ્દન અધારુ થઈ ગયુ. પેલી ઘરડી સ્ત્રી મારી સાથે ઓરડામાં દાખલ થઈ ન હોતી. હુ ત્યા એકલો જ હતો. શુ કરવુ તે સૂઝે નહિ થોડી એક પલ વહી ગઈ નહિ હશે, એટલામાં હુ વિચારમા પડ્યો. બારણુ ઉઘાડી નાસી જવાનો વિચાર કરતો હતો, પણ સારું થયુ કે મે તેવુ કઈ જ કીધુ નહિ, કારણુ કે તેમ કરત તો પછવાડેથી જે મજાહ પડી, તે હુ ભોગવવાને ભાગ્યશાળી થાત નહિ એટલામા કોઈ માણુસનો મને અવાજ સભળાયો કે,–"અમીના, અમીના, (ચીરડાઇને) એ રાડ કયા મરી ગઈ?" રખેને ઘરનો ધણી–કારણુ કે એ અવાજ ઘરધણીનો જ હશે એવુ મે ધાર્યુ–મારા ઓરડામા ધસી આવે, એ બ્હીકથી હુ થરથર ધ્રૂજવા લાગ્યો પણુ એટલામા તરત જ મારા ઓરડાનુ અદરનુ એક બારણું ઉઘડયુ અને સામુ ફરીને જોયુ તો મેં પૂનમના ચદ્ર સરખી એક લાવણ્ય-મયી સ્ત્રીને મારી સમક્ષ ઉભેલી દીઠી. તેની અતિ સુદર મુખાકૃતિ જોઈ હુ જે જગ્યાએ ઉભો હતો ત્યા જાણે સ્તબ્ધ થઈ ગયો હોઉં! એમ લાગ્યુ. તેના મોઢાપર બુરખો નહોતો તે પોતે પણુ મારું સ્વરૂપ જોઈ અજબ થતી ઉભી થોડીવાર સૂધી અમે એક શબ્દ પણ બોલ્યા વગર એકએકની સામે તાકયા જ કર્યું પણુ આખરે તેણે મારી નજદીક આવવાની હિમ્મત કીધી, અને બોલી 'ઓ જવાન પુરષ! તુ કોણુ છે? અને અહીં શુ કરે છે? આ સ્ત્રીના બોલવાનો અવાજ સાભળી બીજી સ્ત્રી તે જ બારણામાથી નીકળી આવી, જે તેના જેવી જ ખુબસૂરત હતી તેમના મોઢા ઉપરથી મને લાગ્યુ કે, તેઓ બન્ને બહેનો હશે હુ ત્યા શી રીતે આવ્યો, તે મેં થોડા જ બોલોમા તેમને કહી સભળાવ્યુ, જે સાભળી તેઓ આશ્ચર્ય પામી અને એકમેકની સામે જોઈ મારા ચહેરા સામુ ગભીરાઇથી અને લગાર શરમા-ઇને જોવા લાગી. હવે જે સ્ત્રી પહેલી આવી હતી અને જે બેમા મોટી દેખાતી હતી, તે આગલુ બારણુ બધ કરવાને દોડી ગઈ. એ પછી જે ઓરડામાથી તેઓ નીકળી આવી હતી ત્યા મને તેડી ગઈ હુ મોટી ખુશી સાથે ગયો. એ ઓરડો મોટો અને સારી રીતે શણુગારેલો હતો. વળી વચ્ચોવચ્ચમા ગુલાબના પાણીનો એક ફુવારો ઉડતો હતો તે બન્ને બહેનો–જેઓની ઉમર ધારવા પ્રમાણે આસરે ૧૯ અને ૧૭ વરસની હશે–એ પોતાનો બુરખો નાંખવાનો જરાએ પ્રયત્ન કીધો નહિ. કારણુ કે, મેં એક-વાર તેમનો ચહેરો જોઈ લીધો હતો, માટે પછવાડેથી બુરખો નાંખવો ફોકટ હતો. તેઓ બન્ને જણી એક નરમ કોચ ઉપર બેઠી અને મને

પોતાની વચ્ચે બેસાડ્યો. મારી સઘળી વાત ફરીથી સાંભળવાને તેમણે પોતાની ઇચ્છા દર્શાવી. મેં તેમની વિનતિ માન્ય રાખી અને તેમને વિગતવાર કહી સભળાવી. પુન તેઓ અજબ થઇને મારા મુખ સામુ જોવા લાગી થોડીવાર પછી તેમણે મને જણાવ્યુ કે, જે સ્ત્રી મને બોલાવી લાવી હતી તેનુ નામ અમીના હતુ, અને મારી મુલાકાત તેમની મા ઇસિમીલડા સાથે થવાની હતી, પણ અમીનાએ તેમના બાપનો અવાજ સાંભળી, બ્હીકથી મને આ ઓરડામાં સંતાડ્યો હતો. તેઓ ઇસિમીલડાને પોતાના બાપની પત્ની તરીકે ગણતી હતી, તેથી મે તેમને પૂછ્યુ કે, તે તમારી મા થાય કે નહિ? તેમણે મને જણાવ્યુ કે, અમારી મા મરી ગઇ છે અને ઇસિમીલડા ભાગ્યે ૨૫ વર્ષની ઉમ્મરની હશે મારી વાત તેમના બાપને નહિ જણાવવાને મેં તેમના કાલાવાલા કીધા કારણ કે મારો પોતાનો, ઇસમીલડાનો તથા અમીના (જે હવે મને માલમ પડ્યુ કે એક કુટણી હતી તે)નો જીવ જોખમમા હતો. મોટી બહેન બોલી કે, આખી દુનિયાને ખાતર પણ અમે તને ઉઘાડો પાડીશુ નહિ. કારણ કે તેમ કરવાથી અમે તારી સોબતથી જે મજાહ ભોગવવા ઇચ્છીએ છીએ, તે અમને ફરીથી મળશે નહિ. આ એક જનાનખાનું છે અમો બદસૂરત હીજડા ગુલામો સિવાય બીજા કોઇપણ પુરુષને નજરે જોઈ શકતી નથી બલકે કોઇપણ પુરુષ અત્રે આવવાની હિમ્મત કરી શકતો નથી હુ આ જવાબ સાભળી ઘણો જ ખુશી થઈ ગયો, અને મારી બન્ને નવી સખીઓના નામ પૂછ્યા. મોટીનુ નામ ગુલનાર અને નાનીનુ નામ તહેમીના હતું વળી તેમણે મને એમ પણ જણાવ્યુ કે, જે પુરુષને અમીના, અમીના, કરી હાક મારતા મે સાભળ્યો હતો તે બીજો કોઈ નહિ પણ તેમનો બાપ દૈલતબાન પાશા જ હતો. મેં તેમને પૂછ્યુ કે તમે અમીના વિષે શુ કરવા માગો છો, અને હવે પછી મારાથી શી રીતે તેમના ઓરડામા દાખલ થવાશે? ગુલનારે જવાબ દીધો કે, અમીના હવે અમારા હાથમા ઠીક સપડાઈ ગઈ છે અને અમે તેને જે કહીશુ તે કરવાની તેને ફરજ જ પડશે અને એક વાર જો તારા અત્રે આવ્યાની ખબર ઇસિમીલડાને પડશે, તોપણ તને ઉઘાડો પાડવાનુ તેની શક્તિની બહાર છે.

હુ ઘણો ખરો ગુલનાર સાથે જ વાત કરતો હતો મેં તેમને જણાવ્યુ કે હુ કોન્સ્ટેન્ટીનોપલમાં એક મિત્રની સાથે આવ્યો છુ, અને તહેમીના સાથે તેની ઓળખાણ કરાવી આપવાની મેં રજા માગી. તેમણે તે મોટા હર્ષ સાથે કબૂલ કીધુ, અને હવે ટુકમાં કહુ તો તેમણે અમીના સાથે એવી

ગોઠવણુ કીધી કે, આ પંદર દિવસની મુદતમાં અમે કઇ નહિ તો પણ સાત વખત જનાનખાનાની સહેલ કરી આવ્યા હોઇશું મારા મિત્ર જુલીયન વિષે હુ કઈ કહી શકતો નથી, પણ મારા વિષે એટલુ જ કહેવાનુ છે કે, જો હુ કોઈ પણ દીવસે પરણુ તો, મારી પ્યારી ગુલનાર સિવાય બીજી કોઇ સાથ પરણનાર નથી, એ સત્ય કરી માનવું

પણ પાછળથી મને માલમ પડયુ કે, જુલીયને પણ તેવા જ જુસ્સાથી આગદ લીધા છે કે, તહેમીના સિવાય બીજી કોઈ સ્ત્રી તેનો પ્રેમ મેળવી શકશે નહિ.

ખલીલ–મારા જવાન દોસ્તો, દૌલતખાન પાશાના જનાનખાનાની ખાનગી વાતો મારા જેવા એક પારકા શખ્સની આગળ વગર ઢીલે કહી દીધી છે, તો હુ ધારુ છુ કે, તેમ કરવામા તમોએ કાંઈ પણ મતલબ રાખ્યો હશે.

જુલીયન–પ્યારા મિત્ર, તેમ જ છે અને તે અમે ખુલ્લા દિલથી કબૂલ કરીએ છીએ. હવે અમે અમારો હેતુ તને સમજાવીએ છીએ. ગઈ પરમ રાતે અમારી અપ્સરા જેવી સુદરીઓ જ્યાં હતી, ત્યા જ આજ રાતે અમે ફરીથી જનાર છીએ. પણ એક બીજી જવાન સ્ત્રી તેમની સહી કે સગી–તેની મને પક્કી ખબર નથી, તેમની સાથ આજ ગને રહેનાર છે. આ જવાન સ્ત્રીને તે બન્ને બહેનો સાથે એટલુ તો સહિયારું બધાયુ છે કે, તેમના ઘરમા તે જ્યારે ગમે ત્યારે અને ગમે તેટલી મુદત સુધી આવી રહે છે હવે આ સ્ત્રી અમારી મુલાકાતથી મોડી વહેલી પણ વાકિફ થશે, એમા કઈ જ શક નથો, તોપણ ગુલનાર અને તહેમીના પોતાની ખાનગી વાત તેને જણાવવા આનાકાની કરે છે. વળી અમને જણાવવામા આવ્યુ છે કે, તે પૂનમના ચદ્ર સરખી ખુબસૂરત છે અને વળી આજ સૂધી કોઇ પણ પરાયા પુરુષ સાથે પોતે પ્રેમથી બંધાઈ નથી એટલુ જ નહિ પણ તેના મુખારવિદનુ દર્શન તેનાં માબાપ તથા નિકટના સગા સિવાય બીજો પારકો માણુસ આજની ઘડીસૂધી કરવા પામ્યો નથી

ખલીલ હસીને બોલ્યો, "આહા! હવે મને સમજ પડી. હુ ધારુ છુ કે હવે એક ત્રીજા મિત્રની જરૂર પડી છે કે, જેથી કરી સુખ અને ખુશાલીનો ઝરો વગર અડચણે સતત વહેતો રહે. ત્યારે શુ તેનું નામ જુલયખાં* છે કે? કેવુ મીઠું નામ! અને ઘણું ખરું એવુ બને છે કે, મીઠુ નામ ધરા-

*જુલયખા નામની જે છોકરી વિશે આ જગોએ લખવામા આવ્યુ છે તે કોઈ જ નહિ પણ પેલા વડા ન્યાયાધીશ હસનની દીકરી સમજવી.

વનારી સ્ત્રીઓ સુંદર અને લાયકી ભરેલા ગુણો ધરાવે છે. પણ એ જુલયખા કોણ છે? શું એ પણ કોઈ પાશાની દીકરી છે કે? હું કસમ ખાઈને કહુ છુ કે, પાશા અને એવા જ બીજા અધિકારીઓની બેટીઓ સાથ છુટ લેવી, એ કાંઇ ખાવાનું કામ નથી."

લ્યુકસ–"તેનુ નામ જુલયખા છે, અને તે અત્યત ખુબસૂરત છે. એ સિવાય એ તુર્કી છોકરી વિષે અમે બીજુ કાંઈ પણ જાણતા નથી; પણ બિરાદર ખલીલ! આ કાવાખાનામાં પગ મૂકતાં જ તારો ચહેરો જોઈ અમે પોતે અજબ થઈ ગયા હતા, માટે અમે હિમ્મતથી કહીએ છીએ કે, જુલયખાને તારા કરતા વધારે ખુબસૂરત અને લાયકીવાળો સોબતી ભાગ્યે જ મળી આવશે "

ખલીલ થોડીવાર સૂધી વિચાર કરતો હોય તેવો દેખાયો અને પછી બોલ્યો –"ઠીક છે ગૃહસ્થો, હુ તમારી સાથે આવવાને મોટી ખુશી સાથે કબૂલ થાઉં છુ તમારો સોબતી થવાને જાણે પરવરદિગારે મને આ કાવાખાનામા મોકલ્યો હોય એમ લાગે છે અને તેટલા માટે હુ દિલગીર થવાને બદલે ખુશી થાઉં છુ પણ હવે તે પ્યારી અને રૂપવતીના મહેલમા આપણે કયારે પધારીશુ ?"

લ્યુકસ–"ચાલો, હમણા જ જઇએ, વખત પણ થયો છે." તેમણે પોતાના દારૂ તથા શરબતને પૂરાં કરી આકડો ચૂકવી આપ્યો, અને તે ત્રણે જવાન ગૃહસ્થો કાવાખાનામાંથી સાથે બહાર નીકળ્યા.

—☆☆☆☆—

## પ્રકરણ ૩ જું

## દૌલતબાન પાશાનું જનાનખાનું

તેઓ આડાં અવળા મોહોલ્લાઓમાથી પસાર થયા, લ્યુકસ જે ખરા માર્ગથી જાણીતો હતો તે આગળ ચાલ્યો, અને જુલીયન ખલીલની સાથે ચાલતો હતો તેવામા રસ્તામાં તેમને ઘણાએક પહેરેગીરો અને પોલીસના છુપા જાસૂસો મળ્યા તેઓ પેલા ભયકર ભેદનુ કારણ અને ખુલાસો મેળવવાના મતલબથી ત્યાં ભટક્તા હતા, એવુ તેમની હીલચાલ ઉપરથી માલમ પડ્યુ. દરેક પહેરેગીર અને ચોકીબાન, રાહદારીઓને એક-એકથી છૂટા નહિ પડવાને ચેતવણી આપતો હતો, કારણ કે જે શહેરમાં બબ્બે વર્ષ થયા ખૂનામરકીનો શોર મચી રહ્યો હતો ત્યાં એકલા ભટકવુ અને તે પણ વળી રાતની વેળાએ, એ અતિ ઘણુ જોખમભરેલુ હતુ તેઓ

ઉપની ચેતવણી જવાન માણસોને જ ઘણું કરીને આપતા. કારણ કે, બોસફરસ નદીને કિનારે જે મડદાં જ તણાઈ આવતાં હતાં તે સઘળા જવાન અને ખુબસૂરત પુરુષોનાં જ હતાં. થોડી જ વારમાં તેઓ નદીને કિનારે જઈ પહોંચ્યા, એક મછવો, જેમા બે કાળા ગુલામો બેઠા હતા, તે ખોટી થતો હતો તેઓ મછવામા બેઠા અને ગુલામોએ હલેસા મારવાનુ શરુ કીધું. ચદ્ર આકાશમાં પૂર્ણ રીતે પ્રકાશતો હતો અને એની રોશનીથી કોન્સ્ટ-ન્ટીનોપલની ઊંચી ઇમારતોનો પડછાયો પાણીમાં પડતો હતો. મીનારા, દેવલો, ઊંચી ઇમારતો, આસપાસની ટેકરીઓ, કિનારા ઉપરનાં અને બદર ઉપરના વહાણોનુ આબેહૂબ ચિત્ર પાણીમાં દેખાતુ હતુ. સુમારે અડધા કલાકમાં તેમનો મછવો એક નાળામાં પેઠો. એ નાળાની આસપાસ અને માથા ઉપર ઝાડપાનના વેલા ઊગાડી એક મેહેરાબ સરખો બનાવવામા આવ્યો હતો અને તેનુ લ્યુકસે પોતાની વાતચિતમા બારીકીથી વર્ણન કર્યુ હતું. તે ત્રણે શખ્સો સીડી ઉપર ચઢયા, જેને મથાળે પેલી દદા અમીના તેમને માટે ખોટી થતી હતી. તે હમ્મેશની માફક બે માણસો જોવાને બદલે ત્રણ જણાને જોઇને અજાયબી સાથે ચોંકીને બોલી–"આ ત્રીજો શખ્સ કોણ છે ?"

લ્યુકસ બોલ્યો "એ અમારો મિત્ર છે અને અમે પ્રથમથી જ ગોઠવણ કર્યા પ્રમાણે તેને અત્રે લાવ્યા છીએ અહીં આવ, આ લે અને હવે વધારે સવાલ પૂછી ના " અમીનાએ તરતજ હાથ લબાવ્યો, લ્યુકસે તેના હાથમાં કેટલાએક સોનાના સિક્કા મેલ્યા, જેથી તેણે ખુશી થઇને તેનો ઉપકાર માન્યો. જુલીયને પણ પોતા તરફથી કંઈક બક્ષીશ આપી પણ ખલીલે ધાર્યું કે હુ પહેલવેહેલા જ અત્રે આવ્યો છુ, માટે એ સ્ત્રીની મહેરબાની ખેંચી લેવા સારુ મારે લગારવધારે સખી થવુ ઘટે છે, માટે લ્યુકસ અને જુલીયને જેટલુ આપ્યુ તેના કરતા ત્રણ ગણુ પોતે આપ્યુ અમીના ખલીલનો ખુબ-સૂરત ચેહેરો જોઈ ઘણીજ ખુશ થઈ અમીના આગળ ચાલી અને તેઓ તેની પછવાડે ચાલ્યા. આખરે તેઓ પાછલા બારણા આગળ આવી પૂગા. અમીના પાસે એક કુંચી હતી તે વડે તે ઉઘાડયુ, અને તે ત્રણ પુરુષોને અદર લીધા પછી પાછુ બારણુ બધ કીધુ પેલા ગાલીચા જડેલા દાદરને માર્ગે તેમને તે ઉપર લઈ ગઈ, અને પોતાની શેઠાણી ઈસમીલડાના ઓરડાના બારણા આગળ આવી પૂગતા જ આજુબાજુએ જમીન ઉપર જોવા લાગી, એવી બ્હીકથી કે રખેને પાશાની સપાટ ઊંમરા આગળ પડી હોય. તે જોઇ ખલીલને હસવુ આવ્યું. આસપાસ કશુ ભય જેવું દેખાતુ નથી એમ નક્કી કરી તે વૃદ્ધાએ ઈસમીલડાના ઓરડાની સામેનું બારણુ જરા

પણ અવાજ કર્યા વગર ઉઘાડયું-પોતે બાજુએ ઉભી રહી-અને તે ત્રણે પુરુષોને અંદર દાખલ થવા દીધા. તે બારણુ ઉઘાડવાના અવાજથી તે જ ઓરડામાંનુ એક અંદરનુ બારણુ ઉઘડયુ, અને બે સુંદર છોકરીઓ નાચતી અને કૂદતી, હસતી અને રમતી તેમની પૂજા કરનારાઓની હજૂરમા આવી ઉભી રહી. ખલીલને હવે માલમ પડયુ કે, લ્યુકસે અને તેના મિત્ર જુલીયને ગુલનાર અને તહેમીનાનુ જે વર્ણન કર્યું હતુ તે કોઇ પણ રીતે અતિશયોક્તિભરેલુ ન હોતુ તે છોકરીઓ એક ત્રીજા શખ્સને જોઇને આશ્ચર્યથી જોતી ઉભી રહી પણ તરત જ પછી તે પુરુષના આવવાનુ કારણ તેમને યાદ આવ્યુ, તેથી વધારે વાર તેમણે આશ્ચર્ય બતાવ્યુ નહિ. ખલીલે બને છોકરીઓને નમીને સલામ કીધી, કે જેમણે તેવી જ ભલમનસાઈથી તે પાછી વાળી લ્યુકસે પોતાની ગુલનારને કોટી કીધી અને જુલીયને પોતાની તહેમીનાને છાતી સરસી દાબી. પણ તે છોકરીઓ લગાર શરમાઇને નીચુ જોતી હતી, કારણ કે તેઓ એક પારકા પુરુષની હાજરીમા ઉભાં હતાં તેમણે અરસપરસ કઇ વાતો કીધી, જે ઉપરથી તે છોકરીઓ ખલીલની પાસે ગઇ અને તેની ખાતરી કરી આપી કે, તેમનો મહેલ તેને માટે મુબારક હતો ગુલનાર બોલી-"અમારી બહેન જુલયખા પાસેના ઓરડામાં છે, અને મારી પકી ખાતરી છે કે, આ નવા મિત્રનો સુંદર ચહેરા અને પ્રિય વિનોદથી તે ઘણી ખુશી થશે પધારો આ ઓરડામા એકલા જાવ, અને જુલયખા સાથે પ્રેમ બાધો. અમે ચારે જણા અત્રે જ રહીએ છીએ. કારણુ કે ત્રણે મરદોના એકદમ દાખલ થવાથી તેની અચરજ તેમ જ બ્હીકનો પાર રહેશે નહિ"

આ તકનો લાભ લઇ ખલીલ વગર આનાકાનીએ અંદરના ઓરડામા ગયો. જુલયખા પોતાના મામા દૌલતખાન પાશા સિવાય કોઈ પણ પરાયા પુરુષને બુરખો પહેર્યાં વગર જોતી ન હોતી. તે ખલીલને દાખલ થતો જોઇને લગાર બ્હીને પાછી હટી. ગુલનાર હમેશની માફક આગલુ બારણુ બધ કરવાને વીસરી ગઈ ન હોતી વળી તે બંને બહેનોએ હજી સૂધી જુલયખાને લ્યુકસ અને જુલીયન વિશે એક શબ્દ પણ કહેવાની હિમ્મત ચલાવી ન હોતી. પેલા બને જવાનોની પકી ખાતરી હતી કે, ખલીલ પોતાની જાતિ ચચળતા અને હોશિયારીને લીધે જુલયખાનો પ્યાર અને ધ્યાન ખેંચવામાં જરૂર ફતેહ પામશે અને બન્યુ પણ તેમ જ.

આખરે, લ્યુકસ જુલીયન અને બન્ને બહેનો અંદર ઓરડામાં દાખલ થયાં અને જુએ છે તો ખલીલ, જુલયખા જે ગાલીચા ઉપર પાથરેલી

મખમલની નરમ ગાદીઓપર લગાર અઢેલીને સુતી હતી તેની આગળ, ગુઠણુ મડીને પડ્યો હતો અને જુલયખાનો ચહેરો ગુસ્સા ભરેલો દેખાવાને બદલે હસમુખો જણાતો હતો. તે બન્ને બહેનોના દિલમાં જે મોટી ધાસ્તી હતી તે હવે મટી ગઇ. જુલયખા બીજા બે પુરુષોનો ચહેરો જોઈ જરાએ ચમકી નહિ, કારણ કે ખલીલ તે વિષે તેને કહી ચૂકયો હતો. તે મરદોની તરફ તે જોકે અજબ થઇને નહિ, તોપણ લગાર શરમાઇને જોતી હતી. લ્યુકસ અને જુલીયનની ધારા પ્રમાણે જુયલખા સાથે અરસપરસ ઓળખાણ કરાવી આપવામાં આવી ત્યાર બાદ જુલયખા પોતાની બન્ને પિત્રાઇ બહેનો તરફ જોઇ લગાર હસતો ચહેરો રાખી બોલી—અરે! મારી સુન્દર બહેનો, આવી રીતના અચિંત્ય મેલાપથી પહેલાં હુ ઘણુા જ ગભરાટમા પડી હતી, તે બન્ને બહેનો લગાર ખુશ મિજાજમા આવી હસી પડી, અને પોતાના આશકો સાથ ગાદી ઉપર બેઠી. દરેક જોડુ પોતપોતામાં વાત કરતુ હતુ ખુબસૂરત ગુલનાર પોતાના જુવાન મિત્ર લ્યુકસની સાથે વાતમા હતી. પોતે બેઠી હતી અને લ્યુકસ તેણીની સોડમા પ્યારની વાતો કરતો ઉભો હતો વળી બીજીગમ તહેમીના પોતાનો એક હાથ, જુલીયન જે તેના પગ આગળ ગુઠણુ મડીને પડ્યો હતો તેના હાથમા આપીને બેઠી હતી. તે કસમ ખાઇને બોલતી હતી કે, તે જુલીયન સિવાય બીજા કોઈ મરદ સાથ પરણુનાર નથી. વળી જમીનની ઉપર મખમલની નરમ ગાદીઓ ઉપર જુલયખા અઢેલીને પડી હતી. તે ખલીલનાં પ્રેમવચનો ઘણુા જ ધ્યાનથી સાભળતી હતી.

મુસલમાની જનાનખાનામા દાખલ થવાની આ ત્રણુ જવાનોએ જે જોખમભરેલી હિમ્મત ચલાવી હતી, તથા આ ઔરતોએ પોતાના બાપનો હુકમ તોડીને આ ગૃહસ્થોને પોતાના ઓરડા મધ્યે દાખલ થવા દીધા હતા, અને તેઓને બધી રીતનું ઉત્તેજન આપ્યુ હતુ તે વિષે મનમા જરાએ બ્હીક રાખ્યા વિના તેઓ પોતાની પ્યારની વાર્તાચિતમા મશગૂલ થઇ ગયા હતાં.

દૌલતખાન પાશાની ઓળખ આપવાની જરૂર છે. તે અડધા શતકની ભરતીએ ભરાઇ ચૂકયો હતો, અને તેની લાબી દાઢીના વાળ તમામ સફેદ થઈ ગયા હતા. તે અતિ ઘણો જોરાવર પુરુષ હતો. તેનો દેખાવ ગભીર અને ભય ઉત્પન્ન કરે તેવો હતો. જો કે તેનામાં કોઇ પ્રકારની ઉચ્ચ બુદ્ધિ ન હોતી, તોપણુ લડાઇના કામમાં તેનો અનુભવ અને જ્ઞાન ઠીક હતા લશ્કરના અફસરજગનો ઓહદો તેને આપવામાં આવ્યો હતો અને

ઘણીએક લડાઇઓ જિતીને તેણે પોતાની બહાદુરી* સુલતાનને બતાવી આપી હતી, અને તે જ ઉપરથી તેને એક 'પાશા' નો ખિતાબ આપવામાં આવ્યો હતો. તે પોતાના ધર્મની સઘળી આજ્ઞાઓ ચુસ્તપણે પાળતો હતો; તોપણ દારુ, જે બીજા મુસલમાનોને મનથી હરામ હતો તે આ પાશાને મનથી હલાલ હતો! દુનિયાના બધા ભાગમા જે જે જાતના દારુઓ બનાવવામા આવે છે તે સઘળી જાતના દારુનો નોશ એ પાદશાહ કરી ચૂક્યો હતો. એનુ એક બીજુ ઘર શહેરમા પણ હતુ, જે તેણે પોતાના દરજ્જા પ્રમાણે અચ્છી રીતે શણગાર્યું હતુ. વળી તે મોટી દોલતનો માલિક હતો. પણ પોતાના બાગમા જ્યાં જનાનખાનુ હતુ, ત્યાં ફક્ત થોડા જ માણસો તેણે રાખ્યા હતા. જો તેની દીકરીઓ તે વેળા શહેરના મકાનમા રહેતી હોત તો તેમના પોતાના મિત્રોને બોલાવવાનુ ઘણુ જ મુશ્કિલ થઈ પડત, કારણ કે ત્યા ચોકીબાનો, પહેરગીરો, સીપાહીઓ, અને ગુલામોની સખ્યા એટલી બધી રહેતી હતી કે કોઇપણ મરદ ત્યા દાખલ થવાની હિમ્મત કરતો નહોતો પણ આ બાગમા તો તદ્દન જૂદુ જ હતુ, કારણ કે ત્યા જે ગુલામો રાખવામા આવ્યા હતા, તેઓ સઘળા લાલચુ અને પેલી મક્કાર સ્ત્રી અમીનાના તાબેદાર હતા

લગભગ એક કલાક સૂધી તે ત્રણે સુખી જોડાનો વખત વહી ગયો હતો. તે દરમ્યાન પાશા આવી પૂગશે તેની દરકાર કે વિચાર કર્યા વગર વાતો કર્યા કીધી, પણ એટલામા એકાએક આગલુ બારણુ જોરથી ઠોકાવાનો અવાજ તેમને કાને પડ્યો, અને તેઓ તરત જ પોતાની મધુર વાતચિત-માથી જાગૃત થયા. ગુલનાર અને તહેમીનાનો ચહેરો ફીકો પડી ગયો, અને તે થરથર ધ્રુજવા લાગ્યા તેઓ બોલ્યા "અમારો બાપ!" જુલયખા તરત જ ઉભી થઈ ને બોલી "મારા મામા" આ વખતે ખલીલ, તેને પકડી ન હોત તો તે બેશુદ્ધ થઈ ટૂટી પડત. બારણુ ઠોકાવાનુ જારી જ હતુ, હવે પાશાનો અવાજ સભળાયો તે બોલતો હતો કે અગરજો બારણુ તરત જ ઉઘાડશો નહિ તો બારણુ ભાંગી અમે અદર આવીશુ"

ખલીલે પોતાના બન્ને મિત્રોને તરત જ જણાવ્યુ કે, આપણે પાશાનો સઘળો ગુસ્સો આપણા શિર ઉપર ખેંચી લેવાને તૈયાર થવુ જોઇએ, અને તેટલા માટે એક એવી વાત જોડી કાઢવી કે, જેથી સઘળો ઠપકો આ નાજનીનોને ન મળતાં આપણને જ મળે. હ્યુકસ બોલ્યો; "ભાઈ, તારુ

* તુર્કી લોકો પોતાના પાશાને સુલતાન કહે છે, અને હાકિમ યા ગવર્નરને પાશાના નામથી ઓળખે છે

બોલવું વ્યાજબી છે. આપણે ત્રણે જણામાંથી સૌથી પહેલા મને બોલવા દેજો. સર્વેએ તે કબૂલ કીધુ, અને લ્યુકસ બારણું ઉઘાડવા દોડ્યો. કલની અંદર જ કુંચી હતી, જેથી તેણે તે બારણુ તરત ઉઘાડયુ.

—✲✲✲✲—

## પ્રકરણ ૪ થું
## દૌલતખાન પાશા

ચાલમા જે બત્તી બળતી હતી તેના અજવાળાથી લ્યુકસને માલમ પડયું કે પાશા પોતાના છ ગુલામોની સાથે આવ્યો છે, એ ગુલામોને તેણે તરત જ ઓળખ્યા, કારણ કે તેઓ હમેશા તેને માટે મછવો લાવતા હતા. તેમણે તરત જ પોતાનુ માથુ ધુણાવી ઇશારત કરી જણાવ્યુ કે, તેમણે પાશાને કાંઇપણ વાત જણાવી નથી લ્યુકસ તેમની ઇશારત તરત સમજી ગયો પાશા લ્યુકસને જોતાં જ મ્યાનમાથી તલવાર કહાડી તેની સામે ઉભો. લ્યુકસ અદબ વાળીને ગભીરાઇથી હિમત રાખી બોલ્યો; 'મારા મહેરબાન, તમારી નજરમા આવે તો મને મારો, પણ તે કામ એક વગર હથીયારવાળા માણસને માર્યા બરાબર થશે, કારણ કે તમે જુઓ છો કે મારી કમ્મરમાં પણ હથિયારો ખોસેલા છે, તોપણ આખી દુનિયાને ખાતર ખુબસૂરત ને નેકીવાળી ગુલનારના બાપની સામે હુ મારા હથિયારો ઉંચકનાર નથી!"

દૌલતખાન જે શૂરાતનને ચાહતો હતો તે, હવે લગાર નરમ પડ્યો. તેણે પોતાની તલવારને મ્યાનમા ખોસી તોપણ પોતાના ગુલામોને તેણે તેમને પકડવાનો હુકમ કીધો લ્યુકસે જરા પણ આનાકાની કીધા વિના પોતાને પકડવા દીધો. છએ ગુલામો તેની આસપાસ ફરી વળ્યા, પાશાનો બીજો હુકમ મળતા જ તેની કમ્મરમાથી હથિયારો છીનવી લીધાં. એ પછી પોતે પાસેના ઓરડા તરફ, હાથમા નાગી તલવાર લઇને ચાલ્યો, અને ગુલામોને પોતાની પછવાડે આવવાને જણાવ્યુ જેવો પાશા ઓરડામા દાખલ થયો કે તરત જ ગુલનાર અને તહેમીના તેના પગ આગળ ગુઠણુ મડીને પડી, અને તેમની ઉપર દયા લાવવાને આખમા આંસુ લાવીને વિનતિ કીધી. જુલયખાએ પણ ખલીલના હાથમાંથી હાથ છૂટા કરીને પોતાના મામાના પગ ઉપર પોતાનુ માથુ મૂકયુ, પણ એક શબ્દ પણ તેનાથી બોલાયો નહિ. જેવી રીતે લ્યુકસના હથિયારો છીનવી લેવામાં આવ્યાં હતા તેવી જ રીતે જુલીયન અને ખલીલના હથિયારો પણ પાશાના હુકમથી છીનવી લેવામાં આવ્યાં.

ખલીલ–"મારા મહેરબાન, અમો સારી પેઠે સમજીએ છીએ, કે હુજ્જત કરવી નકામી છે."

જુનિયન–"નામવર પાશા, અમે ભૂલ કીધી છે અને તેને માટે અમે મરવાને તૈયાર છીએ. સઘળો વાંક અમારો પોતાનો જ છે."

"મરવાને તૈયાર છો? ના, ના, હું તેમ કદી બનવા દેનાર નથી" એમ ગુલનાર અને તહેમીના બને એક અવાજે બોલવા લાગી, અને તે ત્રણે છોકરીઓ પાછી ઉઠી ઉભી થઈ

લ્યુકસ–"ઓ બુલંદ પાશા, અગર તમો થોડીવાર સૂધી મારુ સાંભળશો તો બેશક હું તમો નામવરની ખાત્રી કરી આપીશ કે આ ત્રણ છોકરીઓ તદ્દન બેગુનાહ છે અને તેમને જરાએ ઠપકો ઘટતો નથી તમારા ગુસ્સાનો સઘળો બોજો–અગર તમો ગુસ્સો કરવા ચાહતા હો તો તે મારી ઉપર પડવો જોઇએ"

પાદશાહ–"ઠીક છે ત્યારે, બોલ"

લ્યુકસ જાણે સઘળુ ખરેખર જ કહી દેવા માગતો હોય તેવો ડોળ ઘાલીને બોલ્યો કે,–"મારા બે મિત્રો અને હું અમે ત્રણે તવંગર, જવાન અને આબરુવાળા ગૃહસ્થો છીએ અમે મોજને ખાતર મુસાફરી કરીએ છીએ અને આ શહેરમાં આવ્યાને અમને ઘણા દહાડા થયા નથી આજ સાંજના ખાણુ ખાધા પછી અમો ફરવાને નીકળ્યા ફરતા ફરતા બોસફરસ નદીના કિનારા આગળ આવી પહોંચ્યા આસપાસનો દેખાવ એવો રળીઆમણો હતો કે પાછા અમારા મકાન તરફ ફરવાને બદલે અમે આગળ ચાલ્યા જ, એવામા તમારા બાગ આગળ આવી પહોંચ્યા. જ્યા અમે એક દરવાજો ઉઘાડો દીઠો તમારો બાગ અમને ઘણો જ શોભાયમાન લાગ્યો અને અમોએ આશ્ચર્યચકિત થઈ, આ બગીચાની શોભા નિહાળવાને અંદર દાખલ થવાની હિમ્મત કીધી આસપાસ કોઈ પણ અમને નજરે આવ્યુ નહિ તેથી અમે અટકળ કીધી કે બંગલાની અંદર હાલમા કોઈ રહેતુ નહિ હોય. અમો થોડીકવાર સૂધી બાગમા ફર્યા. એ પછી અમે થાકી ગયા, અમને પાણીની તરસ બહુ જ લાગી હતી, એવામા બંગલાનુ એક બારણુ ઉઘાડુ માલમ પડ્યુ તે ઉપરથી અંદર જઈ પાણી અથવા શરબત માગવાનો અમે ઠરાવ કીધો. એ વેળાએ આ મારા જવાન મુસલમાન મિત્ર ખલીલે મને તેમ કરતાં વાર્યો, અને આ જુલીયને પણ તેને ટેકો આપ્યો, પણ મેં તેમની સામે જિદ્દ કીધી અને જણાવ્યુ કે

થોડું ઠંડુ પાણી અને લગાર આસાયેસ લેવાની રજા માગવામા કાંઈ પણ અડચણ જેવુ નથી સખ્ત બોલચાલ પછી તેણે મારુ કહેવુ કબૂલ કર્યું. જો અમારામાથી એક જણ પણ જિદ્દ કરત, તો અમારાથી અંદર જવાત નહિ, કારણ કે આ શહેરમા જે ભય ભરેલી ખૂનામરકીની બૂમ ફેલાઈ છે અને જે અમારા સાભળવામા આવી છે, તે ઉપરથી અમે કસમ લીધા હતા કે, કદી પણ કોઈ કારણસર એકએકથી છૂટું પડવુ નહિ."

આટલીવાર જુલયખા પોતાના નવા સોબતી ખલીલની પાસે અડોઅડ ઉભી હતી, માટે પાશાએ તેને ડોળા ઘુરકાવી તરત જ દૂર ઉભી રેહેવાનો હુકમ કીધો

પાશા (લ્યુકસ તરફ જોઇને) "ચલાવ આગળ શુ બન્યુ?"

લ્યુકસ –"બાકીનુ થોડા જ શબ્દોમા કહેવાઈ શકાશે. અમે બગલામા પેઠા, દાદર ઉપર ચડ્યા, પહેલા જ બારણા આગળ આવ્યા કે તે અમે ઠોકયુ કશો જવાબ મળ્યો નહિ, અને અમોએ–સાહેબ, ખરુ કહુ તો મેં–અંદર દાખલ થવાની હિમ્મત કીધી. મારા દોસ્તો આનાકાની કરતા મારી પછવાડે આવ્યા અમો આ ઓરડામાં આવ્યા, જયા આ ત્રણ પરીચહેર ઓરતો અમારી નજરે પડી અમને જોઇને પહેલા તેમણે ચીચીઆરી પાડી, ત્યારબાદ હિમ્મત લાવી અમને ઓરડામાથી તરત જતા રહેવાને હુકમ કીધો. પણ નામવર પાશા, અમો તેમની ખુબસૂરતી જોઈ એટલા બધા મોહિત થઈ ગયા કે, અમારા જુસ્સાની લગામ અમારા હાથમાં રહી શકી નહિ તેમના હુકમ કે કાલાવાલાની દરકાર કીધી નહિ, ને અમો અહીંથી ખસ્યા નહિ, મારે ખુલ્લા દીલથી કબૂલ કરવુ જોઇએ છે કે, અમારી ચાલ ઘણી જ શરમ ભરેલી અને અપમાન આપનાર હતી. આ સુંદરીએ જોવુ કે, ગુસ્સાથી અથવા હુકમથી કશુ વળતુ નથી એટલે તેમણે અરજ વિનતિ અને છેલ્લે કાલાવાલા પણ કરવા માડ્યા. પણ પ્યારે અમારા જિગરમાં ઘર કીધુ હતુ અને અમોએ કસમ લઈને તેમને જણાવ્યુ કે, તેઓ સિવાય અમો બીજી કોઈ પણ ઓરત સાથ પરણનાર નથી. એવી રીતે અમો વાતચિત કરતા હતા, તેવામા કોઇએ બારણુ ઠોકયું અને બાકીનું તમો નામવરને માલમ છે."

પાશા–"પણ તુ પોતે (લ્યુકસ તરફ જોઇને) કોણ છે રે?"

લ્યુકસ–"મારુ નામ લ્યુકસ વાસીનો છે અને હુ નામવર સુલતાનની રૈયત છુ. મારો બાપ એક તવગર ગૃહસ્થ છે, જે આલબનીના પ્રગણામાં પોતાની મિલ્કત ઉપર ગુજારો કરે છે."

પાશા–"(જુલિયન તરફ જોઇને) અને તુ કોણ છે રે?"

જુલિયન–"મારૂં નામ જુલિયન મેડીલા છે, અને મારો બાપ લિમનોસના ટાપૂમાં એક તવગર વેપારી કહેવાય છે. તેટલા માટે હુ પણ નામવર સુલતાન સલીમની રૈયત છુ."

ખલીલ–"અને મારુ નામ ખલીલ ઉસમાન છે. મારો બાપ કારમિનિયાના પ્રગણાનો એક મોટો હાકિમ હતો તે ઘણો જ તવગર હતો અને તેના મરણ પછી તેની બાદશાહી દોલતનો હુ માલિક થયો છુ. વળી મેં આશા રાખી હતી કે, મારાં સારા નામ તથા મોટી દોલતથી હુ તમારી ખુબસૂરત અને લાયકીવાળી ભાણેજ જુલયખાનો હાથ મેળવવાને લાયક થઇશ, હું પણ નામવર સુલતાનની રૈયત છુ"

પાશા જે કાંઈ સાભળ્યુ, તે ઉપર ગભીરતાથી વિચાર કરવા લાગ્યો. તેણે તરત જ પોતાના બે ગુલામોને પોતાની મોટી દીકરી ગુલનારને પકડવાનો હુકમ કીધો ગુલામોએ ઘટતી સભાળ અને નરમાસથી તેમ કીધુ.

ગુલનાર–"પિતાજી, તમો શું કરવા માગો છો?"

લ્યુકસ–"મારા નામવર પાશા, તમોએ મેહરબાની કરી તમારા સઘળા ગુસ્સાનો બોજો મારા સરપર ખાલી કરવો."

તહેમીના–"અરે! પિતાજી! મારી બહેનને છોડી દ્યો–મારે ખાતર છોડી દ્યો"

જુલયખા–"વહાલા મામા સાહેબ, અગરજો આવી રીતે ગુસ્સામા આવી તમો દયા જેવા નામીચા ગુણને વિસરી જશો તો, યાદ રાખજો કે, તમને એક પળનુ પણ સુખ મળનાર નથી."

પાશાના કઠણ હૈયામા દયા ઉત્પન્ન કરવાને જુલીયને પણ પોતાની લૂલી હલાવવામા બાકી રાખી નહિ. હવે ખલીલ બોલવા જતો હતો, પણ તેવામાં પાશાહે પોતાના નાક ઉપર આગળી મૂકી, ડોળા ધુરકાવીને તેને મુગો રહેવાનો હુકમ કીધો અને ગુસ્સામા આવી બોલ્યો, "સાભળો ત્યારે, આટલી વાર સૂધી તમોએ જે કહ્યુ તે મેં સાંભળ્યા કીધુ તો હવે તમો પણ તેવી જ રીતે સાંભળો. તમારી ઉપર આ જનાનખાનાની પાકી જગ્યા ઉપર હુમલો કરવાનો વાંક મૂકવામાં આવે છે અને એવા તમારા વાકને માટે તમને કાંઈ જ શિક્ષા નહિ મળે એ તો નહિ બની શકે એવુ છે તુ લ્યુકસ વાસીલો તારા પોતાના જ કહેવા ઉપરથી એક મુખ્ય ગુનાહગાર છે, તુ જ–અગર જો તુ સાચુ બોલ્યો હોય તો–અને તુ સાચુ જ બોલ્યો છે એવુ માનવાને હુ બધાયલો છુ–હું કહું છું કે તારે લીધે જ આ તારા

મિત્રો ફસી પડ્યા છે, એટલા માટે સઘળી શિક્ષા તને મળવી જોઇએ છે અને તેં તારી ખુશીથી તારા મિત્રોના ગુનાહનો બોજો તારા માથા પર ખેંચી લીધો છે

લ્યુકસ–"મોટી ખુશીથી હુ મારા નસીબને આધીન થવાને તૈયાર છુ, પણ તે એવી કબૂલાતે કે તમારે બાકીના સઘળાને છોડી દેવા"

ગુલનારની દિલગીરીનો પાર રહ્યો નહિ–તેની છાતી ભરાઈ આવી અને તે જાર જાર રડતી બોલી, "પિતાજી! પિતાજી–"

પાશા–"હુ બાકીના સઘળાઓને છોડી દઉ છુ. પણ તું ગુનનાર કમજાત છોકરી, તને એકદમ શિક્ષામાથી બચાવવા માગતો નથી. તુ પોતે વડી છે માટે તારી બહેન અને જુલેખાને સારો ધડો શીખવવાને બદલે આવી રીતે તેમને પરાયા મરદોની મિજલિસમા સામેલ કીધા! ગુલામોને બોલાવી આ મરદોને પકડાવવાનુ કામ તારુ હતુ, પણ તેં તારી ફરજ વિસરી જઈ તેમને વધારે છૂટ અને ઉત્તેજન આપ્યુ. નાપાક છોકરીઓ! હુ જે વેળા અદર આવ્યો તે વેળા તમારા મોંઢા ઉપર બુરકો હતો જ નહિ!–આપણી પાક રસમના કાયદા કાનૂનોનો તમોએ દુરુપયોગ અને તિરસ્કાર કીધો છે ધિક્કાર છે તમને! આવી અભાગણી દીકરીઓ, ઓ અલ્લા! તુ કોઇને આપીશ મા. બધી રીતે જોતા ગુલનાર સઘળા ઠપકાને પાત્ર છે, અને જેવી રીતે લ્યુકસ વાસીલો પોતાના બે મિત્રોને ખાતર પોતાના જાનનો ભોગ આપવા તૈયાર છે તે જ પ્રમાણે તારી બહેન અને જુલયખાને ખાતર થોડી ઘણી શિક્ષા ખમવાને તારે પણ તૈયાર થવુ જોઇએ."

લ્યુકસ–"નામવર પાશા, તમોએ હમણું જ કબૂલ કીધુ કે, મારા સિવાય બાકીના સઘળાને છોડી દેશો તેનું કેમ?"

પાશા–હુ કાંઈ મારી દીકરીનો જાન લેવાની ઇચ્છા રાખતો નથી, પણ તેણે કીધેલા ગુનાહની શિક્ષા કરવા માટે અને હવે પછી આ બીજી છોકરીઓને ધડો મળે એટલા માટે તને મોતની જે શિક્ષા કરવામાં આવે છે, તે એ નજરે નજર જોશે."

ગુલનારે ભયની મારી એક ચીચીયારી પાડી. તે વેળા ગુલામોએ તેને મજબૂત પકડી ન હોત, તો જરૂર તે તેના બાપના પગ ઉપર પડત. તહેમીના પોતાની બહેનને સારુ શોક અને વિલાપ કરતી કોચ ઉપર બેસી ગઈ. જુલયખા પોતાના આશક ખલીલની તરફ જોયા કરતી હતી, એવી

ઇચ્છાથી કે તે કદાચ પોતાની બુદ્ધિથી યા બીજી કોઈ કળાથી પાશાના દિલમાં રહમ ઉત્પન્ન કરવામાં ફતેહ પામે."

ખલીલ–"અગર તમો નામવરની એવી જ ઇચ્છા હોય કે, અમારા કમનસીબ મિત્ર લ્યુકસ વાસીલોને મોતની શિક્ષા મળવી જ જોઇએ, તો મેહરબાની કરી અમને છેલ્લી વાર એકએકને મળવા ભેટવા દો. એવી અમારી નમ્રતા ભરી પ્રાર્થના છે."

પાશા–"આ તારી અરજ હુ નામજૂર કરી શકતો નથી તોપણ હવે ઉતાવળ કર, કારણ કે આ શરમ ભરેલા દેખાવનો જેમ બને તેમ જલદીથી છેડો લાવવો જોઇએ."

એમ બોલી પાશાએ ગુલામોને લ્યુકસને છૂટો મૂકવાનો અને તેનાથી દૂર ઊભા રહેવાનો હુકમ દીધો ખલીલ પાસે આવ્યો, પોતાના આગળા ઉપરથી એક વીટી સેરવી કાઢી–તેની ગરદનની આસપાસ પોતાના બને હાથ વીટાળ્યા અને ઘણા જ ધીમે સાદે બોલ્યો,–"પ્યારા મિત્ર, એ પ્રમાણે હિમત છોડી દેતો ના હુ તો નથી ધારતો કે, પાશા ખરેખર તને મારી નાખવા ચાહતો હોય. ધારવા પ્રમાણે છેક છેલ્લી ઘડી સૂધી તે તને ખાલી દમ ભરાવ્યા કરશે, તોપણ આખરે તને મારી મળશે! અગરજો એવુ માલમ પડે કે પાશા ખરેખર જ તારો જાન લેવા ઇચ્છે છે ત્યારે અને ત્યારે જ આ વીટી તેને બતાવજે–તે કોની તરફથી તને મળી છે, તે બેલાશક કહેજે અને તેની ચમત્કારિક અસર ઉપર ભરોસો રાખજે"

આવી રીતના શબ્દો ખલીલે પોતાના મિત્ર લ્યુકસના કાનમાં કહ્યા. જુનયખા શિવાય બીજા કોઇએ પણ ખલીલને પોતાની આગળીએથી વીટી કાઢતા અને લ્યુકસના હાથમા સેરવી દેતા જોયુ ન હોતુ તેણે ધાર્યું કે કદાચ લ્યુકસનો જાન બચશે આટલી વાર સૂધી સઘળાઓ એમ જ સમજતા હતા કે, ખલીલ પોતાના મિત્રને દિલાસો અને હિમત આપતો હશે, પણ તેથી કશુ પણ વધારે તેમના જોવામા કે જાણવામા આવ્યુ ન હોતુ. જુલિયને પણ હવે પાશા પાસે પોતાના મિત્રની છેલ્લી ભેટ લેવાની રજા માગી, જે તેને આપવામા આવી. જુલિયનને મનથી તો તે ઘડી છેલ્લી જ હતી, પણ લ્યુકસે તેના કાનમા કહ્યુ;–"મિત્ર જુલિયન! હિમત રાખ, કાઇક આશા છે."

સર્વે છૂટા પડ્યા. પાશાએ ગુલામોને લ્યુકસ અને ગુલનારને લઈ જવાનો હુકમ કીધો.

પેલી બુઢ્ઢી ઔરત અમીના, આ સમય સૂધી બારણા આગળ સતાઇને સઘળુ સાંભળતી હતી. તે ધ્રૂજતી હતી કે, રખેને ત્રણે શખ્સો

ખરેખરી કેરીયત જાહેર કરી દે. પણ જયારે તેણે લ્યુકસને મોઢેથી અચ્છી તાલમેલથી જોડી કાઢેલી વાર્તા સાંભળી, ત્યારે જ તેના કાળજામાં જીવ આવ્યો છેક છેલ્લી ઘડી સૂધી તેણે કાન દઈ સાભળ્યા કીધુ અને ત્યારપછી તે સામેના ઓરડામા જે ઓરડો પાશાની ઔરત ઈસમીલડાનો હતો ત્યા ચાલી ગઈ. તરત જ ગુલામો લ્યુકસ અને ગુલનારને લઈ ચાલ્યા. દૌલતખાન પાશા તેની પછવાડે જુલિયન અને ખલીલ સાથે ચાલતો હતો. તહેમીના તથા જુલયખાને ઓરડામાં એકલા રાખવામા આવ્યા. સઘળા ગયા પછી જુલયખા, તહેમીનાને બહુ બહુ પ્રકારે દિલાસા આપવા લાગી તે બોલી "વહાલી બહેન તહેમીના, આપણે ગમગીન થવાની કંઈ જરૂર નથી તે જીવશે-તેના જીવવાની સઘળી આશા છે. ખલીલ લ્યુકસના આગળા ઉપર એક વીટી પહેરાવી છે, જે વીટીની ખૂબીથી ચમત્કારિક રીતે તેનો જાન બચશે એ શિવાય હુ બીજુ કંઈ પણ જાણુતી નથી."



## પ્રકરણ ૫ મું

### ચમત્કારિક તિલસ્માત-જાન જવાનો સોદો.

આણી ગમ પાશાના ગુલામો લ્યુકસ અને ગુલનારની સાથે નીચે ઉતર્યાં, અને પાશા પોતે જુલિયન અને ખલીલને ભોય તળીઆના એક ઓરડામધે લઈ ગયો અને બોલ્યો "હુ પાછો આવુ ત્યાં સૂધી આ ઓરડામા જ રહેજો,' કારણ કે તમારા મિત્રને બોસફોરસના ઉંડા પાણીમાં ડૂબાવવાની નિશાની તમને દેખાડવા માગુ છુ, અને જે મકાનમાં દાખલ થવાની તમોએ હિમત ચલાવી હતી તેના ઉંમરાને ઓળગવાનો સુદ્ધા પણ હવે તમો વિચાર ન કરતા, તેને માટે તમને નસીહત તથા સાવચેતીના એકાદ બે શબ્દ સભળાવવા માગુ છુ વળી યાદ રાખજો કે, મારી થોડીવારની ગેરહાજરીમા આ જગ્યાએથી ન્હાસી જવાનો કદી પણ વિચાર કરતા નહિ, કારણ કે બારણાની બહાર ગુલામો નાગી તલવાર સાથે ચોકી કરે છે અને જરાપણ ઠગાઈ જેવુ નજર આવતા જ તમારુ શિર ધડથી છૂટુ પાડવાનો મેં તેમને હુકમ કીધો છે." એ પ્રમાણે બોલી તે પોતાના હમેશના દમામ પ્રમાણે ઓરડામાંથી બહાર નીકળ્યો અને બારણાને કળ દઈ તેની કુચી પોતાની પાસે રાખી.

ખલીલે હવે જુલિયનને પેલી વીંટીની બાબદથી જાણીતો કીધો, કારણ કે તે અત્યાર સૂધી તે વિશે કશુ પણ જાણતો નહતો. જુલિયન

તે સાંભળી ઘણો જ અજબ તેમ જ ખુશ થયો. કારણ કે તે એમ જ સમજતો હતો કે, તેણે લ્યુકસની છેલ્લી જ મુલાકાત લીધી હતી. ગુલામો જેઓ લ્યુકસ અને ગુલનારને લઇને બાગમા ઉભા હતા, ત્યાં દોલતખાન પાશા જઈ પહોંચ્યો. તેણે તેમના હાથ દોરડાવતી પછવાડે બાંધવાનો હુકમ કીધો, અને બે ગુલામોને ત્યા ઉભા રાખી બાકીના ચાર જણાને જે ઓરડામા જુલિયન તથા ખલીલને પૂર્યા, હતા ત્યાં સખત ચોકી રાખવાની તાકીદ કરી મોકલ્યા. પાશા નાગી તલવાર સાથે બન્નેની વચમાં ઉભો, કે જેથી કરી તેમને પરસ્પર વાતચિત કરવાનુ ફાવે નહિ. એક બાજુએ એક ગુલામ લ્યુકસનો હાથ જોરથી પકડીને ચાલતો હતો; પણ બીજો ગુલામ તો ફક્ત ગુલનારની બાજુએ ચાલ્યા કરતો હતો. ગુલનારને પેલી વીટી વિશે કશું જણાવવામા આવ્યુ ન હોતુ, કારણ કે લ્યુકસને તેના કાનમા એક પણ શબ્દ કહેવાની એક પણ તક મળી ન હોતી સર્વેએ બાગ પસાર કીધો, સીડી આગળ સહુ આવી પહોંચ્યા ત્યા મછવો તૈયાર હતો. અત્યાર સૂધી ગુલનારે એક પણ શબ્દ બોલવાની હિમત કીધી ન હોતી કારણ કે પાશાના ગુસ્સાથી તેની જીભલી જાણે ચોંટી ગઈ હોયની! તેમ તે મુગી જ રહી ગઈ હતી! પોતાની નજર આગળ મછવો જોયો અને નદીના પાણીના મોજા એક એક સાથ અથડાતા સાભળ્યા ત્યારે તેની શુદ્ધિ ઠેકાણે રહી નહિ એક ગુલામે તેને પકડી લીધી ન હોત તો તે જ જગાએ તે જમીન ઉપર પછડાઈ પડત ગુલનાર પાછી શુદ્ધિમા આવી જુવે છે તો મછવામા બેઠેલી છે, તેનો સોબતી લ્યુકસ તેની પાસે જ બેઠો છે, અને પાશા હજી સૂધી પોતાના ડાબા હાથમા નાગી તલવાર પકડી, પોતાનો જમણો હાથ પોતાના પેટ ઉપર મૂકી, ગુસ્સામાં અને દમામમા ઉભો હતો. મછવો અડધી નદી પસાર કરી ગયો હતો એવુ તેને માલમ પડ્યુ તેના હાથ હજી છોડવામા આવ્યા ન હોતા. લ્યુકસના હાથ પણ તેમ જ બાંધેલા હતા પેલા બે ગુલામો હલ્લેસા મારતા હતા, આસપાસનો દેખાવ બહુ રળિયામણો અને મનોરજક હતો, પણ ગુલનારને મનથી તે નકામો હતો પત્થર સરખા કઠણ હૈયાના માણસને પણ દયા ઉપજે તેવી રીતે તે પોતાના બાપના કાલાવાલા કરવા લાગી તે બોલી; "ઓ! પિતા, પિતા! અલ્લાને ખાતર તે જવાનનો જીવ બચાવો, નહિ તો આખી જિદગી સૂધી હુ રીબાયા કરીશ. ખુદાને ખાતર મારી ઉપર તથા આ જવાન માણસ ઉપર દયા લાવો"

પાશા ગુસ્સામા બોલ્યો -"ચુપ, કમજાત છોકરી, તારા આશકની કિસમતમાં મરવાનુ સરજેલુ છે અને તે કદી પણ બચી જનાર નથી."

ગુલનાર-(મનમા) 'અરે! ખુદા, થોડા વાર આગમજ કોને ખબર હતી કે, આ જુવાન માણુસની ઘોર ઓસફોરસના ભૂરાં પાણીમાં બનાવેલી છે? લલાટમાં શુ લખ્યુ છે, તેની કોને ખબર છે!

લ્યુકસ-"નામવર પાશા, આ મારા એક પૂરા જીવને ખાતર તમો નામવર આગળ અરજ ગુજારી તમને કટાળો આપવાની મારી ધારણા ન હોતી, કારણ કે મારી પછવાડે રડનાર કે કૂટનાર કોઈ જ નથી. મારાં મા બાપ છે, તેઓ ઘણા જ જઈફ ઉમ્મરે પુગ્યા છે અને તેઓ હવે ઘણા વરસ સૂધી જીવવાના નથી, મોડા કે વહેલા પણ એક જ વખત મરવુ તો છે ત્યારે શાને માટે બ્હીવુ જોઇએ? પણ હુ તમારી દીકરીને ખાતર અરજ કરું છુ કે, તમે અમારી ઉપર દયા લાવો. હુ જાણુ છુ કે, મેં ઘણો જ ભયંકર ગુનાહ કીધા છે, અને મુસલમાન લોકોના ધારા પ્રમાણે મને મોતની શિક્ષા થવી જોઇએ છે. છતાં પણ દયા, એ માણુસના સહુથી ઉત્તમ ગુણોમાંનો એક છે, માટે મને જીવનદાન આપો અને હું કસમ ખાઇને કહુ છુ કે, પ્રભાતમા સૂર્ય પોતાના ચળકતા કિરણો આ શહેર ઉપર ફેંકે, તેથા પહેલાં હુ કેટલાક માઇલ દૂર જઇશ, અને ફરીથી આ શહેરમાં પગ સુદ્ધાં મૂકવાની હિમ્મત કરીશ નહિ"

પાશા-"તારુ સઘળુ બોલવુ મેં ધ્યાન દઈ સાભળ્યું છે, પણ હું તારી અરજ મન્જૂર રાખી શકતો નથી ઘણી વેળા એવુ બને છે કે, એક શખ્સ ઉપર દયા બતાવવી, એ એક અજીમ ગુનાહ થઈ પડે છે. માટે તારા જેવા એક શખ્સ ઉપર દયા બતાવવી, એ હું પાપનુ કામ સમજું છુ તારી કિસનતના લેખ લખાઈ ચૂકયા છે, માટે મરવા અગાઉ તારે છેલ્લી નમાજ કરવી હોય તો, કરી લે, કારણ કે થોડી જ વારમાં આ નદીને તળીએ તારી ગોર થશે."

પાશાએ પેલા બે ગુલામોમાથી એકને મછવામાથી એક કોથળો કાઢવાનો હુકમ કીધો. તે પ્રમાણે તેણે છેક તળીએથી એક કોથળો ખેંચી કાઢયો, જે જોઇને ગુલનારે એક મોટી ચીચીયારી પાડી, પણ તેવામાં લ્યુકસે આ તકનો લાભ લઈ, તેના કાનમા આશા અને દિલાસાના શબ્દો કહ્યા, જે સાભળી ગુલનાર લગાર શાત થઈ. લ્યુકસ ફરીથી બોલ્યો -"ઓ નામવર અને આદિ પાશા, આ છેલ્લી વાર તારી દયા અને રહેમને માટે અરજ ગુજારું છુ."

પાશા-"નહિ, નહિ, તારા લેખ લખાઈ ચૂકયા છે અને તને મરવુ પડશે જ!"

લ્યુકસ–"મારા મેહરબાન, લગાર વિચાર કરો, જરા પણુ રહેમ લાવો જુવો, ખુદાને–"

પાશા–"ચુપ, દીવાના, ચુપ, વધારે બોલવાથી તારુ કશું વળવાનું નથી!"

લ્યુકસ–"મારા મેહરબાન! એક બોલ વધારે, મારાં આંગળાં ઉપર એક વીટી છે તે જોવાની તમને વિનતિ કરુ છુ"

પાશા–"એ! બેવકૂફ, એ તુ શુ બકે છે?"

લ્યુકસ–'કાઈ જ નહિ, પણુ એક મરતા માણુસની છેલ્લી અરજ છે"

દૌલતખાન પાશાએ તેની અરજ કબૂલ રાખવાનુ વ્યાજબી ધાર્યું, અને લ્યુકસના હાથ જે પછવાડે બાંધેલા હતા તે ઉપર નજર કીધી, અને જુવે છે તો તેના બન્ને હાથના વચલા આગળા ઉપર એક વીટી દીઠી. તેના ડાબા હાથની વીટીમા એક કીમતી હીરો જડેલો હતો, અને જમણા હાથની વીટી અકીકની બનાવેલી હતી, જેની વચ્ચોવચમા એક ગોળ મીડુ કોતરેલુ હતુ અને તેની આસપાસ કાઇક હરફો કોતરેલા હતા પાશા આ છેલ્લી વીટી જોતાને વાર ચમકયો, અને ઘણી જ અજાયબી બતાવવા લાગ્યો લ્યુકસની હવે ખાતરી થઈ કે, તેના મિત્ર ખલીલે તેને કાઈ જેવી તેવી વસ્તુ આપી ન હોતી અને ગુલનાર ખુશ થતી પોતાના મનમા વિચારવા લાગી કે, એ વીટીમા એવી તે શી કરામત છે કે, જેથી એક જવાન માણુસનો જીવ છેક અતની વેળાએ મારા બાપ જેવા નિર્દય શખ્સના પજામાંથી બચ્યો દૌલતખાન પાશાએ બીજી વાર વધારે બારીકીથી તે વીટી તપાસી જોઈ અને ત્યાર પછી શુ વિચારવુ અને કેમ કરવુ, તેના વિચારમા પડ્યો

પાશા–(લગાર નરમાસથી) "એ! જુવાન પુરુષ, આ વીટી તને કયાથી અને કેમ મળી?"

લ્યુકસ–"જહાપનાહ, એ વીટી મને મારા સોબતી ખલીલ ઉસમાનની પાસેથી મળી છે."

પાશા–"થોડીવાર વિચારમા પડ્યો, પછી બોલ્યો "સાચુ જ બોલજે, આ ખલીલને તુ કેટલી મુદત થઈ ઓળખે છે? અને તે તને કયા મળ્યો હતો? એ વિગેરે સઘળી બીના વગર ઢીલે કહી દે."

લ્યુકસ–"મારી સાથે તેની ઓળખાણુ થોડા જ કલાકથી થઈ છે અને અમારો મેળાપ એકાએક એક કાવાખાનામા થયો, અને બાકીની સઘળી વાત તો અમે તમને જણાવી દીધી છે."

વળી પાછો પાશા વિચારમાં પડ્યો તેણે એક ગુલામને ઇશારત કરી લ્યુકસના હાથ છોડવાનો હુકમ કીધો. તેના હાથ જેવા છૂટા થયા તેવો તરત જ તે ગુલનારના હાથ છોડવા મંડી ગયો. પાશા એટલો બધો વિચારમાં ગરકાવ હતો કે, તે તેના જોવામાં આવ્યું નહિ.

પાશા-" ત્યારે તું સાચુ જ કહે છે કે, એ ખલીલ વિષે બીજુ કંઇજ તુ જાણતો નથી?"

લ્યુકસ-"કંઈજ નહિ, નામવર પાશા!"

પાશા-"ખરે જ ઘણુ જ આશ્ચર્ય જેવુ છે. આજની રાતના બનાવે કંઈ અજબ જેવી વલણ પકડી છે, તોપણ ખલીલ એ વીંટી સબધી શો ખુલાસો કરે છે, તે મારે જાણવો જોઇએ છે." તેણે મછવો પાછો ફેરવવાનો હુકમ કીધો અને ગુલામોને જોરથી હલેસાં મારવા કહ્યુ આખરે મછવો ખાહીમાં પેઠો, અધારુ હતુ, તે તકનો લાભ લઈ લ્યુકસ અને ગુલનારે પ્યારથી એક એકનો હાથ દાબ્યો. થોડી વાર પહેલા કોઈ પણ માણસે ગુલનાર પાસે આવી એવી અટકળ કરી હોત કે, તેના સોબતી લ્યુકસનો જાન બચશે, તો તે કદી પણ માનત નહિ

બગલામાં આટલીવાર શુ બનતુ હતુ, તે હવે તપાસીએ ખલીલ અને જુલિયનને પાશા ભોયતળિયેના એક ઓરડામાં ગોંધી ગયો હતો અને ચાર ગુલામોને નાગી તલવાર સાથ ચોકી કરવા હુકમ આપ્યો હતો વળી પાશા બારણુ બધ કરીને કુચી પોતાની સાથે લઈ ગયો હતો, એવી બ્હીકથી કે રખેને તહેમીના અને જુલયખા તેમને નસાડી મેલે આ ઓરડાની એક ફાલતુ કુચી પાશા પોતાના ઓરડામા રાખતો હતો. ખલીલ અને જુલિયન થોડીવાર સુધી વાતમા બેઠાં. પણ તેવામા તેમને બારણામા કુચી ફરતી સભળાઈ, અને પાછા ફરી જુવે છે તો તેમને પેલી બુઢ્ઢી ઔરત અમીના નજરે પડી. તે પોતાના નાક ઉપર આગળી મૂકતી ખલીલની પાસે આવી આસ્તેથી બોલી, "મારી પછવાડે પછવાડે આવ."

ખલીલે તેના કાનમા લાગી જવાબ આપ્યો કે, "જો તુ મને છૂટાપણુ બક્ષવા આવી હોય તો, હુ મારા દોસ્તને લીધા વગર આ ઉંબરની બહાર પગ મૂકનાર નથી"

અમીના-" તેમ કદી બનશે નહિ,-" ખાતરીથી જાણજે કે, તારા દોસ્તને જરા પણ ઇજા પૂગનાર નથી. શું પાશાએ એમ નહોતુ કહ્યુ કે, તે એક જ જણનો જાન લઈ બાકીના બધાઓને છોડી દેશે?"

ખલીલ--"પણ ત્યારે એ પ્રમાણે ચોરી છુપીથી ન્હાશી જવાનું શું કારણ છે?"

અમીના-"બસ, હું કહું તેમ કર,-વધારે સવાલ પૂછવાની જરૂર નથી,-તેમાં તારું સારુ જ થશે"

જુલિયન--"મિત્ર ખલીલ, આ ઔરતની અરજ કબૂલ રાખવામા હું કાંઈ હરકત જોતો નથી'

ખલીલે થોડીવાર સુધી વિચાર કીધો અને પછી અમીનાને કહ્યું, તુ આગળ ચાલ, હું પછવાડે આવુ છુ"

એ પ્રમાણે અમીના તેને ઓરડાની બહાર લઈ ગઈ, બારણુ સભાળીને બધ કીધુ અને કુચી પોતાની સાથે રાખી તેને માળપર લઈ ગઈ, અને ખલીલ ખુશ થતો તથા મલકાતો દાદર ઉપર ચઢવા લાગ્યો કારણ કે તે એવુ ધારતો હતો, કે અમીના તેને જુલયખાની હુજૂરમાં લઈ જાય છે માળપર આવી પુગતા જ અમીનાએ જમણા હાથ ઉપરનુ બારણું, જેમાં પાશાની દીકરીઓ રહેતી હતી, તે ઉઘાડવાને બદલે ડાબા હાથ ઉપરનુ બારણુ ઊઘાડયુ ખલીલે લગાર આનાકાની કીધી પછી તરત જ હિમ્મત લાવી તે ઓરડામા દાખલ થયો ઓરડો ન્હાનો, પણ ઘણા જ ભપકાર્થી શણગારમા આવ્યો હતો અમીના જાણે પોતાના પગના અંગૂઠા ઉપર ચાલતી હતી. તેણે અદરનુ એક બારણુ ઉઘાડયુ,-પોતે બાજુએ ઉભી રહી અને ખલીલને અદર જવાની ઇશારત કીધી. ખલીલે હિમ્મત લાવી ઉંબર ઓળગ્યો, તેની પછવાડે બારણુ બધ થયુ,-આસપાસ નજર ફેરવી જુવે છે તો એક સ્વરૂપવતી સ્ત્રીને મખમલના નરમ ગાલીચા ઉપર અઢેલીને પડેલી દીઠી. ખલીલને માલમ પડયુ કે, પાશાની દીકરીઓના ઓરડા કરતા તે અતિ ઘણો સુદર અને શોભાયમાન દેખાતો હતો. તે સ્ત્રી ભાગ્યે ૨૫ વર્ષની હોય એવી દેખાતી હતી, તોપણ ખરુ જોતા તેની ઉમર ૩૦ વર્ષની હતી. તેનો પોશાક તેના સૌદર્યને શોભે તેવો હતો. તેનુ સૌન્દર્ય ગમે તેને પણ જોતાની વાર મોહિત કરી નાખે તેવુ હતુ અને ખલીલ પોતે અગરજો જુલયખા સાથે પ્રેમ બાધી ચૂકયો ન હોત તો બેશક તેની ખુબસૂરતી ઉપર લોભાયા વગર રહેત નહિ. તે ખલીલને જોઇને જરા પણ ઉઠી ઉભી થઈ નહિ, પણ જેવી હાલતમાં સૂતી હતી, તેવી જ હાલતમા સૂઈ રહી ખલીલ અજબ થઇને ઉભો રહ્યો. તે ધારતી હતી કે, તે જવાન માણસ પોતે ચાલીને તેની પાસે આવશે, પણ તેની તે ધારણા નિષ્ફળ ગઈ, માટે તેને હાથની ઇશારત કરી પાસે આવવાને

અને બેસવાને જણાવ્યુ. ખલીલે તેમ કીધુ અને તે સ્ત્રી કાંઇપણ બોલવાનું શરુ કરે તેની વાટ જોતો મૂગો મૂગો બેઠો. અતે ચુપકીદી તોડી તે પોતાના મધુર અવાજથી બોલી,–"ઓ, ખુબસૂરત મુસલમીન જવાન, તું જાણે છે કે, તું કોની હુજૂરમા બેઠો છે?"

ખલીલ–"જો હુ ભૂલતો નહિ હોઊં તો તમો નામવર બાનૂ, નામવર દોલતખાન પાશાની વહાલી મોહોરદાર બાનૂ ઈસમીલડા છો."

ઈસમીલડા–"વાહાલી મોહોરદાર! વાહાલી મોહોરદાર કયારે કે જ્યારે તારા જેવા ફરેસ્તા રૂપનો મર્દ મને ચાહે ત્યારે."

ખલીલ–"ત્યારે, એવી આશાથી તમો નામવર બાનૂએ મને તેડાવી મગાવ્યો છે કે?"

ઈસમીલડા–"એ આશા નહીં તો બીજી કઈ વારુ?"

ખલીલ–"નામવર બાનુ, હુ તમને અપમાન આપવા ચાહતો નથી. પણ ટુકમા જ જણાવુ છુ કે, મારુ દિલ બીજી સ્ત્રીએ જિતી લીધુ છે."

ઈસમીલડા–"નિર્દય જવાન, જેવો તુ ખુબસૂરત છે તેવો જ ઘાતકી પણ દેખાય છે! મારા બેહદ પ્યારનો બદલો આવી રીતે ધિક્કારથી અને તિરસ્કારથી કા વાળે છે વારુ?"

ખલીલ–"નામવર બાનૂ, હું કોઇપણ રીતે ધિક્કાર અથવા તિરસ્કાર બતલાવતો નથી તમારી મેહરબાનીને માટે હુ અતિ ઘણો આભારી છુ અને એક ખરા મર્દની માફક મેં મારું દિલ તમારી આગળ ખુલ્લુ કીધુ છે."

ઈસમીલડા–"કહે, મને કહે, એવી તે કઈ સ્ત્રી છે કે, જે પોતાના નખરાંથી તારા પ્યાર અને દિલને જિતવામા ફતેહ પામીછે?–પણ આહ! હવે હું સમજી, મને તો તે ખબર જ છે! જુલયખાની કાળી આંખોએ તારા પ્યાર ઉપર તરાપ મારી છે. પણ આ તો નક્કી છે કે, તેં તેને પહેલાં કદીપણ જોઈ ન હોતી, અને હુ નથી ધારતી કે, આટલા થોડા સમયમાં તેં તારું દિલ તેને હવાલે કીધુ હોય? ઉછરતા જવાન છોકરાઓ, કોઇપણ સ્ત્રી ઉપર એકાએક પ્યાર દોડાવાને વિલબ લગાડતા નથી."

ખલીલ–"પણ નામવર બાનૂ, તમો જ વિચાર કરો કે, આ ઓરડામાં પગ મૂકવાને હજી તો થોડી મિનિટ વહી ગઈ નથી, તેટલામાં તમોએ તમારો મારી તરફનો પ્યાર કબૂલ કીધો, ત્યારે હુ જુલયખાને જોતાંજ ટુક મુદ્દતમાં તેની ઉપર મોહી પડું, તેમાં કંઈ નવાઈ છે?"

ઈસમીલડા–"અરે! પણ અમીનાએ તારી ખુબસૂરતીનું વર્ણન એવી તો સરસ રીતે કર્યું કે, મારુ દિલ તે મર્દને જોવાને તલપી રહ્યુ અને તુ મારી હુજૂરમાં આવી ઉભો ત્યારે મને માલમ પડ્યું કે, અમીનાએ કહેલી વાત જરા પણ અતિશયોક્તિ ભરેલી ન હોતી ખલીલ, તુ જે મારા પ્યારને ધિક્કાર કરે છે, તે સંભાળીને કરજે. સ્ત્રી, જ્યારે એકવાર મર્દને ચાહે છે ત્યારે પોતાની જાન સુદ્ધાં તેના પગ આગળ મૂકવાને આનાકાની કરતી નથી, પણ એકવાર તે રૂઠે છે, એટલે તેના ગુસ્સાનો પાર રહેતો નથી, તેની તને ખબર છે?"

ખલીલ–"નામવર બાનૂ, તમારી મીઠી બોલીથી અને મધુર ભાષાથી મારુ દિલ પીગળનાર નથી, તેમ જ ધમકી અને બ્હીકના શબ્દોથી પણ કશુ વળવાનુ નથી હુ તમો નામવર બાનૂને અરજ કરુ છુ કે, મને અહીંથી જવા દો પાશા હવે જલદીથી આવી પૂગશે, માટે મારે તરત જ જવુ જોઇએ છે" (ઉઠે છે)

ઈસમીલડાએ એ શબ્દોની દરકાર કીધી નહિ તેણે તરેહવાર કળાથી તે જવાન શખ્સને પોતાની જાળમા ફસાવવાની પેરવી કીધી. પણ ખલીલના હ્રદય અને ચક્ષુની સામે જુલયખાની પ્રેમમૂર્ત્તિ આવી ઉભી રહેતી હતી. ખલીલનુ મક્કમપણુ જોઇને તે મનમા ઘણી જ બળવા લાગી અને બોલી, "ઓ! ખુબસૂરત જવાન, શુ હજી તારુ દિલ પીગળતુ નથી? શુ હજી સુધી પ્યારનો બદલો ધિક્કારથી વાળવા માગે છે?"

ખલીલ–"નામવર બાનૂ, તમારે ખાતર અને મારે ખાતર હુ તમને અરજ કરુ છુ કે, મને અહીંથી રજા લેવા દો"

ખલીલે હજી તો પોતાનુ બોલવાનુ પૂરું કીધુ નહોતુ, તેવામા એકાએક અમીના ઓરડામા ધસીને આવી ને ગભરાતી બોલી,–"પાશા હમણાં આવી પહોંચશે. મે બાગમા તેનાં પગલા સાભળ્યા!"

ઈસમીલડા–"જા, ખુબસૂરત જવાન જા! પ્યારના જુસ્સામા આવી કદાચ મેં તારી તરફ બેઅદબી બતાવી હોય તો મને માફ કરજે. મને યાદ કરજે–અને હુ તને તક મળતા પાછો બોલાવીશ."

અમીનાએ તેને ઉતાવળેથી ચાલવાને, બલ્કે દોડવાને તાકીદ કીધી. તે તેને નીચેના ઓરડા આગળ લઈ ગઈ–બારણુ ઉઘાડયુ–અને ઓરડામાં ધકેલી દીધો. જરાવાર થઈ નહિ, તેટલામા દૌલતબાન પાશાને બગલામાં દાખલ થતો અમીનાએ જોયો.

ખલીલે પોતાના મિત્ર જુલિયનને જે કાંઈ બન્યુ હતું, તે ટુંકમાં કહી સંભળાવ્યુ જુલિયનને તે ઉપર ટીકા કરવાનો વખત મળ્યો નહિ, કારણ કે બારણુ ઉઘડયુ અને દૌલતખાન પાશાએ દેખાવ દીધો, અને તેમને પોતાની પછવાડે આવવાનો હુકમ કીધો.

બન્ને જવાન શખ્સો તાબે થયા. તેઓ ઉપર ગયા અને પાશા તેમને પોતાની દીકરીઓના ઓરડામાં લઈ ગયો, જ્યાંથી તેઓ અંદરના ઓરડામાં પેઠા, અને જુવે છે તો તેમનો મિત્ર લ્યુકસે ગુલનારની પાસે બેઠો હતો. તેઓ બન્ને પ્યાર અને સુખનાં પૂતળા સરખા દેખાતા હતાં. તહેમીના અને જુનયખાના સુંદર ચહેરાઓ ઉપર ખુશાલી ચળકી રહી હતી. લ્યુકસ ખલીલને જોતા જ ઉભો થયો. તેની પાસે જઈ મોટા પ્યારથી કોટી કીધી અને તેના કાનમા ઉપકારના શબ્દો રેડ્યા. તે બોલ્યો; "જે શખ્સની તેં જાન બચાવી છે તે તેની જિંદગીની છેલ્લી ઘડી સૂધી તારો ઉપકારી થઈ રહેશે.'" ખલીલ બોલ્યો, 'તે વીંટીની જાદુઈ અને ચમત્કારિક અસર વિષે મારી પક્કી ખાત્રી હતી' તહેમીના અને ગુલનાર ખલીલની તરફ જાણે તેની તારીફ કરતી અને ઉપકાર માનતી હોય તેવા દેખાવથી જોવા લાગી. જુનયખાની કાળી આંખોમા પણ પ્યારનો આતિશ સળગેલો નજર આવતો હતો. લ્યુકસ પોતાની ગુલનાર પાસે પાછો આવી બેઠો. પણ પાશાએ કોઇ પણ રીતે મના કીધી નહિ, તે જોઇને જુલિયનને તહેમીના પાસે બેસવાની હિમ્મત આવી, અને ખલીલ પણ જુનયખાની સોડમાં બેઠો. દૌલતખાન પાશા આટલી વાર સૂધી ઓરડામા, દીવાને અજવાળે પેલી વીંટી તપાસતો ઉભો હતો. તેની અચરતીનો કાંઈ પાર હતો નહિ. ઘણી વાર સૂધી એ જ પ્રમાણે જોયા પછી તે ખલીલ પાસે ગયો અને બોલ્યો, "આ વીંટી તારી છે, તો હવે મને કહે કે તું કોણ છે ?"

ખલીલ–'હુ કોણ છુ તે હું તમો નામવરને જણાવી ચૂક્યો છુ અને તેથી વધારે બીજું કાઇ પણ જણાવવા જોગ નથી'

પાશા–'પણ આ વીંટી તારા હાથમા કેમ આવી ?'

ખલીલ–નામવર પાશા, તે મારી ખાનગી વાત છે.'

પાશા ઘણોજ અજબ થઇને ખલીલના મુખ સામુ જોવા લાગ્યો. તેના દિલમાં કંઇક શક હતો પણ તે શક ખાતરી ભરેલો અને વજનદાર લાગ્યો નહિ.

પાશા–" ખરેખર, આ ઘણું જ ભેદ ભરેલુ છે. આજની રાતના બનાવોની તવારીખ, અરેબીયન નાઇટ્સમાંની જિન અને ખવીસની વારતા કરતા પણ વધારે અજાયબ જેવી છે.'

ખલીલ–"માણુસની જિંદગીમાં બનતા બનાવો ઘણી વેળા અક્કલથી જોડી કાઢેલી કલ્પિત વાતો કરતાં પણુ અતિઘણા ચમત્કારિક માલમ પડ્યા છે."

પાશા–'ખરે જ! તેમાં કઇ જ શક નથી, કારણુ કે આજ રાતના બનેલા બનાવો એ વાતને ટેકો આપે છે. કદાચ આ વીંટી—(વળી પાછો ખલીલના મુખ સામુ જોઈને)–પણુ નહિ, તેમ હોયજ નહિ. તેટલા માટે હવે, ઓ જવાન શખ્સો, તમો રજા લ્યો."

ખલીલ–'અગર તમો નામવર અમને આટલા જલદીથી કાઢી મૂકવાના હતા તો આ બિહિશ્ત સરખા મકાનમા, અને વળી આ અપ્સરા જેવી સુંદરીઓની હુજૂરમા શાને માટે પાછા બોલાવી લાવ્યા ?'

પાશા–'હુ એવુ ધારતો હતો કે તુ કદાચ આ વીટી સંબધી ખરો ખુલાસો સન્નારીઓની હુજૂરમાં કહી સભળાવશે, પણુ હુ મારી ધારણામા નિષ્ફળ થયો છુ, અને આ વીટી સબધી ચમત્કારિક બનાવો સાભળવાની મેં જે આશા રાખી હતી તે ભ્રષ્ટ થઈ છે.'

ખલીલ -'તવારીખો, કિસ્સા, કહાણી અને વાર્તાઓ તો ઘણીએક તમારા સાભળવામા આવી હશે, પણુ માણુસની જિંદગીમા બનતા બનાવોની અજબ ગજબી ભરેલી વાર્તાઓ સાભળવાને બેશક તમે ખુશ થશો, માટે તમો જો થોડીવાર સૂધી ધ્યાન આપો તો, હુ તમને એક ઘણીજ રમૂજી તેમ જ ઘણી જ અસરકારક વાર્તા કહી સભળાવુ'

પાશાએ તે તરત જ કબૂલ કીધુ અને એક કોચ ઉપર બેઠો. ગુલનારે તેની પાસે હુક્કો લાવી મેલ્યો ને તેમાં તબાકુ નાખીને સળગાવ્યો. તે હુક્કાની નળી જે લાંબી અને ગમે તેવી રીતે મરડાઈ શકાય તેવી હતી, તે પોતના મોઢામા લીધી અને ગુલનાર પાછી ડ્યુકસની પાસે જઈ બેઠી તે બન્ને, તેમ જ જુલિયન અને તહેમીના તરત જ પામી ગયાં કે ખલીલે વાત કરવાની જે દરખાસ્ત કીધી તે કાંઇ જ નહિ પણુ એક અચ્છું બહાનું હતુ, ખલીલની મરજી એવી હશે કે, તે અને તેના બન્ને મિત્રો જેમ બને તેમ વધારે દિવસ સૂધી તે છોકરીઓની મડળીમાં રહી, દોલતખાન પાશાને દેખાડી આપે કે તેઓ તેની દીકરી અને ભાણેજને હાથ લેવાને પૂરેપૂરા લાયક હતા. જુલયખા વિચારતી હતી કે, ખલીલનો મતલબ એ કરતા ઉંડો અને ભેદ ભરેલો છે. સઘળી તૈયારી હવે થઈ ચૂકી, અને તે જવાન મુસલમાને એક વાર્તા શરુ કીધી, જે નીચેના પ્રકરણમાં વાંચવામા આવશે, અને જેમ જેમ વાત લાંબી થતી ગઈ તેમ તેમ

લ્યુકસ અને ગુલનાર તથા જુલિયન અને તહેમીના પોત પોતામાં જરાપણ વાતચિત ન કરતાં, અતિ ઘણા ધ્યાનથી, અને આતુરતાથી સાંભળવા લાગ્યાં; અને બધો વખત સુધી જુલવખાની ભ્રમર સરખી કાળી આંખો તેના આશકના ખુબસૂરત મુખ ઉપર જ લાગી રહી હતી.

---

## પ્રકરણ ૬ ઠું

### ખલીલની એક રમૂજી અને ભેદ ભરેલી વાર્તા

પોતાની વાર્તા શરુ કરતા ખલીલ બોલ્યો કે, એશિયા માઇનરમાં આવેલો સુલતાન ઈનીનો જીલ્લો તુર્કી શેહેનશાહતનુ એક ધનવાન્ પરગણું ગણાય છે તેનુ મુખ્ય રાજનગર એસ્કીઆસ્કર છે, જેને ક્રુસેડની લડાઇમા ડોરીલીયમના નામથી પીછાનવામાં આવતુ હતું. એ જ જીલ્લામા ઈતબુરનીનું ગામ અને બીનેજિકનો કિલ્લો આવેલો છે. ઈતબુરની અને એસ્કીઆસ્કરનાં ગામો એશિયા માઇનરના રાજકર્ત્તાઓ સેલજકના તાબામા હતા, પણ બીનેજિક ગ્રીક સરકારના હાથમાં હતુ. મારી આ વાર્તાનો સમય ઈ. સ. ૧૨૮૭ યાને હીઝરી સને ૬૮૬ છે એ સમયે ઈતબુરનીનાં ગામડાંમાં શેખ એડીબાલ્ડી નામનો એક પવિત્ર ગણાતો પુરુષ રહેતો હતો. જે સેલજક રાજાની પ્રજાના લોકોને મુસલમાન ધર્મમા વટલાવવાનુ મહા પુણ્યવાન્ કામ કરતો હતો. ઘણા જ થોડા વખતમા આખું ઈટબુરનીનું ગામડું કુરાન પઢવા લાગ્યુ હતુ એ પ્રમાણે એડીબાલ્ડી તો એક મહાન્ પુરુષ થઈ પડ્યો. આસપાસના શહેરોના મોટમોટા લડવૈયાઓ કે સરદારો ત્યાં આવી એડીબાલ્ડીના કલમાઓ સાંભળવાને કારણે ઈતબુરનીમાં આવતા હતા. એડીબાલ્ડીને માલેખાતૂન નામની એક સૌંદર્યવતી પુત્રી હતી, જે પોતાના ભલા ગુણોથી આસપાસના લોકોનું ધ્યાન ખેંચનારી થઈ પડી હતી. ખુબસૂરતીમાં પણ તે સપૂર્ણ હતી, અને હજી તો તે ચૌદ વર્ષની વયે પુગી નહિ, તેટલામા તો તેને સકલગુણસપન્ન જાણી અને સાંભળી સુલતાન ઇનીના ઘણાખરા સઘળા ધનવાન્ સરદારો કે અમીર ઉમરાવો તરફથી તેની માગણી થવા લાગી. તેમાં સર્વથી વધારે દીવાનો બનેલો સેલજકનો એક શૂરવીર એસ્કીઆસ્કરનો અમીર સાઉદજી હતો, અને તેણે તો એટલે સુધી હઠ લેવા માંડી કે, એડીબાલ્ડીને ધમકીઓ પણ આપી. અત્યાર સુધી માલેખાતૂને તો એકેએક માગાં મક્કમ મને પાછાં વાળ્યાં હતાં, અને સાઉદજીનું માંગું પણ તેણે પાછું વાળ્યું. તેણે ખુલ્લો ઇકરાર કીધો કે, તે પરણીને પોતાના ઘરડા પિતાને તેના ઘડપણના કાળમાં તજી દેનાર

નથી, અને જ્યાં સુધી તે જીવશે ત્યાં સુધી તેની જ સાથે રહી તેની શુશ્રુષા કરશે. દિવસે સૂર્યનારાયણ આખા દિવસના શ્રમથી વિશ્રામ લેવા જવાની તૈયારીમાં હતો, તે વેળાએ આ બને પિતાપુત્રી પોતાનાં ઝૂપડાંની બહાર બેઠા બેઠાં નાનાવિધ વિષયો ઉપર વાત ચલાવતાં હતા તેમાં તેમણે પોતાના મુલકની સ્થિતિ ઉપર પણ વાત કરવા માંડી. સુલતાન ઈનીના જિલ્લાના રાજકર્ત્તા એરતોગરુલે સુલતાન અલાદીનની ઘણીક સેવાઓ બજાવી હતી, અને તેના બદલામા તેને સુલતાને તે જિલ્લો આપી દીધો હતો એ વેળાએ બાઇન્જેટાઈન લોકોની સત્તા ઘટી ઘટીને માઉંટ ઓલી-મ્પસના પશ્ચિમ ભાગ તરફ આવી રહેલી હતી સેલજકનુ શહાનશાહાત પડી ભાંગવાની અણીએ આવેલી હતી અને એ સઘળી બીનાથી પવિત્ર એડીબાલ્ડી પોતાની પુત્રીને વાકિફ કરતો હતો. એટલામા ચાર સ્વારો ઘોડા મારતા ઝૂપડા આગળ આવી ચઢયા. તેઓ ઘોડા ઉપરથી ઉતર્યા, અને તેમાથી બને પિતા પુત્રીએ એરકીઆરકરના અમીર સાઉદજીને પીછાન્યો કેટલોક વખત સુધી અરસપરસ ટીકીને જોયુ સાઉદજી બોલ્યો–"એડી-બાલ્ડી, તારી પુત્રી માલેખાતૂનની માગણી છેલ્લીવાર કરી જોવાને ચાલી ચલાવી હુ અહી આવ્યો છુ લાબો સમય થયો હુ તેને ચાહુ છુ અને લાબો સમય થયો હું તેને માટે બળુ છુ, છતા મારી માગણીનો બેદરકારી સાથે અનાદર કરવામા આવે છે. ગામના લોકોની સખાવતને આધારે તું તારુ ભરણ પોષણ ચલાવે છે, પણ નજર નાંખ, ઓ ઘરડા પુરુષ, જોઇયે તો ઉત્તરે કે જોઇયે તો દક્ષિણે, કિવા પૂર્વે કે પશ્ચિમે ચારે દિશાએ મારો ડંકો વાગી રહ્યો છે નજર કર પેલી તરફ, કે ત્યાંના દરેકે દરેક મનુષ્ય તો શુ પણ અજ્ઞાન પશુ પ્રાણીઓ પણ મને જોતા વાર નમન કરે છે. તુ મારી સાથે આવીને રહે, અને તારી પુત્રી મને પરણાવ. તારા સ્વપ્નમા પણ કદી ન જોયલુ એવુ સુખ તને મારે ત્યાં મળશે. તુ જો હવે હઠ કરશે તો સજાને લાયક થશે, તેમ જ તે હઠીલી સુદરી પણ જો ખુશીથી નહિ સમજે તો હુ જબરીથી સમજાવીશ." એડીબાલ્ડી તરત બોલી ઉઠ્યો, "સાંભળ ઓ શૂરા સરદાર અને રાજ્યપતિ, કે મારી પુત્રીની મરજી ઉપર મારો કશો પણ અખત્યાર નથી. મારા ભાગ્યની સામે લડવાને મને કશુ કારણ નથી, પણ સાંભળી લે, ઓ શૂરવીર, કે નહિ તારું ધન, તારું મન કે નહિ તારી ધમકી, તેની ઇચ્છા ફેરવવાને શક્તિ-વાન્ થશે!" કલેજામાં કાપ પડે તેવા શબ્દો સાંભળી સાઉદજીએ પોતાની સાથેના સ્વારોને હુકમ કીધો કે, બને પિતાપુત્રીને ઉંચકીને લઈ ચાલવુ. હજી સાઉદજીના મોઢામાંથી આ હુકમ નીકળે છે, તેટલામાં તે ત્રણે જણ

અને બન્ને ઝૂપડાંમાંથી ખેંચાખેંચી કરવા લાગ્યા પણ તેટલામાં શું બન્યું? દેખાવે શૂરવીર, પહેરાવે અમીર સરખો એક જવાન ત્યાં જાણે પ્રકટી નીકળ્યો નહોય તેમ આવી ચઢ્યો, અને પેલા ત્રણે જણને ઘસડતા જોઇ તેમનો હેતુ પામી ગયો તરત જ તેણે અલ્લાહના નામના કસમ લઈ તેમને અટકાવ્યા અને સાઉદજીએ તેનો સાદ પીછાન્યો. સાઉદજીએ ખુલાસો કર્યો, એટલે આ નવા શૂરવીરે તેને સમજ પાડી કે, "સાઉદજી, તારે આ પરેહજગાર પુરુષ અને તેની પવિત્ર સુંદર પુત્રીનો ખ્યાલ મનમાંથી કાઢી નાખવે' અને નહિ તો આપણી મિત્રતા તોડી દુશ્મનાઈ કરવી." સાઉદજીએ તો મારામારી કરવાનો માર્ગ સૂચવ્યો એક તરફ શૂરો સાઉદજી, અને બીજી તરફ તો પેલો નવો પહેલવાન સિંહની માફક રણસગ્રામમા ઉતર્યો. તેનુ પરિણામ શુ આવે છે, અને જયદેવી કોને માથે મુકુટ પહેરાવે છે, તેની રાહ જોતા સાઉદજીના ત્રણે સ્વારો અને પેલો ડોસો શેખ તથા તેની પુત્રી એક બાજૂએ ઉભા અતે મારામારીમા સાઉદજી સખ્ત જખમી થઈ ભોંયપર પડ્યો, જે જોઈ તેના ત્રણે સાથીઓ આ નવા યોધા ઉપર તેનુ વેર લેવાને ધસ્યા. આ ત્રણેને ભારે બળવત્તાથી તેણે કેટલોક વખત સૂધી હફાવ્યા, પણ અને થાકીને લોથ થવા આવ્યો, ત્યારે ત્રણમાના એકે અતિ વિકરાળ બની તે બિચારાનો પ્રાણઘાત કરવાને પોતાની તલવારને આમ તેમ ફેરવવા માડી, અને જેવો તે દાવ લઈ તેના ઉપર તલવાર ઉગામવા જાય છે, તેવામાં માલેખાતૂને ભોંયે પડેલા સાઉદજીની તલવાર પોતાના હાથમા લઈ તે સ્વારને ઠાર કીધો એમાંનો એક પણ જખમી થવાથી પડ્યો અને હવે ત્રીજો પોતાને એકલો જોઈ નાહિમ્મત બન્યો અને એ પ્રમાણે આ લડાઇનો અત આવ્યો. ગામમાં પોકાર પડી રહ્યો અને તેઓ સઘળા જખમી થયલાઓને લઈ ગયા. શેખ પોતાના યજમાનને લઈ પોતાનાં ઝુપડામાં દાખલ થયો, અને તેને થએલા જખમો ઉપર માલેખાતૂને પાટાઓ બાધ્યા. માલેખાતૂનની ખુબસૂરતીનું જે વર્ણન તેણે સાંભળ્યુ હતુ, તેથી ઘણો વિસ્મય પામેલો હતો, અને તે હવે નજરે જોવાની તેને સારી તક મળી, તેથી તે અતિઘણો ખુશી થવા લાગ્યો. માલેખાતૂન પણ આ સમયે અઢાર વરસના પૂર બહારમાં હતી. આ નવા પરોણાએ તે દિવસનું ખાનું ત્યાં જ લીધું અને ઘણીક વાતચિત કરી રાત્રે એક ઓરડામાં સૂતો. બીજે દિવસે પરોઢિયે ઉઠતાં જ તેણે શેખને પોતે રાત્રે જોયલુ સ્વપ્ન કહી સભળાવી, તેનો ખુલાસો પૂછયો.

તે જવાન બોલ્યો કે 'હુ જાણે તારી સાથે એક જ કોચ ઉપર સૂતો છુ તેવામાં એકાએક ચદ્રમા ઉગ્યો અને વખત જતાં તે આખો ને આખો

દૃષ્ટિએ પડ્યો, અને પાછો નીચે ઉતરી મારી પાછળ સંતાયો. તરત જ મારા બાગમાંથી એક ઝાડ ઉગી નીકળ્યું અને તેની ડાંખળીઓ આખી પૃથ્વી ઉપર ફેલાઈ ગઈ. આ ઝાડની છાયા હેઠળ કોકેસસ, તોરમી અને હીમસના મોટા પહાડોના શિખરો છાયે લેતા બેઠા હતાં. ઝાડનાં થડમાંથી ટેગ્રીસ, યુફ્રેટીસ, નાઈલ અને ડાન્યુબ નદી વહેતી જણાઈ. ખેતરોમાં જ્યાં ત્યાં સોનું ભરેલું નજરે પડતું, ઉપર ઉત્તમ પાક થયો હતો, પહાડના શિખરો જંગલથી ભરેલા હતા અને કાંઈક હજારો ઝરાઓ વહેતા હતા. ખીણોમા ગુલાબના છોડો અસંખ્ય ઉગેલા હતા. શહેરનો દેખાવ અતિ રમણીય લાગતો હતો પરોઢીયાની બાંગનો અવાજ દૂરથી સંભળાતો હતો બુલબુલો કલ્લોલ કરી રહ્યાં હતા. તેવામાં પવનનો એક ઝપાટો આવ્યો અને તે એટલો સખત હતો કે, ઝાડની ડાખળીઓ એક બીજા સાથે ગુંઠાઈ ગઈ અને તલવારની નોક સરખા ઝાડનાં પાદડા ઉડીને કૉન્સ્ટેન્ટીનોપલ તરફ ગયા. આ શહેર બે સમુદ્રની વચ્ચે આવેલુ હોવાથી પાના કે પોખરાજ વચ્ચે જડેલા હીરા સમાન જણાતું હતુ અર્થાત્ અતિ વિસ્તારના મુનકની વીંટી સમાન તે મુનક જણાયો. આ વીંટી હજી તો હું મારી આંગળીએ લટકાવું છું, તેટલામા મારી આંખો ઉઘડી ગઈ" આ સ્વપ્નાનો ખુલાસો તેણે પેલા શેખને પુછયો, જે તેણે તે વેળાએ આપ્યો, અને જણાવ્યું કે, તું રણસંગ્રામમાં વિરાજિત થવાને જન્મેલો છે અને તેને રસ્તે તું પડી ચૂકયો છે. આ સાંભળી તે તરુણ પણ નામ છૂપું રાખી રહેલો યજમાન, માલેખાતૂન તરફ ટીકી ટીકીને જોવા લાગ્યો અને કેટલોક વખત અરસ પરસ જોઇને પછી તેણે ત્યાથી એકદમ કૂચ કરી જવાની રજા માગી, કોઈ બીજે સમયે પાછા મળવાની ઉમેદ બતાવી ચાલવા માંડયુ. એક વરસ થયુ પણ આ શૂરો યજમાન કદી પાછો દેખાયો જ નહિ. માલેખાતૂનને એથી છૂપો બળાપો થવા લાગ્યો અને તે વારંવાર શોકગ્રસ્ત થઈ જતી હતી, જે તેના પિતાના જોવામાં આવવાથી તેણે તેને સમજાવવાના અને તેનું કારણ જાણવાના પ્રયત્ન કર્યા, પણ તે સર્વે ફોકટ ગયા માલેખાતૂન પોતાના પિતાને આ પ્રમાણે અધીરા થતો જોઈ પોતાની દિલગીરી છૂપાવવા લાગી. આમ ચાલતું હતું, તેવામાં બેલેજિકના રાજ્યકર્તા માન્યુઅલ, માલેખાતૂનની ખુબસૂરતીનું વર્ણન સાંભળી કેટલાક સ્વારોની સાથે આવી તેનો પિતા ન જાણે તેમ ગુપચુપ માલેખાતૂનને ચોરી ગયો અને મહેલમાં રાખી તેની સાથે સારી પ્રીતિથી વર્તવા માંડયું અને તેને કોઇપણ પ્રકારનું દુઃખ આપવાથી માન્યુઅલ આઘો રહ્યો હતો. આ તરફ પેલો શેખ એડીબાલ્ડી પોતાની પુત્રીનું હરણ થયલું જાણી અતિશય ગભરાટમાં પડ્યો

અને અંતે એક ઉપાય શોધી ક્હાડીને એરતોગરૂલના રાજા હુજુર ફરિયાદ કરી. રાજાએ તેની ફરિયાદ સાંભળી લીધી; પણુ પોતે અતિ ઘણો વૃદ્ધ અવસ્થામાં હોવાથી, માન્યુયલ સાથે લડવાને અશક્ત હતો, એટલે તેણે પોતાના પુત્રની મરજી પૂછી ઉત્તર આપવા જણાવ્યુ. તે પ્રમાણે રાજાએ પોતાના પુત્રને ઉસ્માનને તે બીનાથી વાકિફ કરતાં જ તે સિંહની પેઠે ઉછળ્યો અને માન્યુયલ સાથે જગ કરવાનું માથે ઉઠાવ્યુ. પહેલાં તેણે એવી યુક્તિ કરી કે એક કાસિદ મોકલી માન્યુઅલને કહાવ્યુ કે, હું અમુક દિવસે ભેટ ધરનાર છુ, માટે અમુક માર્ગ સૂધી મને લેવા આવવું માન્યુ- અલ તેનો ભેદ ન સમજતાં કબૂલ થયો અને કહાવ્યુ કે તે ભેટો સ્ત્રીઓ પાસે મોકલાવવી. ઉસ્માને તરત ચાલીસ યોધાઓને સ્ત્રીના પોશાક પહેરાવી તેમને હથિયાર બંધ કરી મોટા બુરકાઓમાં ઢાંકયા અને છૂપી રીતે પોતાની પાછળ કેટલુંક લશ્કર લઈ આગળ ચાલ્યો. ઠરાવેલે દિવસે તેઓ ઠરાવેલી જગ્યાએ આવી પહોંચ્યા કે ઉસ્માને માન્યુઅલ ઉપર તૂટી પડી તેને ઠાર કર્યો અને તે જે લશ્કરને સાથે લાવ્યો હતો તેનો પણ પરાજય કરી, તેનો મુલક સર કર્યો. ઉસ્માન મહેલમાં જઈ માલેખાતૂનને મળ્યો, અને તેને સઘળી વિગતથી માહીતગાર કરી ઘોડે બેસાડી તેના પિતાના ઝુપડામા લઈ આવ્યો. બુઢ્ઢો શેખ આ જોઈ અત્યંત ખુશ થયો, અને આ શૂરવીર તારનાર કોણુ છે તે જાણુવા માગ્યું. માલેખાતૂને તરત ખુલાસો કરી, પિતાને સમજાવ્યુ કે તે આપણો રાજા ઉસ્માન છે. ગયે વરસે સાઉદજીના ખૂની હાથમાંથી છોડાવનાર પણુ એજ વિરલો છે, માટે તેને નમવુ. તરત જ બુઢ્ઢો શેખ તેને પગે પડ્યો, અને પછી પેલા સ્વપ્નનો ખુલાસો કહી સભળાવ્યો. તેમાં પહેલુ તો માલેખાતૂન તેના હાથમાથી જવાનું અને બીજુ એક મોટા મુલકની હાકમી મળવાનું હતુ. ઉસ્માને અંતે માલેખાતૂનની માંગણી નમનતાઇથી કરી, જે વૃદ્ધ શેખ એડીબાલ્ડીએ સ્વીકારી, અને બીજે જ દિવસે એડીબાલ્ડીના એક ધર્મગુરુએ લગ્નની પવિત્ર ક્રિયા કરી તેમને વિદાય કર્યા.



## પ્રકરણ ૭ મું

### ખલીલની વાર્તા-તેના અંત માટે આતુરતા

ખલીલની વાર્તા ઘણા જ ધ્યાનથી સાંભળવામાં આવી. આગળ જણાવ્યુ તેમ ઇયુકસ અને ગુલનાર તથા જુલિયન અને તહેમીના પોતાની

મધુર વાતો કરવાનું છોડી દઈ ખલીલની વાર્તાનું છેવટ શુ આવશે, તે સાંભળવાને બહુ જ આતુર માલૂમ પડતાં હતાં. જુલયખા એકી ટસે જુલિયનના ચહેરા સામુ જ જોયા કરતી હતી. ખલીલની વાત કરવાની રીત તેનુ જોશભર્યુ બોલવુ, તેનો મધુર અવાજ, એક નાટકીના જેવા ચાળા અને છેલ્લે મોહોબતના જુસ્સાનું અસરકારક વર્ણન એ સઘળુ જોઈ જુલયખા તેની હ્રદયમાં તારીફ કરતી હતી. દૌલતખાન પાશા પોતે પણ તે વાર્તાના મધુર કેફમાં એટલો તો ચકચૂર બની ગયો હતો, કે તે પોતાના હુક્કાને પણ વિસરી ગયો–તેનો આતશ બુઝાઈ ગયો–હુક્કાની નળી તેના હાથમાથી પડી અને તે જવાન ખલીલની વાર્તાનો રસસ્વાદ લઈ લઇને પીતો હતો બધા મુસલમાનો, તેમાં ઘણુ કરી તેમના પાશાઓ, મહુબ્બત અને લડાઇની વાર્તા અને તવારીખો–પછી તે ખરી હોય યા જોડી કાઢેલી હોય તે,–સાભળવાના બહુ જ શોકીન હોય છે, એટલુ જ નહિ, પણ સર્વેથી સરસ વાત કરનાર માણસને મોટો પગાર આપી પાશાના દરબારમા રાખવામા આવે છે. જેવી રીતે તેઓ ફુરસદની વેળાએ પોતાના મગજને ગમ્મત આપવાને અંગ્રેજ ઓઓનાં મધુર ગીતો સાંભળે છે, તેવી જ રીતે તેઓ ઇતરાજીમાં આવે ત્યારે પોતાના દરબારના કેટલાએક ખુશામદખોર માણસોની હુજૂરમાં પેલા વાત કરનારને બોલાવે છે, અને કલાકના કલાક સૂધી તે શખ્સ તરેહવાર કળાથી પાશાના મનને ખુશ કરે છે, જેમાં કેટલીએક વેળાએ તો તેને પાશાની પોતાની તરફથી શાબાશીના અને વાહવાહના પોકારો મળે છે. જે વાત ખલીલે હમણા કીધી, તેથી કરી પાશા એક કરતા વધારે કારણસર ખુશ થયો. પહેલુ તો, તે લડાઇની વાર્તા હતી, અને પોતે પણ એકવાર સિપાઈ તરીકે લડાઇના મેદાનમાં બાહાદુરી મેળવી હતી, તેથી તેના આગલા જુસ્સા પાછા તાજા થયા. બીજું તો એ કે તે પ્યારની વાર્તા હતી–જે તે બુઢ્ઢા પાશાને તેમ જ બીજા જવાન સાંભળનારાઓને એકસરખી રસભરી લાગી હતી. ત્રીજુ તો, તે વાર્તામાં ખવીસ, જિન, પરી અને ફિરિશ્તા આવતા ન હોતા, જેથી મનને કટાળો ન ઉપજતા ઉલટી ખુશાલી ઉત્પન્ન થતી હતી

ખલીલે જ્યારે પોતાની વાર્તા પૂરી કીધી, ત્યારે તેને વિશ્રામ લેવાનો વખત મળ્યો, અને જુલયખા સિવાય દરેક જણે ખલીલનો મોટો ઉપકાર માન્યો. જો જુલયખા કાંઇપણ બોલી નહી, તોપણ તેણીની આંખો, તેના વિચારોને જાહેર કરવાને બસ હતી. થોડીવાર પછી, એટલે બધાંએ ખલીલનો ઉપકાર માની રહ્યા પછી, પાશા બોલ્યો.–હુ આપણા પેગમ્બરના

કસમ લઇને કહું છુ કે તારી વાર્તા મને ઘણી જ પસંદ પડી છે, પણ હવે એ વાર્તા ઉપરથી હું શું સમજુ?"

ખલીલ-"એટલું જ કે હું જે દેશનો રહેવાસી છુ તેની તવારીખથી હુ પૂરેપૂરો માહીતગાર છુ. પણ મારી પાસે બીજી છ કે સાત વાર્તાઓ છે, જેની સાથ સરખાવતાં આ વાર્તા તો કાંઈ વિસાતમાં નથી, બલ્કે જેમ હીરાને એક કાચના કટકા સાથ સરખાવવું અક્કલથી ઉલટુ છે, તેમ તે પણ છે."

પાશા-"પણ હમણાં તો મોડું થઇ ગયું છે. નહિ તો કે-

ખલીલ-(વચમાં બોલી ઉઠે છે) "નહિ તો કે, અગર તમો નામવરની મરજી હશે તો આવતી કાલે સાંજના મોટી ખુશી સાથે, મારી બીજી વાર્તા તમને કહી સંભળાવીશ."

પાશા-"પણ ત્યારે તો વળી પાછી મારા જનાનખાનામાં તમને બીજી મુલાકાત લેવી પડશે, અને એકવાર તું અને હુ એ પ્રમાણે બે જ જણ એકલા હોઇએ તો મારે કાંઈ પણ હરકત નથી."

ખલીલ-"અને જો એમ જ હોય તો હુ તમારી પાસે માફ માગુ છુ મારી વાર્તા રસભરી કરવાને સારુ બે વાતની જરૂર છે. પહેલી તો એ કે, ઓરતોની હાજરી, બીજી એ કે, તમો મને મારી મરજી માફક કરવા દો, એટલે કે આજ રાતના જેઓની હુજૂરમાં મેં વાત કીધી છે, તેમની જ હુજૂરમાં આવતી કાલે પણ કરવાની રજા આપો."

પાશા-"પણ એમ કદી બને જ નહિ કે, હું તમને મારા બગલામાં અને તે પણ વળી તેના ખાનગી ભાગોમાં આવવાની અને જવાની રજા આપુ, કારણ કે એ વાત જો બહાર ફેલાય તો મારા વિષે લોકો ખોટી વાતો કર્યા વગર રહે નહિ."

ખલીલ-"આવવાની અને જવાની કાંઈ જ જરૂર નથી. કારણ કે તમારી પરોણાગતથી અને મેહરબાનીથી અમો એટલા તો સંતોષ પામ્યા છીએ, કે જો તમો નામવર અમને તમારા આ મહેલમા પરોણા તરીકે કાલ રાત સુધી રાખવાને ખુશ હશો તો, અમે ગમે તેવા સખ્ત ચોકી પહેરામાં અમને રાખશો તો પણ સંતોષ પામીશુ."

પાશા-"થોડી વાર સુધી ખલીલના ચહેરા તરફ જોયા પછી લાંબો વિચાર કરીને બોલ્યો:-"આ તારી અરજ હું કબૂલ રાખું છું; કારણ કે તારી પહેલી વાર્તા કરતાં બાજી ઘણી જ અજબ જેવી વાર્તા કહી સંભળાવાને તુ વચન આપે છે અને આશા રાખું છુ કે, મારી મેહરબાનીનો તમો

દુરુપયોગ તો નહિ જ કરો. હવે સુવા જવાનો વખત થઈ ગયો છે, જુલયખા તને પણુ મોડુ થાય છે"

જુલયખા—"મારા વ્હાલા મામા, મને મારા બાપે—અગર મારા રહેવાથી આ મારી બહેનો તથા તમો દિલગીર નહિ હો, તો—એક બે દહાડા અહીં રહેવાની રજા આપી છે" ગુલનાર અને તહેમીનાએ જુલયખાને પોતાની મડળીમાં રાખવાનું ખુશીથી કબૂલ કીધુ અને દૌલતખાન પાશાએ પણ તેમને ખુશીથી ટેકો આપ્યો. પાશાએ ખલીલને અરજ કીધી કે, તેણે સૂવા જવાની અગાઉ એક મધુર ગીત ગાઈ સભળાવવુ. જુલયખા ખલીલને મોઢેથી ગીત સાભળવાને ઘણી જ આતુર હતી, માટે મનમાં હરખાતી પોતાનો સિતાર લેવાને પાસેના ઓરડામા દોડી ગઈ. જરા વારમા તે પાછી આવી અને સિતારના તારો મેળવ્યા પછી ખલીલના હાથમા આપ્યો, ને તેણે પોતાના મધુર રાગથી ગીત ગાવાનુ શરુ કીધુ. તે જાતે ચચળ હોવાથી તે જ જગાએ તેણે તત્કાળ જુલયખાની ખુબસૂરતી ઉપર એક સગીત જોડી કાઢ્યુ.

મધ્યરાત થવા આવી હતી, માટે તેમણે હવે છૂટાં પડવાનુ યોગ્ય ધાર્યું, બલ્કે પાશા પોતે પણ થાકી ગયો હતો તે હવે ઉઠ્યો અને પેલા ત્રણ જવાન શખ્સોને પોતાની પછવાડે આવવાને જણાવ્યુ તેઓ પોતપોતાની માશૂકોને સલામ કરી પાશાની પછવાડે ચાલ્યા. પાશા તેમને પોતાના બગલાના જાહેર ભાગમા એટલે કે જે ભાગમા તે તેની મુલાકાતે આવનારાઓની ભેટ લેતો હતો, તે જગાએ લઈ ગયો બગલાનો એ ભાગ, જે ભાગમાં જનાનખાનુ હતુ તેથી તદ્દન જૂદો હતો. તેમને ત્રણ જૂદા જૂદા સૂવાના ઓરડામાં રાખવામાં આવ્યા, અને પછી પોતે પોતાના ઓરડામા ગયો. આ ત્રણ સખ્સોમાથી, લ્યુકસ અને જુલિયનને બાજૂએ રહેવા દઈ, બહાદુર ખલીલ શું કરે છે તે હવે જોઇએ. તરેહવાર બહાના કહાડી તે પાશા પાસે તે રાતના રહેવાની રજા મેળવવામાં ફતેહ પામ્યો તો ખરો, પણ તે હવે તેનો શો ઉપયોગ કરે છે, તે તપાસીએ. ઓરડો અચ્છી રીતે શણગારેલો હતો. એક બાજુએ એક મેજની ઉપર જાત જાતનો દારુ અને લજ્જતદાર મેવો પાથરેલો હતો. પાશા બારણું બધ કરીને, કુચી પોતાની સાથે લઈ ગયો હતો ઓરડો, જમીનની સપાટીથી ઘણો જ ઉંચે હતો, માટે જો ખલીલ નાસવાનો વિચાર કરત તો તેનાથી સહીસલામત નીચે ઉતરી શકાત નહિ. પણ તે નાસવાનો વિચાર કરે શુ કરવા? તેણે તે રાત જનાનખાનામાં જ કાઢવા સારુ

તો પાશા આગળ કેટલાંક બહાનાં કાઢયાં હતાં. પહેલાં તો તેણે થોડોએક મેવો ખાધો, અને થાકેલા મનને લગાર તાજું કીધું; વળી કેટલા ક કલાકથી તેણે કાંઈ પણ ખોરાક લીધો ન હોતો એટલે તે મેવો ઠીક વેળાસર મળ્યો એમ કહેવાય, ત્યારબાદ તે એક કોચ ઉપર બેઠો અને સાંજના બનેલા બનાવો ઉપર વિચાર કરવા લાગ્યો. થોડી વાર થઇ, એટલે તે કોચ ઉપરથી ઉઠયો અને ઓરડાના દરેક ભાગને બારીકીથી તપાસવા લાગ્યો. જમીનની ઉપર એક સુંદર ગાલીચો પાથરેલો હતો અને આસપાસ હારબંધ નરમ ગાદીઓ અને તકીઆ ગોઠવેલાં હતા. વચ્ચોવચ્ચ એક બત્તી ટાંગેલી હતી, જેમાં સાધારણ તેલને બદલે કોઈ જાતનું સુગંધી તેલ બળતુ હતુ બારીઓ ઉઘાડી હતી, અને બાગમાંનાં સુગંધી ફૂલોની લહેર પવનના ઝપાટા સાથ ખેંચાઈ આવતી હતી. બોસ-ફોરસ નદીના પાણીનો અવાજ સભળાતો હતો, અને પવનની ધીમી લહેકી તેના થાકેલા મનને પુષ્ટિ આપતી હતી ખલીલ થોડીવાર સૂધી બારીવાટે ડોકુ કાઢી ઉભો, પણ તેવામા કોઈ પાસેના ઓરડામાં ગાતુ હોય તેવો અવાજ તેને સભળાયો તેણે વધારે ધ્યાનથી સાંભળ્યુ, અને હવે તેની ખાતરી થઈ. થોડી જ વારમા તેને માલમ પડ્યુ કે, તે અવાજ બીજા કોઇનો નહિ પણ તેના મિત્ર જુલિયનનો હતો તેણે બીજી બારી આગળ જઇને સાંભળ્યુ, પણ ત્યાંથી તો કાંઈ પણ અવાજ સભળાયો નહિ ત્રીજી આગળ ગયો ત્યાંથી પણ કાંઈ સાદ આવ્યો નહિ એ ઉપરથી તે પાછો પહેલી બારી આગળ ગયો, અને હજી સાદ આવતો હતો, તે ઉપરથી તેણે અટકળ કીધી કે પાસેના ઓરડામા જવા સારુ એક પણ છૂપુ બારણુ રાખ્યુ હશે. એવા છૂપા બારણાઓ તેણે ઘણીએક જગાએ જોયલાં, માટે તેવુ એક શોધી કાઢવામાં તેને ઝાઝો વિલંબ લાગ્યો નહિ. તેણે એક કમાન શોધી કાઢી, જેને પોતાના અગૂઠાથી દાબતાં જ જરા પણ અવાજ કર્યા વગર એક બારણુ ઉઘડ્યુ. ખલીલે ધાર્યું હતું તેમ પાસેનો ઓરડો દેખાવાને બદલે, તેને માત્ર એક ચાલ, જે આસરે ત્રણ ફીટ પહોળી હતી, તે નજરે પડી. તે ચાલમાંથી જુલિયનના ઓરડામાં જવાઈ શકાય એવુ હતું, કારણ કે બારણુ ઉઘડ્યા પછી જુલિયનના ગીતના શબ્દો ખુલ્લા સભળાતા હતા. આ તો દેખીતુ જ હતુ કે જુલિયનને પાસેનું બારણું ઉઘ-ડવાની ખબર પડી ન હોતી કારણ કે તેમ હોત તો તે ગાવાનું તરત જ બંધ કરત, પણ તેને બદલે તો તે વધારે શૂરમાં આવીને ગાતો હતો.

ખલીલે લાંબી નજર કરી સામી બાજુએ જોયું, ચાલમાં અંધારુ હતુ, પણ તેને નાકે દીવાના ઝાંખાં કિરણ થોડી થોડી વારે માલમ પડતા હતાં. તેના ઓરડામાં છૂટી બત્તી મૂકેલી નહોતી, અને જે એક બત્તી હતી તે તો ટાંગેલી અને સાંકળ સાથે બાંધેલી હતી, એવી રીતે કે તે સાંકળ તોડે તો જ તે બત્તી છૂટી થઈ શકે. ખલીલ તે સાંકળ તોડવાને જરા પણ ખુશ નહોતો, અને તોપણ તેણે પોતાના શોધ કરવાનો પક્કો ઠરાવ કીધો હતો. તેને તરત જ એક ઉપાય સૂઝ્યો. કાગળનો એક મોટો કટકો લીધો અને તેને મસાલની માફક વીંટાળ્યો, તેને સળગાવ્યો અને ચાલમાં નાખ્યો. બળતાને અજવાળે તેને માલમ પડ્યુ કે, ચાલને છેક છેડે એક દાદર હતો. પેલો કાગળ બળી રહ્યો, અને હવે ખલીલને માલમ પડ્યુ કે જે ઝાંખા કિરણો તેને પહેલા દેખાયા હતાં, તે કિરણો દાદરની છેલ્લી પગથી ઉપર પડતા હતાં, બત્તી દેખાતી ન હોતી પણ તેના કિરણો જ દેખાતા હતાં તે ઉપરથી તેણે ધાર્યું કે બત્તી, દાદર ઉપરથી ઉતરતા ડાબા હાથ ઉપરની ચાલમા ટાંગેલી હશે તેણે ત્યાં જવાનો ઠરાવ કીધો, વાચનાર જાણે છે કે તેણે પોતાની પાસેના હથીઆરો પાશાના હુકમથી ગુલામોને હસ્તક આપ્યા હતા, તે છતા પણ તે એકલો જવાને જરાએ બ્હીનો નહિ જો તે ચાહત તો પોતાના મિત્ર જુલિયનને પોતાની સાથે લઈ શકત, પણ કદાચ પકડાઈ જવાથી જો જોખમ આવી પડે તો તેમા તેનો મિત્ર જુલિયન ભાગ લે, એવી તેની મરજી ન હોતી. માટે પાસેના ઓરડામાં કઈ પણ ન સભળાય તેવી રીતે તેણે પોતાની શોધ કરવાનુ કામ જારી રાખ્યુ

## પ્રકરણ ૮ મું

## એક ભયંકર ભોંયરામાં ખલીલ

ખલીલ હિમ્મત લાવી દાદર ઉપરથી ઉતર્યો, જેના પગથીઆ ઉપરથી તેણે અટકળ કીધી કે, એ દાદર છેક ભોંયતળીએ સૂધી પહોંચતો હશે. તેણે આગળ ધાર્યું હતુ તે પ્રમાણે તેણે એક બત્તિ ત્યાં ટાંગેલી જોઈ; પહેલાં તેણે જે કીરણો જોયા હતા તે આજ બત્તિના હતાં, અને તે એટલાં તો ઝાંખાં હતા કે ખલીલને તે છૂપુ બારણુ ઉઘાડતા નજરે પડ્યા નહી તેમા નવાઈ નથી. એવાં છૂપા બારણાઓ, માર્ગો, અને ભોંયરાઓ આવાં એક સુદર મહેલમાં શામાટે બનાવ્યાં હશે, એ સવાલ તેણે પોતાના મનને પૂછ્યો નહિ. કારણ કે આ કઈ તેણે પહેલી વાર જોયુ ન હોતુ. પહેલા

તો એવાં ભોંયરાં, ખજાનો સંતાડવાને કામે લાગતાં હતાં, અથવા સરકારી અમલદારો જ્યારે પણ ધારાની તકસીરમાં સપડાતા હતા, ત્યારે તેમની ઉપરનું ચોફેર વાદળ વિખરાઈ જાય નહિ ત્યાં સુધી તેઓ ત્યાં ભરાઈ બેસતા. આ વાર્તાની શરુઆતમાં જ અમે જણાવ્યું છે કે, હાલનો સુલતાન પોતાની રૈયતના જાનમાલની સલામતીની તકેદારી રાખવામાં સહુથી પહેલો હતો અને પોતાના ખાસ હુકમ વગર કોઈ પણ પુરુષને જાન લેવાની અને ફાંસીની શિક્ષાનો હુકમ કરવાની કોઈ પણ અમલદારને સત્તા હતી નહિ પણ આગલા રાજાઓનો મામલો તદ્દન જૂદો હતો તે વેળાના અભણ અને અજ્ઞાન સુલ્તાનો પોતાની મરજી માફક મરજીમા આવે ત્યારે કોઈ પણ માણસ, અમલદાર કે અમીરને, ગમે એવાં નજીવા કારણસર હેરાન કરવામાં પાછળ પડતા ન હોવાથી તેમને શિક્ષા કરાવવા માટે સુલ્તાનની મોહોરવાળા પેગામ સાથે તે સુલતાનનો વિશ્વાસુ નોકર પોતાની સનમુખ આવી કઈ ઘડીએ ઉભો રહેશે, તેની સૌથી અદલમાં અદલ અને વડા ન્યાયાધીશને પણ ખબર ન હોતી આવા ભયકર વખતમાં સતાઇ જવા સારુ તવગર લોકો પોતાના મહેલોમા છુપાં ભોંયરા બનાવતા હતા, અને તેમને જ્યાં સુધી તેના મિત્રો કાંઈ કળાથી સુલ્તાન ઉપર ફાવી જઈ તેનો હુકમ ફેરવાવે નહી, ત્યાં સુધી તેઓ ભરાઇ બેસતા. આ સઘળી વાતથી ખલીલ પૂરેપૂરો વાકિફ હતો, અને આવા છૂપા માર્ગોથી તે કોઇ પણ રીતે અચરત થતો ન હોતો પણ જે અચરતી તેને ઉત્પન્ન થઈ તે એટલા જ માટે કે ત્યા પેલી બળતી બત્તી શા સારુ રાખવામાં આવી હશે

તે હળવેથી આગળ વધ્યો. ટાગેલી બત્તીની બરાબર નીચે જુએ છે, તો તેને માલમ પડયુ કે લાકડાનું એક ચોરસ બારણુ પત્થરની જમીનની સપાટીની બરાબર નીચે લીધુ હતુ. તે બારણુ ઉચકવા સારુ કોઇ જાતનું કડું તેને જડેલુ ન હતુ, તો પણ ખલીલની ખાત્રી થઇ કે, તે બારણુ બનાવવામા કોઇ પણ મતલબ રાખવામા આવ્યો હશે. પહેલા તેને એવો વિચાર આવ્યો કે એ જગ્યાએ દૌલતખાન પાશાએ પોતાનો અખૂટ ખજાનો સતાડ્યો હશે પણ તેને વળી બીજો વિચાર આવ્યો કે, એમ કદી હોય જ નહિ. કારણુ કે જો ખરેખર જ એ ભોંયરું ધન સતાડવા સારુ કીધુ હોય તો આવી રીતે પત્થરની જમીનમા લાકડાનું બારણુ બનાવે નહિ; કારણ કે, તેમ હોય તો તે ખજાનો ચોરની આંખથી છૂપાવવાને બદલે ઉલટુ દેખાડી આપે. ત્યારે હવે તેનો ઉપયોગ શો હશે? ખલીલે તેની ઉપર હળવેથી પોતાનો પગ અફાળ્યો અને તેમાંથી પોકળ અવાજ નીકળ્યો. તે બીજી વાર, વધારે જોરથી અફાળવા જતો હતો, પણ તેણે વિચાર્યું કે,

તેમ કરવાથી ઘોંઘાટ થશે અને તેનો શોધ કરવાથી મતલબ ઉંધો વળી જશે. એ પ્રમાણે વિચાર કરી, તે આગળ ચાલ્યો. થોડી જ વારમાં વળી એક બીજા દાદર આગળ આવી પહોંચ્યો. પહેલા જરા અટકયા પછી, અને મન સાથે વિચાર કર્યા પછી તે તેની ઉપર ચઢયો. વળી બીજી એક બત્તી આગળના જેવી જ ટાંગેલી તેની નજરે પડી. આ બત્તીના કિરણો એક ન્હાના બારણા ઉપર પડતા હતાં અને તે અડધુ ઉઘાડું હતુ આણી તરફ ખલીલ હવે ચાલ્યો તે ઉપર ઉપર પગ મૂકે છે એવામા એક સૂતેલા માણસના ઘોરવાનો અવાજ સભળાયો. બારણુ અડધુ ઉઘાડું હોવાથી બહારની બત્તીનુ અજવાળુ પડતુ હતુ અને હવે ખલીલને માલમ પડ્યુ કે, ઓરડામાં એક કદાવર અને ભારી આગવાળો કાળો ગુલામ એક લાકડાના પહોળા બાક ઉપર ચત્તોપાટ પડેલો હતો એ ગુલામના જેવો બીજો કોઇ બદશીકલ પુરુષ ખલીલે પોતાની જિંદગીમા જોયો હોય એવુ તેને યાદ ન હોતુ. આ ડરામણા ચહેરાનો ગુલામ હબશીની જાતનો હતો, અને ખુબસૂરતીને અને તેને તો અઢાર કોસનુ છેટુ હતુ. તેના ઘોરવા ઉપરથી, અને તેની સૂવાની ઢબ ઉપરથી ખલીલે ધાર્યું કે, તે દારુના કેફમા ચકચૂર થઇ પડ્યો હશે. તેની કમરે એક પટો બાધેલો હતો, અને તેની સાથે એક મોટી તલવાર લટકતી હતી, એ ઉપરથી પણ તેની ખાત્રી થઈ કે, તેને સૂવા જવાથી પહેલા શરાબની ધૂન ખૂબ ચઢી હશે તે હજી સૂતેલો જ હતો ખલીલ પાછો નીચે ઉતર્યો પેલા ભોંયરાના બારણા ઉપર થઇને પોતાના ઓરડા તરફ જવાના દાદર ઉપર ચઢ્યો, પણ હવે ત્યાં તદન અધારુ હતુ, એટલે તેણે અટકળ કીધી કે, દીવો કદાચ બુઝાઇ ગયો હશે.

તેણે પોતાના હાથ લાબા કીધા, અને તેના હાથની સાથે એક બારણું અથડાયુ. તે બારણુ બધ હતુ, તેણે આખા બારણા ઉપર હાથ ફેરવી જોયો, પણ તે ઉઘાડવાનો એક પણ ઉપાય તેને સૂઝયો નહિ. એ જ બારણાની બરાબર સામે એક બીજુ બારણુ તેનાં હાથને અડકયુ. તેને ઉઘાડવામા પણ તે નાસીપાસ થયો. પહેલુ બારણુ તેના પોતાના ઓરડાનું હતુ અને બીજુ તેની સામેનુ, તે તેના મિત્ર જુલીઅનના ઓરડાનું હતુ. જુલીઅનના ઘોરવાનો અવાજ ખલીલે સાંભળ્યો ખરો, પણ તેણે બારણું ઠોકવાની હિમત ચલાવી નહિ, કારણ કે તેથી પાશાના બીજા નોકરો જેઓ પાસેના ઓરડામા કદાચ સૂતા હોય તેઓ જાગી ઉઠે. તેણે તરત જ પોતાના ગજવામાથી કેટલાક નકામા કાગળો કાઢયા અને નીચે જઈ સળગાવી લાવ્યો, એવા મતલબથી કે તેને અજવાળે તે પોતાના બારણાની છૂપી કળ શોધી કાઢે, પણ તેમાં તે કમનસીબે નિષ્ફળ થયો. કાગળો બળી ગયા,

અને મશાલ ઓલવાઇ ગઇ. ઘણી વાર સુધી અંધારામાં ઉભું રહેવું તેણે જોખમ ભરેલું ધાર્યું. તેથી તે પાછો ઉતરી પડ્યો અને પેલો ગુલામ સુતો હતો તે ઓરડા આગળ ગયો. હજી તે ભર ઊંઘમાં જ પડેલો હતો, એવી તેની ખાત્રી થવાથી વળી એક દાદર જે હમણા જ તેની નજરે પડ્યો તે પર ચઢયો. સામે જ એક બારણું હતું, જેની કળ ફેરવતા જ તે અંદરથી ઉઘડ્યું, અને હવે તેને એક ભારી મખમલનો પડદો લટકતો નજર આવ્યો. આ પડદાને ખસેડીને જુએ છે તો તેને એક ભપકાદાર અને સારું શૃગારેલું દીવાનખાનું નજરે પડયું અને એક ઓરત, ગુલાબના ફૂલની ખીલતી કળીના જેવા સુંદર રેશમી સાટીનના નરમ બિછાનામાં જાણે દટાયલી તેની નજરે પડી. આ ઔરત બીજી કોઇ જ નહિ, પણ દોલતખાન પાશાની બાબી ઈસમીલડા બાનૂ હતી

તેણે તરત જ હિમત લાવી બારણું બંધ કીધું, અને પડદો પાછો ગોઠવ્યો ખલીલ તેના બિછાના આગળ ગયો. જમીન ઉપર જાડો ગાલીચો પાથરેલો હોવાથી, તેનાં પગલાનો જરાપણ અવાજ થતો ન હોતો. તે તેના ચહેરા ઉપર વાંકો વળ્યો. ઈસમીલડા ઊંઘમા હસતી હતી. વળી જરા રહીને જાણે ગુસ્સે થઇ હોય તેમ ભવા ચઢાવ્યા. વળી પાછો તેનો ચહેરો હસતો નજર આવ્યો. એવી એવી રીતે તેના ચહેરાએ તરેહવાર આકાર પકડ્યા પછી આખરે તેણે કોર મરડી. પણ આટલી બધી વાર તે ઊંઘમા જ હતી. ખલીલે ધાર્યું કે તે સ્વપ્ન જોતી હશે કોર મરડવાથી તેની સોડમાં એક તલવાર હતી તે ગગડીને નીચે પડી ખલીલે તેને જમીન ઉપર પડવા ન દેતાં પોતાના હાથમા ઝીલી લીધી. આ તલવાર દૌલતખાન પાશાની કમરે તેણે ગઈ જ રાતના જોઇ હતી. તેની મ્યાન ઉપર સોનાનો ઢોળ ચઢાવેલો હતો. અને તેની મૂઠમા બેહદ કીમતી હીરાઓ જડેલા હતા. આ તલવાર પોતાના હાથમાં આવવા માટે અંદરખાનેથી તે ખુદાનો ઉપકાર માનવા લાગ્યો. કારણ કે, તેણે ધાર્યું કે જો ઈસમીલડા ગુસ્સામા આવી શોર કરશે અને પેલો બદશીકલ ગુલામ તેની મદદે આવશે તો આ તલવાર તેને પોતાનો બચાવ કરવા માટે એક અચ્છુ હથીઆર થઈ પડશે. વાચનાર જાણે છે કે, ખલીલે ઈસમીલડાના પ્યારને ના કબૂલ કરતા તેને ધિક્કારી કાઢી હતી; એટલે તેનુ વેર લેવા માટે તે કદાચ બૂમ પાડી ઉઠે, તેમાં કાંઈ જ શક ન હતો. પણ તેવામાં એકાએક તેની આંખો ઊઘડી ગઇ, અને ખલીલને ઓળખતાં જ તેની ઉપર ખપ્પા થઈ બૂમ પાડી મદદ માગવાને બદલે તેને હસતા ચહેરાથી જોવા લાગી. થોડી વાર

સુધી ટગર ટગર જોયા પછી તે બોલી—"ઓ ! ખુબસૂરત નૌજવાન મર્દ શુ ખરેખર તુ જ? કે ફક્ત મારા મનની કલ્પના છે? હા, બેશક તું જ છે, અને તું હસતા ચહેરાથી મારી તરફ જુએ છે!"

ખલીલ ખરેખર જ હસતા ચહેરાથી તેની તરફ જોતો હતો. તેણે થોડા જ કલાકની વાત ઉપર ઈસમીલડાના પ્યારને ધિક્કારની નજરથી જોયો હતો, પણ હમણા તે હસતો અને ખુશ મિજાજમા હતો. તેમા તેનો કાઇક ચોકસ મતલબ હતો. અહી યાદ રાખવુ કે તે પોતાની જુલયખાને ભુલી ગયો ન હોતો ઈસમીલડા વળી જુસ્સામા આવી બોલી—"ઓ! મારા ખલીલ, હુ તારુ જ સ્વપ્ન જોતી હતી. જાણે કે તેં મારો પ્યાર કબૂલ કીધો, અને હુ હસી પડી વળી જાણે કે તેં મને ધિક્કારી, અને તેથી હુ ગુસ્સે થઇ. વળી તુ મને ઠપકાના વચનો કહેવા લાગ્યો, માટે ગુસ્સામાં આવી પાશાની તલવાર, જે મારા સ્વપ્નમા પણ મને યાદ આવી કે તે ગફલતમાં વિસરી ગયો હતો, તે લેવાને સારુ મારા બિછાના ઉપર હાથ ફેરવી જોયો, પણ તે મને મળી નહિ, વળી પાછો તારો ખુશનુમા ચહેરો નજરે પડ્યો. હુ જાગી ઉઠી અને જોઉ છુ તો તુ ખરેખર જ મારા બિછાના પાસે ઉભો છે!"

ખલીલ—"નામવર બાનૂ, આજે રાતે મને એક સાગો ધડો મળ્યો છે, તે એ કે માણસ જાત પોતાના જુસ્સાઓને લગામમા રાખવાને અશક્ત છે, અને જે કામ અથવા ચીજને વળગી રહેવાના તેણે કસમ ખાધા હોય, તે પ્રમાણે કરવાને તેનુ અત કરણ ના પાડે છે. હુ તમારી આગળ ખરેખરી વાત જાહેર કરવાને અચકાતો નથી. હું જુલયખા તરફ વફાદાર રહેવાને ચાહતો હતો, પણ તમારી સુદર તસ્વીર અને માહતાબ સરખો ચહેરો મારી પાછવાડે પછવાડે ગોયા ભમતા હતા. બિછાના ઉપર મારા થાકેલા શરીરને નાખ્યુ, પણ મને ઊંઘ આવી નહિ અને ગમે એવી આફત આવી પડે તો પણ તમો નામવર બાનૂના ઓરડાને શોધી કાઢી તમારા પગ ઉપર મારુ માથુ મૂકી મારી નાલાયક ચાલને માટે પસ્તાવો કરી માફ માગવાનો મેં ઠરાવ કીધો, નામવર બાનૂ! પ્યાર એક અજબ ચીજ છે."

ઈસમીલડા—"ઓ, સુદર ચહેરાના જવાન ખલીલ! આ કેવા મધુર શબ્દો તુ મારા કાનમાં રેડે છે—આ તલવાર તારા હાથમાં કેમ આવી?"

ખલીલ—"એ તલવાર, નામવર બાનૂ, તમારા બિછાના ઉપરથી તમારા હાથના આંચકાથી પડી ગઈ, અને તે જોતા જ મેં ધાર્યું કે, તે એક સુદર નાજુક સ્ત્રી કરતાં એક લડાયક શૂરવીરને વધારે લાયકની છે."

એમ બોલી પાસેના કોચ ઉપર તે તલવાર મૂકી અને તરત જ ગોઠણ-મંડીએ પડ્યો. ઘણીજ નમ્રતાનો ડોળ ઘાલીને બોલ્યો:–"શું બાનૂ ઈસમીલડા મારી થોડા કલાક આગમજની નાલાયક ચાલની માફી બખ્શસે?"

ઈસમીલડા–(બીછાના ઉપરથી ઉઠી ખલીલને પાસે બેસાડીને) "હા, જવાન મર્દ, મેં તને માફી બખ્શી છે."

ખલીલ–"નામવર બાનુ, હું કારમાનીઅન વંશની ઓલાદનો એક આબરુદાર અને પ્રામાણિક શખ્સ છું. મે પહેલાંથી તમને વાકિફ કીધા હતા કે મારો પ્યાર મેં જુલયખાને હવાલે કીધો હતો, અને તે મારા વચન ઉપર પૂરતો ભરોસો રાખે છે. માટે મારૂ દિલ તમને એકદમ સોંપી દેવા પહેલા જુલયખાને એ વિશે જણાવવાની હું મારી ફરજ સમજુ છુ કે, હું કાંઈ તેને ખરેખર ચાહતો ન હોતો, અને તેથી મારો તેની ઉપરનો પ્યાર એકાએક ઉતરી ગયો છે મારા કસમ તેણે તેટલા માટે નહિ સરખા ગણવા અને તેણે પોતા માટે બીજા મર્દને શોધી કાઢવાની વેતરણમા રહેવુ. એ પ્રમાણે કરવા પછી, અને તે કાંઈ આવતી કાલ સુધી થતું નથી હું મને પોતાને છૂટો થયેલો સમજીશ અને ત્યારબાદ હા, જરૂર, જરૂર, ઓ સુંદર ઈસમીલડા! તારા પગ ઉપર મારું માથુ મૂકવાને જરા પણ વિલંબ લગાડીશ નહિ."

ઈસમીલડા–"ઠીક છે, જેમ તારી મરજી. આવતી કાલે જરૂર કરી જુલયખાને આપેલો કોલ તોડજે અને ત્યારબાદ તુ મારો પોતાનો–ખાસ પોતાનો થશે પણ તારાથી એવી કળા શોધી કાઢી શકાશે કે"–

ખલીલ–(હસીને) "કે જેથી દૌલતખાન પાશા એક બીજો દહાડો રહેવાની રજા આપે? હા, પ્યારી બાનૂ, બેફિકર રહો. હું તેની તજવીજમાં રહીશ."

ઈસમીલડા–"આહા! આ કેટલુ બધુ સુખ! કેટલી બધી મજાહ!"

ખલીલ–"હવે મારી ખાતરી થઈ છે કે, તમે મને માફી બખ્શી છે આપણે અરસપરસ પ્યાર કબૂલ કીધા છે તો હવે હુ મારા ઓરડામા જવાની રજા માગુ છુ"

હવે ઈસમીલડા વિચાર કરવા લાગી કે, ખલીલને મારો ઓરડા કોણે દેખાડ્યો હશે. તે પ્યારના સાગરમા એટલી તો ડૂબી ગઈ હતી કે, તે સવાલ પૂછવાનું તેને યાદ જ ન રહ્યું. તે હવે બોલી.–"પ્યારા ખલીલ, તને આ મારા ઓરડાનો માર્ગ કોણે દેખાડ્યો?"

ખલીલ–"મારા ઓરડામાંથી સારા નસીબે મને એક કુંચી મળી આવી, જેથી કરી જે સઘળાં બારણાં મને માર્ગમાં નડ્યાં, તે એ કુંચીની સામે ટકી શક્યાં નહિ. આ રહી તે કુંચી."

એમ બોલી જાણે કે ખરેખર જ કુંચી ગજવામાં હોય તેમ તેણે પોતાના ખીસામાં હાથ ઘાલ્યો, અને જાણે કે કુચી પડી ગઈ હોય તે પ્રમાણે ગભરાઇને આસપાસ જોવા લાગ્યો. આ તેના ગભરાટને જોઇ ઈસમીલડા બોલી, "શુ કોઇ માણુસના પગલાંનો અવાજ બવાજ સાંભળ્યો કે? બોલ ખલીલ શુ છે?"

ખલીલ—"નહિ નામવર બાનૂ, પેલી કુંચી ક્યાંક પડી ગઇ છે. (આસપાસ શોધે છે) મને લાગે છે કે આ તકીઆઓની વચમા ક્યાંક પડી હશે. હવે મારાથી કેમ જવાશે? કદાચ પાશા આવી લાગશે તો?"

ઈસમીલડા—"કંઈ ફિકર નહિ. પ્યારા ખલીલ, તારી બલા ગઇ. લે આ બીજી તને આપુ છુઃ એ કુચીથી દરેક બારણુ ઉઘડીને તને માર્ગ આપશે. એ જ કુચાથી પેલી અમીના તને અહીં બોલાવી લાવી હતી. લે, મારા સહુથી વ્હાલા ખલીલ, તું જયારે ગમે ત્યારે આ કુચીની મદદથી મારી હજૂરમા આવી શકશે." ઈસમીલડાએ તે કુચી ખલીલને આપી અને તેણે એ ઉપકારના બદલામા તેના બરફ સરખા સફેદ અને ચળકતા હાથ ઉપર ચુમ્મી લીધી અને બહાર નીકળ્યો પોતા પાસેની કુચીવડે તે ઓરડાનુ બારણુ ઉઘાડ્યુ, અને ઈસમીલડાએ તેને સહુથી ટુંકો અને સલામતી ભરેલો માર્ગ બતાવ્યો. તે પોતાના ઓરડામા ગયો, કોચ ઉપર પડ્યો અને ઘણો જ થાકી ગએલો હોવાથી ઘોર નિદ્રાને આધીન થયો

બીજે દહાડે તેણે પોતાના મિત્રો જુલીઅન અને લ્યુકસને લઇ ગતના બનેલા બનાવોનો એક હરફ પણ કહ્યો નહિ અને તેમ કરવામા તેનો કાંઇક ચોકસ મતલબ હતો. ત્રણે મિત્રોને દૌલતબાન પાશાના હુકમથી, નાદિર ખાના પીરસવામા આવ્યા હતા, અને તેમને રમૂજ આપવાના મતલબથી કિસ્સા, કહાની અને વારતાઓની ચોપડી—શતરજ—પાનાં વગેરે આપવામા આવ્યા હતા, તેમને બહાર જવાની સખત મનાઇ હતી અને જે ગુલામો તેમની ઉપર ચોકી કરતા હતા તેઓ સિવાય કોઇને તેમણે દીઠા નહિ જયારે સાઝ પડી ત્યારે તેમને દૌલતબાન પાશાની દીકરીઓના ઓરડામા લઇ જવામા આવ્યા, જ્યા તે સુદર ચહેરાની નાજનીનો અને પાશા પોતે પણ ઇન્તેજારીમા બેઠો હતો. કારણ કે તેઓ ખલીલની કબૂલેલી વધારે રસીલી અને અજબ જેવી વાર્ત્તા કઇ હશે તેના વિચારમા હતા. પાશા પોતાની મોટી કુરસી ઉપર અબેટાઇને પોતાના મોઢામા હુક્કાની લાંબી નળી લઇને બેઠો હતો અને તે ખુશમિજાજમાં નજર આવતો હતો.

હયુકસ ગુલનારની પાસે બેઠો, જુલીઅન તહેમીનાની સોડમાં વિરાજયો અને ખલીલે પોતાની જિગર કરતાં પણ વ્હાલી જુલયખા પાસે જગા લીધી. આ તેમની હિમતની સામે પાશા એક હરફ પણ બોલી શકયો નહિ. ખલીલે ગઈ રાતના ઈસમીલડાને જે વચન આપ્યું હતુ, તે છતાં પણ તે પોતાની જુલયખાને કાંઈ ઓછી ચાહતો ન હોતો. ખલીલ કાંઈ ઈસમીલડાને પોતાના જિગરથી ચાહતો ન હોતો અને તેને આપેલુ વચન કઇ જ નહિ પણ સઘળા ઢોંગ અને મકર હતા, કારણ કે, તેમ કરવામાં તેનો ઘણો જ ઊંડો મતલબ હતો. પાશાએ હવે ખલીલને વાત શરુ કરવાનો હુકમ કીધો, અને તેણે નીચેના પ્રકરણમા લખેલી વાર્તા શરુ કીધી.

—✡✡✡✡—

## પ્રકરણ ૯ મું
## ખલીલની બીજી વાર્તા

પોતાની બીજી વાર્તા શરુ કરતા ખલીલ બોલ્યો કે—"તુરકી સરકારનો શૂરો સિપાહસાલાર મુરાદ ૧૩૮૯ ની સાલમા એક ફતેહમદ કૂચ પછી સરવીયાના દક્ષિણ ખૂણામા આવેલા કોસોવાના મેદાનમા આશાએશ લેવાને કુલ લાવલસ્કર સહિત તંબૂઓ ઠોકી પડેલો હતો. આસપાસની દરેક ટેકરીઓ ઉપર મુસલમાન વાવટો ઉડાવવામા આવ્યો હતો. સુલ્તાન મુરાદનો તબૂ છાવણીની વચોવચ ઉભો કરવામા આવેલો હતો, અને તેની આસપાસ જેનીજરી શરવીરોનો ચાલૂ ચોકી પહેરો રાખેલો હતો. સુલ્તાનના તબૂની જોડાજોડ બીજા ચાર તબૂઓ ઉભા કરેલા હતા, જેમાના એકમાં સુલ્તાનનો જનાનો હતો, એકમાં તેનો વડો ભાઈ બાયેઝીદ, એકમાં તેનો પુત્ર યાકૂબ અને એકમં બિગલરબેગ તિમુરતાશ નામનો તુરકી લશકરનો સર્વથી શૂરો પહેલવાન રહેલો હતો કોસોવાના મેદાનમા સુલતાન મુરાદ એ પ્રમાણે છાવણી નાખી પડ્યો છે, તેવામા એક સવારે સરવીયાના રાજા તરફના એક હલકારાએ આવી સુલતાન મુરાદની મુલાકાત લેવાની માગણી કરી. આ ખેપીઓ જવાન અને ભાગ્યે જ એકવીસ વર્ષના વયનો હતો. દેખાવે સ્વરૂપવાન્ અને બાંધે લઠ હતો. નામ તેનુ મોલોશ કોબીલોવીચ હતુ. સુલતાન મુરાદની રૂબરૂ તેને લઈ જવામાં આવ્યો અને ભારે અંદાજા સાથે તેણે સુલ્તાન સાથે વાતચિત ચલાવી. નમન કરી તે બોલ્યો કે "સરવીયાના રાજા લેજરે તેની સાથે સુલેહ કરવાનો પેગામ મોકલ્યો છે. રાજા લેજર સારી પેઠે જાણે છે કે, તુરકી લશ્કર તેના લશ્કર કરતાં સખ્યામાં ઘણું નાનું છે. વળી લેજરનું લશ્કર કવાયદમા પણ અતિ ઘણું ચઢતું છે,

છતાં પણ દયાળુ દિલનો રાજા પોતાના ગમે તેવા હેતુ અર્થે નિર્દોષોનાં લોહી રેડવાને ઇચ્છતો નથી, અને તેટલા જ કારણે તે ઇચ્છે છે કે, સુલ્તાન મુરાદ સાથે સુલેહ કરવી, અને તે સુલેહનો પેગામ લઈ તેને મોકલ્યો છે." સુલ્તાન મુરાદ આ જવાન પેગામચીના પેગામ અને તેના વાક્ચાતુર્યથી છક થઇ ગયો. પણ તેની અહંકાર ભરેલી વાણીથી સુલતાનને બહુ જુસ્સો ઉત્પન્ન થયો. ભારે ગુસ્સાથી તે છલગ મારી બોલ્યો, 'અય જવાન પેગામચી, તારું એલચીખાતું સારી આશા મેળવી મારા દરબારમાથી જનાર નથી. તારુ કામ બહુ ઉછાછળુ છે. જો તુ તારા રાજા તરફથી સુલેહનો જ પેગામ લઈ આવ્યો હોય તો તારો ગર્વ છોડી સુલતાન મુરાદને નમન કરીને તે માગણી કર, જો તારામાં શક્તિ છે તો શા માટે તેં આ ઠાલો બડબડાટ કર્યો? જો આ સુલેહનો પેગામ લઈ આવ્યો છે?' સુલતાનની ગમે તેટલી તાણુતોડ છતાં આ પેગામચી જેનુ નામ મીલોશ હતુ, તે બહુ હિંમત અને ગર્વથી સુલતાનને તાણો મારી બોલ્યો કે 'મારું કામ તારા કરતા બહુ શૂરાતન ભરેલુ છે,'' આ ઉત્તરથી સુલતાનને તો તળિયેથી તે તાળવે સૂધી એટલી બધી ઝાળ ચઢી કે, તે તો કૂદકો મારી ઉભો થયો અને બોલ્યો કે 'ગર્વિષ્ઠ જવાન, માત્ર તારી જવાની તરફ મારુ દિલ ખેંચાય છે, નહિ તો આજ જગાએ તારુ લોહી રેડવામાં મને કશુ પાપ નથી તને તારી મગરૂરીભરી વાણી માટે ક્ષમા કરી ફરમાવુ છુ કે એકદમ આ દરબાર છોડી જા અને તારા રાજા લેજરને જણાવ કે, આજથી તેણે મારો ખૌફ ખેંચ્યો છે, અને કહે કે તેણે બચવુ હોય તો અબઘડી સુલ્તાનને આવી પગે પડે." મીલોશ સુલ્તાનના ગુસ્સા સામે ટકવાને પૂરતો સમર્થ હતો જ, એટલે તે તો ભવાંને કમાન પેરે વાળી દઈ ખૂબ તપી જઇને સુલ્તાનને વિશેષ ઉત્તર વાળવા જતો હતો, તેટલામા પેલા તુરકી પહેલવાન તિમુરતાશે તેને ત્યાંથી ખેંચી લઈ જઇ તેના રસાલામા મૂકયો, અને સમજાવીને મીલોશને જણાવ્યુ કે 'તુ, ગમે તેવો તરુણ શૂરવીર છતા સિંહને તેની ગુફામા જઈ છેડવાનું કામ લઈ બેઠો છે, એ બેવકુફી ભરેલુ છે.'

મીલોશ ત્યાથી બહુ જ તપેલા દિલે અને જે વખત જાય છે તેમા મુસલમાનો પ્રત્યે રણસગ્રામ મચાવવાના ખ્યાલમાં ને ખ્યાલમાં પોતાના રસાલાના માણુસો સાથે વાતો કરતો ચાલ્યો. જેમ જેમ તે વાતો કરતો હતો, તેમ તેમ સુલતાન મુરાદના તાણા ભરેલા શબ્દો તેના દિલમાં તીરની પેરે વાગતા હતા અને કયારે તે મુસલમાનો ઉપર અને સુલતાન મુરાદ ઉપર પોતાનુ વેર વાળે. તે વખતની ઇન્તેજારી સાથે રાહ જોતો ચાલ્યો, આ પ્રમાણે તે પોતાનો ઘોડો દપટાવતો જાય છે, તેવામાં જોયછે શુ કે માર્ગમાં

વચ્ચે આવતી નદીને પેલે પાર મુસલમાન લશ્કરની એક મોટી ટુકડી, મુસલમાન ધ્વજા અને ઝંડા સાથે કૂચ કરી આવતી જણાઈ. તેમની સાથે કોઈ મોટા કુળની સ્ત્રી હોય એમ માલમ પડયું. છતાં પણ મુસલમાનો તરફના તિરસ્કારથી છછેડાઈ રહેલા મીલોશે તો મુસલમાનોની તે ટુકડી સાથે હાથ મેળવવાનુ નગારુ કર્યું મુસલમાન ટુકડી સાથની બાઇયે આ મામલો જોઈ ગભરાટ મચાવ્યો, પણ લશ્કરે તેને હિંમત આપી અને સરવીયનોની નાની સખ્યાને થોડા જ વખતમા હરાવીને તેમનો પરાજય કરવાનુ વચન આપી સરવીયનો સામે લડવાની તૈયારી કરી. અંતે રણસગ્રામ મચ્યુ મુસલમાનોની સખ્યા ઘણી મોટી છતા મીલોશે ભારી શૂરાતન સાથે એક એક માણસને ઠાર કરી દઈ પેલી શાહજાદીને પોતાના કબજામાં લીધી. આ શાહજાદી કોણ છે, તે જાણવા માટે મીલોશનું મન આકુળ વ્યાકુળ થવા માડયુ તેને ગભરાયલી જોઈ તે ધીરજ આપી બોલ્યો કે 'બાઈ, તું એક ખ્રીસ્તી પણ દયાળુ દુશ્મનના હાથમા આવી છે, માટે બીશ નહિ. "આ બોલો સાભળતા જ શાહજાદી બોલી કે 'હુ સુલતાન મુરાદની પુત્રી નીલોફર છુ. મારા પિતાને માટે કશુ ભુંડુ બોલાયલુ હુ સાંખીશ નહિ." નીલોફરની ખુબસૂરતી વિષે મીલોશે આગળ ઘણું સાભળ્યુ હતુ, અને તેજ ખુબસૂરત સુદરીને આ અકસ્માતથી પોતાના પજામાં આવેલી જોઈ બહુ ખુશ થયો. તેનુ શું કરવુ તેના એક પછી એક અનેક તરંગો મનમાં ઉત્પન્ન થવા લાગ્યા, અને તેમાં અતે બીજો વિચાર ન કરતા તેને પોતાના વડા અધિકારી પાસે લઈ જવાનો માર્ગ વ્યાજબી વિચાર્યો. મીલોશનો આ ઇરાદો સાભળી, શાહજાદીએ કરગરીને મીલોશને જણાવ્યુ કે, "ઉદાર વૃત્તિના સરદાર! તારો વર્તણુકથી મારા તરપ ખ્રીસ્તી દરબારમા સારો સત્કાર બતાવવામાં આવશે, એમ મારી ખાત્રી થાય છે. મને ખબર છે કે યૂરોપિયનો પોતાના બધવાઓ તરફ ઘણુ દયાળુ રહે છે, અને મારો પિતા થોડા જ વખતમાં ઘટતો બદલો આપી મને છોડવી લઈ જશે." મીલોશે શાહજાદી નીલોફરને ધીરજ આપી કે તેના તરફ તેના વડા અધિકારીઓ તરફથી કોઈ પણ પ્રકારની ગેરવર્તણુક વાપરવામાં આવશે નહિ, આ ધીરજથી સતોષ માની લઇ શાહજાદી નીલોફરે પોતાનો બુરકો ઉંચકી નાંખ્યો, એટલે નીલોફરને ખુલ્લા ચહેરામાં જોઇ મીલોશ અત્યત છક થઈ ગયો, અને તેને પોતાનું કશું ભાન રહ્યું નહિ. અતે સઘળું ઠરીઠામ કરી મીલોશ શાહજાદીને લઈ પોતાની છાવણીમાં જવા નીકળ્યો અને બે દિવસમા બોસ્નીયાના રાજા ટોવરકોની છાવણીમાં જઈ પહોંચ્યો. બોસ્નીયાનો રાજા સરવીયાના રાજા લેજરનો ખડિયો હતો, એટલે તેણે મીલોશની વાત

સાંભળી, એવો જ ઠરાવ કીધો કે, સઘળી હકીકત રાજા લેજરને વિદિત કરવી અને તે જેમ ફરમાવે તેમ કામ કરવુ. ટોવરકોએ મીલોશને પોતાને જ સદેશો લઈ સરવિયા જવાને ફરમાવ્યુ અને દરમ્યાન નીલોફરની ઘટતી સારવાર કરવાની કબૂલાત આપી. સઘળી તૈયારી કરી રહી મીલોશ શાહજાદી નીલોફરની રજા લેવા અને રાજા ટોવરકોના હુકમ વિશે જણાવવાને આવ્યો; શાહજાદીએ તરત પોતાનો બુરકો ઉંચકીને મીલોશને સલામ કરી, અને ફરીને એકવાર શાહજાદીને ભારે પ્રેમ ભરેલા અંત:કરણથી જોઈ લઈ ઉંડી હાય સાથે મીલોશ ત્યાંથી છૂટો પડ્યો.

મોટો રસાલો લઈ જવો એને વધારે વિકટ કામ સમજી માત્ર છ સવારો સાથે લઈ મીલોશ બોસ્નીયાના દરબારમાંથી નીકળ્યો, અને માર્ગમા ઉતાવળથી ઘોડા કુદાવતો તે ધારેલી જગાએ આવી પહોંચ્યો. સરવિયાના રાજા લેજરના દરબારમા ઠાઠ સાથે તે સદેશો કહેવાને દાખલ થયો. ટુકમા જ તેણે રાજા લેજરને પોતાનો સદેશો જણાવ્યો, પણ તેથી તેને ભારે દિલગીરી ઉત્પન્ન થઈ. રાજા ઇચ્છતો હતો કે, લડાઇ કરવાની જરુર ન પડે, પણ લડાઈ સિવાય બીજો ઉપાય ન હોતો. નીલોફરના સબંધમાં જે સદેશો તેણે રાજાને કહ્યો, તે સઘળાનું ઉત્તર રાજાએ પોતાના એક ઘરડા દરબારીની સલાહ સાથે બોસ્નીયાના રાજા ઉપર લખીને આપ્યુ. આ દસ્તાવેજ સાથે મીલોશ ૨૪ કલાકમાં સરવિયાથી બોસ્નીયા આવી પહોંચ્યો, અને પેલા બધ દસ્તાવેજને વાંચીને રાજા બહુ વિસ્મય થયો અને એમને એમ કોંચ ઉપર પટકાઇને માથે હાથ દઈ બેઠો. આ જોઇ મીલોશ પણ વિસ્મય થયો કે શુ લખ્યુ છે. રાજાનો હુકમ લઇ તેણે તે દસ્તાવેજ લઇને વાંચ્યો તો રાજાએ તેમાં નીલોફરના સંબધમાં એવો ઠરાવ જણાવ્યો હતો કે, સુલતાન મુરાદની સારી ચાલની જામીનગીરી તરીકે તેને પરહેજ રાખવી અને મુરાદ જો ખ્રીસ્તી સત્તા સામે લેશ પણ માથુ ઉંચકે તો એકદમ નીલોફરનું ધડ શરીરથી છૂટુ પાડવુ. આ દસ્તાવેજ વાંચીને હજી તો હાથમાંથી હેઠળ મૂકવા જાય છે, તેવામાં જ એક કાસિદ ખબર લઇ આવ્યો કે સુલ્તાન મુરાદે ખ્રીસ્તી હદનાં ગામોમા ભારે લૂટફાટ અને ખુનામરકી ચલાવવી શરુ કરી છે. મીલોશને આથી જે લાગ્યુ તે માત્ર એક નિર્દોષ અબળાની સ્થિતિને માટે હતું. બોસ્નીયાના રાજાએ તો ગમે તે થાય પણ સરવિયાના રાજાનો હુકમ માથે ચઢાવવાનું નીમ લાધુ હતુ, એટલે મીલોશે ગભરાઇ બે દિવસની રજા માગી, અને રાજા લેજરના દરબારમા જવા માગ્યું, અને નીલોફરને ક્ષમા અપાવવાની હિમત ધરી. બોસ્નીયાનો રાજા એકથી બીજો થયો નહિ અને તેણે તો સરવિયાના રાજાનો હુકમ બસ માથે

ચઢાવી, નીલોફરને ઠાર કરવાનો ઠરાવ જણાવ્યો. નિર્દય રાજાને મીલોશે ઘણોએ સમજાવ્યો, પણ તેણે કશું માન્યું નહિ એટલે મીલોશે ચીડાઇને સરવિયાના રાજાના હુકમનો પત્ર હતો તે ઝડપથી ઝૂટવી લઇ ફાડી તોડીને તેના છપન્ન ટુકડા કરી નાખ્યા, અને પોકારીને બોલ્યો કે, "લે રાજા, હવે તારામાં પાણી હોય તો હુ તારી હુજૂરમાં ઉભો છુ, મને તારાથી થાય તે કરી લે." ટોવરકોએ તો ભવાં ચઢાવી મીલોશને બગલમાંથી પકડી હડસેલો માર્યો, પણ મીલોશ તેનાથી પાછો હટે તેવો ન હોતો. ટોવરકોને તો કશુ સૂઝ્યુ નહિ. ગુસ્સાની બળતરા અને દિલગીરી સાથે કાંઇક બબડતો પોતાના તબૂમાં દાખલ થયો. સરવિયાના રાજાનો લેખ વાચી મીલોશ જેટલો ગાભરો બની ગયો હતો તેટલો જ હવે તે શાંત પડી ગયો. તબૂમા દાખલ થતાં જ ટોવરકોએ મીલોશને બંદીવાન કરવાને હુકમ કીધો અને મીલોશ પોતાની તલવાર મૂકી દઈ શરણે થયો. તેના ઉપર એટલો બધો સખત જાપતો રાખવામાં આવ્યો કે કદી પણ તે છટકવા પામે નહિ બોસ્નીયાના રાજાએ શૂરવીર મીલોશની નાફરમાની વિષે સરવિયાના રાજા લેજરને કહેણુ મોકલ્યું, પણ તરતવેળા નીલોફર તથા મીલોશનુ શુ કરવુ તેનો વિચાર દૂર કરી, રાજા લેજર તો સુલ્તાના મુરાદની સામે ગયેલા લશ્કરમાં જોડાયો. આથી થોડાક દિવસ સુધી તો નીલોફર તથા મીલોશ કશાપણ ફેરફાર વગર જ શાંતપણે કેદખાનામાં પડી રહ્યાં શાહજાદી નીલોફરને સઘળી હકીકતથી વાકિફ કરવામા આવી હતી, અને મીલોશે તેને બચાવવાને ખાતર જે શ્રમ ખેંચ્યો તે માટે તેની ભારે પ્રશંસા ગુપ્ત રીતે કરવા માંડી અને પોતાની તેમ જ તેના જાનની અતિઘણી ફિકર કરવા લાગી. શાહજાદી નીલોફરનું તમામ અંત કરણ કે સઘળી સુખદુખ માત્ર મીલોશ તરફ જ લાગી રહી હતી. બીજી તરફ ખ્રીસ્તી અને મુસલમાનોનુ ભારે રણસગ્રામ આવતી કાલે શરુ થશે, તેમ સરવિયન રાજા લેજરે એક દરબાર ભરી જાહેર કર્યું કે જેમાં બોસ્નીયાનો રાજા ટોવરકો તેમ જ હરજીગોવીના અને આલ્બીનીયન તાયફાના સરદારો સુદ્ધાં વિરાજયા હતા. તેઓએ લડાઇનો પ્લાન નક્કી કરવા પછી દારુના શીશાઓ ચાલૂ કર્યા. કેટલીક વાતચિત ચાલ્યા પછી રાજા લેજરે મીલોશની ખબર ટોવરકોને પૂછી અને તેણે જણાવ્યું કે 'મીલોશ માત્ર કેદ પકડી લાવેલી શાહજાદી તરફના પ્યારને લીધે નાફરમાન થયો છે, માટે તેને દેહાંત શિક્ષા ન કરતાં કાંઇ હલકી જ સજા કરવી.' આ તકરાર ચાલતાં એવુ ઠર્યું કે, તરતવેળા તેની આ નાફરમાનીની સજા મુલતવી રાખી આવતી કાલની લડાઇમાં તેને એકાદું જોખમ ભરેલું કામ સોંપવું. તરત જ મીલોશને રાજા લેજરની

રુબરુ હાજર કરવામાં આવ્યો. આવતાં વાર તેણે રાજાને નમીને સલામ કરી, એટલે રાજાએ તેને જણાવ્યુ કે 'તારો જાન ઉગારવો એવો દરબારે વિચાર રાખેલો છે પણ જો તુ દરબારની એક શરત કબૂલ કરે તો.' મીલોશને આથી નવુ લોહી આવ્યુ અને તેણે તે શરત જાણવાની ઇન્તેજારી સાથે ઇચ્છા બતાવી. રાજાએ હસ્તે મુખડે તે કામ તેને સોંપ્યુ અને કહ્યું કે, "સાભળ ત્યારે મીલોશ, આવતી કાલનુ રણસંગ્રામ ભારે જુસ્સેશ ભરેલું ચાલનાર છે. તુરકીઓની તેમા જો ફતેહ થાય તેનો સઘળો આધાર સુલ્તાન મુરાદની ચાલાકી ઉપર છે એટલા જ માટે તારે આવતી કાલનુ પરોઢીયુ થવા પહેલા મુરાદની હુજૂરમા કોઈ પણ પ્રકારે દાખલ થવુ અને તેનું ડોકુ ઉડાડવુ તરતવેળા ત્યા જે ગભરાટ અને ગડબડ સડબડનું રાજ્ય ચાલુ થશે, તેમા તને ન્હાસી જવાની અચ્છી તક તો મળશે જ. આ મુખ્ય શરત છે કે જે તારી તથા તારી કેદ પકડેલી શાહજાદીની સલામતીનો ખાસ ઉપાય છે" રાજાના મોઢામાથી હજી તો આ છેલ્લા બોલો નીકળે છે તેટલામા સઘળે ચુપકીદી ફેલાઈ સર્વ કોઇના ચિતાતુર દિલ મીલોશ તરફ ફર્યાં. મીલોશે જોયુ કે તેના માટે આ મજબૂત છટકુ માંડવામા આવ્યુ છે પણ તે શરત પાળવાને કબૂલ થઇ ચૂક્યો હતો એટલે તેના માટે બીજો રસ્તો ન હોતો બહુ જ ઇતેજારી સાથે રાજાના હુકમ ઉપર વિચાર કરતો મીલોશ પોતાને મકાને ગયો. વિચારમા ને વિચારમા લડાઇના દિવસનું પરોઢીયુ થયુ. વર્ષાદ ધોધબધ પડતો હતો. આકાશ વાદળથી ઘમઘોર છવાઇ રહેલુ હતું. અધારુ ઝીલ થઇ રહેલું હતું, અને બને તરફના લશ્કરે લડાઇનુ નગારુ વગાડયુ. એક તરફથી ક્રાઇસ્ટ અને બીજી તરફથી મહમ્મદના નામોનો પડઘો ચાલુ થયો. આ રણસગ્રામ ચાલે છે, તેટલામા મીલોશ ચુપચુપ પોતાને સોપાયલા કામે નીકળ્યો. ઘોડેસ્વાર થઇ તે તુરકી લશ્કરના સઘળા તબક્કાઓ પસાર કરી ગયો અને સુલ્તાન મુરાદવાળા લશ્કરમાં પેઠો. લશ્કરના લોકોએ તેને પેગામચી તરીકે ઓળખ્યો, એટલે ક્વચિત્ કાઇ સદેશો લાવ્યો હશે, એવા અટકળે કશા પણ શક વગર તે જયા જતો હતો ત્યા તેને જવા દેવામા આવ્યો. મુરાદે તેને થોડાક દિવસ ઉપર જે અપમાન આપ્યુ હતું, તેનો કીનો મીલોશનાં લોહીમા દોડતો જ હતો અને મુરાદને મારવાના તેણે કસમ લીધા, એ સઘળુ યાદ કરવાથી તેને બેવડું બળ આવ્યુ. મુરાદ સમજ્યો કે, મીલોશ કાંઈ પેગામ લાવ્યો છે અને તે સાંભળવાની ઇતેજારીમાં કાન કરી ઉભો, એટલામાં મીલોશે ભાલો કાઢી તેના પેટમા ભોંકી દીધો. મુરાદ નીચે ઢૂટી પડ્યો અને કેટલોક વખત સુધી તો તેની હુજૂરમાના

જેનીજરી અને ચોકીદારો એટલા બધા દંગ થઈ ગયા કે, શું કરવું તે તેમને સૂઝ્યું નહિ. એટલે તે તકનો લાભ લઈ મીલોશ ઝપાટાભેર નીકળી ગયો. નીલોફર સઘળુ જાણતી હતી, એટલે તેને આ રણસંગ્રામનુ પરિણામ શું આવે છે, તે જાણવાની ભારે ઈંતેજારી હતી. રણસંગ્રામની ઠરાવેલી જગાથી એક માઇલ દૂર તેનો તમ્બૂ હતો અને ત્યાં તે મીલોશના સમાચાર જાણવાની રાહ જોતી બેઠી હતી. તેટલામા જ મીલોશ તેની હુજૂરમાં આવી ઉભો. 'ખુબસૂરતીના ફરિસ્તા' મીલોશ બોલ્યો 'તારો પ્રાણ મેં બચાવ્યો છે, પણ જાણીને તુ દિલગીર થશે કે તને પ્યારા એવા એકનો પ્રાણ મેં લીધો છે.' નીલોફર, તે કોણ છે તે જાણવાને ભારે આકુલ વ્યાકુલ થઈ, એટલે મીલોશે કહ્યુ કે 'સુલતાન મુરાદ', આ સાંભળતા જ સુદરી નીલોફરે એક મોટો નિ:શ્વાસ નાંખ્યો, સર્દ હાય મારી અને પોતાના પોશાકમાં છૂપાવેલુ ખજર કાઢી પોતાની છાતીમા ભોંકી દીધુ મીલોશે ઘણા પ્રયત્ન તેને છટકાવવાને કીધા, પણ વ્યર્થ. શાહજાદી નીલોફર મડદુ થઈ તમ્બૂમાં પડી. બીજી તરફ સુલતાન મુરાદે મરતાં મરતાં લશ્કરને એવી સરસ યુક્તિથી ખ્રીસ્તીઓ સામે ઉતાર્યું કે, મધ્યાહ્ન થતાં તો મુસલમાનોએ જયનો મુકુટ ધારણ કર્યો. ખ્રીસ્તીઓનો પરાજય થયો, રાજા લેજર બંધવો પકડાયો, અને મુરાદની રુબરુ લઈ જવામા આવ્યો, ત્યારે જ તેણે જાણ્યુ કે, બાપડો શૂરવીર મીલોશ પોતાનું કસમ ઉપર હાથ લીધેલુ કામ પાર કરી આવ્યો હતો. સુલતાન, લેજર તથા તેના બીજા ઉમરાને મારી નાંખવાનો હુકમ કરી પોતે પણ મરણ પામ્યો. પેલી તરફ મીલોશ આ સઘળુ જોઇને પોતાને હાથે જ આપઘાત કરી ગુપચુપ મરણ પામ્યો અને તે સાથે આ મોટા રણસગ્રામનો પણ અંત આવ્યો.

---

## પ્રકરણ ૧૦ મું

## પૂતળીઓ સાથે પરણવાનું માગું

ખલીલની બીજી વાર્તા પાશાને વધારે રસ ભરેલી અને મનોરંજક લાગી, અને પહેલાના કરતા સાભળવામાં બહુ જ વધારે ધ્યાન આપ્યુ. ગુલનાર અને લ્યુકસ, તહેમીના અને જુલીઅન આ પ્યાર અને લડાઈની વાર્તા સાભળી બહુ જ ખુશ થયાં. જુલયખાની ભમરા સરખી કાળી આંખો પોતાના આશક ખલીલના ચહેરા ઉપર દોડતી હતી. વાત પૂરી થઈ ત્યારે પાશાની બેટીઓ પોતાના મનમાં વિચાર કરવા લાગી કે, ખલીલ બીજું શું નવું બહાનું કાઢી શકશે, કે જેથી કરી તેમને પોતાને આ નવા સોબ-

તીઓ સાથે વધારે દહાડા રહેવાનો લાગ ફાવે; પણ જુલયખા એ બાબતનો અંદેશો અથવા, વિચાર કરતી ન હોતી. ખલીલ કાંઈ પણ નવી યુક્તિ શોધી કાઢી, પાશાના મહેલમાં રહેવામાં ફતેહ પામશે, એવી તેની પક્કી ખાતરી હતી.

પાશા પોતે કાંઈ પણ બોલ્યા વગર તે વાર્તાની ખુબી ઉપર વિચાર કરતો બેઠો અને જે સુલતાન મહમદે કોનસ્ટેનટીનોપલ શહેર જિતી લીધુ તેની ઓલાદનો પોતે છે એવુ વિચારી મનમાં ગુરૂર લાવતો, અને મગ્ન થતો બોલ્યો કે 'આપણા મુસલમાનોની તવારીખથી તુ ઘણો માહીતગાર દીસે છે. જો કે કોઇની ખોટી તારીફ કરવાની મારામાં ચાલ નથી; તો પણ મને ખુલ્લા દિલથી કબૂલ કર્યાવિના ચાલતું નથી, કે મારા દરબારમાંના આટલા બધા પગારદાર વાત કરનારાઓ, અને બાર કોસના માંડવાની જેવી વાત કરનારા ગપ્પીદાસોમાંનો એક પણ તારી બરાબરી કરી શકે તેમ નથી.

ખલીલ–"બુલન્દ સિતારાના નામવર પાશા! તમારા આવા લાયકી ભરેલા વિચારોથી મારી મહેનતનો મને પૂરતો જશ અને ઇનામ મળ્યું છે, એમ હું સમજું છુ."

પાશા–"તો પણ વખત થઈ ગયો છે, માટે હવે તમોએ—"

ખલીલ–"તમો નામવરની મરજી હશે તો, આવતી કાલે રાતના હુ તમને એવી એક અજબ જેવી વાત કહી સંભળાવીશ, કે જેની ખુબી–વિશે તમો હમણાં અટકળ પણ કરી શકવાના નથી. જે સઘળી કહાણીઓ, વાર્તાઓ, અને કિસ્સાઓ મારા મગજમાં ભરેલાં છે, તેની સાથે મેં કહેલી આ બે વાર્તાઓનો મુકાબલો કરવો, એ કાંઈ જ નહિ, પણ પાણી અને તેલને ભેળી નાંખવાનાં ફોકટ ફાંફાં મારવાં બરાબર છે."

પાશા–(હસીને)' અરેબીઅન નાઈટસની વાર્તામાં સેહેરાજાદી નામની છોકરી ખલીલ આગળ દર રાતના એક એકથી સરસ વાર્તા કરતી હતી, અને એ પ્રમાણે પોતાનો જાન આયદે બચાવવામાં ફતેહ પામી, તેવી જ રીતે તું પણ, આ મારા મહેલમાં વધારે દિવસ રહેવાના મતલબથી આવી કળા કરે છે, તે હું સારી પેઠે સમજું છું."

ખલીલ–"જે બિહિસ્ત સરખા મકાનમાં, મને અને મારા મિત્રોને તમો નામવરે દાખલ થવા દીધા છે, તેમાંથી અમને કાઢી મૂકો તો અમારી હાલત ઘણી જ કંગાળ અને દયા ઉપજાવા જોગ થઈ પડશે. એમાં તો કાંઈ જ શક નથી, અને તમો નામવરે જે અટકળ કીધી છે, તે બોલે બોલ ખરી છે, એની અમારાથી ના પાડી શકાય તેમ નથી. તમો નામવર

જાણો છો કે, અમો તમારી બેટીઓ અને ભાણેજ તરફ જે પ્યાર દેખાડીએ છીએ તે કાંઈ જ નહિ પણ પવિત્ર અને માન ભરેલો છે. અમો કોણ છીએ, તે તમને ખુલ્લા દિલથી અમોએ જણાવી દીધું છે, અને અમો આશા રાખીએ છીએ કે, આ સુંદર નાજનીનોના હાથ લગ્નમાં માગવાની જે અમોએ હિંમત ચલાવી છે, તેને માટે તમો માફી બક્ષશો."

પાશાએ કેટલીક વાર સુધી ગભીરતાથી વિચાર કીધો, અને પછી બોલ્યો–"તમો સઘળાઓએ પોતપોતાનો અહેવાલ કહી સંભળાવ્યો છે, પણ તે સઘળો ખરો જ છે, એવી મારી ખાતરી શી રીતે થઈ શકશે?"

ખલીલ–"તમો નામવર બેલાશક શહેરમાં છૂપા પેગામો અને જાસૂસો મોકલી અમારા વિશે તલાશ અને ચોકસી કરાવોઃ અને જો અમારા બોલવામાં એક તણખલા ભાર પણ ફેર પડે તો, તમો જે પણ કઠણમા કઠણ શિક્ષા આપશો તે ખમવાને અને તેને આધીન થવાને અમો કબૂલ થઇએ છીએ. પણ તે જાસૂસો પાછા ફરે ત્યાં સુધી અમો અહીં જ બદીવાન તરીકે રહેવામાં કશુ અડચણ ભરેલુ જોતા નથી."

પાશા–"અય જવાન માણસ, તારે જાણવુ જોઇએ છે કે, હું એક વારકી આ મારી છોકરીઓને તારા બન્ને જવાન મિત્રો સાથે પરણવાની રજા આપી શકુ; પણ આ મારી ભાણેજ વિશે હું કાંઈ પણ કરી શકું તેમ નથી."

ખલીલ–"મારી પકી ખાતરી છે કે, નામવર હુસન કદી પણ મારી અરજ નાકબૂલ રાખશે નહિ."

પાશા–"પણ તને ખબર નથી કે, મારો બનેવી હુસન હમણા એક આપદામા આવી પડ્યો છે, અને લગ્ન સરખી ગભીર બાબત ઉપર વિચાર કરવાને હમણાં તેનું મગજ ઠેકાણે નથી."

ખલીલ–"જુલયખાએ પોતે જ મને જણાવ્યુ છે કે, કોનસ્ટેનટીનોપલ શહેરમાં જે ખૂના મરકી ચાલી રહી છે, અને જે સેંકડો મડદાં દરરોજ બોસફોરસની ખાડીને કિનારે તણાઈ આવે છે તેને માટે તેના બાપ હુસને નામવર સુલતાન સલીમનો ગુસ્સો પોતાના શિર પર ખેંચી લીધો છે. પણ જુલયખા અને તેના લાયકીવાળાં માબાપ ખુદા ઉપર ઇતબાર રાખે છે, અને ખુદા કરશે તો સહજ મુદ્દતમાં ખરો ગુનાહગાર આપોઆપ પકડાઈ આવશે. ખુદાનો ઇન્સાફ વ્યાજબી છે, અને તેથી એક નિરપરાધી માણસ ખરા ગુનાહગારની શિક્ષામાંથી બચશે જ, એ સત્ય કરી જાણવું."

ખલીલના બોલવાથી જુલયખાની આંખોમાં પાણી ભરાઈ આવ્યાં, કેમકે તેનાં લાયકીવાળાં માબાપ તેને યાદ આવ્યાં. સુલતાને આપેલી મેહતલમાંથી બે દિવસ ગુજરી ગયા, અને ખરો ગુનાહગાર નહિ સપડાશે તો કદાચ તેના બાપને મોતની શિક્ષાને તાબે થવું પડશે, એવા ભય ભરેલા વિચારથી તે રડતી હતી. પણ ખલીલે તેના કાનમાં દિલાસાના શબ્દો રેડ્યા, જેથી તેને લગાર પાછી હિંમત આવી.

પાશા—"આ ગભીર બાબતનું હું એકદમ છેવટ લાવી શકતો નથી તેની ઉપર ગૌર કરવાને મને વખત જોઇશે. વળી તમોએ આપેલો અહવાલ ખરો છે કે ખોટો, તે જાણવાને હુ છૂપા જાસૂસો હાલ તરત મોકલી શકતો નથી. કેમકે કદાચને તે અહવાલ ખરો હોય, તો પછી આ બે જવાન શખ્સોને મારા જમાઈ તરીકે કબૂલ રાખવાની મને ફરજ પડે. વળી એઓ ખ્રીસ્તી મહજબના છે, માટે એ બાબત ઉપર પણ વિચાર કરવાની અગત્ય છે. પણ ખલીલ, હજી સૂધી પેલી ચમત્કારિક વીંટીનો ભરમ તેં મારી સામે ખોલ્યો નથી."

ખલીલ—"બેશક, આવી ગભીર બાબત વિશે વિચાર કરવાને મને ઓછામાં ઓછી ચોવીસ કલાકની મહેતલ જોઇશે, અને જો તમો નામવરની મરજી હશે તો આવતી સાંઝે એક વધારે રસીલી અજબ જેવી અને સાંભળવાલાયક વાર્તા કહી સભળાવવાનુ હું વચન આપુ છુ."

પાશા—"મને વાર્તા સાંભળવાનો એટલો તો શૌક છે કે, મને તારી અરજ કબૂલ રાખ્યા વિના ચાલતુ નથી હું તમને બીજા ચોવીસ કલાક સૂધી મારા મહેલમા રહેવાની રજા આપુ છું. પણ યાદ રાખજુ કે, મારા ગુલામો સરેસ્તાની માફક નાગી તલવાર સાથે તમારા ઓરડા આગળ પહેરો ભરશે. પણ ખલીલ, હું તને પૂછુ છુ કે, તુ આટલી બધી વાર્તાઓ ક્યાંથી શીખ્યો ?"

ખલીલ—નામવર પાશા, મારાં માબાપે બચગીથી મુસાફરી કરવાનો શૌક મારામાં ઉત્પન્ન કીધો હતો. દુનિયાના ઘણા ખરા બધા ભાગોમાં હુ ફરી આવ્યો છુ, અને તે અરસામા મને જોવાનું, સાભળવાનું અને શીખવાનુ બહુ મળ્યુ હતુ. મારાં માબાપે મારી પછવાડે પૈસાની મોટી રકમ ખરચી છે ઓ નામવર પાશા, પૈસાથી અજબ જેવાં કામો કરી શકાય છે."

પાશા—"ખલીલ, હુ તારી જેટલી તારીફ કરું, તેટલી થોડી છે. શાબાશ ! ધન્ય છે તારાં માતપિતાને.—પણ હુ ધારુ છુ કે, હવે મોડું થાય છે, માટે હવે આપણે ઓરડામાં પધારીએ." એમ કહી પાશા ઉઠ્યો; ખલીલ,

હ્યુકસ, જુલીયનને પોતપોતાના ઓરડામા જતાં તેણે પોતાની નજરે જોયા બાદ ગુલામોને ચોકી રાખવાનો સખ્ત હુકમ આપી, પોતાના સૂવાના ઓરડા તરફ ગયો.

ખલીલ હવે પોતાના ઓરડામાં એકલો હતો. સવારમાં ઉઠતાં તેણે પોતાના ઓરડાના બારણાની છૂપી કળ શોધી કાઢી સારી પેઠે ધ્યાનમાં રાખી હતી. બહારથી તેમ જ અંદરથી બારણુ ઉઘાડવાનો ઉપાય તેને હાથ લાગ્યો હતો, અને તે બારણુ મજાગરાંની ઉપર એટલી તો સહેલાઈથી ફરતુ હતુ કે પવનના ઝપાટાથી બારણુ ગઈ રાતના બંધ થઈ ગયુ હશે, એમા કાંઈજ શક રહ્યો નહિ. વળી પાછો તેણે પોતાના મિત્ર જુલીયનને ગાતો સાંભળ્યો, પણ તેની સાથે વાતચિત કરવાનુ અથવા પેલા છૂપાં બારણાં અને ભોંયરાથી તેને વાકિફ કરવાનુ હજી સૂધી તેણે વ્યાજબી ધાર્યું નહોતું. તે વિચાર કરતો કોચ ઉપર બેઠો હતો, તેવામાં બારણા ઉપર કોઈ ટકોરા મારતુ હોય તેવા અવાજ તેણે સાંભળ્યા. ઈસિમીલડા પાસેથી જે કુચી તેણે મેળવી હતી તે વડે તેણે બારણુ ઉઘાડયું અને જુએ છે તો પેલી કસકુનમ અમીનાને પોતાના નાક ઉપર આંગળી મૂકી ઉભેલી જોઈ. તે ધીમે સાદે કાનમાં લાગી બોલી, "દૌલતખાન પાશા આજ રાતના પોતાની મહોરદારના દીવાનખાનામાં આવનાર નથી, માટે ઈસિમીલડા બાનૂ ઇંતેજારી સાથે તારી રાહ જુએ છે."

ખલીલે અમીનાના હાથમા એક સોનાનો સિક્કો મૂકયો અને બોલ્યો; "જા, હુ તારી પછ્વાડે આવુ છુ. જરા પણ ગડબડ કીધા વિના તેઓ દાદર ઉપરથી ઉતર્યા અને પેલા છુપા માર્ગોને પસાર કરી ગયાં. થોડીવારમાં તે પાશાની સ્ત્રીના ઓરડામાં જઈ પહોંચ્યો. ઈસિમીલડાએ ગઈ રાતથી જૂદો જ પોશાક ધાર્યો હતો. હમણા તેનો પોશાક એક તુરકી ઔરતના કરતાં અંગ્રેજી ઔરતને વધારે છાજે એવો હતો. તેનો ઝભ્ભો જમીનની ઉપર ઘસડાતો હતો, અને એવા પોશાકમાં તે કોઈબી રીતે ઓછી ખુબસુરત દેખાતી નહોતી. તેના રેશમી ચળકતા વાળ બરફ સરખા સફેદ ખભા ઉપર લટકતા હતા, અને તે પોતાના નરમ બિછાનામાં એવી ઢબથી અઢેલીને પડી હતી કે, ગમે એવો પરહેજગાર મર્દ પણ બે ઘડી પોતાની પરહેજગારીને ભૂલી જઈ, તેની ઉપર મોહી પડ્યા વગર રહે નહિ. તે ખલીલને જોઇને બોલી:—"ઓ મારા જિગરના હાર ખલીલ, આખરે તું આ મહેલમાં એક દિવસ વધારે રહેવામાં ફતેહ પામ્યો છે અને તેં તારું વચન રાખ્યું છે."

ખલીલ–"ઓ પરીચહેર નાજનીન, તારા હુકમને તાબે થવામાં મે એક પળ પણ ખોઈ નથી; પણ હું જોઉં છું કે, પાશા ગઈ રાતથી તારી પાસે આવ્યો નથી."

ઈસમીલડા–"મારા પ્યારા ખલીલ, તે તેં કેમ જાણ્યું?"

ખલીલ–અગર પાશા અહીં આવ્યો હોત, તો તે પોતાની તલવાર જે અહીં ભુલી ગયો છે તે લઈ જાત; પણ હું જોઉં છુ કે, તે તો સામે પડેલી છે (તલવાર હાથમાં લઇને) અહા! શુ સુદર છે!"

ઈસમીલડા–"પણ ખલીલ, તારા વચન પ્રમાણે તેં કીધુ કે નહિ?"

ખલીલ–"હું ખરે જ દિલગીર છુ કે, જુલયખા સાથે વાત કરવાની મને તક મળી ન શકી."

ઈસમીલડા–"અરે! ત્યારે તો તે હજી એમ જ સમજતી હશે કે, તું તેને ચાહે છે?"

ખલીલ–"તો પણ, મેં તેને આજે મોઢું આપ્યુ નથી અને તેથી તે કદાચ મારા મનોભાવને જાણી પણ ગઈ હશે."

ઈસમીલડા–"શું તુ સાચુ જ બોલે છે? તુ મને ઠગતો તો નથી ને?"

ખલીલ ગુસ્સે થયો હોય તેમ દેખાવા લાગ્યો. તે જોઈ ઈસમીલડા તરત જ બોલી ઉઠી. "મારા વ્હાલા ખલીલ, તુ મારી ઉપર ખફા થઇશ નહિ; તારા ખુબસૂરત ચહેરાએ મારી નાજુક છાતીમાં કેવા જુસ્સા સળગાવી મૂકયા છે, તેની તને ખબર નથી. આજે આખો દહાડો તારી જ છબી મારી નજર આગળ ભમતી હતી, અને જો હું જુલયખાની અદેખાઈ કરતી હોઉં તો તે વિશે મને માફ કરજે."

ખલીલ–"જુલયખાના કાનમા માત્ર પાંચસાત શબ્દો કહેવાની પણ મને તક મળી નહિ. કારણ કે, પાશાએ મને તેની પાસે બેસવા દીધો નહિ. આવતી કાલની સાંઝ સૂધી અમને અહી રહેવાની રજા મળી છે. પણ હવે વધારે રજા મેળવવાનો સઘળો આધાર તમારી ઉપર છે."

ઈસમીલડા–"ખલીલ, તું જાણે છે કે, હું તારા વાસ્તે–બલકે તારા મીઠા પ્યારને વાસ્તે જે કહે તે કરવાને તૈયાર છું. તુ મને ઉપાય બતાવ અને જો કે હું તેમ કરુ છુ કે નહિ? વળી તારે જાણવુ જોઇએ છે કે, મારી સાવકી દીકરીઓ સાથે મને બનતું નથી. હું તેમના ઓરડામાં પગ મૂકતી નથી અને તેઓ પણ મારા ઓરડામાં આવતી નથી."

ખલીલ–"તો પણ હવે તમને તે કાયદો તોડવો પડશે. આવતી કાલે સાંજે પાશાની આગળ એક બીજી વાર્તા કહી સંભળાવવાનું મેં વચન આપ્યું છે. માટે તે વાત પૂરી થવા આવે, તેવામાં તમે અંદર આવજો. તમે ગુસ્સે થયાં હો તેવો ડોળ કરજો, અને પછી બીજી સાંજે એક વાર્તા સાંભળવાની તમો ખુશી બતાવજો. એમ કીધાથી પાશાને તમારી અરજ કબૂલ રાખવાની ફરજ પડશે."

ઈસમીલડા–"ખચીત, આ તારી તાલમેલ ઘણી જ ઉમદા છે. હું જરૂર તારા કહેવા પ્રમાણે કરીશ" એમ કહીને તેણે ખલીલને આલિંગન આપ્યું.

ખલીલ–"વ્હાલી ઈસમીલડા, તમો જાણો છો કે, હું હજી સુધી તમારો પોતાનો થયો નથી. આવતી કાલ સુધીમાં હુ જુલયખાના નામની એક ચિઠ્ઠી લખી રાખીશ, અને જો મને તેની સાથે વાત કરવાની તક નહિ મળે તો તે ચિઠ્ઠી તેના હાથમાં સેરવી દેવામાં કાંઈ પણ વાર નહિ લાગે. એક વાર એમ થયું તો પછી મારું અંતઃકરણ મને ડંખશે નહિ,–અને પછી આપણે–"

ઈસમીલડા–"અને પછી આપણે એકદમ પ્યારના સાગરમાં ડૂબકી મારીશું. મારો તારામા કેટલો અને કેવો પ્યાર છે, તેની અત્યારે તને કલ્પના માત્ર પણ નહિ હોય. બીજા ચોવીસ કલાક જો કે મને ચોવીસ વર્ષ જેટલા લાગશે, તોપણ તેમ કર્યા વગર છૂટકો નથી." હજી તો આટલી વાતચિત ચાલે છે, તેટલામાં અમીના અકળાતી ગભરાતી ઓરડામાં આવી અને પાશા નીચે આવે છે એવી ચેતવણી આપી. ખલીલ અને ઈસમીલડા તે સાંભળીને ચોંકી ઉઠયાં અને ખલીલે પોતાના હાથમાં તલવાર લીધી.

અમીના ગભરાતી બોલી, "અય જવાન માણસ! તું ગમે ત્યાં ન્હાસી જા, નહિ તો કયાક–"

ઈસમીલડા–"ન્હાસે? પણ તે કયે રસ્તે? નહિ, નહિ, આપણે એને એકાદ ખૂણામાં સતાડીએ."

અમીના–"હા, હા, પેલા પડદાની પછવાડે સતાડવાનું ઠીક ફાવશે."

અમીના તથા ઈસમીલડાએ ખલીલને પેલા મખમલના પડદાની પછવાડે હડસેલી દીધો.

અમીના–"બાઈ, ઉતાવળાં થાઓ, નહિ તો આપણ ત્રણેનાં મડદાં બોસફોરસની નામીચી નદીમાં તરતાં દેખાશે!"

આ પડદાની પછવાડે એક બીજું બારણું ઉઘાડું હતું, તેમાં ખલીલ પેઠો. તેણે પેલી તલવાર જરૂરની વખતે પોતાનો બચાવ કરવા માટે સાથે રાખી હતી. ઈસમીલડાએ તે તેની પાસેથી માગી હતી. પણ તેણે અરજ કીધી કે, ને તેની પાસે રહેવા દેવી અને પાશા માગે તો તરત વેળા કાંઇક બહાનુ કાઢવુ. એવામાં પાશા ઓરડામાં દાખલ થયો, જેના ચહેરા ઉપરથી ઈસમીલડાએ અટકળ કીધી કે, તે કશુ જાણતો નહોતો.

## પ્રકરણ ૧૧ મું

### કાળો ગુલામ

જે ઓરડામાં ખલીલ હમણાં હતો, તે ઓરડામાંથી પેલા ખૌફનાક ચહેરાના ગુલામના ઓરડામાં જવાઈ શકાતુ હતુ. તેના હાથમા તલવાર હતી, માટે તેને કશી બીક ન હોતી. તે તેના ઓરડામાં ગયો અને તે ગુલામને પોતાની નાગી તલવાર સાથે આવતો જોયો. ખલીલ હિમત લાવી બોલ્યો. "હુ શા કારણુસર અને કેવી રીતે અહી આવ્યો છુ, તેની કદાચ તને ખબર નહિ હોય ?"

ખલીલના પોશાક અને બોલવા ઉપરથી ગુલામે ધાર્યું કે, તે કોઈ ખિતાબ પામેલો પુરુષ હશે અને તેના શેઠ દૌલતબાન પાશાની મુલાકાતે આવ્યો હશે. તે જોઈ ગુલામ બોલ્યો, "મેહરબાન શેઠ, હુ એક ગુલામ બચ્ચો છુ અને તેથી મારા શેઠોની ધારણાની મને શી ખબર પડે ?"

ખલીલ—(ધીરજથી) "શુ બીજા માણુસોના જેવી ગુલામોમાં અક્કલ હોતી નથી ?"

ગુલામ–"મારા શેઠ, એક ગુલામ કુદરતી જ ગમે એવી અક્કલવાળો હોય તોપણુ તેને કોઈ પોતાની અક્કલ વાપરવા દેતુ નથી. ન્હાનપણુથી જ તેને એક ગુલામ તરીકે ઉછેરવામાં આવે છે, અને તેથી કરી તેની બુદ્ધિ ઝાંખી પડી જાય છે, અને પોતાની સ્વતંત્ર ઇચ્છા પ્રમાણે કામ કરવાનો હક તેની પાસેથી લૂટી લેવામાં આવે છે. તેમ જ તે પોતાની મરજી માફક વિચાર પણુ જાહેર કરી શકતો નથી."

ખલીલ–"ખચીત, તારા બોલવા ઉપરથી તો એવું સાબિત થાય છે, કે તારા જેવી બુદ્ધિવાળા થોડા જ ગુલામો હશે અને જો કે તારી અને મારી હાલતમાં થોડો જ ફરક છે, તો પણુ તારી દોસ્તી કરવાને હુ બહુ જ ચાહું છું. પણુ આવી એક જગામાં તારા જેવા ચોકીબાનની શી જરૂર હશે, તેની મને સમજ પડતી નથી."

ગુલામ–"એક વારકી મને કાંઇ છૂપા કારણુસર અહીં રાખવામાં આવ્યો હોય, તોપણ તે છૂપુ કારણ તમો કે જે આ જગાથી તદ્દન અજાણ છો, તેમને હું જણાવી દઉં એવી તમોએ આશા રાખવી જ નહિ."

ખલીલ–"હું કાંઈ તદ્દન અજાણ શખ્સ નથી. (હસીને) હું નામવર દોલતખાન પાશાને ત્યાં પરોણા દાખલ આવ્યો છું."

ગુલામ–"જો એમ જ હોય તો, મને તમારી સાથે કામ નથી અને તમને મારી સાથે કામ નથી. હું ધારૂં છુ કે, તમો બહાર જવા માગતા હશો, તો ઠીક છે આગળ ચાલો અને હું તમારી પછવાડે પછવાડે ચાલુ છુ, કારણ કે માનને ખાતર મારાથી તમારી આગળ ચલાય તેમ નથી. હુ પછવાડેથી તમને રસ્તો દેખાડીશ."

ખલીલ–(ઠંડે પેટે) "સહુ વખતસર થશે. મારા ઓરડામાં જવાની મને કોઈ રીતની તાકીદ નથી. પણ તું જે ચોકી કરે છે તે શુ આ જગામાં ખજાનો દાટેલો છે તેની કે? અથવા તો શુ કોઈપણ જવાન માણુસ જે મારી જ માફક તારી શેઠાણી ઈસમીલડાના ઓરડામાંથી બહાર આવે છે, તેને રસ્તો દેખાડે છે?"

પેલો ગુલામ અજાયબીથી ખલીલના ચહેરા સામુ જોવા લાગ્યો અને ઘણી વાર સૂધી તેને તાકી તાકીને જોયા પછી બોલ્યો, "મેહરબાન સાહેબ, એકવાર મને આ જગાએ પાશાના ખજાનાની ચોકી કરવાને રાખ્યો હોય, તોપણ તે ખજાનો કઈ જગાએ સતાડેલો છે, તે હુ તમને બતલાવુ એ તો કદી બનનાર નથી."

ખલીલ–"મેં કાંઈ એવા મતલબથી પૂછ્યુ નથી. જો, મારા પોશાક તરફ જો, શુ મારા ચહેરા પર તને ગરીબાઇની નિશાની માલમ પડે છે?"

ગુલામ–"નહિ. કાંઇ જ નહિ, પણ સાહેબ, હવે એમ ધારો કે હુ અહી બે કામ બજાવું છુ એક તો પાશાનો ખજાનો સભાળુ છુ અને વારે ઘડીએ નામવર બાનુ ઈસમીલડાને તેના કામમાં મદદ કરુ છુ. તો પણ મેહરબાન શેઠ, તમો શુ એમ સમજો છો કે, અહીં વધારે ખોટી રહેવાથી તમે પોતાના હકમાં ફાયદો કરો છો? યાદ રાખો કે, પાશા કઇ ઘડીએ, હું ચોકી કરુ છુ કે નહિ, તે જોવાને આવશે, તેની મને પોતાને પણ ખબર નથી. માટે તમો જો તમારી સલામતી ચાહતા હો, તો–"

ખલીલ–"શું પાશાનો એવો હુકમ નથી કે, તારે આખી રાત ચોકી કરવી?"

ગુલામ–"અગર બોસફરસના લીલા પાણીમાં સૂવાની મારી મરજી થઈ, તો પછી સર્વથી સરસ ઉપાય એ છે કે, રાતની વેળાએ સૂવા જવું."

ખલીલ–"જો એમ જ હોય તો તારી મુડી મારા હાથમાં છે. જો હું પાશાને તારા વિશે એક હરફ કહું તો બસ, પછી પાણીનો એક ઘૂંટડો પીવાને પણ તું જીવતો રહેનાર નથી. શું તું ગઈ રાતના તારા ઓરડામાં બાંકની ઉપર ચત્તોપાટ પડેલો નહોતો?"

ગુલામ–"સાહેબ, તમો જૂઠું અને તે પણ હડહડતું જૂઠું બોલો છો!" એમ બોલી તે પોતાતા દાત કચકચાવવા લાગ્યો.

ખલીલ–"મેં જે કહ્યુ છે તે તમામ ખરું છે એ બાબતની સાબેતી જોઇતી હોય તો તે પણ આપવાને હું તૈયાર છુ. શું તેં શરાબ પીધી ન હોતી? શું તેં તારુ માથું ભીન તરફ અને તારા પગ બારણાં તરફ કીધેલા નહોતા? શુ તારી કમરે તલવાર બાંધેલી નહોતી? તારુ બારણું અડધું બધ હતું અને ચાલમાંની બત્તીનાં કિરણો તારા ચહેરા ઉપર પડતાં હતાં.'

થોડીવાર સુધી તો ગુલામ અજાયબીથી ચુપ ઉભો રહ્યો અને પછી અજાયબી સાથે બોલ્યો કે, "શેઠ તમો અહી શી રીતે આવી શકયા?"

ખલીલ–"હુ કેમ અને કેવી રીતે આવ્યો, તેની સાથે કાંઇ તારે લાગતુ વળગતુ નથી. તું જુએ છે કે, હું આવ્યો હતો."

ગુલામ–"પણ હવે જેમ બને તેમ જલદીથી તમો અહીંથી વિદાય થાઓ તો સારું. પાશા ઘણુ કરી હમણા આવી પૂગશે. આજ ઘણા દિવસ થયા તે આ જગા તરફ આવ્યો નથી, માટે જો તમો તમારી સલામતી ચાહતા હો તો અત્તર ઘડી તમારા પગલાં ઉઠાવો મેહરબાન શેઠ, તમો અહીંથી આગળ ચાલો, અને હુ પછવાડે ચાલું છું."

ખલીલ–"પહેલા ચાલવાનુ કામ રસ્તો દેખાડનારનું છે માટે તું આગળ ચાલ અને હુ પાછળ આવુ છુ"

થોડીકવાર વિચાર કીધા બાદ તે ગુલામે આગળ ચાલવાનું કબૂલ કીધું અને ખલીલ તેની પાછળ પાછળ ચાલ્યો. તેઓ પત્થરના દાદર ઉપરથી નીચે ઉતર્યાં તે ગુલામ ધ્યાનથી બાડે ડોળે ખલીલના ઓળાને જોયા કરતો હતો. ખલીલ તો પોતાના હાથમાં તલવાર પકડી મૂગો મુગો જાણે પોતાના મહેલમાં ફરતો હોય તેમ ચાલતો હતો. તેઓ હવે પેલા લાકડાના બારણાવાળા ભોંયરા આગળ આવી પૂગા. એવામાં જેમ એક ભૂખો સિહ પોતાના શિકાર ઉપર અચિતી તરાપ મારે, તે પ્રમાણે ખલીલે પેલા ગુલામના શરીર ઉપર

એક જબરદસ્ત ધસારો કીધો. એક પલમાં તેના હાથમાંની તલવાર છીનવી લીધી, અને ઝડપથી જમીન ઉપર પટકી દીધો. ખલીલે આ વેળા જે ચંચલતા, હિંમત અને મર્દાનગી બતાવી, તે ઘણી જ હયરત ઉપજાવનારી હતી. કેમકે આવા એક કદાવર, અને હરકયૂલિસ સરખા જોરાવર દેવને તેણે એક મેંઢાની પેઠે ગરીબ અને કૂતરાના જેવો તાબેદાર બનાવી દીધો. ખલીલે તરત જ પોતાનો એક પગ તેની છાતી ઉપર મૂકયો અને નાગી તલવાર તેના ગળાની સામે ધરી. તે ગભરાઇને પૂછવા લાગ્યો —"મેહરબાન શેઠ, તમો શું કહો છો ? અને મારી પાસેથી શું માગો છો ?"

ખલીલ—"હું તને એટલું જ પૂછુ છું કે—"

પણ એવામાં એકાએક કોઈ માણુસનાં પગલાનો અવાજ સભળાયો અને પેલો ગુલામ બોલ્યો —"પાશા આવે છે !"

ખલીલ—"ઠીક છે ત્યારે ઉઠ ! પણ યાદ રાખજે કે, જો મારા શરીરને હાથ લગાડ્યો તો તરત જ આ તલવાર તારું લોહી પીશે." એમ બોલી તેણે તેની છાતી ઉપરથી પગ ઉંચકયો. પણ તે ગુલામની તલવારને પગ તળે દાબી રાખીને બોલ્યો —"પાશાને જે કાંઈ બન્યુ છે તેનો એક ઇશારો પણ ન કરીશ તેમ જ ઇસિમીલડાને પણ એક હરફ જણાવતો ના ! જો તે તને પૂછે તો કોઈ બહાનું કાઢજે; પણ જો ખરેખરી વાત તેં જાહેર કીધી, તો યાદ રાખજે કે, હું પાશાને તારો બધો ભેદ જણાવી દઇશ અને ગઈ રાતે તું શરાબના કેફમા સુતેલો હતો, તે પણ જાહેર કરી દઇશ. એટલે પછી તરત જ તને કતલ કરવામાં આવશે."

એ સઘળા બોલો જેમ બને તેમ ઝડપથી પણ સમજ પડે તેવી રીતે બોલી, ખલીલ જે દાદરેથી તેના ઓરડામાં જવાતું હતું તેની ઉપર ચઢ્યો અને જરા પણ ગડબડ કીધા વિના પેલી છૂપી કળ દાબીને પોતાના ઓરડાનુ બારણુ ઉઘાડી અદર દાખલ થયો. તેનું સહુથી પહેલુ કામ એ હતુ કે, પેલી તલવારન કયાંક એવે ઠેકાણે સંતાડવી કે જ્યાં જે માણસો સવારના ઓરડો સાફ કરવા અથવા બિછાનું પાથરવા આવે, તેમની નજરે તે પડે નહિ. એ પ્રમાણે કીધા પછી તે પોતાના બિછાના ઉપર પડ્યો અને ઉંઘે તેની ઉપર તરત જ ગલબો કીધો. સ્હવારના ઉઠતાં ખલીલે ધાર્યું કે, જો ગુલામે સઘળી વાત જાહેર કીધી હશે તો થોડી જ વારમાં સઘળુ માલમ પડી આવશે. વળી તેને બીજો વિચાર આવ્યો કે, જો તે જાહેર કરી ચૂકયો હોત, તો પાશા કદી પણ તેને સહુથી કઠણ શિક્ષા આપવાને પછાત પડત નહિ. પણ તેવામાં એક ગુલામ આવી તેને એક ઓરડામા

લઈ ગયો, જ્યાં તેના બન્ને મિત્રો હ્યુકસ અને જુલીયન નાસ્તો ખાવાને સારુ તેની વાટ જોતા બેઠા હતા. તેમણે ત્યાં આખો દહાડો અમન ચમનમાં ગુજાર્યો. સાંઝની વેળાએ તેઓને દૌલતખાન પાશાની બેટીઓના સારા શણગારેલા દીવાનખાનામાં લઈ જવામાં આવ્યા. પાશા પોતાની સરેસ્તાની જગાએ હુક્કાની નળી લઇને બેઠો હતો. તેનો મિજાજ ગઇ બે રાતના જેવો જ ખુશ હતો, અને જ્યારે તે ત્રણે જવાન મર્દો પોતપોતાની માશુકોની સોડમાં વિરાજ્યા ત્યારે પાશાએ તેમને ધમકીનો એક શબ્દ પણ કહ્યો નહિ. થોડીવાર સૂધી આ ત્રણે આશક માશુકના જોડાને પ્યાર અને મહબ્બતની વાત કરવા દીધા પછી પાશાએ ખલીલને તેની અજબ જેવી વાર્તા શરુ કરવાનો હુકમ કીધો, જે કબૂલ રાખી ખલીલે પોતાની વાર્તા નીચે પ્રમાણે ચલાવી,—

—✲✲✲✲—

## પ્રકરણ ૧૨ મું

## ખલીલની ત્રીજી વાર્તા

ચૌદમી સદીની આખરીએ બેવેરીયાની પૂર્વ સરહદ ઉપર આવેલા એક વિશાળ ખેતરમાં શીલ્ડબરજર ગામનો ઘરડો ખેડુત પોતાના બે જવાન પુત્રો સહિત રહેતો હતો. શીલ્ડબરજરની સ્ત્રી આ બને પુત્રોને બાલ્યાવસ્થામા છોડી મરણ પામી હતી, અને તે પછી પિતાની સભાળ તળે તેઓ ઉછર્યા હતા. આ બેમાનો મોટો પુત્ર કાર્લ અતિ ઘણો સ્વરૂપવાન્ અને કદાવર હતો. તે અચ્છો શિકારી હોવા સાથે ગમે તેવાં ઉંચા ઝાડો ઉપર વાંદરાની પેઠે ચઢી જવાની કળા શીખેલો હતો. તીર મારવામાં પણ તે નિપુણ હતો. બીજો પુત્ર ઇસરમાન એથી વિરુદ્ધ શાંત અને એકમાર્ગી સ્વભાવનો હતો. તેના વાળ ચળકતા હતા, ગરદન ખુબસૂરત સ્ત્રીને મળતી હતી અને તેનો બાધો પણ સર્વ પ્રકારે એટલો નાજુક હતો કે, ખેતીનું કામ કરવાને જાણે તે સરજેલો જ નહોતો. ત્રણે પિતા પુત્રો પોતાના સુખવાસી ખેતરમા સુખ અને સંપથી રહેતા હતા. તેમના ખેતરની પાસે જ બીજા એક ઝૂપડામા એક ઘરડો માણુસ રહેતો હતો, જેને માત્ર એક જ ખુબસૂરત પુત્રી નામે મેરીયેટા હતી. આ ડોસાએ આગળ હુંગેરીના રાજાની નોકરીમા સારુ નાણું પેદા કરેલુ હતુ, એટલે તેની ઉપર તે આનદમા પોતાના દિવસ નિર્ગમન કરતો હતો. મેરીયેટા એ સમયે લગભગ વીસ વરસની ઉમરની થઇ હતી, પણ કુવારી જ હતી. તેની મા પણ તેને ન્હાની મૂકી કયારની મરણ પામી હતી. મેરીયેટા જેવી ખુબસૂરત

હતી તેવો તેના ઉપર તેના પિતાનો પ્યાર હતો. સિરમાન અને કાર્લ બંને પોતાની આ પાડોસણુ સહીને વારવાર ફુરસદ મળતાં મળવા જતા હતા અને ત્યાં અરસપરસ ભારે આનદમા વખત ગુજારતા હતા. ગામમા એ ઉપરથી એવી જ વાત ચાલતી હતી કે, મેરીયેટા બેમાંના એકાદ ભાઈ સાથે પોતાના લગ્નની ગાંઠ જોડશે, તો જો કે અદ્યાપિ તેવી કશી વાત સુદ્ધાં તેમની વચ્ચે નીકળવાનો સંયોગ બન્યો ન હોતો. સિરમાન ગાયનમાં અતિ ઘણો કુશળ હતો તે સાથે તેનો કઠ પણુ કોમળ અને મધુર હતો. એટલે મેરીયેટાને ત્યા જતાં તેઓ બધી ગમ્મત સાથે સિરમાનનાં ગાયનો સાંભળવાની પણુ મજાહ લેતાં હતાં. સિરમાન ગુપ્ત રીતે મેરીયેટાને અત્યત ચાહતો હતો, તેમ કાર્લ પણુ ચાહતો હતો. આવી રીતે સઘળુ ચાલ્યુ જાય છે તેવામા બને ડોસા એક દિવસ ભેગા મળ્યા અને અરસપરસ ક્ષેમકુશળના સમાચાર પૂછવા પછી શીલ્ડબરજરે મેરીયેટાના પિતા હુરમાનને હસ્તે મુખડે જણાવ્યુ કે 'હવે આપણુ બને ઘોરમા જવા લાયક થયા છીએ અને તે વખત કયા દૂર રહ્યો છે? એટલા માટે આપણો જે મિત્રભાવ છે તેને તેટલા જ માટે સગપણુથી જોડી જઇયે તો સ્વર્ગમા પણુ આપણો આત્મા પ્રસન્ન રહેશે.' હુરમાન શીલ્ડબરજરની વાતનો હેતુ સમજી ગયો અને બનેએ સારાંશ ઉપર આવી કાર્લ અને મેરીયેટાના લગ્નનું સાટુ દારુના ગ્લાસો લઇને ઠોકયુ હુરમને એ બીના પોતાની એકની એક પુત્રીને જણાવી કે તેનામાં તે જ વેળાએ ખુશાલીએ ઘર કર્યું. બીજી તરફ કાર્લને પણુ તેના પિતાએ ખબર પહોંચાડવાથી તે પણુ અત્યત મગ્ન થયો. સિરમાનને આથી દિલમા ગહુ જ લાગ્યુ, પણુ પોતાની લાગણી તેણે પાતાના પિતા તથા ભાઈ આગળ છૂપાવી, અને એક શબ્દ સુદ્ધાં બોલ્યો નહિ. લગ્નનું સાટુ નક્કી થયા પછી બીજે જ દિવસે શીલ્ડબરજરની પાડોસમાં રહેતો એક બેવેરીયન અમીર શીલ્ડબરજરના ઝુપડામાં આવી બેઠો. તરસ્યો થવાથી તેણે પાણી માગ્યુ, જેથી સિરમાને તેને તરત જ ઉત્તમ જાતનો બીર લાવી આપ્યો. આ અમીર જેનું નામ બેરનવાન ઓફ હતું, તે સિરમાનની ખુબસૂરતીથી છક થઈ ગયો. સિરમાન એ વેળા માત્ર અઢાર વર્ષનો જવાન હતો, અને કાર્લ તેનાથી ત્રણુ વર્ષ મોટો હતો. શીલ્ડબરજર તરત પોતાના ઝુપડામાંથી નીકળી આવી અમીર ઓફની આગતાસ્વાગતા કરવા લાગ્યો અને તેમ કરતાં જવાન સિરમાન સંબંધી વાતો નીકળી, તેનું પરિણામ એવુ આવ્યું કે, અમીર ઓફે સિરમાનના ગુણોનું વર્ણન તેના પિતાને મોઢેથી સાંભળી સિરમાનને પોતાને ત્યાં નોકરીએ લઈ જવાની માગણી કરી અને તેને પોતાની દૃષ્ટિથી દૂર નહિ કરવાનો ઠરાવ છતાં પણુ કાર્લ અને

મેરીયેટા વચ્ચેના બધાતા પ્યારમાં સિરમાનની નાસીપાસીથી ખલલ ન થાય એવા હેતુથી તેને દૂર કરવાનું તેણે વ્યાજબી વિચાર્યું. અમીર શ્રીફે સિરમાનની સઘળા પ્રકારની બરદાસ્ત લેવાની કબૂલાત આપી, એટલે શીલ્ડ-બરજરે સિરમાનને નોકરીએ મોકલવાનો ઠરાવ કોધો. સિરમાનને લઈ અમીર શ્રીફ પોતાને મકાને ગયો અને તેને પોતાના ખાનગી સલાહકાર તરીકે રાખ્યો. પોતાના ઉચ્ચ વર્તનથી સિરમાન અમીરનાં કુટુંબમાં માનીતો થઈ પડ્યો. ત્યાં તેને અતિઘણી ફુરસદ મળતી હતી. તે વેળાએ તેણે અમીરના પુસ્તકાલયનો સારો લાભ લેવા માંડ્યો. મુસલમાનો સબંધી કેટલુંક વર્ણન તેના જાણવામા આવ્યું અને તે ઉપરથી તેને એવો જ જુસ્સો આવ્યો કે, તેનો શેઠ કે કોઈ બીજો મુસલમાનો સામે જંગમાં જાય તો તે પણ તેમની સાથે જાય. હજી તો સિરમાનને અમીરની નોકરીમાં ત્રણ અઠવાડિયાં પૂરા થયાં નહિ હોય, તેટલામાં તો મુસલમાનોના વધારા સામે ખ્રીસ્તીઓએ સામે થવાની તૈયારી કરી, અને તે ચઢાઈમા પોતાના શેઠની સાથે જવાને સિરમાને ઠરાવ જણાવ્યો. એટલા જ કારણથી કે જો તે ન જાય તો કાર્લને તો જવુ જ પડશે. કારણ કે દરેક કુટુંબમાંથી અકેક પુત્રને લડાઈમા જવાની ફરજ હતી. સિરમાનનો આ ઠરાવ તેના શેઠને તેમ જ તેના પિતા અને ભાઇ સર્વને સર્વમાન્ય થઈ પડ્યો, અને તે સર્વના સંપૂર્ણ આશીર્વાદ વચ્ચે સિરમાન લશ્કરમાં જોડાયો. જૂદા જૂદા સરદારોની સરદારી હેઠળ ખ્રીસ્તી લશ્કરે કૂચ કરી અને બીજી તરફ કાર્લ અને મેરીયેટાના લગ્ન શીલ્ડ-બરજરના ઝૂંપડામાં કરવામાં આવ્યાં.

કાર્લ થોડાક અઠવાડિયા સુધી પોતાની નવી મહબૂબાને લઈ રહેલો હતો, તેટલામાં ખ્રીસ્તીઓનું ભેગુ લશ્કર ઉસ્માનઅલીના ત્રીજા પુત્ર સુલતાન બાયાજીદ-ઈલડીરીમની ઉપર કૂચ કરી ચાલ્યુ. નીકોપોલીસની ખીણમાં લડાઈ કરવાનો ઠરાવ હતો. ખ્રીસ્તી લશ્કર બીજા મદદે આવેલા લશ્કર સાથે લગભગ સાઠ હજારનુ થયુ હતુ. મહા કષ્ટ વેઠી બને લશ્કરો નીકોપોલીસમાં આવી પહોંચ્યા અને બને વચ્ચે જુસ્સેશ ભરેલુ રણસંગ્રામ ચાલ્યું એમાં ખ્રીસ્તી લશ્કરની મદદે આવેલાં ફ્રેંચ લશ્કરે બહુ બહાદુરી બતાવી હતી અને તેણે આગળ વધી જઇને મુસલમાન લશ્કરનો ભારે સહાર વાળ્યો-હતો. જેમ જેમ તે લશ્કર આગળ વધતુ ગયુ, તેમ તેમ પાછળનાં ખ્રીસ્તી લશ્કરમાં જયનો ડંકો વાગ્યો, પણ થોડા જ વખતમાં મામલો ફેરવાઈ ગયો—સુલતાન બાયાજીદ-ઇલડીરીમ ગુસ્સાભેર ફ્રેંચ લશ્કર ઉપર ધસ્યો અને તેને ઘેરી લઈ કાપી નાંખ્યુ અને ૨૪ જણાને કેદ પકડ્યા, આથી તેમને વધારે હિંમત આવી અને જયની ખુશાલીમાં મગ્ન થઈ આળસુ પડેલાં ખ્રીસ્તી

લશ્કર ઉપર એકદમ ધસારો કરી તેનું નસંતાન વાળ્યું, અને પકડાય તેટલા બંધવા પકડ્યા, જેમાં અમીર શ્રીફ અને તેનો સિપાહસાલાર સિરમાન પણ પકડાઈ ગયા હતા. હવે જયનો નાદ મુસલમાન લશ્કરમાં જાગ્યો. લગભગ દશથી બાર હજાર ખ્રીસ્તીઓને કેદ પકડ્યા હતા, તેમાંના દશ હજારને ટપોટપ ઠાર કીધા, અને બે હજાર બાકી રહેલા હતા, તેવામાં તેમના તરફ દયા કરવાની માગણી થવાથી તેમને જતા મૂક્યા. સિરમાન તથા તેના શેઠને પણ ઠાર કરવા કાઢ્યા, અને તેમા અમીર શ્રીફને તો કાપી નાંખ્યો, પણ મુસલમાનોમા એવો એક કાયદો હતો કે, વીસ વર્ષના વયની અંદરના બંધવાને નહિ કાપવો, તેથી સિરમાન બચી ગયો હતો. ફ્રેંચ લશ્કરના વડા કાંઉટ ડી. નેવાર તથા તેના બીજા સોબતીઓને દંડ લઈ છોડવામાં આવ્યા. સિરમાનને તો વટલાવીને મુસલમાન બનાવ્યો અને તેને લશ્કરની કેળવણી આપવા રાખ્યો. બે વર્ષ પસાર થઈ ગયાં અને તેને પોતાના કુટુંબ સાથે કશો પત્રવ્યવહાર ચલાવવાની તક મળી નહિ. તેના પિતા તથા ભાઈને જ્યારે અમીર શ્રીફના મરણ પામવાના સમાચાર મળ્યા ત્યારે તેમણે સિરમાનને પણ મુએલો ધારી નિઃશ્વાસ નાંખ્યો અને કાર્લને ત્યાં અવતરેલા પુત્રનું નામ સિરમાન રાખ્યું. ફતેહથી ફૂલાયલા મુસલમાનોએ આસપાસના ખ્રીસ્તી ગામોમાં ભારે નસતાન વાળવા માંડ્યું હતું. તેવામાં મરનાર અમીર શ્રીફના પુત્રે પાછું લશ્કર એકઠું કરવા માંડયું. મેરીયેટાનો પિતા હુરમાન તો મરી ગયો હતો. શીલ્ડબરજરે હથિયારો સજ્જ કીધાં. કાર્લ પણ તૈયાર થયો અને મેરીયેટાને ઘરમાં એકલી રાખવામા આવી. ભારે જુબેશ મચાવી બેવેરીયનોએ, પોતાનાં ગામડાં ઉપર ધસી આવતા મુસલમાનોને હાંકી કાઢ્યા. મુસલમાન લશ્કરનો સરદાર તૈમૂરતાશ આથી ગુસ્સે ભરાયો, અને બીજી એક લડાઈ કરી બેવેરીયનો ઉપર ફતેહ મેળવી, અને બેવેરીયન લશ્કરને ઠાર કીધું અને કેટલાકોને કેદ પકડ્યા. શીલ્ડબરજર તથા કાર્લને કેદ પકડવામાં આવ્યા, જેમને બીજાઓ ભેગા હુસન નામના એક સરદારને સોંપવામાં આવ્યો. આ બંને પિતાપુત્રને હુસનના તબૂમાં લઈ જઈ ખડા કીધા તો ત્યાં તેમણે સિરમાનને જોયો. કાર્લ તરત પોતાના ભાઈના ખોળામાં પડ્યો, અને શીલ્ડબરજર તો એક ખૂણામાં ભરાઈ ડૂસકે ડૂસકે રડવા લાગ્યો. હુસન તેજ સિરમાન હતો, જેને મુસલમાન કરીને એ નામ આપવામાં આવ્યું હતું, અને લશ્કરી કળાની અચ્છી કેળવણી લઈ પોતાના વડાઓનો ચાહ મેળવ્યાથી તે લગાર મોટા ઓહદાને પામ્યો હતો. પોતાના પુત્રને આવી સ્થિતિમાં જોઈ શીલ્ડબરજરને ઘણું લાગ્યું કે તે બેવફા થયો છે અને

પોતાના પિતા તથા જન્મભૂમિનો દુશ્મન થયો છે, એટલે તેણે ધિક્કારથી સિસ્માન તરફ જોવા માંડયું અને તેમાં કાર્લે પણ કાંઇક ભાગ લીધો. આ ઉપરથી સિસ્માને પોતાની સઘળી હકીકત બન્નેને સાંભળાવી તેમનો વિચાર ફેરવ્યો, અને જણાવ્યું કે એ સઘળી જેહમત ખેંચવાનું મૂળ કારણ માત્ર કાર્લને બચાવવાનું હતું. તે બોલ્યો કે 'હું મેરીયેટાને દિલોજાનથી ચાહતો હતો, પણ જ્યારે પિતાજીએ તેનો હાથ કાર્લ સાથે મેળવવાની ઇચ્છા જણાવી ત્યારે મેં મારા દિલમાંની દિલગીરીને દૂર કરવા, તથા કાર્લને પોતાના નવા સુખના લાભમાંથી અટકાવી લડાઇમાં જવાની ફરજમાંથી મોકળો કરવાને કારણે હું પોતે લડાઇમા ઉતર્યો, અને ત્યાં મારી જે અવદશા થઈ તેમાં મને જે ઉપાય સારો સૂજ્યો તે આ માત્ર હતો.' આ ખુલાસાથી ઘરડા પિતાનું હૈડું ભરાઈ આવ્યુ અને તે પોતાના પુત્રને ભારે હેતથી ભેટ્યો. આ સઘળું થઈ ચૂકયુ, હવે શું કરવુ તેની વાત ચાલી. આ બને બધવાઓને સિસ્માને પોતાના હાથે જ ઠાર કરવા, એવી તૈમૂરતાશની આજ્ઞા હતી, એટલે તેણે બનેને નસાડવાનો પ્રયત્ન કરી, જગલમાથી બીજા જ બે ડોકા લાવી પોતાના તબૂની બહાર લટકાવ્યાં, અને તે એમ જણાવવાને કે તેણે પોતાના હાથમાંના બને બધવાઓને કાયદા પ્રમાણે ઠાર કીધા છે. લગાર શાંતિ થાય ત્યા સૂધી સિસ્માને પોતાના પિતા તથા ભાઇને પોતાના તંબૂમા છૂપાવી રાખ્યા હતા, એટલે હવે તેમને તક જોઈ નસાડવાનો માર્ગ તે શોધવા લાગ્યો તેટલામા એવુ બન્યુ કે ધાતકી તૈમૂરતાશ મરણ કાંઠે પડ્યો અને તેના સ્વભાવથી બીને જે કોઈ દવા જાણતા હતા તેઓ ન્હાસી ગયા. આ ખબર શીલ્ડબરજરને પડી એટલે એક જાતનો આનદ તેને ઉપજ્યો. તે પોતે કાઇક ઝાડપાલો જાણતો હતો, એટલે તેણે દવા કરી પોતાનુ કામ કાઢી લેવાને ઠરાવ કીધો. એ ઠરાવ સાથે સિસ્માન તે ધાતકી મુસલમાન સરદારની પાસે ગયો અને આજીજી સાથે જણાવ્યુ કે, એક ખ્રીસ્તી તેની જાણમા છે તે તેના દરદની દવા કરવા માગે છે. તૈમૂરે કબૂલ કીધુ, અને બોલ્યો કે જો તે તેને સાજો કરશે તો તેને તેમ જ સિસ્માનને પણ નિહાલ કરશે અને નહિ તો તે બનેને ઠાર કરશે. સિસ્માને તે સ્વીકાર્યું અને ગયો. લગભગ ચારેક કલાકનો વખત ગાળી કાઢી સિસ્માન પોતાના પિતાને સાથે લઈ તૈમૂરની છાવણીમાં ગયો. આ વેળાએ એક નવાઈ સરખો બનાવ તેની નજરે પડ્યો અને તે એ કે એક સુંદર અપ્સરા તૈમૂરના તબૂમાં હતી. સિસ્માન તેની ખુબસૂરતી જોઈ વિસ્મય થઈ ગયો, પણ કશું બોલ્યા વગર જ તૈમૂર પાસે ગયો. તે બાઇએ તરત જ પરપુરુષોને જોઈ બુરકો નાંખ્યો. તેના વિષે કશું પણ તરતવેળા મનમાં લાવ્યા વગર જ સિસ્માન

તૈમૂર પાસે પોતાના પિતાને લઈ ગયો; આસપાસની ઝાડીઓમાંથી કેટલીક પાલો મંગાવી શીલ્ડબરજરે તેનો મલમપટો કરી દરદીને લગાડ્યો, એટલે તેના કરારથી તે ભર ઉંઘમાં પડ્યો. આ મલમપટો કરતો હતો, તેટલામાં એ સરદારની પેલી પુત્રી જેનું નામ બાલકીસ હતું, તેણે સિરમાનને પૂછ્યું કે, પોતાના જીવના જોખમે આવેલો આ હકીમ કોણ છે? સિરમાને જ્યારે તેની ખાતરી કરી કે, એ એક નામીચો વૈદ્યરાજ છે, એટલે તેનો ઉપકાર માની તેણે સિરમાનને પોતાના હાથમાંની વીંટી કાઢી આપી સિરમાને તે લેવાને પહેલાં લગાર આનાકાની કરી; કેમકે તેના પિતાએ તેને વધારે મોટી બક્ષીસ કરવાનુ વચન આપેલુ હતું, પણ બાલકીસે આગ્રહ કરવાથી સિરમાને તે લઈ પોતાની આંગળીએ પહેરી લીધી. મલમપટો કરી સિરમાનનો બાપ બહાર આવ્યા પછી બાલકીસ પોતાના પિતાની રુબરુ ગઈ અને સિરમાન પણ તેની તહેનાતમાં રહ્યો. થોડાક સમય નીકળી જવા પછી બાલકીસે પોતાના આ યજમાનોને માટે સુંદર ખાનુ તૈયાર કીધુ, અને બને જણ શરાબ સાથે ખાનુ લઈ બીજે દિવસે મળવાની કબૂલાત આપી છૂટા પડ્યાં બાલકીસને વધારે ને વધારે જોવાની જેમ સિરમાનને તક મળતી ગઈ, તેમ તેમ તેના અંત કરણમા છૂપા પ્રેમે ઘર કર્યું હતુ. જો કે તે વિષેનો કસો ખુલાસો બંને એક બીજાને કરી શકવા અશક્ત હતાં. જ્યાં સૂધી સરદાર તૈમૂર પોતાને ખાટલેથી ઉઠવાને શક્તિમાન્ થયો ત્યાં સૂધી તરુણ સિરમાન અથવા હુસનને બાલકીસ સાથે દરરોજ મેળાપ અને ગપાંસપા ચલાવવાની અચ્છી તક મળતી રહી હતી. અદ્યાપિ બાલકીસ સાથે વાત થતાં સિરમાને પોતાનું નામ હુસન જ જણાવ્યુ હતુ, અને પોતાનો તથા પોતાના પિતાનો કશો ભેદ ખુલ્લો કીધો નહોતો. વીસ દિવસ સુધી આ ખ્રીસ્તી હકીમરાજની દવા તૈમૂરે કરી, એટલે તે પોતાની માંદગીમાંથી સાજો થયો અને હવે દવાની જરૂર રહી નહિ. પણ કપટી તૈમૂરને સંતોષ થયો નહિ. તે અવિશ્વાસુ થયો અને ભરમમા જ સિરમાનને ફરમાવ્યું કે, તે હકીમને થોડાક દિવસ સૂધી તેના તબૂમાં લઈ જઈ તેની અચ્છી પરોણાગત કરવી, જે પછી એકાદ દિવસ ઠરાવી તેને ઠરાવેલી બક્ષીસ આપવામાં આવશે. આમ કરવાનો હેતુ માત્ર એટલો જ કે, જો હકીમે તેને કાંઈ દગા ભરેલી દવા ખવાડી હોય અને તેની અસર ધીમેથી જણાવાની હોય તો તે તેટલા વખતમાં જણાઈ આવે. તેમ તો કાંઈ થયું નહિ. તૈમૂરતાશ તો પાછો અસલ પ્રમાણે જ નીરોગી બન્યો, અને તેથી તેનો હકીમ ઉપર અચ્છો વિશ્વાસ બેઠો અને સિરમાનને તથા હકીમને બંનેને તેણે નવાજી નાંખવાનો ઠરાવ કાધો. તે પહેલાં એક

દિવસ સિરમાન તથા આલકીસને પોતાની હુજુરમાં બોલાવી, આલકીસ તરફ ફરી બોલ્યો 'પુત્રી આલકીસ, આ હુસનની સહાયતાથી તું આજે તારા પિતાને એકવાર ફરીને આ સૃષ્ટિની રોશની જોવા પામેલો જોય છે. હુસન એક અચ્છો વિશ્વાસુ છે, અને તે ચુસ્ત મુસલમાન છે. હુ ઈચ્છુ છું કે તુ તેની પટરાણી થાય અને તેમ કરી હું હુસન ઉપર જે ઉપકાર કરવા માગું છુ તે મારો વિચાર અને વચન પાર પડે' આલકીસનાં અંત:કરણમાં પોતાના પિતાનાં આ વચનથી હર્ષ તો સમાતો નહોતો ભારે હરતે મુખડે તે ત્યાંથી વિદાય થઈ. તરત તૈમૂરે તાળી પાડી ગુલામોને બોલાવ્યા. વડા ગુલામને તાકીદ કરી કે બાર ગુલામોને ઉમદામાં ઉમદા ભેટો સાથે હુસનના તબૂમા લઈ જઈ ત્યા હુસનને તથા તેની સાથે જે ખ્રીસ્તી હકીમ છે તેને તે ભેટો આપવી. આ ખજાનો લઈ સઘળા ગુલામો એટલા તો ઓચિંતા હુસનના તબૂમાં ભરાયા કે તે વેળા સિરમાનનો ભાઈ કાર્લ અંદર બેઠો હતો તેને સતાડવાનો સુદ્ધાં સમય મળ્યો નહિ. વડો ગુલામ અબ્દુલ્લા એકને બદલે બે ખ્રીસ્તીને જોઇને વિચારમા પડ્યો કે કોને ભેટ આપુ? હુસનને તો આપવાની હતી તે આપી દીધી અને બાકી પાછી લઈ બન્ને ખ્રીસ્તીને સાથે લઈ તે તૈમૂરના તંબૂમા આવ્યો. આ બનાવથી સિરમાન બહુ ગાભરો બન્યો હતો, પણ શુ બોલવુ તેની તેને કશી સૂજ પડી નહિ બને ખ્રીસ્તીઓને જોઇને તૈમુરતાશ ગભરાટમા પડ્યો અને વિચાર કીધો કે, જે બે બધવાઓને ઠાર કરવાનું કામ હુસનને સોંપ્યું હતું, તેજ આ બને ગુલામો છે કે જેમને હુસને બચાવી રાખ્યા છે. પ્રતિજ્ઞા લઈ તૈમૂર બખાળ્યો કે, જો એમ જ હશે તો હું એ સઘળા કૂત્રાને એકદમ ઠાર કરી નાંખીશ. હુસન જે પણ આ બને સાથે હાજર થએલો હતો તેના ઉપર ડોળા કકડાવી બોલ્યો કે, બોલ એમા શો ભેદ છે? સિરમાન ગભરાયો અને તૈમૂરના પગ ઉપર પડ્યો અને સઘળો ખરો ખુલાસો સંભળાવ્યો એટલે તૈમૂર તો વાઘ પેરે છલાગ મારી સિરમાન ઉપર ધસ્યો· પણ અંતે કાંઇક વિચાર લાવી બોલ્યો કે, 'દગાખોર હુસન, તારા પિતાએ મારો પ્રાણ બચાવ્યો છે, એટલે તેનો અને તેના એક પુત્રનો જાન હું સલામત રાખીશ અને એકને તો અવશ્ય ઠાર કરીશ; માટે બોલ જલદી તને મારવો કે તારા ભાઇને?' પિતાનો પુત્ર પ્રત્યેનો પ્રેમ આ વેળાએ જણાયો. ગરીબ બાપડો શીલ્ડબરજર ઘડીકમાં સિરમાનને તો ઘડીકમાં કાર્લને દયામણે ચેહેરે નીહાળતો, અને જાણે કાંઈ સૂજતું ન હોય, તેમ બેબાકળો બની ગયો. અંતે વિચાર કીધો કે ત્રણમાંથી એકને મારવાને તૈમૂરે ઠરાવ કીધો છે તો હુ પોતેજ મરણ પામીશ તો કસો મુજાકો નથી

એમ કરી પોતાનો ઇરાદો તેણે પોતાના બંને પુત્રો નજદીક જાહેર કીધો અને પુત્રો પોતે મરવા તૈયાર થયા. સિરમાન પોતે તૈયાર થતો તો કાર્લ પાછો આવી પોતે મરવાને તૈયાર થતો. અને હા ના વચ્ચે સિરમાન તૈયાર થયો. મજબૂત ઠરાવથી તે ભરાયલા દરબારમાં હથિયાર ખેંચી મરવાને આવી ઉભો. તૈમૂરને સમજાવી તેના ઠરાવથી પાછો ફેરવવાને ઘણાએ સમજાવવામાં આવ્યો, પણ તે બિલકુલ સમજ્યો નહિ. વખત નજદીક આવ્યો, સઘળુ શાંત થયુ હતુ અને એક બીજાનાં મોઢાં ટગર ટગર જોવાતાં હતાં. તેવામાં કશા પણ ખેદ વગર સિરમાન હાથમા ખજર લઈ જાણે છેલ્લી પ્રાર્થના કરતો હોય તેવી ઢબમાં ઉભો. એટલે એક વિલક્ષણ બનાવ બન્યો. પુરુષોની લાજ ન કરતા આખા મોઢા ઉપર બુરકો નાંખેલી એક જવાન સ્ત્રી ભરમિજલસમાં દોડી આવી તૈમૂરને પગે પડી, સિરમાનને ક્ષમા કરવાની માગણી કાકલૂદી સાથે કરવા લાગી. આ બાઈ કોણ હતી? તૈમૂરની પુત્રી બાલકીસ! 'બાલકીસ! બાલકીસ! આવા દગાખોર ખ્રીસ્તીને તુ શુ ખરેખર ચાહે છે.?' બાલકીસ કરગરીને બોલી, 'પિતા તુ હુસનને ઠાર કરે તો સાથે જ મને પણ કર.' બહુ જ કાકલૂદી થયા પછી તૈમૂરે પોતાનો ઠરાવ ફેરવ્યો અને હુસનને માફી આપી. આ સમાચાર સાંભળતાં જ તેના પિતા તથા કાર્લને ભારે ખુશાલી ઉત્પન્ન થઈ. તૈમૂરે પોતાનો ઠરાવ એટલો બધો ફેરવ્યો કે, તેણે તે જ સાંજે બાલકીસનાં લગ્ન કરી આપ્યાં. થોડા દિવસ પછી તૈમૂરે ઘરડા શીલ્ડબરજર તથા કાર્લને ઉમદા કીમતી ભેટો સાથે તેમને વતન વિદાય કર્યાં. ૩૩ વર્ષ સુધી હુસન બાલકીસ સાથે રહ્યો, પણ તે દરમ્યાન કોઇપણ દિવસે તેમની વચ્ચે અણબનાવ લેશ માત્ર પણ થયો ન હોતો. તેમને કશાં બચ્ચાં થયા નહોતાં. ૩૩ વર્ષ પછી બાલકીસે દેહ છોડ્યો, એટલે સિરમાન ભારે દોલત સાથે પોતાના વતન બેવેરીયા ગયો અને પોતાના ભાઈ અને તેના કુટુબ સાથે સુખમાં દિવસ ગુજાર્યા. ઘરડો શીલ્ડબરજર તો ક્યારનો ગુજરી ગયો હતો.

---

## પ્રકરણ ૧૩ મું

## ખલીલ અને જુલીયન-મિત્રો વચ્ચે નવી યુકિત

ખલીલની પહેલી બે વાર્તા કરતાં આ તેની ત્રીજી વાર્તા દોલતખાન પાશાને અને બીજા સાંભળનારાઓને વધારે પસંદ પડી, એ તેમના ચહેરા ઉપરથી દેખાતું હતું. સઘળો વખત પાશાની નજર ખલીલના ચહેરા ઉપર હતી. બીજા કેટી અને અફીણી રાજાઓની પેઠે ફકત ડોકું ધૂણાવવાને બદલે

તેણે મોટી હોંશ અને આતુરતા સાથે પહેલેથી છેડે સુધી તે વાત સાંભળી. જુલયખા અહા ! તે પોતાના મનમાં કેવી હરખાતી હતી. ખલીલના ઉમદા ગુણો અને તેની મનશક્તિ જોઈ તેનો હર્ષ સમાતો નહોતો અને આવા એક જવાન મર્દ સાથ તેની એકાએક ઓળખાણ થઈ, તેને માટે તે અદર-ખાનેથી ખુદાનો ઉપકાર માનતી હતી. લ્યુકસ અને ગુલનાર, જુલીયન અને તહેમીના એઓ પણ ખલીલની મનશક્તિ ઉપર આફરીન કરતા હતા. જ્યારે તે વાત પૂરી થઈ ત્યારે દૌલતખાન પાશા પોતાના હમેશના સરેસ્તા પ્રમાણે તેની ઉપર વિચાર કરતો બેઠો, પણ તે અરસામાં તેની બન્ને દીકરીઓ, અને પેલા બે જવાન યૂનાનીઓ પોતાના મનમાં વિચાર કરતા હતા કે ખલીલ બીજુ નવુ બહાનુ શુ કાઢી શકશે પણ આ વેળા ખલીલે જુલયખાના કાનમાં ચોકસ શબ્દો કહ્યા, જે સાભળી પહેલાં તો તે દિલગીર થઈ, પણ પછીથી તરત જ ખુશ થઈ ગઈ.

એવામા એકાએક બારણાનો હાથો હીલ્યો અને જુલયખા તરત જ ખલીલની પાસેથી ઉઠી ગઈ અને દૂરના એક કોચ ઉપર જાણે ઘણા જ ગંભીર વિચારમા હોય તેમ જમીન ઉપર જોતી બેઠી. જુલયખાની આ હીલચાલ હાજર રહેલામાથી કોઇએ પણ જોઈ નહિ અથવા જોઈ હોય તો તેની ઉપર ધ્યાન આપ્યુ નહિ. કારણ કે પાશા પોતે એક કરતા વધારે વિચારોમા મશગૂલ હતો અને પેલાં બે આશક માશૂકના જોડા પોતાની મહુબ્બતની વાતચિતમા ગરકાવ થઈ રહ્યા હતા. એવામા બારણું ઉઘડ્યુ, અને બાનુ ઈસમીલડાએ પોતાનો દેખાવ દીધો તેણે ઉમદા પોશાક પહેરેલો હતો અને તેના મોઢા ઉપર બુરકો હતો અમીના જે તેની પાછળ આવી હતી તે બારણુ બધ કરીને બહાર જ ઉભી રહી ઈસમીલડાને પોતાના બુરકાના સૂરાખોમાથી જોતાં માલમ પડ્યુ કે ખલીલ એકલો બેઠો હતો અને જુલયખા દૂરના એક કોચ ઉપર બેઠી હતી. લ્યુકસ અને જુલીયન પોતપોતાની માશૂક સાથે વાત કરવાનુ મોકૂફ કરી, ઈસમીલડા બાનૂને માન આપવા ખાતર ઉઠી ઉભા થયા. જો કે તેમણે તેને આ પહેલી જ વાર જોઈ હતી, તો પણ તેના ઉચા પોશાક ઉપરથી તેમની ખાતરી થઈ કે, તે પાશાની મોહોરદાર જ હશે ?"

ઈસમીલડા પોતાના ખાવિદના ખભા ઉપર હાથ મૂકી પ્યાર અને મિઠાશ ભરેલી બોલીમાં બોલી,–"મારા સહુથી વ્હાલા ખાવિદ, મારા અહીં આવવાથી તમો ખફા તો નથી થયા ?"

પાશા–"ઓ નેકજાદ બાનુ, તારાં મુબારક પગલાંથી હરેક જગા દીપી નીકળે છે. જે ત્રણ જવાન ગૃહસ્થો વિશે મેં તારી આગળ વાત કીધી હતી, તે

આ રહ્યા. એઓ અત્રે બે રાત અને બે દહાડા સૂધી રહ્યા છે, અને હવે જવાની તૈયારીમાં છે."

ઈસમીલડા-(પાશાના ગળામાં બન્ને હાથ નાંખીને) "મારા પ્યારા ખાવદ, મારા સાંભળવામાં આવ્યુ છે કે આ ત્રણ જવાન ગૃહસ્થોમાંથી એક જણે તમારી આગળ લડાઇ, પ્યાર, અને મહુબ્બતની વાર્તા કહી સભળાવી તમને ખુશ કરી નાંખ્યા છે, અને તેવી વાર્તાઓ સાંભળવાથી તમોએ મને બેનસીબ રાખી છે, તેને માટે તમને ઠપકો આપવાની મારી મરજી થાય છે"

પાશા-"મારી વ્હાલી ઈસમીલડા, જનાનખાનાની પાકીજગી વિશે તમારા વિચારો એવા તો સખત છે કે જો હુ તમને આ મરદોની હુજૂરમાં આવવાની દરખાસ્ત કરત, તો તમો કદાચ મારી ઉપર ખફા થશો એવી મને બીક હતી."

ઈસમીલડા-"પણ જ્યાં મારો પોતાનો ખાવિંદ હોય ત્યા હાજર રહેવામાં હુ કશુ હરકત ભરેલુ જોતી નથી, તેમ જ વળી આ તમારી દીકરીઓની મા મરી ગઈ છે, તેટલા માટે આવા એક મેળાવડામાં તેની મા તરીકે હાજર રહેવાની હુ મારી ફરજ સમજત."

પાશા-"આ વાતની જો મને આગળથી ખબર હોત તો હુ તમને મોટી ખુશી સાથે બોલાવત. પણ ખેર, હવે જે બન્યું તે ખરુ. હું ઠરાવ કરી ચૂક્યો છુ કે હવે એ લોકો જેમ બને તેમ જલદીથી રુખસદ લે તો સારુ, કારણુ કે મેં જોઇએ તે કરતા વધારે વખત એમને અત્રે રહેવા દીધા છે, તો પણ હવે તો તેમને જવુ પડશે જ."

ઈસમીલડા-"અને અગર તમારી વહાલી મોહોરદાર એક અરજ કરે તો શું તે તમો બહાલ રાખશો નહિ? હુ ફક્ત એટલુ જ ચાહું છુ કે, જે રસીલી વાર્તાઓ આ ગૃહસ્થના અખૂટ ખજાનામા ભરેલી છે, તેમાંની એક વાર્તા સાંભળવાની મને રજા આપો. કિસ્સા અને કહાણીઓ સાભળવાને હુ કેવી આતુર છુ, તે તો તમો જાણો છો."

પાશા-"જો આ જવાન ગૃહસ્થ એક બીજી વાર્તા મેહરબાનીની રાહે કહી સભળાવે તો હું તેને અને તેના મિત્રોને સવાર પડતાં સૂધી રાખવાને કબૂલ થાઉં છુ-પણ સવારના પહોરમાં તો તેમણે જરૂર જવુ પડશે."

ખલીલ-"તમો નામવરની મરજી મુજબ ચાલવાને મને મોટી ખુશી ઉપજશે પણ એક જ રાતના બે વાર્તા કહી સંભળાવવાની મારામાં શક્તિ નથી. વળી તમો નામવરે જાણ્યું છે, મેં કીધેલી વાર્તાઓ કાંઈ જેવી

તેવી નથી. તેમને જોડવાને અને ગોખવાને લાંબો વિચાર, અને ઉમદા મનશક્તિ જોઇએ છે, જેને માટે ઓછામા ઓછા ૨૦ કલાકની મહેનતની જરૂર છે. તે વાર્તાઓનો પાયો મારા મગજમાં રચેલો છે, પણ તે પાયા ઉપર ઇમારત ઉઠાવવાને બેશક વખત જોઇશે. માટે જો તમો નામવર હજી તમારો ઠરાવ ફેરવી શકતા હો, તો હુ આવતી રાતના એક એવી રસીલી અને મનોરંજક વાર્તા કહી સંભળાવીશ કે જે મેં કીધેલી ત્રણે વાર્તાઓને એક કોરે બેસાડશે. પણ જો તમો તમારા ઠરાવને વળગી રહેવાને ખુશ હો, તો, અમો તમને છેલ્લી સલામ કરવાને તૈઆર છીએ."

એ પ્રમાણે બોલી ખલીલ ઉઠી ઉભો થયો અને પોતાના બન્ને મિત્રો તરફ જોઇને બોલ્યો -"ચાલો દોસ્તો, આપણો જવાનો વખત થયો છે. માફ કરજો, નામદાર પાશા-"

ઈસમીલડા-(પાશાને ધીમે સાદે) "મારા વ્હાલા ખાવિંદ, ખલીલ જે વાર્તા કહી સંભળાવાને કબૂલ થાય છે તે સાંભળી લઈ આવતી કાલે બેશાશક તેમને રુખસદ આપજો, હુ આશા રાખુ છુ કે, તમો મારી આ નમ્રતા ભરેલી અરજ નામજૂર કરશો નહિ"

પાશા-"વ્હાલી બાનૂ, તારી મીઠી અને લલચાવનારી બોલીથી કોણ નહિ લોભાય? ઠીક છે, હું આ ગૃહસ્થને એક દિવસ વધારે રહેવાની રજા આપુ છુ" આ સાંભળી ઈસમીલડાએ પોતાના ખાવિંદનો મોટો ઉપકાર માન્યો અને ત્યારબાદ તરત જ પાશા ઉઠ્યો અને તે ત્રણે શખ્સોને પોતાની પાછળ આવવાને જણાવ્યુ. લ્યુકસ અને ગુલનાર તથા જુલીઅન અને તહેમીનાએ એક મેક સાથે પ્યારના થોડાક શબ્દ બોલવાની આ તક લીધી, પણ ખલીલ ફક્ત ઈસમીલડાને બતાવવાને ખાતર જુલયખાની સાથે કાંઈ પણ વાત કરવાથી પરહેજ રહ્યો, જે જોઇને ઈસમીલડા પોતાના મનમા બહુ જ હરખાતી હતી.

હવે ખલીલ, લ્યુકસ, અને જુલીયનને પોતપોતાના ઓરડામાં જતાં નજરે જોયા બાદ ગુલામોને નાગી તલવાર સાથે ચોકી કરવાનો સખત હુકમ આપીને પાશા પોતાના સૂવાના ઓરડા તરફ ગયો અને ઈસમીલડા પણ પોતાના ઓરડામાં ગઈ. ખલીલ હવે પોતાના ઓરડામાં એકલો હતો. તેણે પોતાનુ છૂપુ બારણું ઉઘાડયું-ચાલમાં ગયો અને જુલીયનના બારણાની છૂપી કળ શોધવા લાગ્યો, જેમાં તે નિષ્ફળ થયો નહિ, અને બારણું ઉઘડતાં જ જુલીયન ખલીલના ચહેરા સામુ અચરતીથી જોતો ઉભો. તે બોલ્યો 'મારા વ્હાલા મિત્ર ખલીલ, વળી આ નવો અને ભેદ ભરેલો માર્ગ કયાંથી શોધી કાઢ્યો ?"

ખલીલ-"સાંભળ ભાઈ, હમણાં લબાણથી વાત થઈ શકે તેવું નથી. તું મારા ઓરડામાં જા, અને હું અહીં રહું છું. ઓરડામાં જતા જ બત્તી બુઝાવી નાંખજે. પેલી રાંડ અમીના તારી પાસે આવશે, અને તેની સાથે કાંઇપણ બોલવા વગર ચાલવા માંડજે. એક બોલ પણ બોલતો ના,-અને જો બોલવું પડે તો બહુ જ ધીમેથી બોલજે, તુ કોઇપણ રીતે પકડાઈ આવે એવું કરીશ નહિ. તે તને બાનૂ ઈસમીલડાના ઓરડામાં લઈ જશે તે મારે બદલે તને જોઇને અચરત થશે, તોપણ તું તારા પાસા એવી રીતે ઉથલાવજે કે, તે તારી ઉપર ગુસ્સે થાય નહિ. તેને કહેજે કે પાશાએ ભૂલમાં મને તારા ઓરડામાં અને તને મારા ઓરડામાં રાખ્યો હતો."

જુલીયન-"પણ શું ભાઈ ખલીલ, તારી એવી ઇચ્છા છે કે હું મારી વ્હાલી તહેમીના તરફ બેમુરવ્વત થાઉં?"

ખલીલ-"ઈસમીલડા સાથે હું બે ત્રણવાર છૂપી મુલાકાત કરી આવ્યો છુ, તોપણ કોઇપણ રીતે હુ જુલયખા તરફ બેવફા થયો નથી. તે જે માગે તે કબૂલ કરજે, તરેહવાર કળાથો અને હસમુખા ચહેરાથી તું તેને ખુશ કરજે, અને ટુકમાં કહું તો વખત જોઇને વાત કરજે. હમણાં તું મને કાંઇપણ સવાલ પૂછીશ નહિ-લગાર ધીરજ પકડ અને સઘળું પોતાની મેળે રોશન થશે. પણ એટલું તારે જાણવુ જોઇએ કે, જો તું મારા કહ્યા મુજબ ચાલશે તો તુ તારી તહેમીના સાથે પરણશે ત્યાં સૂધી અહીં રહેવામાં ફતેહ પામશે."

જુલીયન-"ઓ મારા વ્હાલા મિત્ર ખલીલ, તું જેવો દાના છે તેવો જ ભેદ ભરેલો પણ છે. આહા, તારામાં કાંઇક ચમતકારિક બુદ્ધિ માલમ પડે છે, અને દરેક આફતમાંથી અજબ જેવી જાદૂઈ શક્તિથી તું મોકળો થાય છે!"

ખલીલ-"ભાઈ જુલીયન, તરત વેળા લગાર ધીરજ ધર. એવો વખત હવે જલદી જ આવશે કે જયારે તું તથા આપણો મિત્ર હ્યુકસ સઘળી વાતથી વાકિફ થશો હું જે પ્રમાણે કહું તે પ્રમાણે ચાલો અને જુઓ કે તમો તેમાં ફતેહ પામો છો કે નહિ. પણ હવે એક બે બોલ વધારે-જો ઈસમીલડા ગુસ્સે થઇને તારી ઉપર તેના દીવાનખાનામાં જાણી જોઇને ઘુસવાનો અપરાધ મૂકે તો તું તરત જ તે તને જે માર્ગ દેખાડે, તે રસ્તે ન્હાસવાની વેતરણ કરજે. પણ જો માર્ગમાં તને એક ખૌફનાક સૂરતનો ગુલામ નાગી તલવાર સાથે ચોકી કરતો મળે તો તેની પાછળ પાછળ ચાલજે-તેની આગળ જીવ જતાં પણ ચાલતો ના. ગમે તેમ કરીને તેને આગળ ચાલવાની ફરજ પાડજે."

તેઓ બન્ને હવે છુટાપડવા જતા હતા, તેવામાં ખલીલ બોલી ઉઠયો,–“સબુર કર, મને હમણાં જ યાદ આવ્યું. મારા ઓરડામાં મેજ છે તેની આગળ કોચની ગાદીની નીચે તને એક તલવાર મળશે, તેને તું સાથે રાખજે અને કોઈ પણ કારણથી તેને પોતાના શરીર પરથી દૂર કરીશ નહિ”

જુલીયન હવે ખલીલના ઓરડામા ગયો, ખલીલ જુલીયનના ઓરડાનું બારણું બન્ધ કરી જૂદી જૂદી બાબતો ઉપર વિચાર કરતો બેઠો. સઘળા ઉપાયો અને યુક્તિઓ તેણે પોતાના મનની અંદર ગોઠવી રાખ્યા હતા, અને જે પણ આફતો આવી પડે તેમાંથી બચવાના તેની પાસે ઇલાજો તૈયાર હતા. જુલીયને પહેલા તો ખલીલના ઓરડામા દાખલ થતા જ તેણે બતાવેલી જગાએથી તલવાર શોધી કાઢી પોતાને હાથ કરી લીધી, અને ત્યારબાદ તરત જ બત્તી બુઝાવી નાખીને સહેજ બિછાનામાં પડ્યો. પણ ઘણી મિનિટ ગઈ નહિ, તેટલામાં તેણે બારણામાં કુચી ફરતી સાભળી. બારણુ ઉઘડ્યુ અને અમીના ઓરડામા દાખલ થઈ. ચાલીમાની ઝાંખી બત્તીને અજવાળે અમીનાને બિછાનામા કોઈ માણસ સુતેલુ માલુમ પડ્યુ, અને તે માણસ ખલીલ હશે એમ સમજીને અમીના બિછાના પાસે ગઈ અને બોલી,” કેમ જવાન માણસ, ખુબસૂરતી અને પ્યારના મહેલમાં મારી સાથે આવવાને તૈયાર છે કે?”

જુલીયને કાંઇપણ જવાબ ન આપતા તેના હાથમા એક સોનાનો સિક્કો મૂકયો અને અમીના તરત જ બહાર નીકળી ચાલવા માડી. ઈસમીલડાના બારણા આગળ આવી પૂગતા તેણે પાછુ વાળીને જોયુ તો ખલીલને બદલે જુલીયન માલુમ પડ્યો! આ બનાવ જોઈ તે અચરતીના કાંઇક શબ્દો બોલવા જતી હતી પણ તેવામાં જુલીયને તેને ઇશારત કરી ચૂપ રહેવાને જણાવ્યુ. અમીનાએ જાણ્યુ કે ચાલમા ઉભુ રહેવુ ભયકર છે તેથી તે જુલીયનને બારણુ ઉઘાડી અદર લઈ ગઇ. તેઓ હવે ઈસમીલડાના આગલા ઓરડામા હતા, અને અમીનાએ તેને હળવેથી પૂછ્યું કે “જે ઓરડો ખલીલને આપવામાં આવ્યો છે, તેમાં તુ શી રીતે આવ્યો?”

જુલીયન—“પાશા પોતે મને તે ઓરડામાં રાખી ગયો, પણ તેમ કરવામા તેનો કાંઈ ખાસ હેતુ હતો કે સહેજ ભુલથી તેમ થયુ, તે હું કહી શકતો નથી.”

અમીના–(યાદ કરીને)“પણ તારા ઓરડામાં અધારૂં કેમ હતું?”

જુલીયન–“ધારવા મુજબ બત્તીમાંનું તેલ પૂરું થવાથી બુઝાઈ ગઈ હશે.”

અમીના-"અને આ તલવાર તને ક્યાંથી મળી?"

જુલીયન-"મને કોચની ગાદી તળેથી સંતાડેલી મળી આવી."

અમીના-"પણ તું જાણે છે કે, હું તને ક્યાં લઈ જાઉં છું?"

જુલીયન-"તું મને ખુબસૂરતી અને પ્યારના મહેલમાં લઈ જવાને સારુ તેડવા આવી છે અને કયો જવાન મર્દ આવી અરજ ઉપર ધ્યાન ન આપે વારુ?"

અમીના-(વિચાર કરીને) "ઠીક છે, તુ અહીં થોડી વાર ખોટી રહે-પણ સબૂર, મારે તને સંતાડવો જોઇએ, કારણ કે પાશા કઈ ઘડીએ આવી પહોંચશે, તેની કોઇને ખબર નથી અહીં આવ, આ પડદાની પાછળ ભરાઈ રહે; અને જો પાસેના ઓરડામાં કોઈ પણ માણસ આવતો તને સંભળાય તો પૂતળાની માફક સ્થિર બેસી રહેજે, હો."

જુલીયન તેના હુકમને તરત જ તાબે થયો. તે પડદાની પાછળ ભરાઈ બેઠો અને અમીનાના હાથમાં એક બીજો સોનાનો સિક્કો સેરવી દીધો અને હવે તે અદરના ઓરડામા ગઈ. ઈસમીલડા ત્રીજા અથવા સહુથી અંદરના ઓરડામાં પોતાના રેશમી ચળકતી સાટીનવાળા બિછાનામાં એક મદમાતી ઓરતની ઢબથી ખલીલની વાટ જોતી પડી હતી. મહબ્બતની આગ તેની છાતીમા હમણાં સળગી હતી, જે બુઝાવવાને સારુ ખલીલના આવી પહોંચવાની તે મોટી ઇંતેજારીથી વાટ જોતી હતી, પણ જયારે બારણું ઉઘડચુ અને અમીના એકલી દાખલ થઈ ત્યારે તે લગાર નાસીપાસ અને ગુસ્સે થઈ. અમીનાએ જે કાંઇ બન્યુ હતું, તે થોડા શબ્દોમાં કહી સભળાવ્યુ. જે સાંભળી તેની શેઠાણી બોલી, "અરે! હું કેવી કમનસીબ કે દર રાતના મારી સહુથી સરસ આશાનો ભંગ થઈ જાય છે. તું આ જવાન યૂનાનીને પાછો લઈ જા, અને ખલીલ જયાં હોય ત્યાંથી તેને શોધી કાઢ."

અમીના-"પણ નામવર બાનૂ, વારે ઘડીએ આવ જાવ કરવાથી જે જોખમ—"

ઈસમીલડા-"બસ, કાંઈ ફિકર નહિ, મારું મન ખલીલમાં પરોવાયુ છે, અને મારી પક્રી ખાતરી છે કે, તે ખુબસૂરત જવાન પોતે પણ મહબ્બતના સાગરમાં ડૂબેલો છે, ને તે દર પળે તારી વાટ જોતો હશે. આહા તે મને ચાહે છે તેમાં કાંઈ જ શક નથી! શું તેણે મારે ખાતર જુલયખાને તજી દીધી નથી? શું મેં તેને તેનાથી છૂટો બેઠેલો નથી જોયો? માટે જા અને ખલીલને ગમે ત્યાંથી બોલાવી લાવ!

અમીના–"મારાં નામવર શેઠાણી, તમો લગાર ધીરજથી વિચાર કરો. આ શખ્સની નજરમાં તમો હલકાં પડી ચૂક્યાં છો અને તે પક્કી ખાતરીથી જાણે છે કે, તેને તમારે જ સારુ બોલાવી લાવવામાં આવ્યો છે. માટે કદાચ–"

ઇસિમીલડા–"ખરેખર, તું કહે છે તે પણ ખરુ છે–પણ એ શખ્સ તહેમીનાનો આશક છે, નહિ વારુ!"

અમીના–"હા તે ઘણો જ–ખુબસૂરત છે, અને મારી નજરમા તો તે ખલીલના જેવો જ જવાન દેખાય છે, માટે ગમે તેમ કરીને–"

અમીનાએ છેલ્લુ વાક્ય પૂરુ કીધુ નહિ, પણ તેનો મતનબ એ હતો કે ગમે તેમ કરીને ખલીલને બદલે જુલીયનને તરત વેળા કબૂલ રાખવો. તેની શેઠાણીએ થોડી વાર સુધી વિચાર કીધો. આ જગ્યાએ જણાવવુ જોઇએ છે કે, ઈસિમીલડા ખલીલને કાંઈ ખરા જિગરથી ચાહતી ન હોતી, પણ પોતાના હેવાની ખસલતના જુસ્સાઓને નરમ પાડવાનુ એક અચ્છુ હથિયાર સમજતી હતી. તેના જુસ્સા હમણાં ઉશ્કેરાયલા હતા, માટે કોઈ પણ રીતે તેમને નરમ પાડવાનો તેણે ઠરાવ કીધો. તે બોલી, "હા જા અને તે જવાન શખ્સને અંદર તેડી લાવ."

અમીના મનમાં ખુશ થતી ચાલી અને જુલીયનને જે આગલા ઓરડામાં તેણે સતાડ્યો હતો ત્યાં ગઇ, પણ તેવામા એકાએક પાશા અંદર દાખલ થયો! અમીના કોઈપણ રીતે ગભરાવાને બદલે જાણે કશામા હોય નહિ તેમ માનને ખાતર એક બાજૂએ ઉભી રહી. પાશા બોલ્યો, "અમીના, તારી શેઠાણીના ઓરડામાં હું એક તલવાર ગઈ કાલે કે પરમદહાડે મૂકી ગયો હતો તે તેં જોઈ છે? તે કયાં મૂકાઈ છે તેની મને યાદ નથી. તારી શેઠાણી તો કસમ ખાઇને કહે છે કે, તેણે તે જોઈ નથી."

અમીના–"મારા મેહરબાન શેઠ, મારા જોવામાં પણ તે આવી નથી. મેં બધે જોઈ–આ બધા ઓરડાઓ ખોળી વળી, પણ–"

પાશા–"ત્યારે મને લાગે છે કે, તે કીમતી તલવાર મારા એદાદ લુચ્ચા ગુલામે લીધી હશે અને તેટલા માટે તેની તાકીદથી ખોળ થવી જોઇએ છે."

અમીના–"તેમાં કાંઇ જ શક નથી. તો પણ હું તે વિશેની ખોળ કરીશ."

પાશા–"ઠીક છે, અને જો તુ તે તલવાર શોધી કાઢવામાં ફતેહ પામશે તો તને સારું જેવુ ઇનામ આપીશ. પણ આવી ઉન્હાળાની રાતે આ પડદા કેમ નાંખેલા છે?"

એમ બોલી જે પડદાની પાછળ જુલીયન સંતાયલો હતો, તે પડદો ઉંચકવાના ઇરાદાથી પાશાએ તેને પોતાના હાથમાં લીધો, અને ઉંચકવા જતો હતો તેવામાં અમીના વચમાં પડી અને બોલી, "નામવર પાશા, મારી શેઠાણીને આજે એકાએક એવી તો ટાઢ ભરાઇ આવી છે કે જો જરાપણ હવા તેના શરીરને લાગશે, તો તેની નાજુક હાલતમાં મોટો બગાડો થઈ જશે !"

પાશા–"થોડી જ વાર પહેલાં તે મારી છોકરીઓના ઓરડામાં આવી હતી, ત્યારે તો તે સારી પેઠે હતી અને હમેશના જેવી જ ખુબસૂરત દેખાતી હતી અને–"

અમીના–"નામવર બાનૂ ઈસમીલડા હમેશા ખુબસૂરત દેખાય છે; પણ હમણાં તે મોટી આતુરતાથી તમો મેહરબાનની રાહ જુએ છે."

પાશા–"ઠીક છે, હું હમણાં તેની પાસે જાઉં છુ. પણ હું ખુલ્લા દિલથી કહું છુ કે, તલવારને લીધે મારો જીવ ઘણો ગમગીન છે. આવી ચોરી કરવાની કોણે હિમત ચાલાવી હશે? અમીના, તું એકદમ જા, અને પેલા સઘળા લુચ્ચા ગુલામોને કહે કે, તેમણે જરા પણ ઢીલ કીધા વિના ચાલમાં આવી હારબંધ ઉભા રહેવુ. દોડ વહેલી જા,"

ઉપલી સઘળી વાતચિત ઈસમીલડાએ બોલેબોલ સાંભળી હતી, માટે હવે તેને માલુમ પડયું કે, જુલીયન આગલા ઓરડામાં પડદાની પાછળ સંતાયલો છે, અને જે તલવારને માટે પાશા ગુસ્સે થઈ પૂછપરછ કરવા આવ્યો છે તે તો અમીનાના જણાવવા મુજબ જુલીયનની કમ્મરે બાંધેલી હતી. બધી રીતે જોતાં ઈસમીલડા જોખમ ભરેલી હાલતમાં હતી. તો પણ એક મક્કરબાજ ઓરત પોતાનાં મકર અને ચરિત્રો ઉપર ભરોંસો રાખી બેસે છે, તે પ્રમાણે તેણે પણ કર્યું. તે હવે ઓરડામાંથી બહાર આવી અને પોતાના ખાવિંદની સામે ઉભી.

---

## પ્રકરણ ૧૪ મું

### જુલીયન ઈસમીલડાના ઓરડામાં

અમીના પાશાના હુકમને તાબે થઇને ઓરડામાંથી બહાર નીકળી અને સઘળા ગુલામોને બોલાવી પાશાના ફરમાનથી વાકિફ કીધા. અલબત્ત ગુલામો તે તલવાર વિશે કશું જાણતા ન હોતા; તો પણ તેઓ ઘણા જ બ્હીતા હતા. કારણ કે, તેઓ સારી પેઠે જાણતા હતા કે, એક

વાર પાશાનો મિજાજ ઉશ્કેરાયો તો તેને ઠંડો પાડવો બહુ મુશ્કેલ થઈ પડે છે. તેમણે હવે ચાલમાં એકઠા થવામાં કશી ઢીલ કીધી નહિ. આણી-ગમ ઈસમીલડા પોતાના ખાવિંદનો ગુસ્સો નરમ પાડવાને તરેહવાર નખરાં અને લાડ કરવા લાગી. તે બોલી, "તમોને ખફા જોઈ હું બહુ જ દિલ-ગીર છું."

પાશા–"મારી વ્હાલી ઈસમીલડા, તે વિશે તમો બેફિકર રહો. પણ એ તલવાર કોણે ચોરી છે, તે આપણે જલદી જ શોધી કાઢી શકીશું. મારી પ્યારી, આજે તમારી તબીયત કેમ બગડી છે?"

ઈસમીલડા–"મને હમણાં એકાએક કોણ જાણે શા કારણથી સખત ટાઢનું લખલખુ ભરાઈ આવ્યુ હતું."

પાશા હવે પોતાની ખાતુનને સૂવાના ઓરડામાં લઇ ગયો. તે ઓરડો એટલો તો ગરમ હતો કે, ઈસમીલડાને ટાઢ એકાએક કેમ લાગી હશે તેના વિચારમા તે પડ્યો તો પણ માણસનો દેહ સહજમાં બદલાઈ જાય છે એવો વિચાર લાવી તે ચુપ બેઠો. ઈસમીલડા પોતાના બિછાનામાં સૂતી અને પાશાને પોતાની સોડમા બેસાડ્યો. તરેહવાર કળાથી, મીઠી બોલીથી, નખરાંદાર લાડથી તેણે કેટલીએક વાર સૂધી તેને એવી રીતે રમાડ્યા કીધા કે, પેલી તલવારની વાત તથા પેલા ગુલામોને ચાલમાં એકઠા થવાનો હુકમ આપ્યો હતો તે ભુલી ગયો, અને આખરે ભર ઉંઘમાં પડ્યો. એ પ્રમાણે જુલીયનને પેલા પડદાની પાછળ સંતાડ્યા પછી નજદીક એક કલાક વહી ગયો પાશાની અમીના સાથે થયેલી વાતચિત તેણે બોલેબોલ સાંભળી હતી, અને જે વેળાએ પાશાએ તેનો પડદો ઉંચો કરવાના મતલબથી હાથમાં પકડ્યો હતો, તે વેળા તેના હોશ ઉડી ગયા હતા. પણ જ્યારે પડદો તેના હાથમાંથી પાછો પડ્યો અને સરખો થયો ત્યારે તેના પેટમાં જીવ આવ્યો હતો. અમીના ગુલામોને હુકમ આપ્યા બાદ પાછી ઓરડામાં આવવાની હિમત કરી શકી નહિ, કેમકે દોલતબાન પાશાની સપાટ ઉંબરની બહાર મૂકેલી હતી, અને એવા વખતે પાશાના ઓરડામાં બોલાવ્યા વગર જવાની હિમત ચલાવવી, એ હાથે કરીને મોતની સન્મુખ ઉભા રહેવા બરાબર હતુ. અમીના સારી પેઠે જાણુતી હતી કે, તેની મક્કરબાજ શેઠાણી કોઈ પણ રીતે પોતાનો બચાવ કરી શકશે. તેટલા માટે તે ગુલામોની સાથે જ ઉભી રહી. વખત વહી ગયો, તો પણ પાશાએ દેખાવ દીધો નહિ. ગરીબ બિચારો જુલી-યન! તેને એટલીવાર સૂધી ક્યારે અને કેમ છૂટકો થશે, તેના વિચારમાં એક બદીવાન તરીકે બેસી રહેવાની ફરજ પડી. પાશા તો પોતાની ખાતુનની

છાતી ઉપર માથું મૂકી ભર ઉંઘમાં પડેલો હતો. જેવી ઈસમીલડાની ખાતરી થઇ કે તેનો ખાવિંદ છેક જ ભર ઉંઘમાં પડેલો છે, કે તરત જ તેણે તેનું માથુ છાતી ઉપરથી ઉંચકવા માંડયુ, અને આસ્તે આસ્તે મોટી સાવચેતીથી તેને એક નરમ તકીયાની ઉપર મેલ્યું. તે હજી ભર ઉંઘમાં જ હતો અને ઈસમીલડા ઉઘાડા પગે આગલા ઓરડામાં ગઈ, બારણુ ઉઘડયુ અને જુએ છે તો ગુલામો તથા અમીના ચાલમાં ઉભેલાં હતાં. તેણે તે બારણું પાછુ બંધ કીધુ, અને થોડીવાર સુધી વિચારમાં ઉભી રહી. પેલા બહાર ઉભેલા ગુલામોમાંના બે જણાઓને અમીનાએ હાથ કરી લીધા ન હોતા, તેટલા માટે જુલીયનને તેમની સામેથી પસાર થવા દેવો, એ ન બની શકે એવુ હતું. ગુલામોને જતા રહેવાનો હુકમ પણ આપી શકાય તેમ નહોતું, કારણ કે દૌલતખાન પાશાના હુકમની વચ્ચે કોઈ પણ–તેની પોતાની બીબી સુદ્ધા પણ પડવાની હિમત કરી શકતું નહોતું. કદાચિત્ પાશા સારી રાત તેના ઓરડામા સૂઈ રહે, તો પણ ગુલામોની મકદૂર નહોતી કે તેના પોતાના હુકમ વગર ત્યાંથી જતા રહે. જુલીયનને પાછો તેના ઓરડામાં મોકલવા માટે એકપણ સલામતી ભરેલો માર્ગ બાકી રહ્યો નહોતો, અને તો પણ કોઈ પણ રીતે–કાંઈ પણ કરીને તેને નસાડવાની ભારે જરૂર હતી. થોડી વાર વિચાર કીધા બાદ, તે પેલા પડદા આગળ ગઈ અને તેને ખસેડીને જુલીયનને પાતાની પાછળ આવવાને જણાવ્યું. જુલીયનનો ખુબસૂરત ચહેરો જોઈ તે એટલી તો અજાયબ થઇ કે પોતાના મનમાં બળાપો કરવા લાગી. કારણુ કે, જો તેનો ખાવિંદ આવી ન પૂગત, તો તે તેની સાથે પ્યારમાં પડી પોતાનાં હેવાની ખસલતના જુસ્સાઓને નરમ પાડત, પણ હવે વધારે વાર ઢીલ કરવી તે ભય ભરેલું હતું કારણ કે, પાશા કોઈ પણ ઘડીએ જાગી ઉઠે, એવો ડર હતો. ઈસમીલડાની નજર પેલી તલવાર ઉપર પડી અને તે બોલી:–"મને આ તલવાર આપ. તું જાણે છે કે, એને લીધે પાશાએ કેટલી બધી ગડબડ મચાવી મૂકી છે?"

જુલીયન–"માફ કરો, નામવર બાનૂ, દરેક બાબદમાં હું તમારા શબ્દોને કાયદાના જેટલુ માન આપીશ; પણ આ વાત કદી બનનાર નથી."

ઈસમીલડા–"(ગુસ્સામાં) "કેમ નહિ?"

જુલીયન–(માનથી) "મેહરબાન બાનૂ, આ તલવાર મારી જોડે રાખવાનું કારણુ એટલુ જ છે કે, હું ચોમેરથી ભયમાં આવી પડ્યો છું. ચાલમાં ગુલામો એકઠા થયા છે, પાશા અંદરના ઓરડામાં છે અને હું પોતે એવી એક જગ્યામાં આવી ફસ્યો છું, કે જો હું પકડાઉં તો મોત કરતાં કાંઈ પણ

ઓછી વિકટ શિક્ષા મને મળે નહિ. આવી એક જગ્યામાં આવા એક હથિયારની મારે જરૂર છે."

ઈસમીલડા—"પણ હું તને સહીસલામત તારા ઓરડામાં પહોંચાડું તો પછી આ તલવાર મને આપવામાં તને શી હરકત છે?"

જુલીયન—"હું ઘણો જ દિલગીર છું કે, મારાથી તમારી અરજ કબૂલ રાખી શકાતી નથી. હું મારા ઓરડામાં પગ મૂકું નહિ ત્યાં સુધી આ તલવાર મારી કમરેથી છૂટનાર નથી, તે ખાતરીથી જાણજો. હું મારા ઓરડામાં ગયા પછી જે જગાએથી મને એ મળી હતી ત્યાં એને પાછી મૂકીશ, અને આવતી સવારમાં બેલાશક તમારા માણસને મોકલીને મગાવી લેજો."

ઈસમીલડા-(વિચાર કરીને) "ઠીક છે, મારી પાછળ પાછળ આવ. હું જ્યાં જાઉં ત્યાં તું પણ આવજે. પણ યાદ રાખ, કે તારી અને મારી બન્નેની જિંદગી જોખમમાં છે અને જરા પણ હેચકારાપણું બતાવ્યું તો તારી અને મારી ગોર બોસફોરસના આસમાની પાણીમાં બનાવવામાં આવશે."

જુલીયન—"નામવર બાનૂ, તે વિશે તમો બેફિકર રહો."

તેઓ અંદરના ઓરડામા ગયાં અને ઈસમીલડાએ પોતાનો ખાવિંદ હજી સૂધી ભર ઉંઘમા જ છે કે નહિ, તે તપાસી આવે ત્યા સૂધી જુલીયનને ત્યાં જ ઉભા રહેવાને જણાવ્યું. જ્યારે તેની ખાતરી થઇ કે પાશા હજી સૂધી ભર ઉંઘમા જ છે, ત્યારે તે જુલીયનને તે ઓરડામાં લઈ ગઈ. તેઓ જાણે કે ઇંડા ઉપર ચાલતાં હોય તેમ સભાળથી ચાલતાં હતા, પણ જુલીયનનો જમણો હાથ આખો વખત પોતાની તલવાર ઉપર હતો, કારણ કે કદાચ પાશા એકાએક જાગી ઉઠે, તો તેને પોતાના બચાવની તક મળી શકે. તેઓ હવે એક બીજા મખમલના પડદા આગળ આવી પહોંચ્યાં, જેની પાછળનુ બારણું ઉઘાડીને તેને બહાર કાઢ્યો. જુલીયન હવે ચાલમાં હતો. ત્યાં એક બત્તી ટાંગેલી હતી. તેનો હાથ હજી સૂધી તલવારની ઉપર જ હતો અને ખલીલે તેને જે શિખામણ આપી હતી તેનો એક શબ્દ પણ તે ભૂલી ગયો ન હોતો, અને તેટલા માટે જ્યારે તેણે પોતાની સામે એક કદાવર અને ખૌફનાક સુરતના ગુલામને આવતો જોયો ત્યારે તે જરાએ ચોંકયો અથવા ડર્યો નહિ. બત્તીનાં કિરણોથી તેને માલમ પડ્યુ કે, તે ગુલામના હાથમાં એક નાગી તલવાર હતી. તે ગુલામે જુલીયનની નજદીક આવી પહોંચતાં પોતાની તલવાર મ્યાનમાં ખોસી, અને બોલ્યોઃ "મેહરબાન શેઠ, જો મારા દેખાવથી તમો ડર્યા હો, તો હું દિલગીર

છુ–પણ હું અહીં પાશાના ખજાનાની ચોકી કરું છું. હુ સારી પેઠે જાણું છુ કે, તમો શા સારુ અને કયાંથી આવ્યા છો, પણ જો તમને બહાર જવુ હોય, તો આગળ ચાલો. આ રસ્તો સહેલો છે."

જુલીઅન–"પાશાના મહેલના આ છૂપા અને ભેદ ભરેલા માર્ગોથી હુ અજાણુ છું, માટે હું ધારુ છું કે તું આગળ ચાલે તો વધારે બેહતર થશે."

ગુલામ–"પણ હું એક સહુથી નીચમાં નીચ અને હલકામાં હલકો ગુલામ–મારાથી તમારી આગળ શી રીતે ચલાય ? રસ્તો સીધો જ છે, અને હુ તમારી પાછળ બારણુ ઉઘાડવા અને પાછુ બધ કરવા આવુ છું."

જુલીયન–(લગાર ચીડાઇને) "હુ કહુછુ તે બરાબર સમજી લે. મારી મરજી એવી છે કે તુ રસ્તો દેખાડનાર છે, માટે મારી આગળ ચાલ અને હુ તને હુકમ કરું છુ કે, હવે તેમ કરવામાં જરા પણ ઢીલ કીધી તો ખબરદાર !"

ગુલામ–"ઠીક છે. જેમ તમો સાહેબની મરજી,–પણ આવી રીતે તમારા હાથમાં નાગી તલવાર રાખવાની શી જરૂર છે જાણે કે હું કાંઈ દગલબાજી રમવા ચાહતો હોઉંની તેમ–"

એમ બોલતો તે આગળ ચાલ્યો. તેઓ પત્થરના દાદરેથી નીચે ઉતર્યા. આખો વખત જુલીયનની નજર પેલા બદસૂરત ગુલામની ઉપર હતી, જે હમણાં આસ્તે આસ્તે પોતાનો જમણો હાથ તલવારની મૂઠ ઉપર લઈ જતો હતો. જુલીયન પૂરેપૂરી સાવચેતીમા હતો, પણ જેવો પેલો ગુલામ પોતાની તલવારને મ્યાનમાથી જુલીયનનો જીવ લેવા સારુ ખેંચવા જાય છે, તેવામા એક માણુસનો આકાર તેની નજરે પડ્યો. આ શખ્સ બીજો કોઈ જ નહિ, પણ ખલીલ પોતે જ હતો.

જુલીયન તેને જોઇને બેહદ ખુશ થયો. કારણુ કે, ખલીલની હાજ-રીથી તેને પોતાના જીવની ધાસ્તી રહી નહિ. તે જ વખતે પેલો ગુલામ તલવાર કાઢતો અટકી ગયો. ખલીલે તેને જણાવ્યું કે તેણે ગઇ રાતની વાતચિત કોઇની આગળ કહી નથી તેથી તે ખુશ છે. અને આજની રાતના બનાવો વિશે પણ એક હરફ કાઢવો નહિ, એવો હુકમ આપ્યો, અને જો તેમ કરશે તો તેણે પાશાની આગળ સઘળુ કહી દેવાની ધમકી આપી. ખલીલ અને જુલીયન હવે પોતપોતાના ઓરડા આગળ ગયા. જુલીયને પોતાના ઓરડામાં ખલીલને લઈ જઇને સઘળી વાતથી વાકિફ કીધો. અને જ્યારે તે સઘળો ખુલાસો કરી રહ્યો ત્યારે તે બોલ્યોઃ–"કેમ, મિત્ર ખલીલ, હવે તું તારો ભેદ મને કહે છે કે નહિ ? કારણુ કે, તારા દરેક

કામમાં ચોક્કસ નેમ અને મતલબ હોય છે. ખચીત, પેલો ગુલામ, જે તને જોતાં વાર જ બકરા જેવો ગરીબ થઇ ગયો, તેનું કારણ શું?"

ખલીલ–"જુલીયન, હું ફરીથી કહું છું કે ખુલાસો કરવાનો હમણાં વખત નથી. જે કાંઈ બન્યુ છે તેનો કોઇને પણ એક હરફ કહેતો ના–લ્યુકસને પણ હાલ તરત જણાવવાની જરૂર નથી–મારી ઉપર તુ પૂરતો ભરોંસો રાખ અને હાલમાં તને જે કાંઈ ભેદ ભરેલુ અને અચરત જેવુ લાગે છે, તેનો ખુલાસો થાય ત્યા સૂધી લગાર ધીરજ પકડ. તુ તહેમીનાને ચાહે છે, હું તને વચન આપી ચૂકયો છુ કે તારી મુરાદમા તું પાર પડશે, પણ હુ જે તારી પાસેથી ચાહું છુ તે એ જ છે કે મારી ઉપર પૂરતો ભરોસો રાખી હું જેમ કહું તેમ કર. હવે આ તલવાર મને આપ, તારા થાકેલા શરીરને આ નરમ બિછાનામા નાખ અને તારી વહાલી તહેમીનાનું સ્વપ્ન જોતો વાર ઉંઘમાં પડ ખુદા હાફિજ, હુ મારા ઓરડામાં જાઉં છુ."

તેઓ હવે એક એકનો હાથ ફીલવી જૂદા પડ્યા અને ખલીલ પોતાના ઓરડામા ગયો.

બીજે દિવસે સરેસ્તા પ્રમાણે ખલીલે સઘળા મડળની હુજૂરમા પોતાની ચાથી વાર્તા ચલાવી.



## પ્રકરણ ૧૫ મું
## ખલીલની ચોથી વાર્તા

પોતાની આ નવી વાર્તાનું મંડાણ કરતા ખલીલ બોલ્યો; 'ધગધગતા ઉનાળાના દિવસમાં એક રમણીય પરોઢિયામાં, સુંદર પોશાક સજી ઢાલ તલવારથી બનીઠનીને, એક ફક્કડ જવાન તુરકી મુસલમાન શિકારે નીકળ્યો હતો પરોઢિયાના અતિ રમણીય કુદરતી દેખાવો નીહાળતો જાય છે, તેવામાં તેની નજરે એક શિકાર પડ્યો, જેની પાછળ આ જવાન શિકારીએ ખૂબ જોરમાં ઝોકાવ્યુ. શિકાર જેમ જેમ આગળ વધતો ગયો, તેમ તેમ તે તેની પાછળ ને પાછળ દોડ્યો. એમ કરતાં તે એક અતિ ઘાટા અને વિસ્તીર્ણ ભયાનક જગલમાં જઈ લાગ્યો. આડો અવળો ફરી જોય છે તો તેને શિકાર મેળવવાની નિરાશા ઉત્પન્ન થઈ, અને બીજી જ પળે તેને કયાં જવુ તેની વિમાસણ થવા માંડી. હજી તો તે કોઇ તરફ માર્ગ શોધવાનાં ફાંફાં મારે છે તેટલામાં જોય છે શું કે દોડધામ કરી આવતા કેટલાક હથિયારબંધ માણસોએ તેને જકડીને પકડી લીધો. એકે જયારે તેનો ટોટો પકડ્યો તો બીજાએ તેના હાથ અને ત્રીજાએ તેનાં ટાંટીયા ઝાલી તેને દિગ્મૂઢ બનાવી દીધો.

તેમના દેખાવ અને આચરણુથી જ તે જાણી ગયો કે, જંગલોમાં ભટકતા આ શૂરા સિપાહસાલારો લુટારાઓ છે. ગમે તેવો જકડાયો છતાં હિંમત રાખી તેણે તેમનો હેતુ પૂછ્યો, એટલે ટૂંકારમાં જ તેને ઉત્તર આપવામાં આવ્યું કે પહેલું તો અમોને તારી કોથળીમાં જે નાણું હોય તે, અને બીજુ તારે આંગળીની વીંટી ઉતારી આપી અમારી સાથે ચાલવું. આ સાંભળતાં જ તે બિચારાએ પોતાની થેલી અને વીંટી તો તે મોટા વેપારીઓ આગળ રજૂ કરી. પણ માગી લીધું કે, મને મારા છૂટકા માટે ગમે તે દંડની રકમ ઠરાવી છોડી દેવો કે જે દંડ હું આપવાને તૈયાર છું. આ વાત સાંભળવાને ત્રણે લુટારાએ આંખ આડા કાન કીધા. તેમણે તેને પાસેના એક જંગલમાં પોતાના સરદારના તંબૂમાં લઈ જવાની ઇચ્છા બતાવી. શિકારી બિચારાએ બહુ કાલાવાલા કર્યા, પણ તેમણે કાંઇ પણ માન્યું નહિ. અંતે તેમણે તેને લઈ જવા માંડ્યો. પોતાના છૂટકારા માટે અતિશય વિનતિ કરતો આ મુસલમાન તેમની સાથે ચાલ્યો જતો હતો, તેવામાં સામેથી વળી કોઇના ઘોડાના પગલાં સાંભળ્યાં, એટલે તે તો મનમાં ખુશ થઈ પોતાના છૂટકારાની આશા બતાવવા લાગ્યો, પણ બીજી જ પળે તે લુટારાઓ તેને તરેહવાર બહાનાંથી ઠગીને બીવડાવતા હતા. આમ વાટ કાપતા જાય છે, તેવામાં સામેથી બે ઘોડેસ્વાર મુસાફરો આવતા જણાયા, એટલે તે શિકારીએ મદદને માટે બૂમો પાડી. લુટારાઓએ તેને છૂપાવી દેવાનાં ફાંફાં માર્યાં, પણ ફોકટ. અને સામેથી આવતા બે મુસાફરોમાંનો એક જે પુરુષ હતો તે આવી ચઢ્યો કે તેમની વચ્ચે ભારે ઝપાઝપી ચાલી અને પેલી તરફ જ્યારે ત્રણે લુટારાઓ ત્યારે આ તરફ આ એકલો શૂરવીર મુસાફર આશ્ચર્યકારક રીતે પોતાની શમશીરના હાથ બતાવતો હતો. કમનસીબ શિકારી આ સઘળું બેડીમા જકડેલો હોવાથી દૂર પડી જોતો હતો. આ મારામારી ચાલે છે, તેટલામાં તે મુસાફર સાથેની સ્ત્રી પણ ત્યાં આવી ચઢી. જેણે થોડીકવાર તો સઘળો તમાશો જોયો, અને ત્યાર પછી પેલા શિકારીના બંધ કાપી નાંખ્યા. જેવો તે છૂટો થયો તેવો જ મ્યાનમાથી તલવાર કાઢનો જ પેલા મુસાફરની વ્હારે ધાયો. બન્ને બાજૂએ ભારે મારામારી ચાલી અને તેમાં ત્રણે લુટારાઓન શરીરમાંથી રક્તની ધારા વહેવા લાગી. તેઓ મુડદાલ થઇને ધરણીએ ઢળ્યા, એટલે તેમને પડતા નાંખી આ મુસાફરોએ અરસપરસ ઓળખાણ કરવા માંડ્યું. આવી પહોંચેલો મુસાફર તેના પોશાક ઉપરથી શુદ્ધ ગ્રીક બુનિયાદનો દેખાતો હતો. તેની ઉમર આ શિકારીથી કદાચ જ કાંઇ વધુ હતી. પેલી સ્ત્રી જે ખુબસૂરતીનો એક ઉત્તમ નમૂનો જ હતી, તે લગભગ ૧૮ વર્ષની નૌજવાન હતી.

મુસલમાન શિકારીએ પોતાના થયેલા છુટકારા માટે તે ગ્રીક મુસાફરોનો પાડ માન્યો, અને તે તેમણે તે મનુષ્યમાત્રની ફરજ તરીકે ગણીને સ્વીકાર્યો, પણ દિલગીરી સાથે તે બોલ્યો કે, "તુરકો અને ગ્રીકો રણસગ્રામ સિવાય ક્વચિત જ બીજા કામોમાં સામસામા મળે છે." મુસલમાન શિકારીએ અજાયબી પામી તરત પાછો સવાલ કર્યો કે, તેમાં અપરાધ કોનો છે, એટલે પેલા શૂરવીર ગ્રીકે જીભ ઉઘાડી કે, તુરકીઓ બળવાન છે અને ગ્રીક પાસેથી ખંડણી લઈ શકે છે, તમારા સરખી અડધી હિમત જો અમારા ગ્રીકોમાં આજે હોત તો આજે અમારો ડંકો એકવાર ઇરાનની સરહદ સૂધી વાગી જાત. મુસલમાન શિકારી આકળો થઈ બોલી ઉઠયો કે, ભાઈ ગ્રીક, તું જાણતો નથી, અમારા સુલતાન મહમ્મદ બીજાએ કોન્સ્ટેન્ટીનોપલના કિલ્લા ઉપર પોતાનો ઝંડો ચઢાવવાનુ નીમ લીધુ છે, સઘળાં ખ્રીસ્તી દેવલોની મસ્જિદ બનાવવાનો ઠરાવ કીધો છે. ગ્રીક લગાર ઉશ્કેરાઇને બોલ્યો કે, મુસલમાન બચ્ચા, સાંભળ કે અમારો શહનશાહ કાન્સ્તાનટાઇન જ્યાં પણ ખ્રીસ્તી બુદ પડયુ હશે ત્યાં બળતવારીથી બચાવ કરશે. એમ ના સમજતો, ઓ મુસલમાન પુત્ર, કે ગ્રીક લોકોનું શૂરાતન સૂઇ ગયુ છે, અથવા તેઓ મુવા પડ્યા છે, પણ માનજે ઓ તુરકી, કે જો તેના મકાન ઉપર એકવાર હુમલો થયો કે તેના ઘર ઉપર એકવાર ધુજારો આલ્યો તો તે પોતાનો જીવ જતા સૂધી પોતાના દેશ અને વેશ ધર્મ અને કર્મ ઇત્યાદિનું સરક્ષણ કરવાને કદી પણ પછાત પડશે નહિ. આ વાતચિત સમયે બનેની આંખમાં ઝેર ચઢવા માડયુ હતું અને બંને લગાર એક બીજા પ્રત્યે તપી જઈ ગરમી ઉપર આવી જતા હતા. મુસલમાન શિકારી ખૂબ તોરમાં જ બોલ્યો, ગ્રીક શહનશાહતના દહાડા ગણાઇ ચૂકયા છે, તારી પોતાની પ્રજા તારા બુરા દિવસની અગમચેતીઓ કરે છે. સીરીઓ પેત્રના દરવાજાને માર્ગે તુરકીઓ કોન્સ્તાટીનોપલમા દાખલ થશે એવી અગમચેતી થાય છે તે શુ તુ ભૂલી ગયો છે? પોતાના લોહીથી તપેલાં ભવાં ઉપર કમાન ચઢાવી, તેની ઉપર પોતાના હાથ અડાવી ગ્રીક બોલ્યો, હા ભાઇ તે વાત ખરી જ છે. શહનશાહ કાન્સ્તાનટાઇને પોતે જ તે કિલ્લાની દીવાલ તોડી નાંખી દરવાજા ખુલ્લા મૂકવાનો હુકમ કીધો છે, અને હાલ તરત ગ્રીકો તુરકીઓ સાથે મિત્રભાવ રાખે છે, એ પણ સત્ય જ છે.

અરસપરસ એક બીજાની સ્તુતિ કરતા કરતા તેઓ લગાર તાપે ચઢયા, એટલે તરુણ ગ્રીકે વાત વધેલી જોઈ ફેરવી તોળવા માડયુ. શિકારી

તુરકીને વિનતિ કરી બોલ્યો કે, ભાઈ, હવે તે જેમ થવાનું હશે તેમ થશે. આપણી મિત્રતા વચ્ચે તે માટે કડવાસ આણવાની જરૂર નથી. હું મારી આ બહેન સાથે કાન્સ્તાંટીનોપલ જાઉં છું, મારા નોકર ચાકરોનો સઘ પાછળ આવે છે, તેટલામાં આપણે અહીં તબૂ ઠોકીને રહીએ અને તું અમારી પરોણાગત સ્વીકાર. મારુ નામ લ્યુકસ નોટેરસ છે, મારી બહેનનું નામ ઈરીન છે અને મારા પિતાનું નામ ગ્રાંડ ડયૂક નોટેરસ છે કે જેની સ્ત્રી તે બાઇઝેનશીઅમના રાજ્યકર્ત્તાની બહેન થાય છે. જવાન મુસલમાન શિકારી, ગ્રીક અમીરની આ માગણીનો અતિ ઘણી દિલગીરી સાથે અસ્વીકાર કરી બોલ્યો કે, ભાઈ, ગ્રાંડ ડયૂક નોટેરસ સરખા મહાન્ દુશ્મનના કુટુંબીઓ સાથે પિછાન કરવાને હું બહુ રાજી છુ, પણ દિલગીર છુ કે, હું તારી પરોણાગત સ્વીકારી શકતો નથી. મારા દૂર પડેલા મિત્રો જેમને હું પાછળ છોડી નીકળી આવ્યો છુ, તેઓ મારી રાહ બહુ ભય સાથે જોતા હશે, અને તેમને ખાતર મારે અહીંથી જવુ જોઇયે. દરમ્યાન મિત્ર લ્યુકસ મારી આ વીંટી તું સ્વીકાર, અને હું અલ્લાહ પાસે માગી લઉં છુ કે તેં જે આશ્રય આપી આજે મને ભારે વિપત્તિમાથી મુક્ત કર્યો છે તેનો ઉપકાર વાળવાનો કોઇપણ પ્રસગ મને તે આપે. આટલું બોલી ઉત્તર મેળવવાની રાહ જોવા વિના જ તે જવાન મુસલમાન શિકારી ઘોડે ચઢી ચાલવા માંડ્યો અને થોડા જ વખતમા દૃષ્ટિથી અદૃશ્ય થઈ ગયો.

આ બનાવને ઝાઝો સમય થયો નહોતો, તેટલામાં તુરકીના સુલતાન બીજા મહમ્મદે બાઇઝેનશીઅમ ઉપર લડાઇ કરવાની તૈયારીઓ કરવા માડી. ગ્રીક લશ્કર તજીને નીકળી આવેલા ઉરબાન નામના એક કારીગરે, મહમ્મદ સુલતાન સાથે મળી જઈ, તેને માટે ગ્રીકોના કિલ્લાઓ તોડવાને હજાર રતલના ગોળા ફેંકી શકે એવી મોટી તોપો બનાવવાનું કામ માથે લીધુ. ઉરબાને ભારે મહેનતે તે કામ પાર પાડ્યું, જે જોઈ સુલતાને તેને અતિશય ધનમાલથી નિહાલ કર્યો. એક તરફ તુરકીઓ ગ્રીકોની આ કારીગરીથી આશ્ચર્ય પામતા, તેમ બીજી તરફથી ગ્રીકોને જ્યારે તે વાતની ખબર થઈ ત્યારે તેમનાં ભેજામાં કીડો સળવળવા લાગ્યો, અને તે કારણે તેમ જ બીજા કેટલાં એવાં બહાનાં એક પછી એક નીકળવા લાગ્યાં કે, જેણે બને કોમ વચ્ચે લડાઇનો ન બૂઝી શકે તેવો આતશ પ્રજળાવ્યો. બંનેએ ભારે તૈયારીઓ કરવા માંડી. અને લડાઈ જાગી. ૧૪૫૩ ના એપ્રીલની ૬ ઠ્ઠી તારીખે અઢી લાખ માણસની ગંજાવર સેના અને પેલી ભારી તોપો સાથે ઉંચકી લશ્કર કાન્સ્તાંટીનોપલના કિલ્લાની પડખે પહોંચ્યું. તરત જ ત્યાંથી તોપના બાર કરી હલ્લાની ખબર આપવામાં આવી. ગ્રીક લશ્કર

તેની સામુ આવ્યું. કંગાળ અને નસીબ ઉપર આધાર બાંધી ભૂલાવામાં પડેલા ગ્રીકોમાં તુરકી જોદ્ધાઓએ ભારે કહર વર્તાવી મૂકયો. ગ્રીકોની સ્થિતિ વખત જતાં બહુ જ માઠી થઇ પડી, અને શહેરના રક્ષણને માટે તેમની પાસે તુરકીની મહા મોટી સેનાની સામે માત્ર સાત હજાર માણસ બાકી રહી ગયા. તેવામાં બન્યુ એમ કે કંગાલીયતમાં ફસેલા ગ્રીકોએ કિલ્લાની પડખે પડેલા તુરકી લશ્કરને મારી હટાડવાને કિલ્લામાંથી તોપોના બાર કર્યા, જેથી કિલ્લાની જે દીવાલનો આશ્રય પકડી તેઓ બેઠા હતા તેજ દીવાલો ભાગી ગઇ અને તુરકોઓને વધારે આગળ વધવાનો માર્ગ મળ્યો. આ આગળ વધેલા તુરકી લશકરને બોસફરસના દરિયાવમાં ગ્રીકોની મનવારોએ રોકયુ અને તેનો ભારે ધાણુ કાઢયો જેથી ગ્રીકોને લગાર શર ચઢયુ, પણ એ ફતેહ પછી ત્રીજા જ દિવસનુ પરોઢીયુ થતા તેઓ જોય છે શુ કે બોસફરસનો તમામ દરિયાવ તુરકી મનવારોથી ભરાઈ ગયો છે. તે કાફલાને સળગાવી દેવાના બે વાર પ્રયત્નો ગ્રીકોએ કર્યા, પણ તેમા તેઓ નિષ્ફળ થયા તુરકી લશ્કર ધાકારાબધ કાન્સ્તાટીનોપલમાં દાખલ થવાની અણીએ આવ્યું સુલતાન મહમ્મદે તા. ૨૪ મી મેએ ઢંઢેરો ફેરવ્યો અને તા. ૨૯ મીએ એકદમ ધસારો કરવાનો હુકમ કીધો. ગ્રીકોએ બહુ ડાહાપણ ભરેલા અને દૃઢ ઉપાયો યોજી રાખ્યા. બાઇઝેનશીયમના કિલ્લેબધી લશ્કરને મોખરે શહનશાહ પોતે લ્યુકસ નોટેરસ સાથે સેંટ કોપેન્સના દરવાજા આગળ આવ્યો. બાર મથકોમાંના બે ગ્રીકોએ સાચવ્યાં અને દશ પરદેશી મદદગાર લશકરે રોકયાં. તે સઘ-ળામાં નવ હજારથી વધારે માણસો નહોતાં, જેમા પણ કેટલાક તો ધર્મ-ગુરુઓ હતા મુસલમાનો તો સોનેરી દરવાજાની સામે દોઢ લાખ માણસ કાઢી ઉભા હતા, પચાસ હજાર સફ સમારી તેમની પડખે હતા અને તે ઉપરાંત એક લાખ માણસનું તો અયન મોકા માટે રાખેલુ લશ્કર હતું. તા૦ ૨૯ મીનું પરોઢીયુ થતાં જ લડાઈ ચાલુ થઈ અને પહેલેજ ઝપાટે ગ્રીક શૂરવીર જસ્પીનીયન સખત જખમી થઈ પોબારા ગણી ગયો. શહ-નશાહ કાન્સ્તાંટાઇન પણ મરણ પામ્યો, અને લશ્કર પરાંગદા થઈ ગયું. મુસલમાનોએ ભારે લૂટ અને કતલ ચલાવવા માંડી. સુલતાન મહમ્મદ બીજો પોતાના વજીરો અને પાશાઓ સાથે ફતેહના ડકાના ભારે નાદ સાથે શહે-રમાં દાખલ થયો. કેદ પકડાયલા ગ્રીક બધવાઓને કાપી નાંખવાનો હુકમ કરવામા આવ્યો. આડ ડયુક લ્યુકસ નોટેરસ જખમી થયો હતો, તે એક મુસલમાન જેનીઝેરીના હાથમાં આવ્યો. લ્યુકસના કિમતી પોશાકની લાલચે તેણે તેને એક ધરમાં સંતાડ્યો, અને ત્યાં તેને સારવાર કરી સાવધ કર્યો.

લ્યુકસે કાન્સ્તાટીનોપલની ખબર પૂછી અને તે મહમ્મદના હાથમાં ગયેલું જાણ્યું ત્યારે નિ:શ્વાસ નાખી તે ભોંય ઉપર પડ્યો, અને અફસોસ કરી પોતાની બહેન ઈરીનનું શું થયું હશે, તેની ચિંતા કરવા લાગ્યો. તે તેમ જ પોતાનો પિતા પણ બંધવા તરીકે પકડાયો છે એમ જાણીને તો તેનો આત્મા બળવા લાગ્યો, છતાં તેણે હિમત પકડી. સુલતાન અતિ ક્રૂર છે એમ જાણવા છતાં ઈરીનના છૂટકારા માટે સુલતાનના પગ આગળ પડવાનો ઠરાવ કીધો. પેલો જેનીઝેરી તેને સુલતાન આગળ લઈ ગયો. મહેલના દરવાજા આગળ ઉભેલા અમલદારે જ્યારે જાણ્યુ કે, લ્યુકસ તેની રૂબરૂ આવી ઉભો છે ત્યારે તેણે ઈનશાલ્લાતાલ્લા પોકારી ખુશાલી બતાવી. લ્યુકસ તો આ સાંભળી ગગડી ગયો. છતા પણ હિમત ધરી તે સુલતાનની રૂબરૂમાં ગયો. સુલતાને પહેલાં તો મદમાં ને મદમાં તેને કૂતરાથી બોલાવવા માંડ્યો. લ્યુકસે હિમત કરી જીભ ઉપાડી એટલે સુલતાને અવાજ ઓળખ્યો. લ્યુકસે પણ સુલતાનને પિછાન્યો કે, જગલમાં લુટારાઓના હાથમાંથી જે મુસલમાનને બચાવ્યો હતો તે જ આ છે, એમ જાણી તેણે આપેલી વીંટી કાઢી સુલતાનના હાથમા મૂકી ગોઠણભડીએ પડી, દયા દયા પોકારવા લાગ્યો. તરત જ સુલતાન ચેત્યો અને પોતાની ઉપરનો ઉપકાર વાળવાની હિમત આપી તેને ઉઠાડ્યો અને હસતે મુખડે તેની સાથે વાત કરવા લાગ્યો. હજી તો તેઓ વાત કરે છે, તેટલામાં શહનશાહ કાન્સ્તાનટાઈનનું ડોકું લઈ એક સવાર મહેલમાં આવ્યો. સુલતાને તેને ફતેહનાં ચિન્હ તરીકે ટેબલ ઉપર મૂકાવ્યું, અને તે લાવનાર અમલદારને સોનાની થેલી બક્ષીશ કરી લ્યુકસે આ જોઈ ફોકટમાં જ દાત કચકચાવ્યા અને શહનશાહ તે જોઈ મૂછમા હસ્યો તેટલામા જ લ્યુકસના પિતા અને બહેનને સુલતાનની રૂબરૂ લાવવામા આવ્યા. સુલતાને લ્યુકસને પૂછ્યુ કે, આટલાં નાના લશ્કર સાથે તેં મિથ્યા મારામારી કરી તો તરત શરણ થઈ લોહીની નીકો વહેવડાવતી કા ન અટકાવી? 'અમાને આશા હતી,' લ્યુકસ બોલ્યો. આ વાત કરતો હતો, તેવામાં તેની નજર ઈરીન ઉપર પડી, જે વગર બુરકે ઉભી હતી. સુલતાને લ્યુકસના પિતા ગ્રાંડ ડ્યૂકને પ્રશ્ન કર્યો કે, કિલ્લાની રખેવાળીમા કોણ કોણ સરદાર હતા તેમના નામો આપવા, પણ ગ્રાંડ ડ્યૂકે તેનો કશો જવાબ વાળ્યો નહિ, એટલે લ્યુકસ બોલી ઉઠ્યો કે, મારો પિતા એટલો બધો હરામખોર થનાર નથી. જેમ જેમ ઈરીન ઉપર સુલતાનની નજર થતી ગઈ તેમ તેમ તેનો ગુસ્સો ઉશ્કેરાતો ગયો અને તેમ તેમ લ્યુકસને તિરસ્કાર પેદા થતો ગયો અને તેના બળતા અગ્નિને જોરે તે બોલી ઉઠયો કે, સુલતાન, મેં તારા ઉપર કરેલા ઉપકારનો બદલો, મારા કુટુંબની આબરૂના ભોગે તારા તરફથી વળેલો મને જોઇતો નથી

ગ્રાંડ ડયૂક પોતાના પુત્રને વાળવા લાગ્યો અને જીવને ખાતર સુલતાનના હુકમને તાબે થવાની શીખામણ આપવા લાગ્યો, પણ જુસ્સા ભરેલો લ્યુકસ તેની સાફ ના પાડતો બોલ્યો, "પિતા, આપણાં નામ અને કુટુંબને લાંછન લગાડીશ નહિ, બેહતર કે મોત મહા મૂલ્યનું; બેહતર કે દુશ્મનની કીના ભરેલી તલવાર મહા મૂલ્યની. યાદ કર મારા ઘરડા પિતા, આપણાં વડીલોનાં મહા સાહસિક કર્તવ્યો, જેમણે આપણને ભારે આબરૂમાં ઉછેર્યાં છે તેમના સાહસકર્મોનું સ્મરણ કર, અને નાદાનીયત ભરેલું કામ કરવા પહેલાં જરા થોભ અને લગાર શાંત મને વિચાર કર."

આ સમયનું વર્ણન વજ્ર છાતીને પણ ધબકાવે તેવુ જ હતું. સુલતાન, પોતાના પાંજરાંમાં ઉભેલા દાત અને પંજા વિનાના થઇ પડેલા સિંહની કુદરતી ગર્જના સાંભળી મદમાં ને મદમાં હસ્યો. તથા લ્યુકસનો પિતા માત્ર જીવ બચાવવાને પોતાના પુત્રની હિંમત અને શીખામણ તરફ આંખ આડા કાન કરી ઉભો. આ દેખાવ જોઈ જવાન ઈરીન ચોધારાં આંસુ વર્ષાવતી ઉભી હતી, અને તે પણ આવી રીતે પોતાની પાકદામાની ઉપર નીચ નજર પડવા દેવા કરતા મોતને ઇચ્છતી ઉભી હતી. અતે સુલતાનના હુકમને તાબે થઈ ગ્રાંડ ડયૂક ગોઠણ મંડીએ પડ્યો, જે જોતાને વાર લ્યુકસ ગુસ્સે થઈ પોતાના પિતાને માટે પરમેશ્વરની પ્રાર્થના કરવા લાગ્યો. ઈરીન પણ બડબડવા લાગી. તેના હોઠ ફફડતા જોઈ સુલતાને હસીને તેને પોતાની નજદીક બોલાવી, જે જોઇને લ્યુકસનું તો રક્ત બહુ જ ઉશ્કેરાયુ અને તોરમાં જ બોલ્યો કે, "અય સુલતાન, જે સ્ત્રીએ તારો જાન બચાવવામા મેહનત કરી છે, તેને અપમાન આપવાથી દૂર રહે." સુલતાને તેના બોલવાની થોડી જ દરકાર કરી. ઘરડા ગ્રાંડ ડયૂકે તાબેદારી દેખાડી, એટલે તેને માન સાથે રાખવાની, લ્યુકસને છોડી દેવાની અને ઈરીનને પોતાની સુલતાના કરવાની ધારણા તેણે જાહેર કરી અને તેમ કરી, ઈરીનને પ્રેમથી પોતાની પાસે બોલાવી જનાનાના રખેવાળો તેને જોરથી ઘસડી જતા હતા, તે જોઈ લ્યુકસ પોતાના પહેરાગીરોના બંધમાંથી છટકી તેની મદદે દોડ્યો. ઈરીન તેને ગળે વળગી અને ગ્રાંડ ડયૂકને પણ પોતાનાં આ વહાલાં પુત્ર પુત્રીની હિંમત જોઈ રડવુ આવ્યુ ગ્રાંડ ડયૂક તો શરણ થઈ ચૂકયો હતો, એટલે તેને ગુસ્સામાં સુલતાને હુકમ કીધો કે, "એકદમ ઈરીનને સમજાવ, નહિ તો તલવારના એક જ ફટકાને શરણ થા." "મોટા મરતબાના સુલતાન" ગ્રાંડ ડયૂક બોલ્યો, "મારી નોકરી ગમે તેમ લે, પણ મારાં આ વ્હાલાં પુત્ર પુત્રીને મારી પાસેથી લૂટી લેતો ના, તેઓ મને મારા પ્રાણ કરતાં પણ વધારે વ્હાલાં છે." સુલ-

તાન ચીરડાઇને બોલ્યો, "જાણુ એ ઘરડા ઘુવડ, કે તમો સઘળાં મારા ગુલામો છો અને મારે ગમે તે કરવાને હુ મુખત્યાર છું, માટે એકદમ મારો હુકમ માન્ય કર" પોતાની ગયેલી હિમતને પાછી એકઠી કરી ડયૂક લગાર પાછો તોરમાં જ બોલ્યો કે, "હુ મારી પુત્રીથી છૂટો પડનાર નથી." સુલતાને ઇશારત કરતાં જ ખાજાસરાઓ ઈરીનને ઉંચકી ગયા અને બન્ને પિતા પુત્ર તદન નિરાધાર બની દિગ્મૂઢ થઈ ઉભા. થોડીક વાર પછી લ્યુકસ સિંહની માફક ગર્જના કરી બોલ્યો કે, "સુલતાન, આ કગાલ માનવી, આ રીતે તુ તારું વચન પાળે છે કે?" સુલતાને બિલકુલ ધ્યાન આપ્યું નહિ અને ઉઠીને ઈરીન આગળ ગયો. બાપડી ઈરીન હવે પોતાને તદન ફસેલી જોઇ ચોધાર આંસૂએ રડી વાળ વિખેરવા લાગી. સુલતાને તેને સમજાવવાના અનેક પ્રયત્નો કર્યા, પણ ઈરીન બિલકુલ સમજી નહિ. પણ થોડી જ વારમાં તેની આ ગમગીની દૂર થઈ. તેનું મન શાત થયું, તેની આંખો સૂકાઈ ગઈ, તેનું અતઃકરણ ફિકરથી ધબધબ બોલતુ બધ થયું. સુલતાને પોતાના કાળા પત્થર સરખા કઠોર હાથ તેની કમરે નાખ્યા, પણ ઈરીને મજબૂત ઠરાવથી તેને તરછોડી કોચ આગળથી જરા ખસી જઈ, પોતાના કપડામાથી સતાડેલુ ખજર કાઢયુ અને પ્રભુનુ સ્મરણ કરી છાતીમા ભોંકી દીધુ અને તે ત્યાં જ મરણ પામી. સુલતાન બહુ જ વિકરાળ બન્યો, અને તલવાર ખેંચી પિતાપુત્ર બન્નેને ઠાર કરવા જતો હતો, તેટલામાં વડા વજીરે તેને સમજાવી પાછો વાળ્યો. એક કોચ ઉપર છેડાયલા સિંહની માફક તે પડ્યો અને માણસોએ તેના તે ગુસ્સાને નરમ પાડવાને મદિરા હાજર કીધી. જે પીને શાત થવાને બદલે તે વધારે વિકરાળ બની ગયો અને તેના આવેશમા તેણે બને પિતા પુત્રને એકદમ મારી નાખવાનો હુકમ કીધો. બનેને મહેલનાં આંગણામાં લઈ જવામાં આવ્યા. પહેલાં જવાન લ્યુકસને ઠાર કર્યો, અને તે પછી ઘરડા ડયૂકનો પ્રાણ લીધો. બનેનાં ડોકાં મહમ્મદની રૂબરૂ લઈ જવામાં આવ્યાં, જેણે તેને ફતેહનાં ચિન્હ તરીકે મેજ ઉપર મૂકાવ્યાં.

—✣✣✣✣—

## પ્રકરણ ૧૬ મું

## ખલીલની ચોથી વાર્તાનો અંત

ખલીલની ચોથી વાર્તાનો આ પ્રમાણે અંત આવ્યો અને આગલી બીજી વાર્તાઓ કરતાં એ વાર્તા સઘળાઓએ વધારે ધ્યાન દઇને સાંભળી પણ હજી તો ખલીલની જીભ છેલ્લા શબ્દો બોલી શાંત પડી નહોતી, તેટ-

લામાં જ ઓરડાનું બારણું એકદમ ધડાકા સાથે ઉઘડયું, એટલે સર્વ કોઈની દષ્ટિ તે તરફ ખેંચાઈ. અમીના એકદમ જેનીઝરી, જેનીઝરી બોલતી અંદર દાખલ થઈ, એટલે જેનીઝરી લોકોએ પાછો બળવો ઉઠાવ્યો છે કે કેમ, તે વિશે દોલતબાન પાશાએ ઇન્તેજારીથી પ્રશ્ન કરી જાણવા માગ્યુ. કાન્સ્તાન્ટીનોપલથી એક કાસિદ તમો નામદારને એકદમ બોલાવવા આવ્યો છે, 'અમીનાએ ઉત્તર આપ્યુ. લડાઈ કરવાનું જ કારણે હશે, એમ ધારી તેના શૂરાતન ભરેલા ચહેરા ઉપર શૂરાતન પ્રકટયુ, પણ થોડી જ વારમાં પાછો વિસ્મય થયો કે તેની પાસે નથી કોઈ અમલદાર કે નથી કાંઈ લશ્કર. તેને એ વિમાસણ કરતો જોઈ ખલીલ એકદમ તેની સાથે સરદાર તરીકે જવાને તૈયાર થયો, અને પહેલી જ રાતની મુલાકાતમાં જે તલવાર દૌલતબાને લઈ લીધી હતી, તે તેની પાસે પાછી માગી. લ્યુકસ વાસીલોએ પણ દૌલતબાન પાશા સાથે જવાની તૈયારી બતાવી, અને પ્રતિજ્ઞા લીધી કે જ્યા સુધી તેના શરીરમા રક્તનું છેલ્લામાં છેલ્લું ટીપુ રહેલુ હશે ત્યાં સુધી તે દૌલતબાનના એક નિમાળાને સુદ્ધા ખલલ થવા દેશે નહિ. આ ખટપટ સાંભળી જુલીયને પણ તેમની સાથે જવાનો પોતાનો નિશ્ચય જાહેર કીધો. જેનીઝરીઓના બળવાની આ વાત સાભળી એક તરફ લડાઈમા જવાની તૈયારી ચાલતી હતી ત્યારે બીજી તરફ ઈસમીલડા તે સાંભળીને ભયભીત થઈ પલંગ ઉપર પડી. ગુલનાર અને તહેમીનાના ચહેરા ઉપર ફીકાશ ફરી વળી. તેઓ નિરાશ થઈ બેઠી અને જુલયખા તો બેસુધ થઈને ખલીલ તરફ જોઈ રહી હતી. ઈસ્મીલડા તો બિલકુલ ભાનથી બેભાન થઈ પડી હતી તે જોઈ અમીના તેની આગળ દોડી ગઈ, અને બુરકો ઉચકી જોતાં જણાયું કે તે બેસુધ થઈ પડી હતી. તરત જ તેને બીજી બાઇઓ પાસે તેના ઓરડામાં લઈ જવામાં આવી. દૌલતબાન પાશા અચ્છો શૂરવીર લડવૈયો હતો. સુલ્તાનના લશ્કરમાં તે સરદારની પદવી ધરાવતો હતો અને લશ્કરમાં પણ માનીતો હતો. પોતે હિમતવાન્ હોઇને બીજાઓને હિમત આપવાને પણ તે પૂરો હતો, અને જે ત્રણ જવાનોએ તેની સાથે રણસગ્રામમા જોડાવાની ખ્વાહિશ જણાવી, તે ત્રણે તરફ તેની નજર લાગી રહી હતી. તેમની માગણી સ્વીકારી દૌલતબાન પાશા બોલ્યો કે, આપણે એકદમ કાન્સ્ટાંટીનોપલ ખાતે કૂચ કરી જઇશુ, અને યાદ રાખજો કે તમો જેવા હમણા તમારા ચહેરા ઉપરથી પૂર શૂરાતન ભરેલા પહેલવાન યોધાઓ જણાઓ છો તેવા જ જો ખરેખરા નીવડ્યા તો આ દૌલતબાન પાશા તમારો આભાર કદી ભૂલનાર નથી જુલયખાથી આ તમાશો જોવાયો નહિ. તરત જ તે દૌલત-

ખાન આગળ આવી તેમની સાથે જવાની પરવાનગી માંગવા લાગી, જે પાશાએ તરત જ આપી. આ જોઇને ગુલનાર અને તહેમીના ઈસ્મીલડાના ઓરડામાંથી દોડની આવી, અને જુલયખાને પુરુષો સાથે જતી જાણી તેઓ તેને ભયથી ગભરાવવા લાગી. ગમે તેટલુ સમજાવ્યુ પણ જુલયખા એકની બે થઈ નહિ. લ્યુકસ વાસીલોએ આ તકનો લાભ લઈ પોતાની પ્રિયાના કાનમાં જૂદા પડતા સમયના કેટલાક મધુર શબ્દો કહ્યા. જુલીયન પણ તહેમીના પ્રત્યે પ્રેમ કરી લેવાને ચૂક્યો નહિ, અને ખલીલ ઈસ્મીલડાની ગેરહાજરીનો લાભ લઈ જુલયખા સાથે લગાર વધારે છૂટ લેવા લાગ્યો. દૌલતખાન પાશાએ ગુલામોને તેડી, આ ત્રણે યોધાઓનાં હથિયારો તેમને પાછા આપવાનો હુકમ કીધો. જેમ છૂટા પડવાનો વખત પાસે આવ્યો તેમ લ્યુકસ અને જુલીયન પોતાની પ્રિયાઓ ગુલનાર અને તહેમીના સાથે છેલ્લા શબ્દો બોલી અરસપરસ ગમખારી કરવા લાગ્યા.

અંતે મહેલ છોડવાનો વખત આવી લાગ્યો. ઝડપી ચાલની બોટો તેમને માટે તૈયાર કરવામા આવી. દૌલતખાન પાશા, જુલયખા અને પેલા ત્રણે જવાનો એક બોટમા સાથે બેઠા, અને છ ગુલામોને હલેસા મારવા રાખ્યા. ચાંદની રાતના દશ વાગાનો તે વખત હતો. બોસફરસનાં પાણી શાંત હોઇને ચાંદી માફક ચળકતા હતાં. આકાશના ચંદ્ર તારાઓના પ્રકાશથી પાણીનું તેજ વધારે લાગતુ હતુ કિનારાઓના લીલા ઝાડપાનોની હવા બેહકી રહી હતી, કાન્સ્ટાંટીનોપલના ઉંચા ઉંચા ગઢો, મસીદો અને મીનારાઓની ટોંચો દૂરથી રળિયામણાં દેખાતાં હતા. ખલીલ પોતે યુક્તિથી જુલયખાની પાસે બેઠો હતો. તેણે બુરકો નાખેલો હતો, છતા પણ તેનો એક પહોંચો તેણે પોતાના હાથમા પકડી રાખેલો હતો, અને પ્યારની છૂપી વાતો ચલાવ્યો જતો હતો. એટલામા પેલી મહાભારત વીંટી વિષે તેને યાદ આવી, જે અત્યાર સૂધી દૌલતખાન પાશાના હસ્તકમાં રહેલી હતી. તેની પાસેથી કેવી યુક્તિ રચીને કઢાવવી, તેનો વિચાર તે કરવા લાગ્યો. ઘણીક વાર વિચાર કરી અને તેણે ચુપકીદી તોડી અને ઘણા જ ગભીર અવાજે દૌલતખાન પાશાને વિનતિ કરી, તે વીટી માગવા લાગ્યો. આ સાંભળતાં જ પાશાની રગે રગમાં ગુસ્સો વ્યાપી ગયો, અને ખલીલના હાથમાં પહેલી રાત્રે વીંટી જોતા પાશાને જે વિચારો અને વહેમી તરંગો ઉઠ્યા હતા, તે એકવાર પાછા ઉભા થયા, અને ખલીલને તે પૂછવા લાગ્યો કે, એ વીંટી તને કયાંથી મળી તે તરત કહી દેવું. ખલીલ હિંમત રાખી બોલ્યો; નામવર પાશા, તે સઘળું મેં તમોને મારી બીજી રાતની વાર્તામાં કહી જ દીધુ છે, તે સિવાય બીજું કશુ

ભેદભરેલું તેમાં છે જ નહિ. તરત ખામોશ થઈ દૌલતબાને લગાર આશ્ચર્યથી તે વીંટી પોતાની આંગળીએથી કાઢી ખલીલને આપી. ખલીલે તે આંગળીએ પહેરી નહિ, પણ પોતાના ખીસામાં સતાડી. બોટ હવે ધીમે ધીમે છેક કાન્સ્ટાંટીનોપલની નજદીક જઈ લાગી. ભયનો નાદ તેમના કાનમાં અથડાવા લાગ્યો. અંતે કિનારે ઉતરવાનું ઠેકાણુ આવી લાગ્યું. જે ઠેકાણે તેઓ ઉતર્યા ત્યાં બળવાનાં કશાં ચિન્હો જણાતાં નહોતાં. સિવાય કે સઘળાં મકાનો મજબૂતી અને સફાઇથી બધ કરી દેવામાં આવેલાં હતા અને નામ લેવાનું એકાદુ કાવાખાનુ પણ ખુલ્લુ નહોતુ. આ મામલો જોઈ ખલીલ હિમતથી પાશાને કહેવા લાગ્યો કે, 'તમો નામવર જયાં ઉતરશો ત્યાં અમો તમારી સાથે જ છીએ, પણ તે પહેલા મને આ જુલયખા બાઇને તેના માતાપિતાના ઘેર મૂકી આવવાની રજા આપવી. તેને છોડીને હુ તરત તમને આવી મળીશ.' પાશાએ જણુાવ્યુ, 'હુ પહેલાં તો આપણામાટે ઘોડાઓ વિગેરે લેવાને મારે ઘેર જઇશ અને તે પછી વડા વજીરને ત્યા જઇશ ત્યા તરત તારે આવવુ' એ હુકમ સાભળતાં જ ખલીલ જુલયખાને લઇને ચાલ્યો. જુલયખાને ઘેર આવતા જ તેણે પેલી તિલસ્માતી વીંટી તેની આંગળીએ પહેરાવી, અરસપરસ પ્યાર ભરી વાતચિત કરી તે છૂટો પડ્યો, તેવો જ નહિ પાશાને ત્યા કે નહિ વડા વજીરને ત્યાં ગયો, પણ બીજો જ રસ્તો લીધો. હવે પેલી તરફ દૌલતબાન પાશા અને પેલા બે ગ્રીક જવાનો પાશાને ઘેર ગયા, અને ત્યા સઘળા ચાકરોને હથિયારબધ થવાનો હુકમ કીધો. ઘોડાઓ તૈયાર કરવામા આવ્યા અને પાશા બન્ને ગ્રીક યોધાઓને જોડે લઇ ત્યાથી વડા વજીરને ત્યા ગયો. હવે બળવાને લગતુ કાઇક વર્ણન કરીશુ જેનીઝરી જાતના લોકોનુ તુરકી લશ્કર આસરે ૪૦ હજાર માણુસનું હતું. તે જેમ કેટલીક વેળા દેશના રક્ષણનુ તેમ કેટલીક વેળા દેશને ઉપદ્રવનુ મહા મૂળ થઈ પડેલુ હતુ નવો સુલતાન ગાદીએ આવતાં જ તેમનામાં નાણાની મોટી રકમો વેહેંચી આપવાનો રિવાજ હતો, અને જ્યારે કોઈ સુલતાન તે માગણીનો અસ્વીકાર કરતો ત્યારે જેનીઝરીઓ તેની સામો બળવો ઉઠાવતા હતા. આ સમયે આ ચાળીસ હજાર લડવૈયા બરાખોનો મજબૂત આશ્રય લઈ ભરાયા હતા. તેમના સઘળા અમલદારો પણ તેમની સાથે જ રહેતા હતા. કેટલીક વેળા તેઓ બરાખો-માથી ધસારાબધ નીકળી શહેરમાં લૂટફાટ ચલાવતા. એક રાતમાં તેઓ બરા-ખમા ભરાઈ તેમાંનો સરસામાન બહાર ફેંકતા, અને આખી રાત બરાખમાં નીરાંતે કહાડતા. એવી આશાથી કે પરોઢિયુ થતાજ સરકાર તેમને સમ-

જાગવાના સદેશા ચાલૂ કરશે. જો તેમ ન થયું, તો તેઓ એકદમ બહાર પડી પહેલાં મોટા મોટા અમલદારો, અમીરો કે દરબારીઓનાં ઘરો ઉપર છાપો મારતા. કેટલીકવાર સુલતાનનું નિયત લશ્કર તેમની સામે થતું અને તેમાં બન્ને વચ્ચે ભારે ખૂનામરકી ચાલતી. આ સમયે જ્યારે બળવાની ખબર ફેલાઈ ત્યારે શહેરમાં સઘળે ત્રાસ વર્તી રહ્યો. લોકો ખુણાખોચરામાં જઈ ભરાયા, માલખજાના ભોંયરા કરી તેમાં સતાડવામાં આવ્યા, હથિયારો ઘસી ઘસીને સાફ કરવામાં આવ્યાં, અને આ કરપીણોની સામે રક્ષણ કરવાના સઘળા ઉપાયો લઈ રાખવામાં આવ્યા. આ બળવાની સામે થવાને સુલતાને દૌલતખાનને તેડું મોકલ્યું હતું.

દૌલતખાન પાશા પેલા બને ગ્રીક જવાનો સાથે ઝડપથી અને ખલીલ હજી કેમ ન આવ્યો તેનો વિચાર કરતો ચાલ્યો જતો હતો, એમ કરતાં વડા વજીરનું ઘર આવ્યું. દરવાજા સઘળા બધ હતા, અને અદર સંત્રીઓ પહેરો ભરતા હતા. દરવાજા આગળ ગડબડ જોઈ તેમને પ્રશ્ન કરવામાં આવ્યો અને ઉત્તરમા દૌલતખાન પાશાનુ નામ સાંભળતાં જ ત્રણેને અદર દાખલ કરવામા આવ્યા. ઘણાક ઘોડાને નોકરો સાથે ત્યાં ઉભેલા જોઈ પાશાએ વિચાર્યું કે, વડા વજીર સાથે મસલત કરવાને સઘળા અમીર ઉમરાવો આવી ચઢ્યા છે. જુલીયન અને લ્યુકસ એક તરફ ઉભા અને દૌલતખાન વજીરની આગળ ગયો. ચાળીસથી પચાસ દરબારીઓ સાથે વજીર વાત કરતો બેઠો હતો એવુ માલમ પડયુ કે, બળવાખોરો સુલતાનને ઉઠાડી તેના પુત્રને ગાદીએ બેસાડવા માગતા હતા, વડા વજીરને કાઢી મૂકવા માગતા હતા તથા કાન્સ્ટાંટીનોપલના વડા ન્યાયાધીશ કેડીયાસ્કરને મારી નાખવા માગતા હતા. આ નીચ મતલબથી જેનીઝરીઓ છાનામાના ખૂનો કરતા હતા. વજીરને ત્યાંની કાઉન્સિલમાં આ વિષે વાત ચાલતી હતી. જે ખૂનોનો કશો પત્તો મળતો ન હોતો, તેની શોધ ખોળનું કામ આઠ દિવસની મેહતલથી ઉપલા વડા ન્યાયાધીશ હુસન ઈફેન્દીને સોંપવામાં આવેલુ હતુ અને તેમા તે નિષ્ફળ થયો હતો. જો કે તેની મુદ્દત તે દિવસથી હજી બીજા ચાર દિવસની બાકી હતી. દરબારમાં જૂદા જૂદા અધિકારીઓ જૂદા જૂદા અભિપ્રાય આપતા હતા. કોઈ હુસન ઈફેન્દીને જેનીઝરીઓના હાથમાં આપી દેવાનું કહેતો અને દૌલતખાન તેની સામે થતો. કારણ હુસન ઈફેન્દી તેનો સગો થતો હતો. દૌલતખાને પોતે જેનીઝરીઓની સામે લશ્કર સાથે જવા માગ્યું ત્યારે વજીરે તેને સમજાવ્યો કે, આપણા લશ્કરનો મોટો ભાગ બળવાખોરો સાથે મળી ગયો છે. એમ

કહી તેણે પણ હુસન ઈફેન્દીને બળવાખોરોને હસ્તક કરવાની વાત પસંદ કરી. અંતે વળી એવુ ઠર્યું કે હુસન ઇફેન્દીને બળવાખોરોને આપી દેવા કરતાં સરકારી જલ્લાદ પાસે ગરદન મરાવી પ્રજાનો જુસ્સો નરમ પાડવો. આ યોજના વળી એકએકને પસદ પડી. જો કે દૌલતખાન પાશાને તે બિલકુલ પસદ નહોતી; પણ સઘળાની મમત આગળ તે નિરુપાય થયો. અતે વઝીરે વડા જલ્લાદને તેડું મોકલ્યુ અને તે આવી પૂગતા જ તેને ઠરાવેલુ કામ સોંપ્યુ. જલ્લાદ ઓસ્તાંદજી બાશી તરત હુસન ઇફેન્દીને ત્યાં ગયો. હુસન ઇફેન્દી પોતાને સોંપાયલા કામનો વિચાર કરતો બેઠો હતો. તે પોતાના હાથ હેઠળના માણસોએ કરેલી તપાસોનો રિપોર્ટ ઉથલાવતો બેઠો હતો, તેવામા ઓસ્તાદજી અદર જઈ પૂગ્યો, અને વઝીરનો હુકમ કહી સભળાવ્યો. તરત તેણે તે હુકમ માથે ચઢાવ્યો અને છેલ્લી મુલાકાતને માટે પોતાની પુત્રીને તથા સ્ત્રીને પોતાની રૂબરૂમાં બોલાવ્યાં. તેઓ તો આ ઠરાવ જાણી ગભરાઈ જ ગયા અને હુજ્જત કરવા લાગ્યાં કે ફાંસી દેવા પહેલાં તેઓ સુલતાન આગળ જઈ ક્ષમા માગશે અને એ કામથી હાથ ઉઠાવવાને તેને વિનતિ કરશે. ઓસ્તાદજીએ આંખ આડા કાન ધર્યા અને હુસન ઇફેન્દી પોતાના દેશના ભલાને કાજે મરવાને તૈયાર થઈ બેઠા. ઓસ્તાદજી મક્કમ થઈ હુસન ઈફેન્દીને લઇ જવાની મમત કરે છે, તેટલામા જુલયખાએ પેલી તિલસ્માતી વીટી દેખાડીને તેને દૂર થવાને ફરમાવ્યુ. ઓસ્તાદજી વીટીના તિલસમથી અજાયો અને નજદીક જઈ તે વીટી તપાસી વિસ્મય થયો. જુલયખાએ તો તેને દરવાજો દેખાડી એકદમ બહાર જવાનો હુકમ કીધો. જે સાભળી તિલસમથી ઘેરાયલો ઓસ્તાંદજી, જુલયખાને અને તેના માતા પિતાને સલામ કરી ચાલ્યો ગયો અને ત્રણે જણ દરવાજા બધ કરી અદર રહ્યા. વાચનારાઓને લગાર પાછો ખુલાસો કરવાની જરૂર છે કે, એ જુલયખા તે પેલી જ જુલયખા છે કે જેને ખલીલ મૂકી ગયો હતો, અને તે આ હુસન ઈફેન્દીની પુત્રી થાય છે.

---

## પ્રકરણ ૧૭ મું

### શૂરવીર ખલીલ જેનીઝરીઓની બરાખમાં

જે વેળાએ કાન્સ્ટાંટીનોપલના વડા ન્યાયાધીશને ઠાર કરવાની આજ્ઞા સાથે ઓસ્તાંદજી તેને ઘેર ગયો હતો, તે વેળાએ શૂરવીર ખલીલ શુ કામ કરવા ગયો હતો તે જાણવું અગત્યનુ છે. તે જેવો ચાલ્યો તેવો બળવાખોર

જેનીઝરીઓની બરાખના મુખ્ય દરવાજા ઉપર જે જાહેરનામુ બળવાખોરોની માગણી સાથેનું ચોંટાડયું હતું તે વાંચી, તેણે જુસ્સામાં ફાડી નાખ્યું. દરવાજો ઠોકતાં જ અંદરથી કોણ છે એવો અવાજ થયો. 'મારે આગા જોડે કામ છે, ઉઘાડ એકદમ દરવાજો અને મને અંદર લઈ જા,' ખલીલે તોરમાં જ હુકમ કર્યો. પહેરેગીરે તાણુતોડ કરવા માંડવાથી ખલીલે મ્યાનમાંથી તલવાર કાઢી હમણાં જ તેને લાંબો કરી દેવાની ધમકી આપી. જેનીઝરી પહેરેગીર ઓછો તો ન હોતો જ. પણ શૂરવીર ખલીલ કાંઈ વિચિત્ર ફતેહમંદ દીપતો હતો. તેની આજ્ઞા એ જ તેનું અચૂક કારી તીર હતુ. તેનાં ભવાં એ તેની તેજી તલવાર હતી. તેની ઉભા રહેવાની ઢબ ગમે તેવાને નીચો પાડવાને પૂરતી હતી. આ જોઈ તે પહેરેગીરે ખલીલને નમીને આગાના ઓરડાનો દીવો બળતો આઘેથી દેખાડ્યો અને ત્યાં જવા કહ્યું, એટલે ખલીલે તેને સોનાની એક થેલી આપી ચાલવા માંડયું આવાં શૂરાતન સાથે સખી હાથ લબાવનારો એ પુરુષ કોણ હશે, તેનો વિચાર કરતો જ તે પહેરેગીર તો ત્યાં ઉભો. બળવાખોરના સરદારની રૂબરૂ જવા પહેલા બીજી એક ચોકી ખલીલને પસાર કરવી પડી, પણ ત્યાના પહેરેગીરે જોયું કે તે જ્યારે પહેલો તબક્કો પસાર કરી આવ્યો છે ત્યારે અલબત કાંઈ ભેદ હશે, માટે તેને જવા જ દીધો. આગળ ચાલ્યો તો બે ત્રણ ગુલામો મસ્ત મદાંધ થઈ પડેલા તેણે જોયા. ખલીલને જોતાં જ તેઓ ઉઠ્યા અને ખલીલના પ્રશ્નના જવાબમાં તેમણે તેને આગાનો ઓરડો દેખાડ્યો, જ્યાં આગા પોતાનો દરબાર ભરી બેઠો હતો. ખલીલ બેધડક અંદર દાખલ થયો. આગાએ પચાસ દીવાળી પસાર કરેલી હતી. કરડા સ્વભાવનો તે માણસ દેખાતો હતો, માથા ઉપર સોનેરી ફુમકાની ટોપી ઘાલી હતી. લગભગ વીસ અમલદારો એક કોચ ઉપર તેની બાજૂએ વિરાજેલા હતા, જે સઘળાનો પોષાક એક સરખો હતો. અજાણ્યા પુરુષને બેધડક પોતાની વચ્ચે આવેલો જોઈ આ લશ્કરી મડળી બહુ વિસ્મય પામી. ખલીલ તો તેમના ભેગા થવાનું કારણ પામી ગયો, પણ તેઓ ખલીલનો હેતુ અટકળી શક્યા નહિ. દરેક જણ તેને તાકી તાકીને જોતા હતા, તે જોઈ ખલીલે પોતાનુ ભાષણ ચલાવ્યું. તે આગા તરફ ફરીને બોલ્યો:—

"બળવાખોર જેનીઝરીઓની સરદારી તમોએ લીધી છે?" આ સવાલ પૂછવાનો તેને શો હક છે, તેની પૂછપરછ ચાલી, અને તે પોતે કોણ છે તે જ્યાં સૂધી જણાય નહિ ત્યાં સૂધી તેનો જવાબ આપવાની ના પાડવામાં આવી. ખલીલે તે ઉત્તર મેળવવાનો પોતા તરફનો કશો પણ ખુલાસો આપવા

વગર હઠ લીધી. અને બોલ્યો કે, 'આગા સાહેબ, શું શૂરવીરો એવા બળવાની સરદારી લે છે કે? જે સુલતાન તમારા ભલાને કાજે રાજ્ય કરે છે, તેને પદભ્રષ્ટ કરવાનો હેતુ તમોએ રાખ્યો છે. તમો સઘળા તમારા મોભા અને દરજ્જાને માટે મગરૂર છો અને આગા તમો ચાળીસ હજાર માણસોના સરદાર નહિ પણ ગુલામ છો. માત્ર તેમની મરજી રાખવાને તમોએ સરદારી સ્વીકારી છે અને નહિ કે તમોએ તે ચાળીસ હજારને તમારા કબજામાં રાખ્યા છે.' આ પ્રમાણેના ટોણાના ઘણાક શબ્દો આગા તથા ભેગા થયેલા મંડળને સંભળાવ્યા, જેની અતિઘણી અસર સઘળા ઉપર થઈ. ખલીલે એટલી બધી સિફત અને યુક્તિથી તેમનાં મન ફેરવ્યાં કે, જે ત્રણ માગણીઓ તેઓ કરવા માગતા હતા, તે સઘળી તેમણે ખુલ્લી રીતે છોડી દેવાની તૈયારી જણાવી, અને સઘળા ફરી બેઠેલા ચાળીસ હજાર માણસોને તેમના કામે વળગવાની ગોઠવણ કરવાને તત્પર થયા. પણ તે પહેલાં આગાના મોઢામાંથી એકજ પ્રશ્ન નીકળ્યો, અને તે એ કે ખલીલ કોણ છે? સઘળા પ્રકારે બળવાખોરોને ઠેકાણે આવેલા જોઈ તથા જાણીને ખલીલે આગાના કાનમા પડીને પોતાનું નામ નિશાન જણાવ્યું, અને તે સાંભળતાં વાર જ આગાએ તો સુલેહ કરવાના કસમ લીધા અને ખલીલને ખાતરી આપી કે, સુલેહની નિશાની તરીકે તુ બરાખમાંથી ઘેર ગયા પછી ત્રણ બાણ ઉડાવવામાં આવશે. ખલીલ પોતાના મતલબમાં પાર પડી અતિઘણો ખુશ થઈ બહાર નીકળ્યો, પણ તે પહેલાં આગાને પોતાની પાસેનું એક ઉમદા માણેક ભેટ કીધુ.

હવે કાન્સ્ટાંટીનોપલના વડા વજીરના ઘરમાં ભેગુ થયલું મડળ શું કરે છે ત્યાં જઈએ. બોસ્તાંદજીએ વડા ન્યાયાધીશનું ડોકું ઉડાવવા મોકલ્યા પછી તેમણે ઠરાવ્યુ કે દૌલતખાન પાશાએ નમકહલાલ લશ્કર સાથે બળવાખોરો ઉપર ચઢાઈ લઈ જવી. દૌલતખાન પાશાએ આ હુકમ થતા જ પેલા બને ઓફીસરોને તૈયાર કર્યા. આ વેળાએ વળી પાશાને ખલીલ વિશે યાદ આપી પણ તેનો પત્તો કયાં મળશે તે વિષે કસી અટકળ તેઓ કરી શક્યા નહિ; માત્ર એટલુ જ કે તેમણે તેને કાંઈ અકસ્માતમાં ફસી પડેલો ધાર્યો. લડાઈનું રણશીંગડું ફુકાયુ, લશ્કરે હથિયાર સજ કર્યા, પાશા ખુબ તેજી ઘોડા ઉપર સ્વાર થયો, લશ્કરની જૂદી જૂદી ટુકડીઓ કરી ગોઠવવામાં આવી. વાંચનારને જણાવવુ જોઇયે કે, જે લશ્કર ભેગુ થયુ હતું, તે વડા ન્યાયાધીશને મારી નાખ્યો છે એવી ખાતરી આપવાને લીધે થયું હતું. લશ્કરની કૂચ શરુ થતાં દૌલતખાન પાશાએ પોતે પણ તે પ્રકારની સર્વને ખાતરી આપી ચરાતન ઉશ્કેર્યું. તેણે વિશેષમાં જણાવ્યુ હતું કે, કેડીયાસ્કર ન્યાયાધીશનું ડોકું ભાલાની ટોચે ચઢાવી ખુલ્લા મેદાનમાં રાખ્યુ છે. તે રસ્તે લશ્કરને કૂચ

કરાવી. લશ્કર ત્યાં જઈ પહોંચ્યું અને જેમ જેમ ડોકાનાં કશાં ચિન્હો ન જણાયાં ત્યારે લશ્કરમાં વસવસો ઉત્પન્ન થયો, અને ડોકુ ક્યાં છે એમ તેઓમાં પૂછપરછ થવા માંડી. ડોકુ હોય જ ક્યાંથી? વડો ન્યાયાધીશ કેડીયાસ્કર તો પોતાના મહેલમાં જીવતો જાગતો બેઠો હતો જે આપણે આગળ જોયુ છે. જેમ જેમ લશ્કરમાં તે અવાજ નીકળતો ગયો તેમ તેમ અમલદારોને પણ ચટપટ થવા માંડી, અને દરેક જણ આવી દોલતખાન પાશાને પૂછવા લાગ્યા. લશ્કરે તો ઉશ્કેરાઇને તેને બદલે દોલતખાન પાશાનુ માથું માગવા જેટલી હદ ધરી, એમ કરતાં જ્યારે ઠરાવેલી જગાએ આવી પહોંચ્યા અને ત્યાં કેડીયાસ્કરનું ડોકું ન જ દીઠું ત્યારે તો તેમણે ભારી રમખાણ મચાવ્યુ અને બેધડક દોલતખાનને મારો ફાડો એવા પોકારો કર્યા. દોલતખાને જ્યારે જોયુ કે તેનુ માથુ જાય છે ત્યારે તેણે બાજી માડી. લશ્કરને પરવાનગી આપી કે, તમોએ કેડીયાસ્કરના ઘરમાં જઇ તેને બેધડક બહાર કાઢી ગમે તેમ મારવો. જો તે ત્યા ન મળે તો પછી પોતાનું માથુ આપવાની તેણે કબૂલાત આપી. આટલુ છતાં દોલતખાન પાશા, લશ્કરમાં જેટલો માની હતો, તેટલો તેના વચનભગથી કડવો થતો ગયો અને તેમ જ સાથી બે ગ્રીકોને ઠગારા જાહેર કરી મારી નાખવાની માગણી કરવા લાગ્યા. આ ગડબડ ચાલે છે તેવામા મારતે પગલે જેનીઝરીઓની બરાખમાંથી દોડતો આવતો ખલીલ તેમને સામો મળ્યો, અને તેણે સઘળાને એકદમ શાત થવાને બરાડ મારી, અને બોલ્યો કે આ સઘળી ગડબડ શાની છે? અમોને ઠગ્યા છે, અમોને તે ઠગોનો પ્રાણ જોઇયે છે, અમો જેનીઝરીઓ સાથે મળી જઈશું; એવા અવાજો તેમણે ખલીલ હુજૂર કરવા માંડ્યા. ખલીલે તેમને શાંત પાડી કહ્યું કે, 'જેનીઝરીઓ સુલેહ ઉપર આવ્યા છે, અને તેઓ પોતપોતાની નોકરીએ વળગ્યા છે.' આ તેનુ સમજાવવુ જ્યારે તેમણે ન માન્યુ ત્યારે ખલીલે તેમને ખાતરી આપી કે, સુલેહના ચિન્હ તરીકે હમણાં તેમની બરાખમાથી ત્રણ બાણ છૂટશે, અને હજી તો તે આ બોલ બોલે છે તેટલામાં ખરેજ ત્રણ બાણ છૂટયાં. આ જોઈ સર્વ કોઈ વિસ્મય પામ્યા. લશ્કરમાં શાંતિ ફેલાઈ, દોલતખાન પાશાનો કંપ નરમ પડ્યો, પણ સર્વને તેનો ભેદ જાણવાની જિજ્ઞાસા થઈ. કેટલાકોએ કેડીયાસ્કર ક્યાં છે? તે જીવે કે મુવો છે, તેની પૂછપરછ કરી. એ સઘળાને ખલીલે ઉત્તર વાળ્યુ કે તે જીવે છે, તેને મોત ઘટતુ નથી. સુલતાને તેને ભય ભરેલી મરકીનું કારણ શોધવાને જે કામ સોંપ્યું છે તે થોડા વખતમાં શોધી કાઢી તમારી હુજૂર રજુ કરશે. લશ્કરને આ સઘળી ભેદ ભરેલી જાદુઇ વાતથી જેટલો

અચંબો લાગ્યો, તેથી વધારે દૌલતબાનને લાગ્યો. તેણે તરત ખલીલને પોતાની આગળ બોલાવી સઘળો ખુલાસો પૂછ્યો, જે સઘળો તેણે કર્યો અને તરતવેળા લશ્કરને પડાવ નાખવા કહી, દૌલતબાન બને ગ્રીક અને ખલીલને લઈ પોતાના મહેલમાં જવા નીકળ્યો, પણ ખલીલ વળી એક બહાનું કાઢી છૂટો પડ્યો, અને થોડા જ વખતમાં પાછા આવી મળવાનુ વચન આપી ગયો. ત્યાંથી નીકળેલો ખલીલ એક સાંકડી શેરીમા જઈ ત્યાં અમુક કારણસર બેસાડી આવેલા ચોકીબાનોને જાગૃત કરી પોતે કેડીયારકરને ત્યાં ગયો. અંદર ન જતાં એક બીડેલી ચિટ્ઠી ગુલામને આપી તે ત્યાંથી નીકળ્યો, તેવો દૌલતબાન પાશાને આવી મળ્યો ત્રણે મિત્રો દૌલતબાનને ત્યા નીરાંતથી બેઠા છે. એટલામાં દૌલતબાને તે ત્રણેના પ્યાર અને પ્યારીઓની વાત છેડી. ત્રણેને તેણે પોતાની પ્રિયાઓ સાથે લગ્ન કરવાની તક આપી. આ સઘળુ થઈ રહ્યા પછી સઘળો રસાલો પાછો દૌલતબાન પાશાને મુકામે ગયો કાન્સ્ટાંટીનોપલમાં બળવો શમી ગયો છે એમ જયારે સર્વેએ જાણ્યુ ત્યારે તેમને અનહદ ખુશાલી પેદા થઈ. પ્રિયાઓએ જયારે જાણ્યુ કે, તેમના મિત્રો પાછા સહીસલામત આવી લાગ્યા છે ત્યારે તેમને વિશેષ ખુશાલી ઉપજી. બીજે દિવસે વડા વજીર તરફથી દૌલતબાન પાશાને માટે ઘણી ઉમદા ભેટો આવી. લ્યુકસ અને જુલીયને પોતાની પ્રિયાઓ જોડે લગ્ન કરી લેવાને પોતાનાં માબાપ ઉપર પત્રો મોકલ્યા. એક ખુલાસો અહી કરવાની જરૂર છે કે, કેડીયારકરને ત્યા ખલીલ જે ચિટ્ઠી આપી આવ્યો હતો, તેમાં તેણે પોતાની જુલયખાને દૌલતબાનને ત્યા બોલાવી હતી અને તે પ્રમાણે તે પણ ત્યાં હાજર થઈ હતી.



## પ્રકરણ ૧૮ મું
## ખલીલની પાંચમી વાર્તા

કાન્સ્ટાંટીનોપલ ઉપરથી બળવાનુ વાદળ ઉતરી ગયુ, તેની ખુશાલીમાં દૌલતબાન પાશાએ, પોતાના મહેલમાં એક મોટો મેળાવડો કર્યો. આખા મહેલને ભારી રોશનીથી શણગાર્યો. બાગમા પાણી છાંટી ઝાડપાનને લીલાં છમ બનાવ્યાં. ઠામે ઠામે બેસવાના કોચો અને કુરસીઓ ગોઠવી દેવામાં આવી. પુરુષો મળી લગભગ બસેં પરોણાઓને માટે શરબત, બરફ, મદિરા અને સુગંધીઓના ઢગ કરવામાં આવ્યા. પરદાનશીન બાઈઓને માટે ચકો નાખી ઓરડાઓ બનાવવામાં આવ્યા. સ્ત્રીઓની આગતા-સ્વાગતા કરવાનુ કામ ઈસ્મીલડા, તેની બે પુત્રી અને જુલયખાને સોંપવામાં

આવ્યું તથા પુરુષોની આગતાસ્વાગતાનુ કામ પેલા બને ગ્રીકો અને ખલીલને હસ્તક આપવામાં આવ્યું. વાજિંત્રોના નાદ ચોમેર થઈ રહ્યા હતા, અને સર્વ સ્થળે આનંદ આનદ થઈ રહ્યો. આ ગડબડ સડબડમાં પેલા બે ગ્રીકો હ્યુક્સ અને જુલીયનને પોતપોતાની પ્રિયાઓ સાથે તેમ જ ખલીલને જુલયખા સાથે મેળાપ કરવાની અને છૂટથી વાતચિત કરવાની અવાર નવાર સારી તકો મળતી રહેતી હતી. આ પ્રમાણે આ આનદી મેળાવડો ચાલે છે અને ખલીલ પોતે ભારે ધામધૂમમાં રોકાયલો રહ્યો છે, તેવામાં બાગ તરફથી કીકીયારીઓના કાનના પડદા ફાડી નાખે તેવા પોકાર સભળાવા લાગ્યા. ખલીલ વિચારમાં પડ્યો કે, એ શું અને શાના હશે? તરત જ તે તે તરફ દોડી ગયો, અને જતાં જ તેને કીકીયારીઓનું કારણ જણાયુ. મેળાવડામા ભેગા થયેલા સર્વ લોક દોલતબાન પાશાની મેજબાનીથી અલમસ્ત બની રહી વિદાય થતા હતા, તેવામાં એક ઠૂં બની રહેલો ઘરડો પાશા મદિરાની ખુમારીમા પાણીમાં પડી ગયો, અને તે ઉપરથી આ બૂમરાણ ચાલી રહ્યુ હતુ. પણ સારે નસીબે તેને તરત જ દોર પહોંચાડી બહાર કાઢવામા આવ્યો; અને સ્ત્રી પુરુષોનો મેળાવડો ધીમે ધીમે વિસર્જન થયો. મહેલમા હવે સઘળુ શાંત પડ્યુ. પાશા મદિરાથી ખૂબ મસ્ત બન્યો હતો અને રાત્રિના લગભગ અગીયાર થવા આવ્યા હતા, તે વેળાએ તેણે ખલીલને પોતાની રૂબરૂ બોલાવી તેની વાર્તા ચાલૂ કરવા જણાવ્યું, જે આજ્ઞા સ્વીકારી તેણે નીચે પ્રમાણે પોતાની પાંચમી વાર્તા ચાલૂ કરી. તે બોલ્યો કે,—

મારી વાત ઇ. સ. ૧૪૮૩ ના વર્ષથી શરુ થાય છે; શાહજાદો દીજમ બીજા મહમદનો પુત્ર હતો અને તેના મોટા ભાઈનું નામ બાયાઝીદ હતું. બીજો મહમદ મરણ પામવા પછી શાહજાદો બાયાઝીદ પોતાના પિતાની ગાદીએ આવ્યો પણ દીજમથી તે જોઈ શકાયું નહિ અને તેથી અદેખાઇને લીધે તેણે પોતાના મોટા ભાઈ સાથે લડાઇ કીધી, જેમા કમનસીબે તેનો તદ્દન પરાજય થયો, અને બાયાઝીદ વગર અડચણે આઠમા સુલતાનનું નામ ધારણ કરી પિતાની ગાદીએ બેઠો. દીજમ પોતે હાર પામ્યો ત્યારે તેને રોહોડસ ખાતે નાસી જવાની ફરજ પડી, જ્યા પણ તેને તેના ભાઇના મિત્રોએ જંપીને બેસવા દીધો નહિ. એટલે તે જીવ લઇને ત્યાથી ઇટલી તરફ નાઠો. ત્યાં પણ તરેહવાર વિપત્તિઓમાંથી પસાર થવા પછી તે અંતે ફ્રાન્સ ગયો, જ્યાં તેને પકડીને ડોફીનીના પ્રગણામા આવેલા સાસનેજના કિલ્લામાં કેદ કરવામાં આવ્યો. શાહજાદો દીજમ આ વેળાએ માત્ર ૨૪ વરસના વયનો એક ખુબસૂરત જવાન હતો. તેના દેશાચાલ

પ્રમાણે દાઢી રાખવી જોઈયે, પણ તે તેને નાપસંદ હોવાથી રાખી ન હોતી. ખ્રીસ્તી લોકોનો પોશાક તેને બહુ પસંદ હતો અને તેથી જ તે પોશાક તે હમેશાં પહેરતો હતો. જેથી તે ઉસ્માનલી કરતાં પારીસનો કોઈ અમીર હોય તેવો લાગતો હતો. સાસનેજના કિલ્લાના રખેવાળની સ્ત્રી મરણ પામેલી હતી. તેને પેટે ફીલીપીના નામની એક અતિ ખુબસૂરત પુત્રી હતી, જેનું વય માત્ર ૧૬ વર્ષનું હતું. તેની ખુબસૂરતીનાં વખાણ સાભળી ભલા ભલા સરદારોએ તેની સાથે પોતાનું નસીબ જોડવાની માગણીઓ કીધી હતી ને તેમાંથી તેના પિતાએ તેને માટે એક જવાન યોધા, ધનવાન્ અને અમીર કુટુંબીને પસદ કીધો હતો. તેનું નામ આલબરટી હતુ. તેના બાપે જો કે ઘણાક ઉમેદવારોમાથી મનમાનતી પસદગી કરી આલબરટીને પસદ કર્યો હતો, છતાં પણ ફીલીપીના તેને ચાહતી ન હોતી. આલબરટીના ઘણા ગુણો વખાણવા જોગ હતા, પણ કેટલીક બાબતમા તેની વર્તણૂક એટલી બધી ખામી ભરેલી હતી કે, તેના સઘળા સદ્ગુણો તેથી ઢકાઈ જતા હતા. જો કે હજી સુધી તો તે તદન કુમારી સ્થિતિમા હતો, છતા રંડીબાજી અને મદિરા એ તો તેના બે સદાના ઇષ્ટ મિત્રો હતા. શિકારનો તેને ઘણો શોક હતો, અને ઘણા ઘણા દિવસો સુધી તે જંગલોમા શિકારે જતો હતો ત્યાંથી ફતેહ પામીને કે નિષ્ફળ થઇને તે પાછો આવતો, એટલે દિવસોના દિવસ સુધી મહેલમા નાચરંગ અને ખાનપાન ચાલૂ થતા હતાં, જે વેળાના તોફાનો છેક પરોઢીયા સુધી ચાલૂ રહેતા હતાં. ફીલીપીના એ સઘળુ સારી પેઠે જાણતી હતી, અને તેથી જ તે ભલા અને લાયકીવાળા ગુણની પૂતળીને આલબરટી વિષે ખરાબ વિચાર પેસી ગયલો હતો. હવે ઢીજમ સાસનેજના કિલ્લામા કેદ પડેલો છતાં તે કોઈ પણ પ્રકારે નાહિમત કે નાસીપાસ થયો ન હોતો, એટલે તેનો ચહેરો જેવો હતો તેવો ને તેવો જ હતો. ફીલીપીના અને ઢીજમને અત્યાર સુધી વાત કરવાનો તો કશો જ નહિ પણ અરસપરસ જોવાનો વ્યવહાર તો ઘણીક વેળા બન્યો હતો, અને તે ઉપરથી તેમની વચ્ચે અરસપરસ છૂપો પ્યાર બધાતો જતો હતો. બનેના સ્વભાવ, ચાલચલણ, વિચાર આચાર એક બીજાને એવા તો મળતા આવતા હતા કે, જાણે તેઓ એક બીજાને માટે જ આ જગતમા પેદા થયા હોય તેમ જણાતુ હતુ. પોતાના પિતાએ પોતાને માટે તૈયાર કરેલા ઉમેદવાર આલબરટી તરફ જેમ ફીલીપીનાનો તિરસ્કાર વધતો ગયો, તેમ શાહજાદા ઢીજમ તરફ તેનો પ્યાર વધતો ગયો. તેમની વચ્ચે આટલો બધો છૂપા પ્યારનો ઝરો વહેતો હતો, છતાં કમનસીબે તેઓ બંને જુદા ધર્મનાં હતાં. કિલ્લેદાર પોતે પણ શાહજાદા ઢીજમ તરફ

માન અને આબરુની નજરથી જોતો હતો, અને તેને પોતાનો જ કોઈ કુટુંબી હોય તેમ ગણતો હતો. એમ મામલો ચાલ્યો જાય છે, તેવામાં ફીલીપીના અને દીજમે પોતપોતાનો પ્યાર એક બીજાને જાહેર કરવાની તક મેળવી. ફીલીપીનાનો પિતા સાસનેજના કિલ્લાનો કિલ્લેદાર, દીજમ ઉપર વિશ્વાસ બેઠા પછી દિવસોના દિવસ સુધી શિકારે જતો હતો, અને તે તકનો લાભ લઈ તેઓ બંનેએ છૂટથી પોતપોતાના દિલની ગુપ્ત વાતો એક બીજાને જાહેર કરી, છૂપા રહેલા પ્યારને જાહેર કીધો. તેમની વચ્ચેનો પ્યાર એટલો બધો કુદરતી હતો અને તેમાં કાંઈ એવું વિચિત્ર પ્રકારનુ સત્ય હતુ, કે ગમે તેવો પાકી નીતિવાળો માણસ પણ તેમનું જોડું જોડવામા અડચણ ભરેલું સમજે નહિ. ફીલીપીનાનો પિતા સાસનેજનો કિલ્લેદાર આ બાબતથી તદન અજાણ્યો હતો, કારણ તેની હુજૂરમાં તેઓ વાતચિત બહુ જ થોડી અને તે પણ સંભાળથી કરતાં હતાં. શાહજાદા દીજમને હવે કિલ્લામાં આવ્યાને બે ચાર માસ થઈ ગયા હતા. બાદ એક સવારે કિલ્લેદારે ફીલીપીનાને પોતાના ઓરડામાં બોલાવીને કહ્યું કે, 'પુત્રી ફીલીપીના ! આજ સાંજે આલબરટીના તથા બીજા પડોસના ઉમરાને એક ખાનું આપવાનો મારો વિચાર છે. તને ખબર તો હશે જ કે, અમીર આલબરટી જે તને બહુ જ ચાહે છે તેને તારો હાથ આપવાનો એક વર્ષથી મેં ઇરાદો કરી રાખ્યો છે. મને પૂરતી આશા છે કે, ખાનામાં તું હસ્તે ચહેરે મેજ ઉપર વિરાજમાન થવાને ચૂકીશ નહિ. આવતી કાલે તારા લગ્નની ક્રિયા દેવળમા ભારે ધામધૂમથી કરવામાં આવશે, જ્યાંથી કાઉંટ આલબરટી તને પોતાના બાદશાહી મકાનમાં લઈ જશે અને તુ મારી આંખની કીકી, પુત્રી ફીલીપીના તેના જન્મના સુખ અને મગરુરીનુ મૂળ કારણ થઈ પડશે. તેના મિત્રો તારી ખુબસૂરતી જોઈ વિસ્મય પામશે અને તેના ઘરની સ્ત્રીઓ તને ખુબસુરતીની દેવી સમાન પૂજી માન આપશે.' આ છેલ્લા શબ્દો બોલી કિલ્લેદારની જીભ હજી તો સ્થિર થઈ નથી, તેટલામાં ફીલીપીના ગોઠણમડીયે પડી કરગરીને પોતાના પિતાને કહેવા લાગી કે, 'પિતાજી, મને તમારાથી વિખૂટી કરશો ના, મને મારા બાળપણની જગા છોડવાની ફરજ ના પાડો. કાઉંટ આલબરટીએ મારી માગણી કરી છે પણ હું તેની માગણી માન સાથે ના પાડું છું. તેના સ્વભાવ અને ગુણો વગેરે મારાથી તદ્દન જૂદા છે, અને તેથી મને ભાસે છે કે, અમે સુખચેનથી રહી શકીશું નહિ.' ફીલીપીનાનો પિતા, ફીલીપીનાને ઘડીકમાં લગાર કઠણ તેમ ઘડીકમાં નરમ મિજાજથી સમજાવવાનો પ્રયત્ન કરે છે, અને ફીલીપીના સમજતી નથી. ફીલીપીના તેને વિનતિ કરી કરગરીને કહે છે

કે, 'અમારા બંનેના કુદરતી સ્વભાવ તદ્દન જ જૂદા હોવાથી અમો કદી સુખમાં રહી શકનાર નથી. વળી હું તેને પોતે ચાહતી નથી. જે શખ્સ સાથે જવાથી મને કોઈ પણ જાતના સુખની આશા નથી, તેની સાથે મને જોરજુ-લમથી પરણાવી સદાના દુઃખની ઉંડી ગારમાં નાખવાની કોશિશ ના કરો, મારું દિલ તેની ઉપર મુદ્દલ નથી, અગર તેના મહેલમાં સોનાની રેતીવાળી નદી વહેતી હોય તો પણ તેટલા જ કાજે હું તેને બિલકુલ ચાહનાર નથી. જે પ્રતિજ્ઞા પાળવાની મારામાં શક્તિ ન હોય, તે પ્રતિજ્ઞા હું પાદરીની રૂબરૂ શી રીતે લઈ શકું?'

ફ્રીલીપીનાને સમજાવવાને તેના પિતાએ કશુ પણ બાકી રાખ્યું નહિ તે બોલ્યો કે, 'પુત્રી ફ્રીલીપીના, તારા એવા નાદાન વિચારો છોડી દે. તુ જાણે છે કે, હવે હું ઘરડી ઉમરે પુગો છુ અને હવે આ જગતના સૂર્યનું તેજ ઝાઝા દિવસ જોવાને રહું, એવી મને આશા નથી, માટે જમ-રાજ મારા ઉપર પોતાનો તીણો પન્જો ફેંકે, તે પહેલાં હું મારી નજર આગળ તને પરણેલી જોવા ઇચ્છુ છુ, કે જેથી મને મારી ગોરમાં પણ સનોષ અને ધીરજ રહે. પ્યારી પુત્રી ફ્રીલીપીના, તારા નામમાં જ કાંઈ મધુર મધ સમાયલુ છે, છતાં આજે તું મને મધને બદલે વિષ પાવાની કોશિશ કરી, મારા ઘરડા થયલા પ્રાણને પજવે છે. ના, એમ કરીશ નહિ, મારું માની લે, કાઉંટ આલ્બરટી એક સખી દિલનો અમીર છે. તેની આબરુ અને તેનુ શરાતન ઠામેઠામે પસરી રહેલાં છે, તેમ ખુબસૂરતીમાં તે કોઈ રીતે ઓછો નથી. તારી જ પેઠે દરેક છોકરી પહેલાં પોતાના પતિને ચાહતી નથી, પણ પ્યાર એક અમૂલ્ય વસ્તુ છે અને તે લગ્ન પછી પોતાની મેળે જ ઉછળી આવે છે પરણવા પછી સ્ત્રીપુરુષનો સ્વભાવ મળી જતાં વાર લાગતી નથી. તુ હજી નાદાન તેમ નિર્દોષ છે. આ દુનિયાંના ચઢ ઉતર રગ તેં હજી બરાબર જોયા નથી, માટે જ તુ આવુ ગાડુંઘેલુ બકે છે જો તુ મારા કહેવા પ્રમાણે ચાલશે તો આગળ જતાં એક સમય એવો આવશે કે જ્યારે તું પોતે જ હસ્તા ચહેરા સાથે તારી હાલની મૂખાઇને સ્વીકારી, મારી ચાલની વખાણ કરતી મારી આગળ આવશે. બસ હવે હું તને વધારે કહેવા ઇચ્છતો નથી, અને ખાનાં ઉપર તારી રાહ જોઇશ' આટલુ બોલી બુઢ્ઢો કિલ્લેદાર ત્યાંથી ચાલતો થયો અને ફ્રીલીપીના પોતાની છાતીમા ભરાઈ રહેલી દિલગીરીને ખુલ્લી કરી, આંખોમા અટકી રહેલાં આંસુઓને વહેતા કરવાને પોતાના ઓરડામાં ગઈ. તે ઓરડાની બારી નીચે એક લાંબી અગાસી કાઢેલી હતી, જેની ઉપર કેદ કરેલા શાહજાદા દીજમને ફરવાની છુટ હતી ફ્રીલીપીના હજી તો પોતાના ઓરડામાં આવી, તેટલામાં જ

તેને અગાસીમાં કોઇનાં પગલાંનો અવાજ સંભળાયો. બારીએથી ડોકિયું કરી તેણે જોયું તો પોતાનો પ્રિયતમ શાહજાદો દીજમ ત્યાં જણાયો. બળેલીજળેલી હોવાથી તે તકનો લાભ લઈ તેણે તેની સાથે ફરવાની હોંશ કરી, તે અગાસી ઉપર ગઈ. પોતાની દિલગીરી છૂપાવવાના ફ્રીલીપીનાએ ઘણા પ્રયત્ન કરવા છતાં દીજમ પામી ગયો કે જ્યાં છે ત્યાં તેના મન ઉપર કાંઇપણ ભારે દિલગીરીનો બોજો પડેલો છે, જેને તે દબાવાની કોશિશ કરે છે. તેમ જ તેની આંખો રડતાં રડતા લાલચોળ થએલી ખુલ્લી જણાતી હતી. આથી તેણે ફ્રીલીપીનાને પહેલો જ સવાલ તે વિષે કર્યો. ઘણીક આનાકાની સાથે ફ્રીલીપીનાએ પોતાપર વીતેલી વાતનો ખુલાસો કીધો કે, 'મારો પિતા મને મારી મરજી વિરુદ્ધ કાઉંટ આલબરટી નામના મને નાપસંદ પુરુષ સાથે પરણાવવા માગે છે.' આ સાંભળતાં જ દીજમ આશ્ચર્ય પામી બોલ્યો કે, 'તેમ કદી બને નહિ, એ લગ્ન થવાં ન જોઇયે. કારણ કે, ફ્રીલીપીના, હું તને મારા અંત:કરણથી ચાહુ છુ મારા અંતઃકરણમા તારા સદ્‌ગુણોએ જે વાસ કર્યો છે, તે જાહેર કરવાને કવિની કલમ જોઇયે છે. તારી ખુબસૂરતીએ મારા અંત:કરણમા જે છાપ પાડી છે, તેનો ચિતાર ચીતરવાને ચીતારાની પીછી જોઇયે છે. તારા તરફના પ્રેમે મારા અંત:કરણ ઉપર જે ઉમેદ બાંધી છે, તે જાહેર કરવાને કોઇ અદ્‌ભુત જબાંદરાજી ધરાવનાર વકતા જોઇયે છે. બળતી આગ બુઝાવવી સહેલ છે, પણ પ્રેમનો અગ્નિ બુઝાવવો અતિ મુશ્કિલ અને વિકટ કામ છે. મજનૂન અને લયલા કરતા પણ મારા અંતઃકરણમા તારા પ્રેમે વધારે મજબૂત રીતે ઘર કીધુ છે અને હું આશા રાખું છુ કે, પ્રેમવતી ફ્રીલીપીના, જે પુરુષે આ પ્રમાણે પોતાનુ હૃદય તને આપ્યુ છે, તે ધણીને તુ આખા જન્મપર્યંત રીબી રીબીને મરણ પામતો જોવાને કદી પણ રાજી થશે નહિ. બોલી દે ત્યારે ફ્રીલીપીના, કે તારાથી હુ કયા પ્રકારની આશા રાખું!' ફ્રીલીપીનાને ઘણી જ શરમાઇને નીચુ જોઈ વિમાસણ કરતી ઉભેલી જોઈ, દીજમ પાછો બોલ્યો કે, 'પ્યારી ફ્રીલીપીના, હુ જોઉં છું કે તુ મને ચાહે છે, એ જ માત્ર મને મારા મોટા દુ:ખમા દિલાસો છે. ફ્રીલીપીના પ્યારી, મેં ઘણાંક સંકટો સહન કર્યાં છે અને ઘણી વિપત્તિઓ વેઠી છે. મારા પિતાના જાહોજલાલી ભરેલા સમયનું જ્યારે મને સ્મરણ થાય છે ત્યારે મારુ હૈયું ભરાઇ આવે છે. મારો પિતા, કદાચ તું જાણતી ન હશે, કે સુલતાન બીજો મહમદ હતો, જેના પ્રતાપથી આખું તુરકસ્તાન એક વેળા ધ્રૂજી રહેતુ હતું. જેવો તે મરણ પામ્યો કે, તરત જ તેના વડા વજીરે મારી ઉપર એક સંદેશો આપીને કાસિદને દોડાવ્યો અને એક બીજાને

મારો ભાઈ બાયાઝીદ કે જે અમારીયાનો હાકિમ હતો, તેના ઉપર દોડાવ્યો; હું કારમિનીઆની હાકમી ઉપર હતો, અને વડા વઝીરે મને મારા પિતાની ગાદી સોંપવાનો નિશ્ચય કર્યો. મારા પિતાના મરણની વાત વઝીરે છુપાવી રાખી હતી, પણ પાછળથી તે જાહેર પડી એટલે વઝીરને ગરદન મારવામાં આવ્યો. હવે બન્યુ એમ કે જે કાસિદ મારા પિતાના મરણના સમાચાર લઈ મારી તરફ આવતો હતો, તેને માર્ગમા એનેટોલીયાના હાકિમે પકડાવીને મારી નાખ્યો. એવા સંજોગોનેલીધે મને મારા પિતાનું રાજપાટ મળતું અટકી પડ્યું અને અંતે આ સાસનેજના કિલ્લામા કેદ થઈ પડ્યો છું. એ સઘળાં સંકટો હુ ધીરજથી ખમુ છુ કારણ કે, ઓ મનમોહન, તારી સોબતથી હુ તે સઘળા સંકટોને બિલકુલ વિસરી જાઊં છુ.' ફ્રીલીપીના આ સઘળુ ધ્યાનથી સાંભળી લઈ બોલી કે, 'ત્યારે હવે તમોએ તમારા પિતાનુ રાજપાટ પાછુ મેળવવાની સઘળી આશા નિરાશ થઈ છોડી દીધી કે કેમ? તમારી લડાઇની કારકીરદી મને કહી સભળાવો. કારણ કે, તેવા વૃત્તાંતો સાભળવાની મને અતિ ઉત્કઠા છે જોકે હુ સ્ત્રી જાત છુ, છતાં પણ રણસંગ્રામના રસીલા અને વીરરસથી ભરેલા વૃત્તાંતો સાભળવાની બહુ જ હોંસીલી છુ. સંકટો અને વિપત્તિઓ તમારા ઉપર પડેલા તમો મને કહો છો ત્યારે મારા મનમા એવુ થાય છે કે, પરમેશ્વરે જો મને પુરુષાવસ્થામાં મૂકી હોત તો ગમે તેવા ભારેમા ભારે રણસગ્રામોમા જાન ઝીપલાવી નામ મેળવત.'

ફ્રીલીપીનાની માગણી સ્વીકારી દીજમે પોતાનો વૃત્તાત કહેવા માંડ્યો. તે બોલ્યો કે, 'જ્યારે મારા સાભળવામા આવ્યુ કે, મારો ભાઈ બાયાઝીદ કાન્સ્તાંટીનોપલ આવી પૂગો અને મારા પિતાની રાજગાદીએ બેઠો ત્યારે કેટલાક લડાયક સવારો લઈ તેની સામે હુ લડવા ગયો. બાયાઝીદે પોતાના સરદારને મારી સામે મોકલ્યો, જેને મેં હરાવી કેદ કીધો. બ્રુસા શહેરમા દાખલ થઈ મારી જિતનો ડંકો વગડાવ્યો, સિક્કાઓ પાડવાનો હક મારે હાથ કીધો અને શહેરની સઘળી મસ્જિદોમા મારા નામની બદગી કરવાની આણ ફેરવી! પણ અફસોસ, મારી આ બાદશાહી માત્ર ત્રણ અઠવાડીયા જ ચાલી. કારણ સુલતાન પોતે એક મોટી ચઢાઈ લઈ મારી સામે લડાઈ કરવાને આવ્યો. લડાઈ માંડી વાળવાને મેં એક એલચીને સુલતાન પાસે મોકલ્યો અને માગણી મોકલી કે જો એશિયામાનાં જુદાં જુદાં પરગણાઓની હાકમી સુલતાન મને સોંપે તો યુરોપખંડ મધ્યેના સસ્થાનનુ રાજપાટ હુ તેના હસ્તક સોંપવાને ખુશ છુ. સુલતાન તો કશુ સમજ્યો નહિ અને લડાઈ ચાલૂ થઈ. મારા સરદારે હાર ખાધી અને હુ મારો જીવ લઈને

સીરીયા ખાતે નાઠો અને ત્યાંથી મિસરની રાજધાની કેરો ખાતે ગયો. ત્યાંના સુલતાને ભારે આદરસત્કાર સાથે મારી મુલાકાત લીધી; અને ફરીને એકવાર મને લડાઈ કરવાને ઉશ્કેર્યો. લડાઈ કરવાની કબૂલાત આપી મેં સઘળી સામગ્રી કરવા માંડી. હુ તરતવેળા પાછો સીરીયા ખાતે ગયો અને ત્યાંથી મને ઘણી કીમતી મદદ મળી આવી. મારી સામે સુલતાન પોતે લશ્કર લઇને આવ્યો અને ઘણાંક માણસોનાં રકતો વહેવડાવ્યાં. ઘણાક વખત સુધી જિત અને હાર વચ્ચે ડોલા ખાધા પછી અંતે મારું લશ્કર મને છોડીને નાસી ગયુ, જેથી મને નાસીપાસ થઈ સીલીસીઆ ખાતે જવાની ફરજ પડી. કેટલાક મિત્રોની ભલામણથી હુ રોહોડસ ખાતે ગયો, જ્યાં થોડાક સમય સુધી મારી અચ્છી પહરોણા ચાકરી કરવામા આવી. અબુહસન નામનો ત્યાંનો વડો અમીર કે જે ઉમરાના વર્ગમાં પણ વડો ગણાતો હતો, તેણે મારા લૂટાયલા હકો પાછા મેળવવામા મને સહાય કરવાની કબૂલાત આપી, એટલુ જ નહિ પણ યુરોપના જૂદા જૂદા રાજ્યકર્ત્તાઓ પાસેથી લાગવગ લગાડીને મદદ અપાવવાની પણ કબુલાત મને આપી. આ ઠેકાણે પણ મને મારા માજણ્યા ભાઇએ જપીને બેસવા દીધો નહિ. તીજોરીઓનાં મોઢાં ખુલ્લા રાખી મારી પછવાડે તરેહવાર પ્રપચો રચી મને હેરાન કરવાના પ્રયત્નો તેણે ચાલુ જ રાખ્યા. જ્યાં હુ જાઉં અને જ્યાં મને આશ્રય મળે ત્યાં મને હલકો પાડવાનો તેણે નિશ્ચય કર્યો, અને તેની એકાદિ તેવી કોશિસના જોરે અબુહસને મને ખુલ્લુ કહ્યુ કે 'તમે જો અહી વધારે દિવસ રહેશો તો મારી મિત્રાચારીમા ભગાણુ પડશે.' આથી નિરાશ થઇને હું ફ્રાન્સ ગયો. જે વહાણુમાં હુ સવાર થયો હતો તેમા રોહોડસના કેટલાક ઉમરા પણ હતા. નાઇસના બદરે અમો ઉતર્યા, અને ત્યાથી પેરિસના દરબાર ખાતે એક કાસિદને મોકલી તે શુ ઉત્તર વાળે છે, તેની રાહ જોતો હુ બેઠો. ચાર મહિના સુધી હુ ઉત્તરની રાહ જોતો જ બેઠો, તેટલામા નાઇસમા મરકી ફેલાઈ એટલે હુ રુસીલના ખાતે ગયો. કમનસીબે ફ્રાન્સના રાજા કે જેની પાસેથી મને કઈક આશ્રય મળવાની ઉમેદ હતી તે મરણ પામ્યો, અને વળી પેલા અમીરે કાંઇક પ્રપંચી બાજી રમી મારા સઘળા વિશ્વાસુ નોકરોને મારાથી દૂર કીધા. એવી હાલતમાં ત્યાં કેટલોક વખત રહેવા પછી મને પુઈ ખાતે લઈ જવામાં આવ્યો, અને ત્યાંથી આ કિલ્લામાં લાવવામાં આવ્યો છે. પ્રેમવતી ફીલીપીના, મારો દુઃખદાયક વૃત્તાંત તેં ધ્યાન દઇને સાંભળ્યો છે, અને જો તું મારાં દુઃખ ઉપર ડામ દેવા ચાહતી ન હોય, તો મારી વિનતિનો અનાદર કરીશ નહિ.' આટલું બોલી ઢીજમે

ફીલીપીના પાસે મોઢે બોલાવા માગ્યું કે, તે તેને ચાહે છે કે નહિ. એના ઉત્તરમાં તે બોલી કે, 'જ્યારે તમો એવી નાજુક બાબત ઉપર વાત કરો છો ત્યારે તે કાન દઈ સાંભળવાની હું હિંમત કરી શકતી નથી. કદાચ કોઈ સુંદરી તમારા દેશમાં તમારી જુદાઇનો વિલાપ કરતી બેઠી હશે, માટે હું તમને શી રીતે મારો પ્યાર આપુ, તેનો તમો જ વિચાર કરો.' હું પ્રતિજ્ઞાપૂર્વક કહુ છુ.' દીજમ બોલ્યો, 'કે મારા પ્યાર ઉપર કોઈનો હક અથવા દાવો નથી, અને તે હું તારા સિવાય બીજા કોઇને આપનાર નથી. અને તેના બદલામાં હું મારો પ્યાર તમને આપુ છું' એમ બોલી ફીલીપીના શરમાતી નીચુ જોવા લાગી તે સાંભળતા જ દીજમ બોલ્યો, 'ફીલીપીના, તારા આવા દિલાસા ભરેલા મીઠા શબ્દોમાટે તારો આભાર માનું છુ.' હજી તો તે આ શબ્દો બોલી નથી રહ્યો, તેટલામાં જ ફીલીપીના નિ.શ્વાસ નાખી બોલી કે, 'કાલે-કાલે ઓ શાહજાદા, આપણી સઘળી આશા ભ્રષ્ટ થઈ જશે, કારણ કે, મારો પિતા મને કાઉંટ આલબરટી સાથે આવતી કાલે જ પરણાવી દેનાર છે.' દીજમ બોલ્યો કે, 'હુ કદી તેમ બનવા દેનાર નથી' ફીલીપીનાએ પાછો નિશ્વાસ નાખી જવાબ વાળ્યો, 'મારા પિતાએ કરેલી ગોઠવણ તમો કેમ ફેરવી શકશો, અને આપણી આશા પાર પડશે, એમ તમો શા આધારે કહી શકો છો? પહેલી મૂળ અડચણ તો આપણા બનેના ધર્મો જુદા જુદા છે તેની જ છે. હા,-કદાચિત્ તમો જો મારે ખાતર તમારો બાપીકો ધર્મ તજી દેવા તૈયાર હો (અહીં દીજમ ધર્મ તજવાની તૈયારી દેખાડવા લાગ્યો) તો મારા પિતાને સમજાવી કદાચિત્ તમો ફાવો અને તેમ જો થાય, તો નામદાર શાહજાદા, હૂ સદા તમારી જ છુ.' એમ બોલી તે દીજમને કોટે વળગી. આ પ્રમાણેની વાતચિત કરી બને છૂટા પડ્યાં.

હવે બીજી તરફ ફીલીપીનાના પિતાએ તો ખાનાની ધૂમ મચાવી હતી. બસો ઉપર પરોણાઓને નોતરવામા આવ્યા હતા, અને તેમાં દીજમ પણ હતો. આ સમયે ફીલીપીનાને લગાર દીજમ સાથે વધારે છૂટથી વાત કરતી જોઈ કાઉંટ આલબરટી પામી ગયો કે આ કાઇક ભેદ છે, એટલે તેણે ખુલાસો મેળવવાનો પ્રપંચ રચવા માંડ્યો. ખાના ઉપર બેઠા તે સમયે અરસપરસ સલામતીઓ લેવાડવા પછી, કાઉંટ આલબરટીએ પ્રશ્ન કર્યો કે, ઓરમાનના કુટુંબનો શાહજાદો દીજમ આ શહેરમાં કેવી મજાહ કરે છે, તે હું જાણવા માગું છુ. (મશકરીમાં) અલબત્તા આ શહેર તેના શહેરની બરાબરી તો ન જ કરી શકે!' દીજમ બોલ્યો કે 'એક કેદી તરીકે મને ફરિયાદ કરવાનું

કશું કારણુ નથી.' આલબરટીએ પૂછ્યુ કે, 'તમારા દેશમાં પેલી આકાશવાસી પરીઓ, જે તમારી રૂબરૂ રહી તમોને રીઝવતી હતી, તે તમારા માટે વિલાપ કરતી બેઠી હશે.' દીજમે કહ્યું કે, 'મારી એક બહેન સિવાય બીજું કોઈ નથી.' કાઉંટ બોલ્યો કે,' શહેરમાં તો અદ્ભુત વાતો ચાલી રહી છે કે, તમો નામદારનો ભાઈ સુલતાન બાયાઝીદ અબ્દુલ હસનને તમારી ઉપર સખત ચોકી રાખવાને જે લવાજમ આપતો હતો, તે ઉપર સંતોષ ન પામતાં તે તમો નામદારની મા તથા ખુબસૂરત પત્નીની પાસેથી વીસ હજાર ડચુકેટસ ઠગાઇથી કઢાવવામાં ફતેહ પામ્યો છે.' ફ્રીલીપીનાનો આ વાત સાંભળતાં ચહેરો ફીકો પડી ગયો. કારણુ કે, દીજમે તેને પ્રતિજ્ઞા લઇને કહ્યુ હતું કે, તે કદી પરણ્યો જ નથી. દીજમને માલમ પડ્યુ કે, વાત ફેરવાઈ છે ત્યારે તેણે કાઉંટ સાથે વેર વાળવાનો ઠરાવ કીધો અને દમમાં જ બેચાર ચોપડી કાઢી. તે સાંભળી કાઉંટ કાંઈ મૂગો બેસે તેવો નહોતો. તે તો કુરસી ઉપરથી ઉઠી દીજમની સામો ગયો અને તેને હીચકારો, નાપાક, સુવર ઇત્યાદિ વિશેષણોથી સબોધીને એક મજબૂત લપડાક લગાવી કાઢી દીજમ બહુ ગભરાઈ ગયો. દીવાનખાનામાં સઘળું ચુપાચુપ થઈ રહ્યુ, અને શુ કરવું તે સૂઝે નહિ. તેટલામાં કોઇ ન જોય તેમ પોતાની તલવાર ખેંચી એક ઝપાટે તેણે કાઉંટનું ડોકું ધડથી જુદુ કરી નાખ્યુ. દીવાનખાનામાં શોરબકોર થઈ રહ્યો, ફ્રીલીપીના તો બેભાન થઈ જમીનપર પટકાઈ પડી, તેને ચાકરડીઓ બીજા ઓરડામાં લઈ ગઈ જમવા બેઠેલા સઘળા શખ્સો દીજમની આસપાસ વીંટળાઈ વળ્યા, અને જો ફ્રીલીપીનાનો પિતા વચ્ચે ગયો ન હોત, તો તેનું ડોકુ પણુ તડાકામાં ઉડી ગયુ હોત. દીજમને પકડી કેદ કીધો અને સઘળાઓ વિદાય થયા. દીજમ હવે પોતાને માટે વિચાર કરવા લાગ્યો. તેનો જીવ હવે ધાસ્તીમાં હતો એમ તેને લાગ્યું. વળી ફ્રીલીપીનાએ તેને લબાડ જાણી શો વિચાર કીધો હશે, તે પણુ તેના મનમાં રગદોળાવા લાગ્યુ. રાતે બાર વાગ્યાનો શુમાર થયો, હતો અને તે બેચેન સરખો બંદીખાનામાં ભટકતો હતો, તેવામાં ફ્રીલીપીનાએ આવી બારણું ઠોક્યું. દીજમે બારણું ઉઘાડી તેને અદર લઈ પ્યારની વાત કરવા માંડી. તે સાંભળીને ફ્રીલીપીનાએ તેને સમજાવ્યો કે, 'હવે પ્યારની વાત છોડી દેવી. મેં કબૂલાત આપવા આગમજ કાંઈ પણુ વિચાર કીધો નહિ અને તે મારી મૂર્ખાઈ અને નાદાનીયત મારી સામે હવે ખુલ્લી થઈ છે જે શખ્સના બોલવામાં સત્યનો લેશ માત્ર અંશ પણુ ન જણાય,

તેના બોલ ઉપર હું કેમ વિશ્વાસ રાખું? તેં મને ઠગી છે તો પણ હું તને ઠપકો આપવા ચાહતી નથી.' દીજમે તેનો વિચાર ફેરવવાને બહુ પ્રયત્ન કર્યા અને કાકલૂદી કરી, પણ તે બિલકુલ સમજી નહિ અને બોલી કે, 'તેં આજે રાતે એવો અપરાધ કીધો છે કે, જેને માટે તારે જાન આપવો પડશે. આવતી કાલે મારો પિતા તને સત્તાવાળાઓના હાથમાં આપશે, ને તેઓ તરફથી દયાની આશા રખાય તેમ નથી. હું તને બચાવવા આવી છુ. તને નસાડી મેલવાનો ઉપાય મને સૂજ્યો છે. અહીંથી બે માઇલ દૂર મોરેસ્તેલના મોટા રસ્તા ઉપર એક ઝૂપડું આવશે, જ્યાં તારા માટે વીજળીક ઝડપના બે ઘોડા તૈયાર માલમ પડશે. ઝૂપડામાં મારો એક સાવકો ભાઈ રહે છે, તે તારી સાથે આવશે. તુ જાણે છે કે પોપની સાથે મારા ભાઇને આજે કેટલીક મુદ્દત થઈ અણબનાવ ચાલે છે, માટે તે તારુ રક્ષણ કરવાની કદી પણ ના પાડશે નહિ. મારો પિતા, પોતાને એ વાતની ખબર પડતા જ મારા ઉપર કોપશે, પણ હુ સવાર પડતા જ તેના પગ આગળ ગોઠણુમંડીયે પડીને માફ માગી લઇશ. કિલ્લાના પહેરેગીરો તો રાતે મધુપાન કરી ચકચૂર થઇ પડેલા છે, માટે હવે ઉતાવળ કર અને અહીંથી વહેલો નાસી જા.' આ શબ્દો સાંભળતા જ દીજમનું મોઢું ફીકુ પડી ગયું અને બોલ્યો કે, 'ફીલીપીના, હવે હુ ખરેખર કહી દઉં છુ કે, હુ પરણેલો છુ, અને હું જાણુ છુ કે જ્યાં સુધી મારી પરણેતર હયાત છે ત્યાં સુધી આપણું જોડું જોડી શકાશે નહિ, પણ તારાથી મને એક આશાની જરૂર છે, તે એ જ કે જો મારી પરણેતર મરણ પામે તો તુ મારી પત્ની થાય.' ફીલીપીનાએ તે એકદમ સ્વીકાર્યું. ફીલીપીના પોતાની સાથે એક સ્ત્રીનો પોશાક લાવી હતી તે દીજમને પહેરાવ્યો. કિલ્લાના કેટલાક ગુપ્ત માર્ગોની દીજમને ખબર નહોતી, એટલે ફીલીપીનાએ તે તેને બતાવ્યા અને તેઓ ચોકીની બહાર આવ્યા. પાછો એકવાર દીજમ ફીલીપીના સાથે પ્રેમની વાતો કરવા લાગ્યો, અને કબૂલાત માગવા લાગ્યો, જે ફીલીપીનાએ તેને ખુશીથી આપી. દીજમે તરત પોતાની બેમાંની એક વીંટી ફીલીપીનાને આપી જણાવ્યુ કે, 'જ્યારે તે સુખની ઘડી આવી લાગશે ત્યારે મારી પાસેની વીંટી આપી એક કાસિદને હુ તારી આગળ મોકલીશ, તે તપાસીને તું તરત મારે ત્યાં આવજે.' ફીલીપીનાએ વીંટી લીધી અને હવે બને છૂટાં પડયાં. દીજમ ગોઠવણુ પ્રમાણે મોરેસ્તેલનાં ગામડામાં જઈ પૂગ્યો, અને ત્યા પેલા ઝૂપડામાં દાખલ થઇ સ્ત્રીનો પોશાક કાઢી ગામડાના એક ધનવાન્ ખેડુતનો પોશાક ધારી લીધો.

શાહજાદો દીજમ આ પ્રમાણે વેશ બદલી ભાગતો હતો, પણ તેના શોધમાં નીકળેલાં માણસોએ તેને બીજે જ દિવસે પકડ્યો અને દરિયાના કિનારા ઉપર આવેલા ઓફલીમીના કિલ્લામાં લઈ જઈ તેને બે વર્ષ સુધી કેદ રાખવામાં આવ્યો. દીજમે અહીં બે વર્ષ મહા મુશ્કેલીએ કાઢવા પછી તેના સારા ભાગ્યનો કાંઇક વખત પાસે આવેલો જણાયો. ફ્રાન્સ, હુંગેરી અને નેપલ્સના રાજા તથા પોપ એ ચારે મહાત્માઓએ મળી રોહોડસનો નાઈટ કે, જેનું નામ અબુહસન હતું, તેની સાથે દીજમને છૂટાપણું બક્ષવાનો કરાર કીધો. તેમ કરવાનો તેમનો હેતુ એટલો જ કે, તેઓ એ મુસલમાન રાજ્ય ઉપર ચઢાઈ લઈ જનાર હતા, તેની સરદારી દીજમને આપવી. પણ અબુહસનને તો દીજમના ભાઈ બાયાઝીદ તરફથી નાણાંની સારી લાંચ મળી હતી, એટલે દીજમને છૂટો કરવાની વાત તે વારેઘડીયે ઉડાવ્યા કરતો હતો. આ મામલો જોઇને દીજમને છૂટાપણું આપવાને કારણે પોપે રોહોડસના નાઇટો કે જેમણે તેને કેદ કર્યો હતો, તેમને કેટલાક ગામો અને નાણાંની મોટી રકમો આપી. છતાં જ્યારે દીજમના ભાઈ બાયાઝીદને તેની ખબર થઈ ત્યારે તેણે દીજમ ઉપર મજબૂત ચોકી રાખવાને વધારે કીમતી ભેટો મોકલી. એટલે ધારવા પ્રમાણે તેનો છૂટકો થઈ શકયો નહિ. પોપે પોતાની હયાતી સૂધી દીજમને સારું માન આપ્યું, પણ તેના મરણ બાદ એલેકઝાન્ડર બોરજ્યા ગાદીએ બેઠા, અને વળી પાછો દીજમને સેંટ એન્જેલોના કિલ્લામાં પરેહજ કરવામાં આવ્યો. ૧૪૯૪ માં ફ્રાન્સનો રાજા ૭ મો ચાર્લ્સ ઇટલી ઉપર ચઢાઈ લઈ ગયો, અને એલેકઝાન્ડરને સલાહ કરવાની ફરજ પાડી. ચાર્લ્સે સલાહ કીધી, તે એવી શરતે કે દીજમને ફ્રાન્સને હસ્તક આપવો. ફ્રેંચ શાહજાદાએ દીજમને છોડવાનો પ્રયત્ન કર્યો. ચાર્લ્સ્ પોતે નેપલ્સ ખાતે ગયો અને દીજમને એક ટુકડીના બચાવ હેઠળ રોમમાં રાખી ગયો, અને તાકીદ કીધી કે દીજમે નાસવું નહિ. એલેકઝાન્ડર બોરજીઆને સુલતાન બાયાઝીદ તરફથી મળતી રકમ બંધ થઈ, એથી તેણે ચાર્લ્સ્‌ની ગેરહાજરીનો લાભ લઈ દીજમનુ ખુન કરવાના પ્રપંચો રચ્યા. આ ખટપટ ચાલે છે તેવામાં દીજમને તેની પત્નીના મરણના સમાચાર મળ્યા, જે જાણી તે દિલગીર થવાને બદલે રાજી થયો. સાસનેજનો કિલ્લો છોડવાને દશ વર્ષ થયા હતાં, અને તે દરમ્યાન તેને ફીલીપીનાની હયાતી વિષે તેમ જ હજી તે કુંવારી હતી એવા સમાચાર મળ્યા હતા. બીજે જ દિવસે પેલી વીંટી આપી એક છૂપા જાસુસને તેણે ફીલીપીના તરફ રવાને કીધો. આ જાસૂસ જેનું નામ હસન હતું તે ઠરાવ પ્રમાણે ધારેલે મકાને ગયો. તે સમયમાં જુદો કિલ્લે-

દાર ફ્રીલીપીનાનો પિતા મરણ પામ્યો હતો, અને તેથી તે રાતદિન વિલાપ કરતી હતી. આપેલા વચન પ્રમાણે તે હમેશાં દીજમને યાદ કરતી હતી અને કોઇપણ દિવસે સુખ જોવાની આશામાં ને આશામાં તે ઝૂરતી હતી. એટલે આ સમાચાર સાભળતાં જ તે હુસન જોડે જવાને તૈયાર થઈ, અને દીજમના મકાન ઉપર જઈ પુગી. શાહજાદો દીજમ આ વેળાએ સખત માંદગી ભોગવતો હતો, તેથી ફ્રીલીપીના તેની નજદીકમાં ચાકરી કરવાને ગઈ. તેનો ચહેરો જોતાં જ ફ્રીલીપીના ચોંકી અને બબડે છે તેટલામા દીજમની આંખો ઉઘડી અને જુવે છે તો ફ્રીલીપીના! બને એક બીજા સાથે મળ્યાં, બનેના દિલમાં ખુશાલીએ પ્રવેશ કર્યો, અને એક બીજાના સકટોનુ અથેતિ વર્ણન સાંભળી તેમણે દારુ પીવાનો ઠરાવ કીધો તે પ્રમાણે દીજમે પાસે પડેલી બાટલીમાથી મોટો ગ્લાસ ફ્રીલીપીનાને હાથે ભરાવ્યો, તે ગટ દઈ પીધો તેવો જ તે ભોંય ઉપર પડ્યો અને એક ડચકુ ખાઈ પ્રાણ છોડી દીધો. ફ્રીલીપીના ગભરાઈ અને દોડાદોડ કરી, પણ સઘળુ વ્યર્થ. સંકટમાથી છુટવાને દીજમે જાણી જોઈ શરાબને બદલે ઝેરી શરબત પીધુ હતુ. એ પ્રમાણે હજી તો સુખી જિંદગીની શરુઆત પૂરી થવા પામી નહોતી, તેટલામા તેણે પોતાની હયાતીનો આ પ્રમાણે અંત લાવી મૂકયો. હુસન જે બહાર હતો તેને આથી બેચેની થઈ, અને તેમના ઓરડામા દાખલ થયો અને ત્યાનો દેખાવ જોતા જ ગભરાઈ ગયો. દીજમ કોચ ઉપર મડદું થઈ પડેલો હતો, ફ્રીલીપીનાએ તેની આગળ ફૂલો પાથર્યા હતાં, અને પોતાનુ મોઢું તેની તરફ ફેરવીને પડેલી હતી. તેનુ શરીર પણ ચડું થઈ ગયુ હતું, અને તેની પાસે જ પેલો ગ્લાસ અને ડિકેન્ટર પડેલા હતા.



## પ્રકરણ ૧૯ મું
## બીજી રાતનું સાહસ.

ખલીલની આ રસભરી વાત છેક મધરાતને સુમારે પૂરી થઈ. રાત શાંત હતી, આકાશમાં તારા ઝગઝગી રહેલા હતા, જાનવરોનો ગુગુ કરતો તીણો અવાજ માત્ર કાને પડતો હતો. હવા લગાર ગરમ હતી, પણ બાગ-માંના ફૂલોનો પમરાટ ચાલી રહેલો હતો, અને દીવા પણ હવે ઝાખા થવા માડ્યા હતા. ખલીલની આ વાતે દૌલતખાન પાશાને અતિ ઘણો રસ ઉપજાવ્યો હતો, અને તે પૂરી થતા જ તેણે ખલીલની સ્તુતિ કરવામા કશુ બાકી રાખ્યુ નહિ. લ્યુકસ પોતાની પ્યારી ગુલનાર સાથે એક તરફ બેઠો હતો અને જુલીયન તથા તડુમીના બીજી તરફ હતા, તેમણે પણ

ખલીલની આ વાત પૂરી થતાં જ તેમાં પડેલા રસ અને ગમતને માટે ખલીલને શાબાશી આપવામાં કાંઈ બાકી રાખ્યું નહિ. ઈસ્મીલડા પાશાની પડોશમાં સઘળો વખત બેસી રહેલી હતી. આખો વખત તેની આંખ ખલીલના સ્વરૂપવાન્ ચહેરા ઉપર લાગી રહેલી હતી. ઈસમીલડાની હાજરીને લીધે જુલયખા ખલીલથી લગાર દૂર બેઠી હતી. શાહજાદા દીજમ અને ફીલીપીનાના અહવાલમાં જે કાંઈ ગંભીર ભાગ હતો, તે સાંભળીને દરેકની આંખોએ અશ્રુપાત કર્યો હતો. સર્વ કોઈ ગુપચુપ એક બીજાનાં મોઢાંને જોયા કરતાં હતાં; તેવામા દૌલતખાન પાશાએ સર્વની ચુપકીદી તોડી. તે બોલ્યો કે, 'કમનસીબ દીજમનો અંત આણવાને એલેક્ઝાંડર બોરજીયાએ કયા પ્રકારના ઝેરનો ઉપયોગ કર્યો હશે?' લ્યુકસ વાસીલોએ ઉત્તર આપ્યુ કે, 'બોરજીયનો માટે મેં ઘણું સાંભળ્યું અને વાંચ્યું પણ છે. તેઓ એક જાતના ઝાડના રોપામાંથી ઝેર કાઢીને તેનો ઉપયોગ કરે છે.' એ પ્રકારે બને વચ્ચે કેટલાક વખત સુધી ગપ્પાંસપ્પાં ચાલ્યા કીધાં તે જોઈ ખલીલને દિલમાં ગુસ્સો ઉપજ્યો. તેણે જે હેતુ મનમાં ધાર્યો હતો, તેને એથી ખલલ પહોંચવાની ધાસ્તી તેણે જોઈ, એટલે લ્યુકસ તરફ લગાર કરડી નજરે જોયુ કે, તે પામીને વાતને બંધ પાડે. લ્યુકસ બરાબર સમજી શકયો નહિ અને વાત ચાલૂ જ રાખી, એટલે બીજીવાર ખલીલે તેને વધારે સમજણુ પડે એવા ચહેરાથી જોઇને કાંઇક ઇશારત કરી, એટલે લ્યુકસ સમજ્યો. જુલયખા પણ ખલીલની ઇશારતને સમજી ગઈ હતી, એટલે તેણે પણ વાત ઉડાવવાને પાશાને જણાવ્યું કે, 'હવે બહુ મોડું થયુ છે.' આથી તે ઉઠી ઉભો થયો. તેણે પોતાના શયનમાં ચાલવા માંડ્યું. તેના જમણા હાથ ઉપર ઈસ્મીલડા અને ડાબા હાથ ઉપર જુલયખા હતી. બંને ગ્રીકો તથા ગુલનાર અને તહેમીના તેમની પાછળ ચાલત હતાં. દૌલતખાન પાશા પોતાના શયનગૃહમાં પહોંચ્યો કે ખલીલે લ્યુકસને બગલમાંથી પકડી આજીજી કરી કહ્યું કે, 'કોઇપણ યુક્તિથી જુલીયન સાથે તારા ઓરડાની ફેરબદલી કરી લેજે.' ત્યાંથી ફરીને તેણે જુલીયનને તે વિષે ચેતવણી આપી. આ સઘળી ગુપચુપ ઇશારતો એક બીજા વચ્ચે ચાલવા પછી બંને ગ્રીકો તથા ખલીલ પાશાની હુજુરમાં જઈ ઉભા. પાશા શરાબની ખુમારીમાં ચકચૂર હતો, એટલે એક પછી એક તેણે સર્વને વિદાય કર્યા. ખલીલ સલામ વાલેકુમ કરીને પોતાના ઓરડામાં ભરાયો, એટલે પાશાએ બહારથી તેને તાળુ વાસ્યું. બીજા ઓરડામાં લ્યુકસ ભરાયો. તે જો કે તેનો નહિ પણ જુલીયનનો ઓરડો હતો,

અને ખલીલના કહેવાથી તે એ ઓરડામાં ભરાયો હતો, પણ પાશા સલામતને તો કશુ ભાન ન હોતું, એટલે સઘળું સલામત માની તેને બંધ કર્યો. હવે જુલીયન લ્યુકસના ઓરડામાં ભરાયો અને તેને પણ પાશાએ બધ કર્યો અને ઉતાવળે પગલે તે પોતાના ઓરડામા ગયો. ખલીલે તે પછી પોતાના ઓરડાનુ બારણું ઉઘાડયું અને લ્યુકસવાળા ઓરડામાં ભરાયો. લ્યુકસ પહેલાં ગભરાયો ખરો પણ તે પામી ગયો કે, ખલીલે જે ફેરફાર કરવા કહ્યો હતો, તેમાં કાંઇક હેતુ હશે. તરત જ ખલીલે તેનો હાથ ઝાલી કહ્યું કે, "સાંભળ, મારા ગ્રીક મિત્ર, હમણાં હુ તને જે કામ સોંપુ છુ, તેથી કાંઈ આશ્ચર્યચકિત થઇશ નહિ. તે કામ ઉપર આપણો ઘણો મોટો આધાર રહેલો છે" લ્યુકસ એકદમ કબૂલ થયો. તરત ખલીલ તેને પોતાની સાથે પોતાના ઓરડામાં લઈ ગયો, અને તેને ત્યાં રહેવા કહ્યુ. તેણે લ્યુકસને ચેતવ્યો કે, 'બુઢ્ઢી અમીના મને શોધતી આવે, તો તું કહેજે કે 'ખલીલ કયાં છે તેની મને ખબર નથી, અને તે સાંભળે તેમ ઇસ્મીલડાને વાસ્તે તું પ્યાર કરતો હોય તેવો દેખાવ કરજે.' લ્યુકસ ગુલનાર ઉપર પ્યાર ધરાવતો હતો, એટલે તે તો ગભરાઇને બોલ્યો કે, 'શુ ગુલનાર સાથે બેવફાઈ કરી ઈસ્મીલડા તરફ દોડુ કે?' ખલીલે વગર ગુસ્સાથી ખુલાસો કીધો કે, 'નહિ તેમ નથી; જે હેતુ આપણે પાર પાડવાનો છે, તે જ કારણે આ ખોટું ધતીંગ માત્ર ઉભુ કરવાની મને જરૂર છે. અમીનાને લાંચ આપી હાથમાં લેજે અને એવુ કરજે કે, તે તને ઈસ્મીલડાના ઓરડામાં લઇ જાય. તને ઈસ્મીલડા તરફથી સહજ પણ ધારતી મળે તો પાછો ફરજે. ગુલનાર પ્રત્યે તુ તદ્દન જ બેવફા થયો છે એવો દેખાવ કરતો ના. પાછો ફરતાં કોઈ કાળો ગુલામ તને મળે તો તેનાથી સાવચેત રહેજે અને તેને આગળ ચલાવી તુ પાછળ ચાલજે અને ડરતો ના.' દોલતબાન પાશાની હુજુરમાં લ્યુકસ પેલા બારજ્યાના ઝેરની સમજણ આપતો હતો, તેને અટકાવવાને ખલીલે જે ઇશારત કરી હતી તે શામાટે કરી હતી, તેનો ખુલાસો તેણે ખલીલને પૂછતાં તે બોલ્યો કે, 'તે વાત તદ્દન બધબેસ્તી નહોતી.' અને લ્યુકસને પોતાના હથિયાર પોતા પાસે રાખવાની મજબૂત તાકીદ કરી, ખલીલ તેને પોતાના ઓરડામા છોડી ચાલ્યો ગયો.

ઘણો વખત ગયો નહિ, તેટલામાં તે ઓરડાનું બારણું ઉઘડતું જણાયું. બારણું ઉઘડયુ અને બુઢ્ઢી અમીના અદર દાખલ થઈ, પણ ખલીલને બદલે તે બીજા જ પુરુષને જોઈ આશ્ચર્ય પામી, પાછી જવા માગતી હતી, એટલામાં લ્યુકસે ખલીલના કહેવા પ્રમાણે ઢોંગ કરી ઈસ્મીલડાની મુલાકાત કરવાની માગણી કરી અને ચળકતી ચાંદીની એક થેલી અમીનાના હાથમા

સેરવી દીધી. લ્યુકસ ઈસ્મીલડા ઉપર કેવો એક મોહી પડ્યો હોય તેમ ઢોંગ કરવા લાગ્યો અને અમીના તો વિચારમાં જ પડી કે, આનું કરવું કેમ, અને તેમ તેમ અમીનાના મન ઉપર વધારે ને વધારે અસર કરવાને તે પોતાનો ઢોંગ ચાલૂ રાખતો હતો. અમીનાએ ધાસ્તી બતાવી કે, 'હમણાં પાશા કદાચિત્ ઈસ્મીલડાના ઓરડામાં હશે તેનું કેમ કરવું ?' લ્યુકસે તેનું જોખમ પોતાને શિર રાખ્યું એટલે અમીના અતે પીગળી. તે લ્યુકસને ધીમે પગલે પોતાની પાછળ લઈ ગઈ. ઘરમાં સઘળું શાંત હતું અને કશા પણ ખખડાટ વગર બને ઈસ્મીલડાના ઓરડા આગળ જઈ પૂગ્યાં. અમીનાએ બારણું ઉઘાડવું અને લ્યુકસને ઇશારતથી ઈસ્મીલડા આગળ જવા કહ્યું. ઈસ્મીલડા એક મોટા કોચ ઉપર અઢેલીને પડેલી હતી. ખરેખર તો તે ખલીલની રાહ જોતી હતી, અને તેને બદલે બીજા પુરુષને જોતાં તેને બેહદ અજાયબી અને સાથે ગુસ્સો ઉપજ્યો, પણ બીજી જ પળે તેણે લ્યુકસનું કદ તપાસ્યું તો તેવુ જ ખુબસૂરત અને તે સાથે તેના મજબૂત બાધાને જોતાં તેના મનમાં તેના વિશે પ્યાર થવા લાગ્યો. તેના મોઢા ઉપર ફરી વળેલી અજાયબીનાં ચિન્હો આ પ્રમાણે ફરી ગયેલાં જોઈ લ્યુકસે પોતાની વાક્ચાતુરી ચલાવી અને બાઈ સાહેબને કેવો એક ચાહતો હોય અને તેના ઉપરથી વારી જતો હોય અને તેને જોયા વગર ઘડીભર પણ તેને ચાલતુ જ ન હોય એવા ઢોંગ કરવા માંડ્યા. ઈસ્મીલડાનુ દિલ ગમે તેટલુ પીગળ્યુ હતુ, છતાં પણ ટેકને ખાતર કરડો દેખાવ કરી તેને પોતાને ઓરડામાં દાખલ થવાનું કારણ પૂછ્યું. બસ ઈસ્મીલડા તરફનો ચાહ તેનામાં સમાયો જતો ન હોય, તેમ લ્યુકસ બોલ્યો, 'શુ કહું બાનો, રાત્રે પાશાએ લગાર શરાબના કટોરા ઉપર વધારે હાથ ચલાવ્યો અને તેની ઝૂમમાં તે મને ખલીલના ઓરડામાં અને ખલીલને મારા ઓરડામાં પૂરી ગયો. ખલીલે પોતાના ઓરડામાં જવાની પાશાને બહુ આજીજી કરી પણ તે સમજ્યો નહિ અને બહુ તકરાર ચાલી, પણ પાશા ગુસ્સે ભરાશે એમ માની મેં તથા જુલીયને ખલીલને વાર્યો અને સમાધાન કીધુ. અમે તે પ્રમાણે ઉલટપુલટ ઓરડામાં ભરાયા. ઘણો વખત ગયો નહિ, તેટલામાં મારા ઓરડામાં અમીના આવી, અને તે ગમે તે કારણે મારા ઓરડામાં આવી હોય, પણ મેં તો તેને મારો અહવાલ જણાવ્યો અને તેની મારફતે તુ બાનુની હાજરીમાં આવી ઉભો છું.' ઈસ્મીલડા, શું ઉત્તર વાળવુ, તેનો વિચાર કરતી ઉભી. જેમ જેમ લ્યુકસના શરીર ઉપર તે નજર કરતી હતી, તેમ તેમ તેના અંતઃકરણમાં પ્યારનો આતિશ સળગતો

હતો. પોતાના મનમાં તે સંતોષ પામવા લાગી કે, આવો એક જવાન કુકડ તેના સરખી ગમે તેવી પણ ઉમરે પૂગેલી સ્ત્રી ઉપર આટલો બધો જુસ્સો ધરાવે છે. એમ ધારીને તેણે તેને પ્રશ્ન પૂછ્યો કે, 'તું ખરેખર મને ચાહે છે કે?' લ્યુકસે ઉત્તર વાળ્યું કે, 'ખચીત જ.' ઈસ્મીલડાએ તેને પોતાની પાસે બેસાડ્યો, પણ તેમ ન બેસતાં તે લગાર દૂર બેઠો. ઈસ્મીલડાએ પોતાનો નરમ સુંવાળો હાથ લ્યુકસના હાથમાં આપ્યો, જે લઈ લ્યુકસે પોતાના હોઠ સાથે દાબ્યો, અને જાણે ઈસ્મીલડાની ખુબસૂરતીથી અતિ ઘણો છક થઈ જઈ મૂર્ચ્છાગત થતો હોય, તેમ કેટલેક દૂર જઈ બેઠો. આમ જોઇને ઇસ્મીલડા તો પોતાના મનમાં ને મનમાં હર્ષઘેલી થઈ ગઈ. ખલીલની આજ્ઞા પ્રમાણે લ્યુકસ ઢોંગ ચલાવતો હતો, છતાં ખલીલનો તેમ કરાવવાનો શો હેતુ હશે, તેની તેને બિલકુલ ખબર સુદ્ધાં ન હોતી. ઈસ્મીલડાએ જાણવા માગ્યુ કે, ખલીલ તેને ચાહે છે કે નહિ? લ્યુકસ બોલ્યો કે, 'ઘણીવેળા તેણે તમારી ખુબસૂરતીનાં વખાણ ગાયાં છે.' ઈસ્મીલડાએ વધારે પૂછ્યુ કે 'તારો મિત્ર જુલીયન પણ મને ચાહે છે કે?' લ્યુકસે હા પાડી. પછી ઈસ્મીલડા બોલી કે, 'પ્યારા લ્યુકસ, તારા મિત્રો ખલીલ અને જુલીયન તારી સાથે સરખાવતાં મારા મનથી કુછ બિસાતમાં નથી.' લ્યુકસે તો જાણે હર્ષઘેલો થયો હોય તેવો ઢોંગ કરી ઈસ્મીલડાનો હાથ લઇ ચુંબન કર્યું. હવે લ્યુકસે ત્યાંથી પસાર થવાની ઇંતેજારી બતાવવા માંડી કે, રખેને પાશા આવી લાગે. એટલે ઈસ્મીલડાએ તેને ધીરજ આપી કે, જો પાશા આવી જ લાગશે તો તે તેને બીજે એક છૂપે દરવાજેથી કાઢશે. એવી ધીરજ આપી ઈસ્મીલડાએ લ્યુકસને પોતાની નજદીકમાં બેલાવ્યો. તેટલામાં તો કોઇનાં ઉતાવળા પગલાંનો સાદ સભળાયો. બારણું ઉઘડ્યુ અને અમીનાએ અંદર આવી પાશાના આવવાની ખબર આપી. તરત જ સઘળું વગેસગે કરી લ્યુકસને પેલે છૂપે રસ્તે બહાર કાઢ્યો, અને કશું બન્યું જ ન હોય તેમ ઈસ્મીલડા પાશાની મુલાકાત કરવાની ઇંતેજારીમાં બેઠી.

—:o:o:—

## પ્રકરણ ૨૦ મું

## ભેદનો ભડાર–દૌલતખાન પાશાના ખજાનામાં ખલીલની મુસાફરી

લ્યુકસ ઈસ્મીલડાના ઓરડામાંથી છૂપે રસ્તે બહાર નીકળ્યો. ધીમે અને સાવધ પગલે તે આગળ ચાલ્યો. ખલીલે પેલા કાળા ગુલામનો

જે ભય તેને દેખાડ્યો હતો, તે તેના ધ્યાનમાં હતો, અને તે સાથે ખલીલના આ અદ્ભુત ભેદોનો ભરમ શો છે, તે વિશે વિચાર કરતો હતો. ચાલતાં ચાલતાં તેને કાળા ગુલામની કાળી ગુફા હાથ આવી. ત્યાં તે દૈત્યરાજ ઘોરતો પડેલો હતો. રાત્રે તેણે શરાબની મસ્તી ખૂબ ચલાવી હતી. જેના શીશાઓ પણ તેના એક પડખામાં પડેલા જ હતા. હ્યુકસે એ દૈત્યને ઉઠાડવાનું વ્યાજબી વિચાર્યું નહિ, અને આગળ ચાલ્યો જતો હતો તેવામાં ખલીલ તેની સામો આવ્યો. દૈત્યને સૂતેલો મૂકી તેઓ બન્ને સાથે ગુફામાં ઘુસ્યા. ખલીલે પોતાની તલવાર ખેંચી અને સૂતેલા દૈત્યના માથા ઉપર ઉગામી રાખી તેને ખભા હીલવી જગાડ્યો. દૈત્યરાજ ફુંફાડા મારતો ડોળા ફાડી જોવા લાગ્યો, પણ તેના માથા ઉપર યમદૂતની પેઠે ખલીલની તલવાર પડેલી જ હતી, તે જોઇને તે ધ્રૂજવા લાગ્યો; વધારે જાગૃત થતાં તેણે ખલીલને ઓળખ્યો. ખલીલે તેને પોતાના પંજામાં સપડાવેલો જોઈ તેણે તેનું જે કામ હોય, તે બજાવી લાવવાની પ્રતિજ્ઞા લીધી. તેની પાસેની તલવાર ખલીલે પોતાના હાથમાં લઈ લીધી. ખલીલની મરજી, આ રાક્ષસ, દૌલતખાન પાશાના ભોંયરામાં સંતાડેલા અખૂટ ખજાનાની તકેદારી કરતો હતો, તે ખજાનામાં દાખલ થવાની હતી. એટલે તે ખલીલે તેને ઇશારતમા જ સમજાવી. રાક્ષસ તેમને લઈ ચાલ્યો. ભોંયરામાં દાખલ થવાના લાકડાના છટકાના દરવાજા પાસે તેઓ આવી પહોંચ્યા. દરવાજા આગળ પૂગતાં દૈત્ય ત્યાં મૂગો ઉભો, એટલે ખલીલે તલવાર ઉગામી તે દરવાજાની ચાવી તેની પાસેથી માગી. ધ્રૂજતે હાથે તેણે તે ખલીલના હાથમાં મૂકી. પણ દૌલતખાન પાશા પૂછે તો શું ઉત્તર આપવુ અને તેનાથી પોતાનો પ્રાણ કેમ જાળવવો, તે વિષે તે ખલીલને પૂછવા લાગ્યો. ઝડપથી ચાવી પોતાના હાથમાં લઈ ખલીલે તેને આપત્તિની વેળાએ આશ્રય આપી તેના પ્રાણને ઉગારવાનો પ્રયત્ન કરવાનું વચન આપ્યું. તે તેના ધ્યાનમાં ઉતર્યું નહિ, એટલે દરવાજા ઉઘાડવા પહેલાં જે છટકાનું બારણું હતું, તે ઉઘાડવાની તેણે આનાકાની કરી. બે વાર ખલીલે તેને હુકમ દીધા, છતાં જાણે કશું સાંભળતો જ ન હોય તેમ મૂગે મોઢે ઉભો રહ્યો. ખલીલે તરત મ્યાનમાંથી તલવાર કાઢી તેનું ડોકું તે જ પળે જુદું કરવાની ધમકી આપી, એટલે ડરીને તેણે તરત તે બારણું ઉઘાડયું, અને તેઓ અંદર ઉતર્યા. હજી તો તેઓ ઠેઠ સૂધી ગયા નહોતા, એટલામાં તેમને ઈસ્મીલડાના ઓરડાનું બારણું ઉઘડવાનો અવાજ સંભળાયો. ખલીલ અને હ્યુકસ બને ભરાઈ ગયા અને રાક્ષસ ભોંયરાનાં બારણાં વાસી બહાર ઉભો. ઈસ્મીલડા અને પાશા વચ્ચે શું થયું, તે હવે આપણે તપાસીએ. પાશા શરાબની લહરીમાં

ઉંઘતો પડેલો હતો, તેવામાં તેને એવું સ્વપ્ન આવ્યું કે, તેના ખજાનાના ભોંયરાનો રખેવાલ રાક્ષસ નિમકહરામ થયો છે અને તેની મદદથી ખજાનામાં કોઈ ચોરો ઘુસી પડ્યા છે. આ સ્વપ્ન આવતાં જ તે જાગી ઉઠ્યો, અને આ સ્વપ્ન ખરું હોવુ જ જોઇયે, એમ માની ઈસ્મીલડાએ વારવા છતાં તે પોતાના ખજાનાની તપાસ કરવાને જોરમાં જ ઓરડાનુ બારણું ઉઘાડી બહાર નીકળ્યો, અને તેનો અવાજ તેમણે સાંભળ્યો હતો.

ખલીલે પેલા રાક્ષસને ચાવી તો પાછી આપી જ નહિ અને પાશા માગે તો તે ખોવાઈ ગઈ એવો જવાબ દેવાનુ સમજાવ્યું. પાશા ઈસ્મીલડા સાથે બહાર આવ્યો. તે જેમ આગળ આવ્યો તેમ કારા મસરૂર કે જે તે દૈત્યનું નામ હતું, તે તેની આગળ ગયો અને ગુઠણુમડીયે પડ્યો. પાશાએ તેને ઉઠાડ્યો અને પૂછ્યુ કે, ‘તારી પાસેની તલવાર કયા છે ?’ કારા મસરૂર બોલ્યો કે, ‘તે મારી ઉંઘવાની જગાએ પડી છે, અને નજર ચૂકથી જ તે ત્યાં રહી ગઈ છે.’ એટલે ગુચવણમાં પડી પાશા તેની સૂવાની જગાએ ગયો અને જોયુ તો ત્યાં ચાવીને બદલે શરાબના શીશાઓ પડેલા હતા. ‘નીચ ગુલામ, અતે સત્યનો જય છે ! તુ પોતે જ નિમકહરામ થયો છે, તું જ મારા ખજાનાના છૂપા બાગમાં દાખલ થયલો લાગે છે, અને ત્યાંથી જ આ શરાબના શીશાઓની મોકાણુ તેં માંડી છે,’ એ પ્રમાણે પાશા ખૂબ તપી જઇને બોલ્યો. કારા મસરૂર તો પાશાના પગ આગળ લાબો વાસ થઇને પડ્યો તે ઉઠયો જ નહિ. ઈસ્મીલડાએ, બાપડો કારા મસરૂર નિર્દોષ પણ હોય અને વિચિત્ર કશુ બન્યું જ ન હોય, તેમ પાશાને સમજાવવાનો પ્રયત્ન કર્યો, પણ તે સઘળો મિથ્યા. તેઓ એક પગલુ આગળ વધ્યા. પાશાએ લાબા થઈ પડેલા કારા મસરૂરને ઉઠાડી તેની પાસેથી ચાવી માગી. ચાવી, ચાવી એમ બોલી મસરૂર જાણે આમ તેમ શોધતો હોય તેમ ફાંફા મારી બોલ્યો કે, ‘તે કયાંક પડી ગઈ છે અને મને જડતી નથી. તમો આવ્યા ત્યારે હુ તે જ શોધતો હતો.’ દૌલતબાને તો એક લાત કકડાવીને બાપડા મસરૂરને લગાવી અને લાલપીળો થઈ ગયો અને ઈસ્મીલડા તરફ ફરીને બોલ્યો, કે, ‘જો પ્યારી, જેને તુ હમણાં નિર્દોષ કહેતી હતી, તે કેવો નિમકહરામ થયલો છે. પણ જોઇયે બારણું બંધ છે કે ઉઘાડુ ? હું આ ભેદ બિલકુલ સમજી શકતો નથી. ઉઠ, મસરૂર, એકદમ તારી કોટડીમાં જા.’ એમ બોલી બાપડાને તે જ પળે તેણે તેના ધડ અને શરીરના બે ટુકડા કરવાને તલવાર કાઢી. પણ ઈસ્મીલડાએ વચ્ચે પડી પાશાને લગાર વધારે શાંત કીધો, અને જણાવ્યુ કે, ‘કદાચ આ મૂજી રાક્ષસ હજી શરાબની ધુનમાંથી મુક્ત થયો નહિ હોય, માટે થોડા જ વખતમાં

તે પાછો શુદ્ધિમાં આવશે તો કાંઈક સાવધપણે તે સઘળો ખુલાસો આપી શકશે.' આ સાંભળીને પાશા લગાર શાંત પડ્યો. તે ઈસ્મીલડાને લઈ આગળ ચાલ્યો અને પેલા છૂપા બારણાંનો અડગરો ઉઘાડી અંદર ગયો. હ્યુકસ અને ખલીલ એવી છૂપી જગ્યામાં ભરાઈ બેઠા હતા કે, તેઓ આ ત્રણે જણને જોતા હતા, પણ ઈસ્મીલડા, પાશા કે મસરૂર તેમને જોઈ શકતાં ન હોતાં. વળી તેઓ ઉપર સઘળું શું થાય છે અથવા બોલાય છે, તે સાંભળતા હતા. અને પાશા આગળ વધ્યો અને સઘળાં છૂપાં બારણાં ઉઘાડી જોવા પછી પોતાનો ખજાનો સલામત જોઈ પોકારી ઉઠ્યો, 'ઈસ્મીલડા, ઈસ્મીલડા, આપણો ખજાનો સલામત છે.' એમ બોલી તે ઈસ્મીલડાને સાથે લઈ પોતાના શયનગૃહમાં પાછો વળ્યો. ઈસ્મીલડા બાનુ સારી પેઠે જાણતી હતી કે, જે વેળાએ તેનો પતિ ખજાના ખાતાના બાગમાંથી પોતાનો શક દૂર કરી ખાતરી ભરેલે દિલે પાછો ફર્યો, તે વેળાએ તેનો માનીતો હ્યુકસ ત્યાં ભરાયલો જ હતો. ખલીલ ત્યાં હોય એની તો તેને ખબર હતી જ નહિ. એક લેશભાર પણ દૌલતબાન પાશાને એવો શક પડ્યો હોત, તો બેશક ઈસ્મીલડા કે પછી હ્યુકસ કે પછી કાં ન હોય ખલીલ, કોઈને પણ તે એકદમ ત્યાં ને ત્યા ઠાર કરી નાખવા વગર રહેત નહિ. પણ એ સઘળાની કશી ખબર તે તામસીને હતી જ નહિ; એટલે તે ઈસ્મીલડાના મુખવચનો ઉપર આફરીન પઢવા લાગ્યો. બને વાતો કરતાં બહાર નીકળ્યાં ત્યાં સૂધી તો સઘળી વાત ખલીલ કાન ધરી સાંભળતો હતો, પણ તેમણે બહાર નીકળી આ છૂપા ભોંયરાનું બારણું ઢાંકયુ, એટલે ખલીલે અધીરાઇ સાથે હ્યુકસપાસેથી જાણવા માગ્યું કે, 'રાત્રે તે ઈસ્મીલડાના ઓરડામાં શું કરી આવ્યો ?' હ્યુકસે અથથી ઇતિ સૂધી જે સઘળુ બન્યું હતુ, તે ખલીલને કહી સંભળાવ્યુ જે ખલીલે ખુબ ધ્યાન દઈ સાંભળ્યું. પોતાનુ વર્ણન પૂરું થતાં જ આ ઘોર ગૃહમાં ખલીલ આ સઘળા દાવપેચો શા હેતુથી માંડી બેઠો છે, તે જાણવાને હ્યુકસે વળી તેને પ્રશ્ન કર્યો, પણ ખલીલે હજી તે ભેદ ખુલ્લો કરવાનો વખત દૂર જણાવી તેને ઉડાવ્યો, એટલું જ નહિ પણ ઈસ્મીલડાના ઓરડામાં તે જે કાંઈ કરી આવ્યો હોય તે પણ તેણે જુલીયનથી સુદ્ધાં છૂપાવવામાટે તેને સમજાવ્યો. તેમ કરતાં ખલીલે બાપડા હ્યુકસને ધીરજ આપી કે, 'તારે તારા દિલમાં મારા આ કામ વિશે કશી શંકા રાખવી નહિ સારા પરિણામની જ આશાથી આ સઘળું મેં રચ્યું છે, અને તે જ કારણે તે સઘળો ભેદ તરતવેળા તમારાથી અંધારામાં રાખવાની મને જરૂર છે.' એમ સંતોષ આપી ખલીલે હ્યુક-

અને તેના ઓરડામાં જઈ આરામ લેવા જણાવ્યું. હ્યુકસ ગયો અને ખલીલે બારણું ઢાંક્યું. ખલીલ તરત પોતાના ઓરડામાં ગયો નહિ, પણ તે પાછો ભોંયરાની હેઠળ ઉતર્યો અને પેલા કાળા ગુલામ પાસેથી મેળવેલી ચાવીવડે તે ભોંયરાનું બારણું ઉઘાડ્યુ. જ્યાંથી પાશાના બાગમાં જવાતું હતું, ત્યાંથી તેણે છ ગોળીઓ લીધી અને તેમાંની એક પોતાને હાથે જેટલા બળથી ફેંકી શકાય તેટલા બળથી હવામાં ફેંકી, જે ઝાડપાનો સાથે અથડાતી હવામા પસાર થઈ ગઈ. તરત જ આકાશમાંથી કરચલી વળતો ધૂમાડો નીકળવા માંડ્યો અને થોડા જ વખતમાં તે પીગળી ગયો. પીગળતાંને વાર ત્રણ મોટા હબશીઓ હવામાંથી ધીમે ધીમે ઉતરતા જણાયા, જેમાં ખલીલનો માનીતો નોકર સાદિક પણ હતો. સઘળાઓના ચહેરા કાળા અને સઘળાઓનો પોષાક પણ કાળો જ હતો અને સઘળાઓ કાળા ધૂમાડામાંથી જ નીકળ્યા હતા. ખલીલને તેમણે નમન કીધુ, અને તેઓ કાંઇક બોલવા જતા હતા, તેટલામાં તેણે પોતાની આંગળીની ઇશારતથી તેમને ચુપ રહેવાને ફરમાવ્યુ, અને તે ત્રણેને પોતાની પાછળ લઈ ચાલ્યો. દૌલતખાન પાશાના છૂપા ભોંયરામાં તેમને લઈ આવ્યો. ભોંયરાને માથે પેલો કાળો મસરૂર ઘુરુરુરુ કરતો ઘોરતો પડેલો હતો તેને ચિમટો અમળાવી ઉઠાડ્યો, અને ખુબ તાણમાં જ તેને હુકમ કીધો કે, 'આ મારા નોકરો તને જ્યાં ગુપ્ત જગાએ લઈ જાય ત્યાં તારા પ્રાણની સલામતીને ખાતર જા. મેં તને તારા પ્રાણ બચાવવાનું વચન આપ્યું છે તો દૌલતખાન પાશાથી તારો જાન સલામત રાખવાને જે માર્ગ તને બતાવુ છુ ત્યા તરત જા.' બાપડો સૂડી વચ્ચે સોપારીની સ્થિતિમાં આવેલો મસરૂર ઉંઘમાંથી ઉઠેલો હતો, અને આ ખલીલના વાક્યો તેને બાણ સરખાં લાગ્યાં. પહેલાં તો જાણે એ સઘળું તેને સ્વપ્નમાં બનતું હોય તેમ જણાયું અને ડોળા ફાડીને જોવા લાગ્યો, ખલીલ પામી ગયો કે કમબખત ઉંઘમાંથી ઉઠ્યો છે એટલે તેને આ કાંઈ ધ્યાનમાં ઉતરતુ જણાતુ નથી, અને વખત તો થોડો જ બાકી રહેલો હતો, એટલે તેણે તેના બંને કાન પકડી જોરમાં ખેંચ્યા, એટલે વધારે જાગૃત થયો, એટલે ખલીલે ફરીથી પોતાનો હુકમ તેને કહી સંભળાવ્યો. અને હવે વગર આનાકાનીએ ખલીલના ત્રણ ગુલામોની સાથે તેણે ચાલવા માંડ્યુ. આ સઘળી ખટપટ કરી પરવારી, ખલીલ પોતાના ઓરડામાં ગયો અને ત્યાં થાક ચઢવાને લીધે આરામએશ લેવા સૂતો.

પેલી તરફ ઈરમીલડાનો જીવ તલપ તલપ થતો હતો કે બાપડા હ્યુકસને છૂપે માર્ગે કાઢ્યો છે તે ગયો હશે કે નહિ. એટલે પોતાના

ઓરડામાં ગયા પછી આસરે એકાદ કલાક થયો હશે કે દૌલતખાન પાશાને ભર ઉંઘમાં ઉંઘતો મૂકી તે પડદામાંથી બહાર નીકળી. ખૂબ ઉતાવળે પગલે તે કારા મસરૂરના મુકામ આગળ આવી અને તે પોતાની જગાએ સૂતેલો હોય તેમ તેને ઉઠાડવા લાગી. પણ કારા મસરૂર હોય જ ક્યાંથી કે તેને ઉત્તર આપે તે ભર ઉંઘમાં પડેલો હશે એમ અટકળ કરી તે આગળ ચાલી ભોંયરામાં ઉતરી, પણ ત્યા કારા મસરૂર તેની જગા ઉપર હતો જ નહિ! પણ બારણાં સઘળાં બંધ હતાં, સઘળું મૂકેલું તેની જગાએ બરાબર પડયું હતું છતાં મસરૂર કેમ અને શી રીતે નાઠો? વળી બીજી જ પળે વિચાર આવ્યો કે ઓરડાની ચાવી કયાં હશે? ઘડીકમાં તે અમીના ઉપર શક લઈ જવા લાગી કે, એમાં તેનો કાંઈ પણ ભાગ હોવો જોઇયે. ભયંકર વિચારો ઇસ્મીલડાના મનમાં આવવા લાગ્યા. ભૂત અને જિનોની અદ્દભુત વાતો તેણે ઘણી સાંભળી હતી, તેમના પરાક્રમોની તે ઘણીક વાતો જાણતી હતી, એટલે વારંવાર તે એમ પણ વિચારતી કે આ કોઇ પરીઓ કે જિનોનું કામ તો નહિ હોય? વળી ઘડીકમાં તે અમીના ઉપર જ સઘળો શક લઈ જતી. ગમે તે હોય પણ આવા ભયંકર ભયના છટકામાં પોતે તો નથી જ, એમ જણાવવાને તે ત્યાંથી પાછું સઘળું જેમ હતું તેમ પડતું નાખી ચાલતી થઈ. કોચ ઉપર પડી ખરી પણ ભયંકર વિચારોને લીધે તેને ઉંઘ તો ન જ આવી. વિચારોએ બાપડીને શાંત પડી રહેવા સુદ્ધાં ન દીધી. હવે પરોઢીયું થવા આવ્યું અને પાશાનો ઉઠવાનો વખત થયો. રાત્રે કુંચીને માટે કાળા ગુલામ મસરૂરે જે જવાબ આપ્યો હતો, તે કદાચિત્ તેણે રાતના શરાબની ચકચૂરીમાં આપ્યો હશે, એમ માની જતો મૂકયો હતો, પણ સવારનાં પહેલું કામ પાછી તેની તપાસ કરવાનું રાખેલું હતું. આથી ઇસ્મીલડા તો જેમ જેમ તે વખત નજદીક આવતો ગયો, તેમ તેમ ગભરાતી ગઈ. અતે પાશા ઉઠયો અને તરત પોતાના ઓરડામાં ગયો. આ તકનો લાભ લઇ ઇસ્મીલડાએ તરત અમીનાને બોલાવી પોતાનો સંદેહ દૂર કરવાને કાળા મસરૂર સંબંધી તેને પ્રશ્નો કરવા માંડ્યા. અમીના બાપડી ખરે જ એ કામમાં નિર્દોષ હતી, એટલે શેઠાણીનો આવો ભયંકર પ્ર સાંભળીને તે તો સ્તબ્ધ થઇને ઉભી. શુદ્ધિમાં આવી તેણે જ્યારે પોતાનું અજાણપણું જાહેર કીધું ત્યારે બાપડી ઇસ્મીલડાએ તો આ કામમાં કોઈ જિન અને પરીઓની જ શામેલગીરી માની લીધી અને તેને ટેકો આપવાને અમીનાએ વળી પોતે સાંભળેલી જિનો અને ભૂતો તથા પરીઓનાં મહા પરાક્રમોની વાતો છેડી અને જણાવ્યું કે, પેગંબર સુલયમાન કેટલીક વેળાએ

પોતાને ત્યાં જરૂર પડતાં સઘળા જિનોને એકઠા કરવાને દરિયામાં ત્રાંબાનું એકાદ વાસણ નાંખે છે, અને તેમાં સઘળા જિનો ભરાયા પછી પયગંબર સાહેબ તે વાસણને બંધ કરી લઈ જાય છે. તે વેળાએ એ જિનો પોતાની સાથે ભક્ષ કરવાને તેમના સરખા ઘણાક કાળા હબશીઓને પણ ઉંચકી જાય છે. તો કાં નહિ તેવો જ બનાવ આ સમયે પણ બન્યો હોય? અને બાપડો આપણો વિશ્વાસુ કારા મસરૂર તેવા કોઈ જિનનો ભોગ થઈ પડ્યો હોય! ઇસ્મીલડા બાપડીને શું કરવુ, તે કશું સૂઝે નહિ એટલે તરેહવાર અટકળો કરવી પડી. ઘડીકમા તે જિનો અને પરીઓની વાતો તરફ ધ્યાન દોડાવે અને ઘડીકમાં કાંઈબીજો જ વિચાર ચલાવે. અતે તેણે અમીનાને જિનો અને પરીઓના પરાક્રમોની વધારે વાત કરતી અટકાવી અને કહ્યુ કે, જે હશે તે પાશાની તપાસમા આપમેળે બહાર આવશે. અમીના ગમે તેવી પણ ફરેલ હતી અને તેણે દુનિયાની લીલી સૂકી ઘણીક જોઈ હતી, એટલે કહો કે ગભરાવાને ખાતર કે પછી કહો કે પોતાની ઉપરનો શક દૂર કરવાને ખાતર તે, ઇસ્મીલડાને પોતાની જિનો અને પરીઓના પરાક્રમોની વાતો તે માને છે કે નહિ, તે વિષે ખતથી પૂછવા લાગી. એટલે ઈસ્મીલડા અમીનાની પીઠ ઉપર હાથ મૂકી બોલી કે, 'અમીના જો કારા મસરૂરને ખરેખર જ કોઈ જિન તાણીગયો હોય તો તે આપણે માટે તો વધારે બહેતર જ છે, પણ રખે તે કોઇ જીવતા બે હાથના હાલતા ચાલતા મનુષ્યરૂપી ભૂતના હાથમા સપડાઇ ગયો હોય તેની મોટી ધાસ્તી છે. તેટલામાં સામેથી દૌલતબાન પાશાને આવતો જોઇ ઇસ્મીલડાએ એ વાત માંડી વાળી, દૌલતબાન પાશા પોતાના બે કાળા ગુલામો સાથે ઈસ્મીલડાના ઓરડામાં દાખલ થયો અને રાતે બનેલી વાતની યાદ આપવા લાગ્યો. ઇસ્મીલડા જાણતી હતી કે, પાશા હમણાં રાતનો ભેદ કારા મસરૂરને પૂછવા જનાર છે, પણ મસરૂર તો કોણ જાણે કયાં ગુમ થઈ ગયો છે, એટલે તેણે રાત્રે જે મસરૂરને બચાવવાની તરફેણ કરી હતી તે આ વેળાએ ફેરવી નાંખી, અને પાશાને સાફ કહ્યુ કે, જો કારા મસરૂર મનમાનતો ખુલાસો ન કરી શકે તો વધારે થોભવા વિના તેને ઘટે તે સજા તે જ વેળાએ કરવી. પાશા તો ઇસ્મીલડાની આ વાતથી ખુશ થયો. પોતાની સાથે જે બે ગુલામોને પાશા લઈ આવ્યો હતો, તેમાંના એકની પાસે મસરૂરને મુસ્કેટાટ કરવાને રેશમનું મોટું દોરડું હતું. અતે આગળ વધવાનો ઠરાવ થયો. પાશા આગળ ચાલ્યો અને ઇસ્મીલડા જાણે કશુ જાણતી જ ન હોય, તેમ તેમ જ અમીના અને પેલા બે ગુલામો તેની પાછળ ચાલ્યા. અંતે ભોંયરાનું બારણું ઉઘાડયું અને કારા મસરૂરને

હાક મારી કે,તરત આવીને ખુલાસો કરે, પણુ કારા મસરૂર હોય તો આવે અને ખુલાસો કરે કે? પાશા સમજ્યો કે, તેનામાં કાંઇક પાપ છે એટલે તે મોઢું બતાવવાની શરમે છૂપાઈ બેઠો છે એટલે ખુબ ગુસ્સે થઇને તે મસરૂર મસરૂર એમ બરાડા મારવા લાગ્યો. અમીના તથા ઈસ્મીલડા આમ તેમ ડોકિયાં કરવા લાગી, અને પેલા બે ગુલામોના હાથ તો ચરવરચરવર થતા હતા. કશું ઉત્તર ન જ મળ્યું, એટલે પાશાએ ગુલામોને હુકમ કીધો કે, એકદમ તેને શોધી કાઢી રૂબરૂમાં ખડો કરવો. બંને ગુલામો ભોંયરાના ભીતરમા ધસ્યા અને તેમને તદ્દન વિસ્મય થઇને આમ તેમ ફાંફાં મારતા જોઈ દોલતખાન પાશા હાથમાં તલવાર ખેંચી આગળ ધસ્યો, પણુ જેવો નજદીક ગયો કે, તે પણુ જાણે ભયભીત થઈ ઉભો થઈ ગયો. તલવાર તેના હાથમાંથી પડી ગઈ, મોઢુ ફાટી ગયુ અને તેની મોટી આંખો ભોંયરાને ખાલી જોઈ તેની ઉપર જ ઠરી ગઈ હોય તેમ જણુાયુ. આ મામલો જોઈ ઇસ્મીલડા તથા અમીના પણુ અંદર દોડ્યાં ને તેઓ પણુ તરત ભયભીત સરખાં થઈ ગયાં. સઘળાં એકઠાં થયા પણુ કોઇને કશુ બોલવુ કે શુ કરવુ તે સૂજે નહિ. ઘણી જ વારે પાશાએ પેગબરનું નામ મોઢે લઇ પોકાર કીધો કે, આ મોકાણુ કયો કમબખ્ત વાળી ગયો હશે? બીજો બોલ બોલવા વગર જ તે ભોંયરામાંથી નીચે ઉતર્યો, પણુ ત્યાંનું બારણું તો આગળ તેણે જેમ બધ કરેલુ હતું તેમ જ બંધ હતુ. એટલે ત્યાંથી તે પાછો વળ્યો, તેમ જ અમીના અને ઇસ્મીલડાને પણુ પાછાં વાળ્યાં અને તદ્દન ચુપકીદી પકડવા જણાવ્યું. ત્યાંથી પાશા પોતાનો ખજાનો સલામત છે કે નહિ તે તપાસવા ગયો. તે તપાસતા જ તે બોલ્યો, 'હા, ખજાનો તો સઘળો સલામત છે.' પાશાને હવે કશી સૂજ પડી નહિ. અતે તેણે એક વિચાર દોડાવ્યો કે, પેલા જવાન પરોણુાઓને જે ઓરડામા રાખ્યા છે, તે ઓરડાઓમાં થઇને મસરૂરના ઓરડામાં જઇ શકાય છે તો કાં નહિ તેમણે મસરૂરને ભગાડી દેવાની કાંઇ મોકાણુ માડી હોય. ઈસ્મીલડાને હવે ગભરાટ ઉપજવા મ ડ્યો કે રખે આગળ જતાં કાંઈ સ્નાનના સમાચાર પાશાને મળી જાય અને ભેદ ખુલ્લો થાય, એટલે પાશાને સમજાવવા માંડયુ કે મસરૂરને ભગાડવાથી તેમને શો લાભ હોય? એટલે બીજી જ પળે પાશાએ વિચાર ફેરવ્યો કે એ વાત ખરી છે. તે સઘળા ઘણા ગૃહસ્થ લક્ષણુનાં માણસો છે એટલું જ નહિ પણુ હિંમતવાન્ અને ઉંચા દિલના છે. આ જોઈ ઈસ્મીલડાએ તેને વધારે સમજાવી તેમના ઉપરનો શક બિલકુલ જ દૂર કરવાનો પ્રયત્ન

કીધા. દૌલતખાન પાશા તો તેમ તેમ વધારે ને વધારે ગુંચવાડામાં પડ્યો અને શું કરવું તે તેને સુજ્યું નહિ. ઇસ્મીલડાએ તેને શાંત કરવાને જુદા જુદા મોજ મજાહના ઉપાયો સૂચવ્યા, અને તેમાં પેલા બને બીબીઓ તથા ખલીલને પણ સાથે સામેલ રાખવાનો આગ્રહ કર્યો, એવા જ હેતુથી કે તેમ થતાં તેને ખલીલ સાથે વાત કરવાની કાંઇક તક મળે. અને દરિયામાં સેહેલ કરવાનો ઠઠારો ઉભો કીધો અને પાશાએ તે કબૂલ કીધુ. એક વિશ્વાસુ ગુલામને ખજાનાની રખેવાળી સોંપી, કે જે ગુલામ આગળ ચાલતાં આપણે જોઇશું કે ઈસ્મીલડાના વિશ્વાસનો ન હોતો.

—✲✲✲✲—

## પ્રકરણ ૨૧ મું

### બાસફુરસમાં એક સેહેલ

એક તરફથી દૌલતખાન પાશા સઘળી સેહેલની ગોઠવણ તો કરી ચુકયો, અને બને બીબીઓ તથા ખલીલને તેમના ઓરડામાથી કાઢ્યા. છતાં મસરૂર ગુલામના ગુમ થવાથી દૌલતખાન પાશા એટલો બધો અંદેશામા પડ્યો હતો કે, તે કશો વિચાર કરી શકયો નહિ. પાશાએ વિચાર કીધો કે, આ ત્રણે જણને જો હુ મારી સાથે એકી વખતે બોટમાં બેસાડી લઇશ તો લોકમાં વસવસો ઉત્પન્ન થશે કે, તે ત્રણે જણા પાશાને ત્યા કેટલુંકના રહેતા હશે, અને હું તો હજી તેમને છૂપા રાખવા ઇચ્છું છુ. એવા વિચારથી તેમને તેણે એવી યુક્તિ બતાવી કે, ત્રણે જણે દરિયા કિનારાથી થોડેક દૂર જઇ ઉભા રહેવુ, અને ત્યાંથી જ્યારે બોટો પસાર થાય, ત્યારે જાણે તેમની સાથે કોઈ આગલા વખતની ઓળખાણ હોય તે પ્રમાણે છેટેથી તેમને તેડીને બોટમા બેસાડવા. આ ગોઠવણ ત્રણે જણે સ્વીકારી અને સવારનો નાસ્તો લઈ તેઓ બહાર નીકળી ગયા. અધવચે આવી ખલીલે પોતાના બે સોબતીઓથી સહેજ છૂટા પડવાની રજા માગી. તેમણે તેનું કારણ જાણવા માગ્યું, પણ તેને અત્યારે છૂપુ રાખવાનું કારણ છે અને વખત જતાં આપમેળે જણાઈ આવશે એવી તેમની ખાતરી કરી, અને પોતે જલદીથી આવી તેમને પકડી પાડવાની ધીરજ આપી. ખલીલ છૂટો પડ્યો. દસુકસ તેમજ જુલીયન બને ખલીલના આજ્ઞાંકિત સરખા થઈ ગયેલા હતા, એટલે ખલીલના બોલવા ઉપર તેમણે સપૂર્ણ વિશ્વાસ બતાવ્યો. છૂપાતો ખલીલ પાછો હટી પેલી ઘટા આગળ આવ્યો, કે ઝાડોમાં ખળખળાટ થયો અને તે જ સમયે સાદિક પોતાના શેઠની હજૂરમાં આવી ઉભો.

તેના ચહેરા ઉપરથી ખલીલે જાણી લીધું કે, કાંઇપણ વિલક્ષણ બનાવ તેના ઉપર બની ગયો છે, એટલે તેણે તગત જ શું બન્યું છે, તે જાણવાને પ્રશ્ન કર્યો. સાદક ધ્રૂજવા અને તડપવા લાગ્યો. એટલે ખલીલે તેને હિંમત આપી ખરેખરું બોલવાને વિનવ્યો, એટલે તે બોલ્યો કે, 'જે કારાગૃહમાં મસરૂરને પૂર્યો હતો, ત્યાંથી તે પોબારા ગણી ગયો છે.' આ બોલો સાંભળતાં જ ખલીલ તો ભવાં ચઢાવી સાદક ઉપર ધસ્યો, પણ સાદક સોગન લઇ કહેવા લાગ્યો કે, 'મારા દયાળુ શેઠ, મને માફ કર, મારા તરફની ગફલતીને કારણે તે ન્હાસી ગયો નથી, એટલે લગાર શાંત પડી ખલીલે તે કેમ ન્હાસી ગયો, તેનો વૃત્તાંત તેની પાસેથી જાણવા માગ્યો. સાદક બોલ્યો, 'હુ તેમ જ બીજા ગુલામો મસરૂરને બાધીને લઈ જતા હતા, તેવામાં તે મૂજીબચ્ચાએ સર્વની અજાયબી વચ્ચે બધ તોડી નાંખ્યા અને છૂટો થયો. અમોએ અમારી તલવાર ચમકાવી, પણ ઓ અલ્લાહ, તે મૂજી બચ્ચો તો અમારા સરખા હજારોને કાચાને કાચા ગડપ કરી જવાને સમર્થ જણાયો. મારી સાથના સઘળા ગુલામો તો તમ્મર ખાઈ મસરૂરના પગ આગળ પડ્યા, અને મને તેણે એવો એક મૂકો લગાવ્યો કે, તે મારા માથા ઉપર હજી ચમચમે છે.' 'ત્યારે બીજા ગુલામો કયા છે?' ખલીલે પ્રશ્ન કર્યો. સાદક બોલ્યો કે, 'જ્યારે અમો શુદ્ધિમાં આવ્યા ત્યારે અમો ઈસ્તબોલ જઈ કોટવાલને હુકમ કરી આવ્યા કે, તે નાપાક શયતાનના બચ્ચાને શોધી કાઢવો.' ખલીલ ગુસ્સે થઈ બોલ્યો કે, 'તમોએ જે નામરદી બતાવી છે, તેને માટે હુ તમોને ભાગ્યે જ શિક્ષા કરવા વગર જવા દઇશ. શું, હથિયારથી સજ્જ થયેલા તમો ચાર માણસો વગર હથિયારના એક જગલીને શરણ કરવાને અશક્ત હતા? કદી નહિ, એમાં કઈ પણ ભેદ છે. હું, સાદક, તારા ઉપર દયા કરું છુ, પણ તુ જાણતો હશે કે, મને તેં કેટલું નુકસાન કીધુ છે.' સાદક કરગરીને બોલ્યો, 'પ્યારા શેઠ, હું શુ કરી શકુ? વળી તે મૂજી બચ્ચાના શોધમાટે મેં જે પ્રયત્નો ચલાવ્યા છે, તે સઘળા છૂપા છે.' ખલીલે આ પછી એક કાગળનો ટુકડો ખીસામાંથી કાઢી સાદકને કહ્યુ કે, 'એમા જે જણસ લખેલી છે, તે ઈસ્તંબોલ જઈ ગાંધીને ત્યાંથી જલદી લાવ.'

આ હુકમ સાદકે માથે ચઢાવ્યો અને ખલીલ તરત તે કામ કરી લઈ આગળ ચાલ્યો. ઉતાવળે પગલે ચાલી તેણે પોતાના બંને સોબતીઓને પકડી પાડ્યા, અને તેટલામા દોલતખાન પાશાની બોટ સડસડ કરતી આવી લાગી. ઈસ્મીલડા, ગુલનાર, તકેમીના અને જુલયખા સર્વ તેમાં હતાં. તેમણે મોઢાપર બુર્કા નાખેલા હતા. બોટ જ્યાં ત્રણે જણ

ઉભા હતા ત્યાં આવી, એટલે તેઓ એક પછી એક તેમાં ચઢી બેઠા. કારા મસરૂર ક્યાં ગયો હશે, તેની ચિંતા દોલતખાનને થતી હતી. પણ ઈસ્મીલડા તેને શાંત પાડ્યા કરતી હતી. એક કલાકમાં બોસફરસનો કિનારો આવ્યો. તેનો રમણીય દેખાવ આપણા આ ત્રણે મિત્રોએ કદી નિહાળ્યો ન હોતો, એટલે તેઓ તે જોઈ બહુ સંતોષ પામ્યા. કિનારા ઉપર દાડમ, પેર, નારંગી વિગેરેમાં ઝાડોની ઝુંડ ઘટા લાગી રહી હતી. આ ઠેકાણે ખલાસી ગુલામોએ બોટને ઉભી કરી. તરત ઝાડો ઉપરથી થોડોક તાજો મેવો લાવવામાં આવ્યો, શરબતના શીશા ભરાયા અને મજાહ ઉડાવવામાં આવી. ત્રણે પરોણાઓ તથા બાઇઓએ તો શરબત ઉપર સંતોષ પકડ્યો, પણ દોલતખાન પાશાએ તો લગાર વાઇન ઠાસ્યો. આ સઘળી મઝા ઉડે છે, તેટલામાં ખલીલ એકાએક પોતાના હાથમાંનો શીશો ઉડાવી દઈ, બોટમાંથી કૂદકો મારી સઘળાંઓની અજાયબી વચ્ચે પસાર થઈ ગયો. ખલીલ તો હાથમાં તલવાર ઉઘાડી લઈ અંદર ઝાડીમાં ધુસ્યો. આમ તેમ ડોકયાં કરતો તે કેટલેક આગળ વધ્યો. આ ઝાડી લગભગ બસો વાર જેટલી ગીચ હતી. તેમાં તરેહવાર જાતનાં ફૂલો ઉગેલા હતા. મીઠા પાણીના નિર્મળ ઝરાઓ વહેતા હતા. જલકૂકડાંઓ તેમાં લહેરથી બેદકી રહેતાં હતાં. આવા હરિયાળી ભરેલા બાગની વચમાં સૌંદર્યવતી સુંદરીઓનું એક ટોળું બેઠેલું ખલીલની દૃષ્ટિએ પડ્યુ. ખલીલને જોઈ પોતાના ચહેરા ઢૂપાવવાને બદલે તેમણે પોતાના બુર્કાને બાજૂએ મૂક્યા, અને તેમના ઉંચા પોશાકે જાહેર કીધુ કે, તેઓ કોઈ નીચકુળની ગુલામડીઓ નહિ, પણ કોઈ ઉંચ કુળવાન્ પુરુષના જનાનાની બીબીઓ હતી. આ તમાશામાં વધારે વખત ગાળવાને બદલે ખલીલ તો ઉઘાડી તલવારે આગળ ઝાડીઓમાં ધુસ્યો કે, જ્યાથી કાંઈ ખખડાટ તેને સભળાયો. હવે જ જણાયુ કે, ખલીલ નાગી તલવારે એક વગર હથિયારના પુરુષની પાછળ ધસતો હતો, અને તે પુરુષ તે આપણો કારા મસરૂર હતો. ખલીલે બોટમાંથી જ તેને ઝાડીઓમાંથી પસાર થતો જોવાથી તે આ પ્રમાણે સર્વને ચમાસણમાં છોડી ઉતરી પડ્યો હતો. કારા મસરૂર આગળ દોડતો અને ખલીલ તેની પાછળ ધસમસતો. વખતના જવા સાથે બન્ને એક બીજાની પાસે આવી ગયા. ખલીલ તરત તલવાર ઉગામી પોકાર્યો, 'હબુર કારા મસરૂર, એકદમ શરણ થા, નહિ તો જાણ કે આ જ સમયે તારૂં માથું ધડથી છૂટું થશે.' કારા મસરૂરે તો કશું ઉત્તર આપ્યું નહિ અને બોસફરસને કિનારે પહોંચી જઈ ઉંધે મસ્તકે દરિયામાં ઝોકાવી દીધું, અને ખલીલે પણ અંદર પડવાને તૈયારી કીધી, પણ કારા મસરૂર કયે

ચોક્કસ ઠેકાણે પડ્યો, તે માલમ ન પડ્યાથી પાછો હટ્યો. ઉભો ઉભો વિચાર કરે છે, તેટલામાં કેટલાક કાળા, ને કેટલાક ગોરા માણુસોનું એક ટોળું તલવાર સાથે તેની તરફ આવતું દેખાયું. તેમની સંખ્યા વીસની હતી. ખલીલ ગંભીર ચહેરે તેમની સામો ગયો. સઘળાઓ એક-એકની મુલાકાતથી અજાયબ થઈને ઉભા, એટલે ખલીલે દમામમાં જ એ વીસની ટોળીના શેઠ સરખા જણાતા પુરુષને તે કોણ છે અને શું કરવા માગે છે, તે જાણવાને પ્રશ્ન કર્યો. તે બોલ્યો, 'મારૂં નામ રામી પાશા છે.' આ નામ સાંભળતાં જ ખલીલ વીલે મુખડે બોલ્યો, 'તમારૂં નામ જ સ્પષ્ટ બતાવી આપે છે કે, તમો સુલતાન સલીમના એક મહાન્ નમક-હલાલ નોકર છો. પેલા દૂર મારા કેટલાક મિત્રો જેઓ મઝાને ખાતર પ્રવાસે આવ્યા છે તેઓ બેઠા છે. હું પણ તેમની સાથે જ હતો, તેટલામા રાજ્ય સામેના એક ગુનાહગારને આ તરફ ભમતો જોઈ હું તેને પકડવાને પાછળ પડ્યો, અને તે જ કારણે હું તમો નામવરના જનાનાની સ્રીઓ રુબરુ આવ્યો છું; પણ હું મારા પોતાના કામમાં એટલો તલ્લીન થયેલો હતો કે, તેમના સૌંદર્યનું લેશ પણ ભાન લાવવા જેટલો મને સમય મળ્યો નથી. તે ગુનાહગાર નજરોનજર બોસફરસમાં ઉંધે મસ્તકે ગરક થઈ ગયો છે, અને કદાચ તેમાંજ મરણ પામ્યો હોવો જોઈએ.' રામી પાશા બોલ્યો, 'તારી વાત મને સત્ય લાગે છે, કારણ કે અમોએ પોતે એક કાળા ગુલામને કાળા પોષાકમાં પલાયન કરતો નિહાળ્યો હતો. હવે કહે, તરુણ પુરુષ, તું કોણ છે?' રામી પાશા, ખલીલનો દમદમો, તેની વાત કરવાની રીત ઇત્યાદિથી બહુ જ ચકિત થઈ ગયો હતો. તે ખલીલને નમ્રતા અને પ્રેમપૂર્વક પોતાના સઘળા ગુલામોથી દૂર લઈજઈ તેની સાથે વાત કરવા લાગ્યો. ખલીલે વિશેષ કશું બોલવા વગર રામી પાશાના કાનમાં કાંઈક ધીમેથી કહ્યુ, અને પોતાનાં આંગળાં ઉપરની તિલસમાતી વીંટી કે જેની સહાયતાથી ખલીલે આપણે આગળ જોયું તેમ બે જણના જાન બચાવ્યા હતા, તે વીંટી રામી પાશાને પણ બતાવી, એટલે તેના તે જ અને તિલસમાતીક બળથી રામી પાશા બિલકુલ અંજાઈ ગયો. તે તદ્દન ચુપ થવા સાથે તાબેદાર નોકર હોય તેવા દેખાવે ખલીલ સામો ઉભો. આ મામલો જોઈ ખલીલે તરત તેને આજ્ઞા કરી કે, 'એકદમ તું તારા ગુલામો સાથે અહીંથી ચાલ્યો જા, અને હું વગર જાણ્યે તારા જનાનામા દાખલ થયો તેમાટે મને ક્ષમા આપ.' આટલું બોલતો કે ખલીલ ચાલ્યો ગયો. તે વેળાએ દૌલતખાન પાશા કાંઈ બોલતો હતો, તેનો સાદ તેના કાન ઉપર આવવાથી તે કાન ધરી ઉભો. પાશા બોલ્યો કે, 'આપણો

એ જવાન મિત્ર એકદમ આપણી આગળથી પલાયન કરી ગયો, તેનું કારણ તે શું હશે ?' આ સાંભળતાં જ ખલીલ ઉતાવળે પગે ચાલ્યો અને તરત ઉતારામાં દાખલ થયો. તેને જોતાં જ પાશાએ સવાલ કીધો, એટલે ખલીલ બોલ્યો કે, 'ઝાડીની પેલી બાજૂએ એક કાળો નાગ મારી નજરે પડ્યો અને તેની પાછળ હું દોડ્યો. ખલીલનો આ ખુલાસો સાંભળતાં જ ઇસ્મીલડા, ગુલનાર તથા તહેમીનાએ ધ્રુજીને પોકાર કર્યો, પણ જુલયખાએ ખલીલના ચહેરા ઉપરથી તરત પીછાન્યું કે, ખલીલના ખુલાસામા કાંઇપણ ભેદ સમાયલો છે, 'શું કાળો નાગ હતો ?' પાશાએ આશ્ચર્ય સાથે પૂછ્યું, અને ખલીલે ઉત્તર આપ્યું 'હા, સાહેબ, તે તરફ ઘણા રંગના સાપો અને નાગો ફરે છે. હું તે કાળા નાગની પાછળ બોસફરસ સૂધી ગયો, પણ કમબખ્ત પાણીમા ડૂબી ગયો અને તેમ કરી મને નિષ્ફળ કીધો. આવો મોટો નાગ મેં કદી જોયો ન હોતો.' છેવટે ખલીલે પોતાની વાત ફેરવી નાખી, એટલે પાશાએ બોટને ચલાવવાનો હુકમ કીધો અને આગળ ચાલવા માડયું. ચાલતા ચાલતા પાશાએ ખલીલને બીજી એક રસીલી વાર્તા ચાલૂ કરવાની આજ્ઞા કરી, અને તેને સઘળી બાઇઓએ મોટા હર્ષ સાથે ઉપાડી લીધી. ખલીલે તે માગણી સ્વીકારી અને નીચે પ્રમાણે એક વાર્તા લખાવી.



## પ્રકરણ ૨૨ મું

## ખલીલની છઠ્ઠી વાર્તા

સઘળાંની અજાયબી વચ્ચે પોતાની વાર્તા ચાલૂ કરતા ખલીલ બોલ્યો કે,–મારી આ વાર્તાનો બનાવ સત્તરમી સદીની આખેરીએ સમજવો. એક રમણીય સધ્યાકાળને સમયે ગ્રીસના એક અતિ સુદર લીલોતરીવાળા સીયો નામના ટાપૂના કિનારા ઉપર ૨૫ વર્ષનો એક જવાન અને સ્વરૂપવાન્ ગ્રીક, પોતાનો એક હાથ બોટના એક પાટીયા ઉપર મૂકી બીજો હાથ, કિનારાની જમીન ઉપર વિખરાયલા અને જૂદા પડવાની દિલગીરીમાં ગરકાવ થયેલા ચહેરે ઉભેલી અતિ કોમળ સુદરીના ગળામા નાખી ઉભો હતો. આ સુદરીનુ વય ૧૯ થી વધારે ન હોતુ, અને ખુબસૂરતીમા તો તે ઇંદ્રની અપ્સરાને કોરે બેસાડે તેવી હતી. આ બંને પ્રિયાપ્રિયતમનું જોડુ ખુશી ભરેલી ગમતોમા કેટલોક વખત કાઢી જૂદા પડવાની તૈયારીમાં હતું. વિયોગનો મહા વિલાપ કરતી તે સુદરી કિનારે ઉભી હતી, અને તેને શાત પાડવાના હેતુથી તે ફક્કડ જવાન તેના ગળામાં

હાથ ભેરવી ઉભો હતો. કેટલોક વખત સૂધી અરસપરસ એક બીજાના ચહેરાને જોયા પછી અતે પુરુષે પ્રશ્ન કર્યો, 'પ્યારી ઇરીન, શામાટે તું આટલી ઉદાસીન થાય છે? શુ તને મારા પ્રેમ વિષે કાંઇક શક છે? તું એમ માને છે કે, હુ જે દૂરના મુલકમાં જાઉં છુ ત્યાં તારા કરતાં કોઈ વધારે રૂપવતી સુંદરી મને લલચાવી તારા પ્રત્યે બેવફા થવા ઉશ્કેરશે?'' 'આહા માન્યુઅલ,' ઈરીન બોલી, 'મારા પ્રત્યેના તારા પ્રેમને માટે હું લેશ પણ શકમદ નથી, હુ જે બીહું છુ અને જેણે મને ઉદાસીન થવાને કારણ આપ્યુ છે, તે માત્ર તારી થનારી જુદાઇ છે. દરિયો આ સમયે બહુ તોફાની રહે છે, અને તેવા તોફાનના વખતમાં હું મારા જાન, તને કેમ કરી જવા દેવાની હિમત કરીશ? માન્યુઅલ હિમત આપી બોલ્યો, 'મારી પ્યારી, દરિયાનો હુ મચ્છ સરખો કીડો છુ, ઘણા ભયકર તોફાનોમા હું સલામત તરી જાઉં છુ, ઘણા મોટા ખડકોનો મને અનુભવ છે, અને મને એવા તોફાનો સામે જરા પણ ડર નથી હુ મારા વેપારની સફરેથી ધનવાન્ થઈ પાછો ફરતાં જ મારી મોટી પુંજીના બળથી તારા ધનના લાલચૂ પિતાને તારો હાથ મારા હાથમાં આપવા લલચાવીશ.' આશાનાં આ કિરણોથી ઇરીનના દિલમાં સર્વત્ર ખુશાલી વ્યાપી રહી. બાળક પોતાની વર્ષગાંઠના પાસે આવી પૂગેલા દિવસની ગણતરીમાં નવાં નવાં કપડાં પહેરવાની કે નવુ નવુ મિષ્ટાન્ન જમવાની આશામાં ખુશ ને ખુશ રહે છે; તેવી ખુશાલી ઇરીનને પેદા થઈ, અને તે સુખી થઈ કયારે આવે તેનું ને તેનું સ્મરણ કરતી રહી એટલામા તરત જ તેનો ચહેરો પાછો બદલાઇ ગયો અને ગમગીન ચહેરે પાછી પોતાના આશકનો હાથ પોતાના ગળામાં ચાંપીને બોલી, 'પ્યારા માન્યુઅલ, દરિયાના તોફાન સિવાય બીજા જે ભય સામે તારે ટક્કર ઝીલવાની છે, તેનું સ્મરણ તો મને હમણાં જ થાય છે. તું જાણતો હશે કે, પેલા ચાચીયાઓ જેઓ આખો દિવસ ગમે ત્યાં સતાઈ રહી રાત થતા જ બારકસો ઉપર તૂટી પડી મારફાડ અને લુટફાટ ચલાવે છે, એટલું જ નહિ પણ ગુલામો તરીકે વેચવાને હાથ લાગતાં સ્ત્રીપુરુષોને સુદ્ધા તેઓ ઉપાડી જઈ, ટ્યુનીસ અને ટ્રિપોલીના બજારમાં વેચે છે. આ ચાંચીયાઓનો ભય એટલો બધો છે કે, નાના બાળકોને તેમનાં નામ આપી રડતાં છાનાં રાખવામાં આવે છે.' માન્યુઅલને જલદી જવું હતું, અને બીજાું કોઇ કદાચિત્ જોઈ જશે તેની ધાસ્તી હતી, એટલે ઈરીનને હિંમત આપવાને તે બોલ્યો કે, 'તે ચાચીયા સરદાર પાસે મારા સરખાં હથિયારો નથી, મારા બારકસ સરખુ તેનું બારકસ મજબૂત નથી, મારી કળા અને નૌકાયુક્તિઓ આગળ તે પાણી ભરે છે, માટે હિંમત પકડ,' પ્યારી

ઈરીન, અને હવે તારા દિલમાંની શંકાઓને દૂર કરી, મારી છેલ્લી સલામ લઈ લે, અને આંખોમાં રેલાતાં આંસુ લૂછી નાખ. હું જેમ બને તેમ જલદીથી મારું કામ બજાવી પાછો ફરીશ.' 'સલામ, મારા પ્યારા આન્યુ-અલ, સલામ,' ગદગદિત કંઠે ઈરીન બોલી, 'હું તને જોઈશ નહિ ત્યાં સૂધી મારે મનથી સઘળુ બળી ગયુ સમજીશ.' જવાન ગ્રીકે ઈરીનના રતાશ ભરેલા ગાલોને પ્રેમ ભરેલું ચુમ્બન કીધુ અને પછી પોતાની બોટમાં બેઠો. અને બોટ જ્યાં સૂધી દેખાઈ ત્યાં સૂધી ઈરીન કિનારે ઉભી રહી રુમાલથી પોતાના પ્રિયતમને સલામ કરતી રહી.

એક મહીનો આ બનાવને પસાર થઈ ગયો, અને તે દરમ્યાન ચાંચીયાઓ તરફથી લટફાટ ચાલવાની નવી નવી અનેક ખબરો મળતી ચાલી. ઈરીનનો પિતા ગ્રીક એવેડીક જે આરમીનીયન કેથોલીકો અને જેસ્યુટોના કાત્રાદાવાઓથી કટાળીને આ ટાપુ ઉપર વસવાટ કરી રહેલો હતો, તે ચાંચીયા સરદારના ભયથી ડર્યો ખરો, તોપણ તેણે તેને હફાવવાને કાંઈક યુક્તિઓ શોધવા માંડી, અને ભાગ્યે તેને તેમાં યારી આપી. ઘરડો એવેડીક એક દિવસે વિચારના વમળમા બેઠો છે, તેટલામાં ચાંચીયા વહાણ ઉપરનો એક ખલાસી વહાણ છોડી તેના આશ્રય હેઠળ આવી ઉભો. કરગરીને તે એવેડીકને કહેવા લાગ્યો, 'પિતાજી, મારો ચાંચીયા સરદાર ગુલામો વેચવાનો જે ધધો ચલાવે છે, તેથી હું કંટાળ્યો છુ, મને ક્ષમા કરી તમારા રક્ષણમાં લ્યો.' એવેડીકને જોઇતુ મળ્યું તે તેને ધીમો પાડી પૂછવા લાગ્યો, 'બાપુ, તને તારાં ભૂતકાળનાં પાપોથી પરમેશ્વર મુક્ત કરશે. પણ હવે તુ તારા તે સરદારને અમારા હાથમાં આણી આપવાના ઉપાય બતાવ. હુ તને વચન આપુ છુ કે, તો જ તારો જાન સલામત રહેશે, અને તે ઉપરાત જાણ કે જે દિવસે તે મારા હાથમાં આવ્યો, તે દિવસે તારાં ખીસાં સોનાના સિક્કાથી ભરપૂર કરી દઇશ' સોગદ લઇ તે ખલાસી કહેવા લાગ્યો કે, ઘરડા પિતાજી આજથી છ દિવસ પછી તે સરદાર આ ટાપૂના પશ્ચિમ કિનારા તરફ ઉતરનાર છે; ત્યાંના અનાજના ભંડારો અને ધનવાન્ ખેડુતો ઉપર તેનું લોભી મન લલચાયુ છે.' એવેડીકે આ ઉપરથી તૈયારી કરવા માંડી. જે દિવસે તે લૂટારો ઉતરનાર હતો, તેની એક દિવસ આગમજથી તેણે તે જગા ઉપર કેટલુક લશ્કર આણી તૈયારી કરી, જે ઘર ઉપર ચાંચીયાઓનો મૂળ ડોળો હતો, તે ઘરમાં કેટલાકોને સંતાડ્યા. એવેડીકે આખા કસ્બાને ચેતવણી આપી રાખી, અને તેમને પોતાપોતાના સાવધપણામાં રહેવાને વિનતિ કરી. એ જ દિવસે પરોઢીયામાંથી, ઈરીન પોતાના ઘરની બારીએ

બેસી દરિયામાં ડોકિયાં કરે છે તો તેને એક સફેદ વાવટાનું બારકસ જણાયું, કે જે બારકસ માન્યુઅલનું છે એમ તેને લાગ્યું. કારણ, તેણે જતી વેળાએ જે નિશાની આપી હતી, તેને તે મળતું આવતુ હતું. આખો દિવસ તો તે બારકસ લંગર કરી રહેલું હતું, પણ રાતની વેળાએ જોય છે તો માન્યુ-અલની નિશાની આપેલી બત્તી તે બારકસ ઉપર બળતી જણાઈ, એટલે ઈરીનને નવી ખુશાલી પેદા થઈ. બે કલાક થયા નહિ, તેટલામાં તો ખરેખર માન્યુઅલ આવ્યો અને થોડાજ વખતમાં ઈરીન કિનારે જઈ તેના ખોળામાં પડી. ઘણે દિવસે તેમની મુલાકાત થઈ, એટલે બંનેએ પેટ ભરીને વાતો કરવા માંડી. ઈરીનને એવી ખાતરી હતી કે, હવે માન્યુઅલ પોતાનું ધારેલું કામ કરી આવ્યો છે અને પાછો જનાર નથી; તો પણ તેણે તેને પ્રશ્ન કરી ખાતરી કરવા માંડી. ઘણા જ ઉદાસીન કંઠે માન્યુઅલે તેને નિરાશ કીધી કે, 'જે ઘડીની આપણે આશા રાખીએ છીએ, તે હજી આવી પૂગી નથી. અને તે આવતાં હજી બે ત્રણ અઠવાડિયાંની વેળા છે, તેટલો વખત મારે બીજી તરફ જવાનું થવાથી આ તરફ આવવુ પડયુ છે.' ઈરીન આથી અત્યત ખેદ પામી, પણ નિરાશ થઈ રહેવા સિવાય તેનો બીજો આરો નહોતો. પોતાના પિતાએ ચાંચીયા સરદારને પકડવાને માંડેલા છટકાની સઘળી હકીકત તેણે માન્યુઅલને વિદિત કરી, અને તેને મુબારકબાદી આપી કે, દરિયાની સફરના જે ભયો હતા, તેમાંનો એક તે સરદાર પકડાઈ જવાથી ટળી જશે. આટલી વાતચિત પછી, માન્યુઅલે પાછી રજા માગી, અને ફરીને એક-વાર આશામા ને આશામાં બને આશકમાશૂક પ્રેમાલિંગન કરી છૂટાં પડ્યાં.

હવે આપણે આ ટાપૂના પશ્ચિમ કિનારા ઉપર આવેલા જે ઘરમાં ચાંચીયાઓનો ધસારો થનાર છે ત્યાં નજર દોડાવીએ. એ ઘરમાં લશ્ક-રની એક ટુકડીને સંતાડવામાં આવી હતી, અને તે ઉપરાંત સર્વને શાંત રહેવા જણાવ્યુ હતું. ચાંચીયાઓને જીવતા ને જીવતા પકડી પોતાની વડી તુરકી સરકાર ઉપર મોકલી આપી મોટા ઇનામની લાલચ તેઓ રાખતા હતા. એવેડીક તો પોતાના ઘરમાં રહ્યો હતો. સમય ચાલ્યો જાય છે, મધ્યાન્હ થવા આવ્યો છે, એટલામાં એક કગાલ ખ્રીસ્તી ભીખારી પેલા ખેડુતના ઘર આગળ આવી લાગ્યો. તેનાથી હીડાતુ નહોતું અને હજી તો ઘરમાં રહેલા સિપાહીઓ તપાસ કરે છે, તેટલામાં તો તે બાપડો લાંબો થઈ ઉંબરા ઉપર સુએલો પડ્યો. બે ત્રણ જણ તેને ઉઠાવી અંદર લઇ ગયા, પણ તેને ખ્રીસ્તી જાણી તેની ઉપર જુલમાત ગુજારવાનો હુકમ કેપટન સાહેબે કર્યો, કે તેના પગનાં તળિયાં ઉપર એકસો ડામ દેવા, કે તેથી જો તે જીવતો હોય તો ખબર પડે. આ હુકમ અમલમાં આવે, તે પહેલાં એક સિપાહીએ હિંમત

કરી કે, આપણે એને લગાર દારુ પાઈ હુશિયાર કરી ખબર અંતર પૂછીએ. કેપટન સાહેબે સ્વીકાર્યું. દારુનો એક મોટો શીશો આણવામાં આવ્યો, તેમાંથી કેપટન સાહેબે ચુસ્ત મુસલમાન છતાં પોતે પણ એક કટોરો ચઢાવ્યો, અને તે પછી પેલા બાપડાના ગળામાં જેમ તેમ રેડવા માંડ્યો, એટલે તે લગાર હુશિયાર થયો અને પોતાનો હેવાલ કહેવા જેટલી શુદ્ધિમાં આવ્યો તે બોલ્યો, 'હુ વિજયી સુલતાન અહમદ ત્રીજાનો ગ્રીક પ્રજાજન છુ થોડાક દિવસ ઉપર જે કલાલ ઝૂપડામાં હુ રહેતો હતો, તેને ચાંચીયાઓએ ઘેરી લીધુ અને બોલ બોલતામા તેઓ મારી માલ મિલકત ઉપાડી ચાલતા થયા; એટલું જ કરીને ધરાયા નહિ, પણ તેમણે મારા ઘરને આગ લગાડી બાળી નાંખ્યુ છ દિવસ થયા હું આમપાસ રખડ્યો છુ. આ સઘળા ચાંચીયાઓ જાતે ગ્રીક હતા.' આ વાત સાભળી કેપટન સાહેબે દાંત કચકચાવ્યા અને તેને હિમત આપી કે, 'એ કમબખ્તો જે વખત જાય છે, તેમા અમારા હાથમાં પકડાવાની તૈયારી ઉપર છે, અને તે વેળાએ તુ તારે મનગમતુ વેર તેમના ઉપર વાળજે.' ગ્રીક બોલ્યો, 'નામદાર કેપટન, મારે કીનો લેવો નથી, મને માત્ર આશ્રાઈશ જોઇયે છે, કે જે પછી હુ મારો એક સગો જે દૂર રહે છે, ત્યાં ચાલ્યો જઈશ. કેપટન સાહેબે તેની માગણી સ્વીકારી આ સઘળુ થઈ રહેવા પછી સાઝ પડી. સર્વ કોઇએ પોતપોતાની નમાજો કરી લીધી અને દસ્તરખાન બિછાવ્યું. આપણો આ નવો પરોણો તો પોતાની ઉપર થયેલા ઉપકારનો બદલો વાળવાને કેપટનનો નોકર થઈ રહ્યો તેનું ખાણુ લાવ્યો, હુકો ભર્યો, અને સર્વ હુકમ બજા લાવ્યો. સઘળા ખાઈ પી મસ્ત બની ગયા, કોઇએ લગાર આરામ કર્યો, કોઈ અફીણની ગોટી ચઢાવવા બેઠા, એ પ્રમાણેનો મામલો ચાલી રહ્યો છે, તેટલામાં એક લેઝતદાર કાફીનું કપ બનાવીને કેપટન સાહેબને માટે તે લાવ્યો, જે પીતાં જ તેઓ ખુશ્ કેફમાં મસ્ત થઈને પડ્યા. આ તક જોઈ આ ગ્રીક પરોણો એકદમ ઘરમાંથી બહાર પડ્યો, અને ત્યાંથી પસાર થઈ ગયો. તે ઘણો દૂર ગયો નહિ, તેટલામાં તેને સામા આવતાં માણસોનાં પગલાં સંભળાયાં. તેમને મળવાને તે ઉભો, તેટલામાં પચાસ માણસોનું એક ટોળુ ભારે ખજાના સાથે તેને મળ્યુ. તેમાં જે વડો હતો તેને તે ગ્રીકે તેમની હકીકત પૂછી. આપણે આગળ ચાલતાં જાણીશુ કે, આ ઢોંગ કરી આવેલો ગ્રીક બીજો કોઇ જ નહિ પણ એક લુટારો જ હતો અને તે આવો ઢોંગ કરી બાતમી મેળવવાને આવ્યો અને તેમાં તે ફતેહ પામ્યો. જે ગામ ઉપર હુમલો થવાની બૂમ હતી, તે ગામના લોકોએ આગળથી તૈયારી કરી, સઘળું બીજા એક ગામમાં સતાડ્યુ હતું, અને ત્યાં તો કશા ચોકી પહેરા હતા જ નહિ; એટલે આ

લુટારાઓ તે જ ગામ ઉપર ધસ્યા અને બીન હરકતે સઘળું લૂટી આવ્યા હતા, જેની વિગત તેમણે આ ગ્રીક લુટારાને આપી. તે સાંભળી તેણે પોતે કેવો ઢોંગ કર્યો અને સઘળી હકીકતનો પત્તો મેળવ્યો હતો, તે તેમને જણાવ્યું. આ પછી તેમણે હિંમત બાંધી કે, આપણે તે શૂરા અને કેફમાં ચકચૂર થઈ પડેલા કેપ્ટન સાહેબને બધવો કરી આણવો. લુટારાઓનો કેપ્ટન તરત તલવાર બાંધી, કેટલાક માણસો સાથે ખેડુતના ઘર તરફ આવ્યો અને જુએ છે તો મુસલમાનો તદ્દન બેભાન પડેલા હતા; તેઓ આ દરોડો જોઇને ગભરાયા. તેમને તૈયારી કરવાનો વખત મળ્યો નહિ, એટલે લુટારાઓએ ઘણાકોને ઠાર કીધા અને કેટલાકોને કેદ પકડી મુસ્કે ટાટ કરી લીધા. કેપ્ટન સાહેબ તો મદમાં ચકચૂર પડેલા હતા. તેમને પણ બાંધી મારી લીધા, અને લૂટાય તેટલુ લૂટી ચાલવા માંડ્યુ. ગ્રીક એવેડીકે જ્યારે જાણ્યું કે, તેની યુક્તિ નિષ્ફળ થઈ છે ત્યારે તેના ગુસ્સાનો કશો પાર રહ્યો નહિ. તેમનો સઘળો ભેદ કેવી રીતે ખુલ્લો થયો, તે તે સમજી શક્યો નહિ. ઈરીન પોતે પણ કશો મર્મ સમજી શકી નહિ. આ જ લૂટફાટને બીજે દિવસે સાંઝે ગોઠવણ પ્રમાણે માન્યુઅલ પાછો કિનારે આવ્યો, અને ઈરીન તેને મળવા ગઈ. સઘળી પ્રેમની વાતો થયા પછી માન્યુઅલે પાછો છૂટા પડવાનો ઇરાદો જણાવ્યો. ઈરીને તેને ઘણો પણ સમજાવ્યો, છતાં તે પોતાના ઇરાદાથી લેશપણ ચળ્યો નહિ. ઈરીને તેને વાર્યો કે, 'તુ મારા પિતા પાસે જઈ મારી માગણી કર અને તેને તે સ્વીકારશે,' પણ માન્યુઅલે ના પાડી કહ્યુ કે, 'જ્યા સૂધી હુ ધારેલી પુંજી મેળવું નહિ, ત્યાં સૂધી કદી પણ હુ એ માગણી કરવાનો નથી.' આ પછી ઈરીને તેને લુટારાઓની ફતેહને લગતી સઘળી હકીકત જણાવી, અને વિશેષમાં ખુલાસો કીધો કે, 'કેપ્ટન સાહેબને છોડવાને લુટારાઓ ૨૦ હજાર ડયુકેટ માગે છે અને વળી આ યુક્તિ નિષ્ફળ જવામાટે એવેડીક ઉપર તુરકી સરકાર બહુ ગુસ્સે થઈ છે, એટલે લુટારાઓને સઘળો દડ એવેડીકને પોતાને આપવા સિવાય છુટકો નથી. છતાં તેણે એ રકમ કેવી રીતે તેને મોકલી આપવી, તેમાટે નવું છટકુ ગોઠવ્યું છે, અને તેમાં ખાતરી છે કે, લુટારાઓનો પરાજય થયા વગર રહેનાર નથી.' માન્યુઅલે સઘળું ધ્યાનથી સાંભળ્યું, અને ધારેલા કામમાં એવેડીક પાર પડે એવી આશીષ માગી. તેણે ઈરીનથી છૂટા પડવાની ફરીથી રજા લીધી. એવેડીકે ચાંચીયા સરદારને પકડવાને જે યુક્તિ રચી હતી, તે આ પ્રમાણે હતી. ૨૦ હજાર ડયુકેટ લઇને એક બોટને દરિયા કિનારાથી સહેજ દૂર મોકલવી. તેની ઉપર દેખીતાં માત્ર બે માણસો રાખવાં, પણ અદર એક છૂપુ ભોંયરું કરી વીસ માણસોને હથિયારબંધ

રાખતા. ચાંચીઆ સરદારના બે માણુસ નાણું લઇને કેદ પકડાયલા તુરકી સરદારને આપી દેશે. એવેડાકે ગોઠવણુ કરી કે, જેવી આ આપ લે થાય, તેવા જ બોટમાં છુપેલા માણુસોએ ચાંચીયા બોટ ઉપર હુમલો કરી તેને પકડી લેવી. ઠરાવેલો દિવસ આવી લાગ્યો અને ગોઠવણુ પ્રમાણે તે બોટને તૈયાર કરવામાં આવી. એવેડીક પોતે પોતાની યોજના કેમ પાર પડે છે, તે નજરોનજર જોવાને થોડેક દૂર એક ઉંચી ટેકરી ઉપર બેઠો. થોડેક દૂર ચાંચીયાઓનું બારકસ લંગર નાંખી પડેલુ હતું, અને એવેડીકની બોટ ધીમે ધીમે ઠરાવેલી જગાએ જઈ પહોંચી. બોટમાંના એક માણુસે ગોઠવણુ પ્રમાણે ડયુકેટથી ભરેલી થેલીઓ ચાંચીયા વહાણુ ઉપર ફેંકી અને તે પછી તેણે પકડેલા સરદારને છુટો કરી દેવાની માગણી કરી અને તેમ કરતો તે માણુસ ચાંચીયા બારકસની અંદર કૂદી પડ્યો જોય શું કે જેવો તેમાં તેણે પગ મૂકયો કે, તે બારકસમાંથી એક મોટો ભારી પત્થર યાંત્રિક કપ્પીઓથી ઉંચકાયો અને તે પૂરેપૂરા બળથી જોત જોતાંમાં એવેડીકવાળા બારકસ ઉપર પડ્યો, અને તે સાથે તે બારકસ એમને એમ દરિયાના તળિયામાં પેઠું, તે પાછું ઉઠવા પામ્યુંજ નહિ. જે માણુસ ચાંચીયાઓનાં વહાણુ ઉપર ગયો હતો, તેને તે પછી તેમણે ગળામાં ફાંસો ઘાલી પ્રાણુ લીધો, અને એ સઘળુ કામ થઈ રહેતાં જ ચાંચીઆઓએ પોતાની ફતેહના પોકારો કર્યા, અને તે એટલા મોટેથી કે એવેડીક બેઠો બેઠો સાંભળતો હતો. તરત જ તેમણે પોતાના વહાણુ ઉપર લાલ રંગનો વાવટો ચઢાવ્યો, અને ચાલવા માંડયું—તેમનું બારકસ થોડી જ પળમાં ગુમ થઇ ગયું. એવેડીકને આથી બહુ માઠું લાગ્યુ. સઘળા સમાચાર તુરકી સરકારના વડા અમીર ઉપર લખી વાળવામાં આવ્યા. ગ્રીકો સઘળા આશ્ચર્ય પામ્યા, ઈજીપ્તન સમુદ્રનો સફરી વેપાર પડી ભાંગ્યો અને કોઇપણુ બારકસ વગર લુટાવે સફરે જવાને હિંમત કરતુ નહિ.

આ ફતેહથી ચાંચીયા સરદાર એટલો બધો ફૂલાઈ ગયો અને ગર્વિષ્ઠ થઈ ગયો કે તે હવે પોતાને અજિત યોદ્ધો જ સમજવા લાગ્યો. તે એટલે બધો ફૂલવા લાગ્યો કે, તુરકી સરકારના કેપટન પાશા યાને વડા નૌકા સેનાપતિના કાફલાની વચ્ચોવચ્ચ ઘુસીને કાંઈક ચમત્કાર કરી બતાવવાની પ્રતિજ્ઞા લેવા લાગ્યો. સદરહુ કાફલાના અમલદારો આ ચાંચીયા બારકસે કિનારા તરફ વાળેલા નસંતાનથી માહીતગાર હતા; અને તેઓ તેથી બહુ ડોળો તો તેની ઉપર રાખતા જ હતા, તેવામાં ચાંચીયા સરદારની મગરૂરીથી તે એ કાફલાની વચ્ચોવચ્ચ ઘેરાઈ આવ્યો. કાફલાએ તેના બારકસ ઉપર ચારે દિશાએથી ભારે હુમલો ચલાવ્યો, અને કેટલોક વખત સુધી તે

ચાંચીયા સરદાર ભારે બળથી સામે થયો; પણ મોટા કાફલા આગળ તેનું કશું ચાલે તેવું ન હોતું, તેથી તે તદન હાર પામ્યો. તેમાંના ઘણાક લુટારાઓ માર્યા ગયા, અને જે જીવતા રહ્યા, તે કાફલાના હાથમાં કેદ પકડાયા, અને તેમાં ચાંચીયા સરદાર પોતે પણ હતો, જે સઘળાઓને લઈને નૌકા સેનાધિપતિ ગોલીપોલી ગયો, જ્યાંથી પોતાના બંદીવાનોને તેણે ઈનામની લાલચે કાન્સ્તાંટીનોપલ ખાતે મોકલાવી દીધા. સઘળા બંદીવાનોને સખત કિલ્લાઓનાં બદીખાનામાં પૂરવામાં આવ્યા, અને તેમનાં બારકસમાંથી મળી આવેલી તમામ લૂટ સુલતાનના ચરણ હુજૂર નજર કરવામાં આવી. તેમની પાસે હજી વધારે ખજાનો દાટેલો હોવો જોઈએ, એવા ઇરાદાથી વડા વજીરે જાહેર કર્યું કે, જો બે માસની મુદતમાં તેઓ એક લાખ ડયુકેટ આપે તો તેમને છૂટકારો બખ્શવામાં આવે. પણ બે મહીનામાં જો તે દંડ ન આપે તો તેમને ફાંસી દેવાનું જાહેરનામું કાઢવામાં આવ્યું હતું. જે સખત કિલ્લાના કેદખાનામાં આ ચાંચીયા સરદારને પૂરવામાં આવેલો હતો, ત્યાં તે પોતાના સઘળા ખલાસીઓ અને સાથીઓ સાથે ભારે અફસોસ કરતો દિવસ ગુજારતો હતો, અને ઠરાવેલા દિવસની રાહ ઈંતેજારી સાથે જોતો હતો. એમ કરતાં કરતાં બે મહીના પૂરા થવા આવ્યા, માત્ર છેલ્લો એક જ દિવસ બાકી રહેલો હતો, કે જે પછી તે સઘળાઓને ઠાર કરી તેમનાં ડોકાંને સુલતાનના મહેલના સ્તંભો ઉપર મહાભારત જયચિન્હો તરીકે ભાલાની નોક ઉપર લટકાવવામાં આવનાર હતાં. સરકાર તરફથી એકેક ખેપીઓ દરરોજ આવી તેમની ખબર લેતો હતો અને તેઓ દંડ આપવાને તૈયાર છે કે નહિ તેની ખબર પૂછતો હતો. આ પ્રમાણે એક દિવસ બાકી રહ્યો છે, તેની સાંઝે એકાએક એક ભપકા ભરેલા પોષાકના પણ દેખાવે જૂદા દેખાતા પુરુષે ચાંચીયા સરદારની રુબરુ જઈ વાત કરવાની ખહિશ જણાવી. તુરંગના દરબાને પરવાનગી આપવાથી તે આગળ ગયો અને જાતે ફ્રેંચમેન છતાં તે ગ્રીક ચાંચીયાઓની બોલી ઘણી સફાઈથી બોલતો હતો. ચાંચીયા સરદારની હુજૂર રજૂ થઈ તેણે મોટા અફસોસ સાથે તેના પરાક્રમની વાત યાદ કરાવી અને કહ્યું કે 'તને ખબર હશે કે ફ્રચ એલચી મારકુઈસ ઓફ આરજેંતલ, તુરકી શહનશાહતમાં ગ્રીક ધર્મગુરુઓનું જે મહબળ વધી ગયુ છે તેની સામે ભારે લડત ચલાવે છે. એવેડીક ધર્મગુરુને ઓઠે ચઢયો છે, તે જેસ્યુટોની મડળીના મેંબરો આગળ તેણે પ્રતિજ્ઞા લીધી કે કે કેથોલીક પંથીઓ તરફ તે બની શકતી મેહરબાની દેખાડશે. આ વચનનો તેણે ભંગ કર્યો છે. તેમની ઉપર મેહરબાની દેખાડવાને

બદલે તે બાપડાઓને અત્યંત જુલમાતની ઝુંસરીમાં રગદોળે છે, અને આરજેંતલનો એલચી ફેરીઓલ તેની સાથે જેટલી બાથંબાથ કરે છે, તે સર્વ મિથ્યા છે. વડા વજીરને પણ તેણે અરજ કરી, પણ તે સુદ્ધાં એવેડીકની સત્તાને કાપી દેવાને રાજી નથી. ઇજીયન સમુદ્રના કિનારા ઉપર વસ્તા ફ્રેંચ કુટુંબો ધીમે ધીમે મથક છોડી જતા રહે છે, અને હવે ફેરીઓલને માટે જે રહ્યું છે, તે એ કે એવેડીકનો દોર તોડવાને કાંઇ ચાંપતા ઉપાયો લેવા કે, કાં તો પોતાની પ્રજાને ગ્રીકોના જુલમાતમાંથી બચાવવાને અશક્ત છે એમ પોતાની સરકારને લખી વાળવુ. હવે જે રહ્યું છે તે એ કે, એવેડીકને તેની જગા ઉપરથી ખસેડવો. એ કામને માટે એક બહુ હિંમતવાન્ પુરુષની જરૂર છે કે જેનો એવેડીક ઉપર સખત તિરસ્કાર હોય અને ફેરીઓલ વિચારે છે કે, તે કામ તારાથી બનશે. તું જો તે બનાવવાને સોગદ સાથે માથે લે તો, મારો શેઠ તારા છુટકારામાટેની રકમ ઉપરાંત તને બીજી જોઇની સઘળી મદદ આપવાને તૈયાર છે, માટે હવે આજનો જ દિવસ તારા હાથમાં છે, તો બોલ ઓ હિંમતવાન શૂરવીર યોદ્ધા, કે તારે તુરકીઓને હાથે પોતાનો શિરચ્છેદ કરાવવો છે કે, એકવાર મોંઘી કીમતે તને તારો પ્રાણ પાછો મળે છે, તે લઈ લેવાની તારી ઇચ્છા છે?' ચાંચીયા સરદાર આ સઘળી વાત સાંભળી લઇ બોલ્યો કે, 'તું જેમ જણાવે છે તેમ એવેડીકને તોડવાનું કામ કોઇપણ રીતે કઠણ નથી. પ્રત્યેક રવિવારને દિવસે તે પોતાના એક ભાઇની કબર આગળ એકાંત ચિત્તે પ્રભુપ્રાર્થના કરવાને જાય છે, અને ત્યા તેને હું શુ કરી શકુ તે હું સારી પેઠે સમજુ છું કારણ, તેની સઘળી હીલચાલની મને ખબર છે.' આ પ્રમાણે ચાંચીયા સરદારે પોતાનો છુટકારો મેળવવાનું કબૂલ કીધાથી પેલો ફ્રેંચમેન તરત પાછા ફરવાનું વચન આપી ચાલ્યો ગયો.

હવે પેલી તરફ ઈરીન શુ કરે છે તે તપાસીએ. પોતાના પ્રિયતમની વાટ જોતી તે સુદરી ઇંતેજારીમાં બેઠેલી હતી. હવે તેને ખબર મળી ચૂકી છે કે, જે મૂજી લૂટારો તોબા પડાવી રહ્યો હતો, તે તો પકડાઇને કેદ પડયો છે, એટલે તેની કેટલીક ધાસ્તી ઓછી થઈ હતી. છતા પણ દિવસ પછી દિવસ વીતી જવા લાગ્યા અને માન્યૂઅલના તો કશા સમાચાર મળ્યા નહિ. છ અઠવાડિયાં પછી પાછા ફરવાનુ તે વચન આપી ગયો હતો, એટલે ઇરીન તે બધી મુદત પૂરી થતાં સૂધી લગાર શાંતિ પકડી બેઠી, છતાં અંતે તેની ધીરજનો છેડો આવી ગયો. અઠ-

અઠવાડિયાંને બદલે હવે મહીનાઓ પસાર થવા લાગ્યા, પણ માન્યૂઅલ પાછો ફર્યો નહિ, અને ઇંતેજારીમાં ને ઇંતેજારીમાં છ અઠવાડિયાંને બદલે છ માસ પસાર થઈ ગયા. હવે તે નાઉમેદ બની અને તેનાં અંત:કરણમા શોકે ઘર કર્યું. તે શોકે તેનો ચહેરો કુમળાવા લાગ્યો, અને તેવો તેનામાં ફેરફાર થવાથી તેના ઘરડા પિતા સમાન કાકા એવેડીકનું તરત ધ્યાન ખેંચાયું. તે જે કાંઈ પૂછતો, તેના ઉત્તર તરત આપતી હતી, પણ તેમાં તેણે પોતાના આશકની વાત તેનાથી સદંતર છૂપાવી રાખી હતી. માન્યૂઅલની નિમકહલાલી વિષે તે બાપડીને શંકા નહોતી, પણ તે બીતી હતી કે, રખેને તેની ઉપર કાંઈ આફત આવી હોય અને તેમાં તે મરણ પામ્યો હોય આવી આવી અનેક કલ્પનાઓ છતાં તે તેના પાછા ફરવામાટે રાત દિવસ પ્રભુપ્રાર્થના કરતી હતી. આ પ્રાર્થના ઉપર ઈશ્વરે લક્ષ આપ્યુ, અને એક શીતળ રમણીય સાઝે ઈરીન પોતાના પ્રિયનું સ્મરણ કરતી દરિયા કિનારે ઉભી હતી, તેવામા માન્યૂઅલ એક બોટમાં બેસી આવતો દૃષ્ટિએ પડ્યો. તેને જોતાં જ તે બોલી 'આહા! માન્યૂઅલ વહાલા, તુ હવે પાછો આવ્યો ખરો, આટલો વખત સુધી તું ક્યાં ભરાઈ રહ્યો હતો અને શા કારણથી?' માન્યૂઅલ અફસોસ કરી બોલ્યો, 'મારે કમનસીબે મારા ઉપર હુમલો કર્યો. હું છેલ્લો તારાથી છૂટો પડ્યો કે, તરત જ એક લુટારાએ મને બીજા કેટલાક સાથીઓ સાથે કેદ પકડયો. મારી સઘળી માયા પુંજી લૂટી લીધી, અને મહાભારત યુક્તિથી જ હુ અહીં મારા સાથીઓ સાથે છટકી આવવા પામ્યો. ખરુ છે કે, મારી પાસે બીજુ એક વહાણુ તૈયાર છે અને કેટલાક બહાદુર ખલાસીઓનો હુ એકવાર કેપટન બન્યો છુ, પણ પ્યારી ઈરીન! પૈસાના લાલચુ એવેડીક પાસેથી તારો હાથ મેળવવાને જે ધન મેળવવાની લાલચ હુ ધરાવું છુ, તે લાલચમાં અદ્યાપિ હું પાર પડ્યો નથી, એટલે એક વાર ફરીને તેના જ પ્રયત્ન ખાતર મારે તારાથી વિખૂટાં પડવુ પડશે. માન્યૂઅલનું આ બોલવુ સાભળી ઈરીનની આંખોમાંથી અશ્રુપાત થવા માંડ્યો અને હજી પાછો તે છોડી જનાર છે, એમ જાણી તેનુ અત કરણ ખામોશ થયું નહિ. ઘણી વારે હિમત એકઠી કરી તે બોલી; 'માન્યૂઅલ, માન્યૂઅલ, તું એમ બોલીશ નહિ, તું હવે મારો હાથ મેળવવાને આવી જ સ્થિતિમાં મારા પિતા પાસે માગણી કર, અને મારી ખાતરી છે કે, તે ના પાડશે નહિ. હાલ તે પોતાના ભાઇની કબર આગળ ગયો છે. આ બોલવુ પૂરું થયું નથી, તેટલામાં સમુદ્ર તરફથી પીસ્તોલના બારનો અવાજ સભળાયો, અને એક બાણ છૂટતું દેખાયુ. તે જોઇને માન્યૂઅલ બોલ્યો, 'વાહલી વાહલી ઈરીને, હુ એ

ચિન્હો શાંનાં છે તે સારી પેઠે સમજું છું અને હવે હું જાઉં છું. મારે જવું જ જોઇયે: કદાચ હંમેશને માટે.' ઈરીન માન્યૂઅલના આ છેલ્લા શબ્દો સાંભળી મૂર્છાગત થઇને તેના હાથમાં પડી અને બોલી, 'માન્યૂઅલ, શું એક સ્ત્રી જે અમુક પુરુષને ખાતર પોતાના ગામ, ઠામ, માત પિતા, ગાડી, વાડી ને બગીચા કે ધન દોલત ને ભાઈ બહેન સર્વને તજવાને તૈયાર છે, તે સ્ત્રીનો પ્યાર શું હજી તે પુરુષને માટે થોડો છે?' માન્યૂઅલ લગાર ઉતાવળમાં જ બોલ્યો, 'ઈરીન, ઈરીન, તરતવેળા મારાથી કશુ થઈ શકતું નથી. જે થાય છે તે એ જ કે તુ મારી સાથે ચાલ; મારું બારકસ મોરીયા જશે અને ત્યા જતાં જે પહેલું શહેર આપણને મળશે, ત્યાં આપણે લગ્નગાંઠથી જોડાઇશું.' ઈરીને આ માગણીનો કશો ખુલાસો કર્યો નહિ અને હા વચ્ચે ગોથાં ખાઈ અંતે તેણે તેની સાથે પરણવાનું સ્વીકાર્યું કે તરત જ માન્યૂ. અલે તેને કમરમાંથી પકડીને ખોળામાં બેસાડી, અને પોતે પણ બેઠો કે તરત જ બોટ હંકારી ગઈ. બારકસ આગળ તેઓ જઈ પૂગાં. બારકસમાં કેબીનમાં તેના માટે રાખેલી જગ્યામાં તેને રાખી અને બારકસ મોરીયા જવાને હંકાયુ. માર્ગમાં પહેલું શહેર તેઓને કોરોનનું મળ્યુ, જ્યાં માન્યૂઅલે પોતાના વચન પ્રમાણે ઈરીન સાથે ધર્મવિધિ પ્રમાણે લગ્ન કર્યા. વહાણની નવી સફરે તેઓ નીકળ્યાં. ઈરીન જ્યાં સુધી અજાણી હતી ત્યાં સુધી તો સઘળું ઠીક હતું, પણ હવે વહાણમા શુ છે અને કોણ છે, તેની તેને ખબર પડવા માંડી. એક છૂપો ઓરડો જેમાં જુના વખતની એક તોપ રાખેલી હતી, તે ઓરડા ઉપર ઈરીનને કાંઈ વહેમ ગયો. માન્યૂઅલ તેને બિલકુલ વીલી મૂકતો નહોતો, રાત્રે સહેજ પણ ખળભળાટ થતાં તે પોતે નજરો નજર જોઈ આવી તે સલામત છે કે નહિ તેની ખાતરી કરતો ત્યાં સુધી નિશ્ચિત થતો નહોતો. આ સઘળુ જોઇને ઈરીનને વહેમ પડવા માંડ્યો. ઈરીન સાથે એક દાસી હતી, અને તે પણ અજાણી જ હતી. કોરોનથી નીકળવાને ઘણા દિવસ થયા છતાં કિનારો તેમને મળ્યો નહિ. આવી વિમાસણમાં એક દિવસ લાગ જોઇને તેણે પોતાની મનશંકાને દૂર કરવા માન્યુઅલ સાથે વાત છેડી. માન્યુઅલ પણ લાગ જોતો હતો, છતાં પણ પોતે કોણ છે અને આ સઘળુ શા કારણે છે, તેનો ખુલાસો કરવા પહેલાં તેણે ઈરીનને પ્રશ્ન કર્યો કે, કદાચ તેનો ભરથાર જેવો દેખાય છે તેવો નહિ, ને કોઈ ઉતરતા ધંધાનો કે પદવીનો નીકળ્યો તો તે પોતાનો પ્યાર તેને આપશે કે કેમ? ઈરીને તરત હા પાડવાથી માન્યુઅલે તેનો હાથ પોતાના ગળામાં લઈ કહ્યું કે, 'સાંભળ ઈરીન, જે ચાંચીયા લુટારુઓનો સરદાર કેદ પકડાયો હતો અને જે સરદાર ઇજીયન સમુદ્રમાં સફર કરતાં બારકસોને ત્રાસ સરખો થઈ

પડ્યો હતો, તે સરદાર તે તારી નજદીક ઉભેલો તારો ભરથાર જ છે.' એટલે આ સાંભળતાં જ ઈરીન મૂર્છા પામી, પણ થોડી જ વારે શુદ્ધિ આણી બોલી કે, 'ફિકર નહિ, તે ગમે તેવો હોય તો પણ હું તેની જ છુ. એટલે માન્યુઅલ બોલ્યો, 'ત્યારે તું જાણ પ્યારી ઈરીન, કે માન્યુઅલ હવે ઝાઝો વાર લુંટારો રહેનાર નથી. હવે પછી તે લુટારા સરદારના કલંકને ધોઈ નાંખશે, અને આબરુથી રહેશે; તરતવેળા મારે એક વચન પાળવું છે કે, જે વચનના પ્રતાપે હુ છૂટો થઈ તને મળવા પામ્યો છુ, અને તે વચન તે પેલા છૂપા ભોયરામાં રાખેલી એક છૂપી મતા છે કે જેને મારે મારસેલીસ ખાતે ઉતારવી છે. તે જ્યારે હુ તને જણાવીશ ત્યારે તુ વિશેષ આશ્ચર્ય પામશે; માટે ચાલ વહેલી થા.' તુરત ઈરીન ઉઠી. તેને માન્યુઅલ હાથ પકડી ભોંયરા આગળ લઈ ગયો. પહેરેગીરો સઘળા બાજૂ થયા, તરત બારણું ઉઘડ્યું અને ઈરીન અંદર ઉતરી. જોય શુ કે પોતાનો કાકો એવેડીક. બંને એક બીજાને જોઈ વિસ્મય થયા. અને માન્યુઅલે સઘળો ખુલાસો કર્યો અને એવેડીકને કોણે પકડાવ્યો છે અને કેવી રીતે, તે સઘળું તેને જણાવ્યુ. પોતે ચાંચીયાનો ધંધો છોડી દેવા માગે છે તે સુદ્ધા તેને જણાવ્યુ, અને સઘળા એક બીજાનાં મોઢાં જોતાં ઉભા, તેટલામાં પવન સારો મળવાથી તેમનુ બારકસ મારસેલીસ પૂગ્યું. અને એક દિવસ આવ્યો કે જ્યારે ત્યાંના સત્તાવાળાઓએ એવેડીકનો કબજો લીધો. તેને લોખંડનો ખુરકો પહેરાવી પીગનીરોલના કિલ્લામાં કેદ કરવામાં આવ્યો.

માન્યુઅલનુ બારકસ આ કામ બજાવી કાન્સ્તાંટીનોપલ ખાતે પાછું ફર્યું. ત્યા આવી તેણે એવેડીકને ધારેલે ઠેકાણે પહોંચાડી દેવાના સમાચાર મારકુઈસ ઑફ આરજેંટલને જણાવ્યા, અને તેની ખુશાલીમાં પુષ્કળ મોટી રકમનુ ઇનામ માન્યુઅલને આપવા માંડ્યું, પણ તે લેવાને તેણે ના પાડી, અને જણાવ્યુ કે માત્ર જીવ બચાવવાના બદલામાં જ તેણે તે કામ બજાવ્યું હતુ. માન્યુઅલે સઘળો માલ હતો તે વેચી આપ્યો. વહાણ વેચી કાઢ્યું અને સીમોના ટાપૂ ખાતે ઈરીનને લઈને ગયો. ઈરીન લાંબો વખત સુખ જોવા પામી નહિ. પોતાનો કાકો કેદ પકડાવાનો ગમ તેને ઘણો લાગ્યો અને તેમાં જ રીબીને તે મરણ પામી અને માન્યુઅલ પોતે પણ થોડે જ દિવસે તેની પાછળ મરી ગયો. માન્યુઅલ પોતાની પાછળ અખૂટ ખજાનો અને એક દીકરો મૂકી ગયો હતો. મરણ સમયે એવેડીકને લગતી સઘળી હકીકત તેણે પોતાના એકપૂરા દીકરા આગળ જાહેર કરી દીધી. આ પ્રમાણે આ વાર્તાનો અંત આવ્યો.

---

## પ્રકરણ ૨૩ મું

### બાગો બહાર

ખલીલની આ વાર્તા સઘળાએ બહુ ધ્યાનથી સાંભળી. તેમાં આવેલા સ્ત્રી, પુરુષો અને તેમના અદ્દભુત પરાક્રમ વિશે દરેક જણને જૂદી જૂદી જિજ્ઞાસાઓ થવા લાગી. કોઈએ એ ઉપરથી ઇતિહાસના ભંડોળનું ધ્યાન ધર્યું, કોઈએ એવેડીકને વાસ્તે પુછપરછ ચલાવી, અને એ પ્રમાણે દરેક જણ મનમાં આવેલી લહરી પ્રમાણે વાતચિત કરવા લાગ્યાં. તેટલામા હ્યુકસ વાસીઓએ એક પ્રશ્ન કીધો કે, એવેડીકને માટે બીજા કેટલાક ઇતિહાસ કર્તાઓ જૂદુ જૂદું લખી ગયા છે કે નહિ. તે ઉપરથી ખલીલ બોલ્યો કે, 'જૂદા જૂદા છ જણાઓનાં નામો તેમાં સંડોવવામા આવે છે, પણ તેમાંના એ નામો તો તદન કલ્પિત છે. તે સઘળા નામોને ખોટા પાડી શહાદતો સાથે ખલીલે સાબિત કરી આપ્યુ કે, તે કોઈ જ નહિ પણ ગ્રીક ધર્મગુરુ એવેડીક પોતે જ હતો. ખલીલે જે છટાથી પોતાના આ સિદ્ધાંતો ચલાવ્યા, તે સાંભળી સઘળુ મિત્રમંડળ આશ્ચર્યચકિત બની રહ્યુ. આવા એક ફક્કડ સાથે પોતાનો પ્યાર બંધાયો, તે માટે જુલયખાનો હર્ષ તો તેના અંતઃકરણમાં સમાયો જાય નહિ. જ્યાં જ્યાં જુસ્સો બતાવવાનો પ્રસગ આવતો ત્યા ત્યાં તે પૂર જુસ્સા સાથે, જ્યાં જ્યાં શોક દેખાડવાનો પ્રસગ આવતો ત્યાં શોકાતુર ચહેરે તે પોતાની વાર્તા સર્વને સભળાવી સાનદાશ્ચર્યમાં નાંખતો હતો. જેમ જુલયખા પોતાના અંતરમાં ખલીલ તરફ પ્રેમદૃષ્ટિથી જોતી હતી, તેમ બીજી પણ એક બાનુ તેવા જ ઉભરાથી તેની તરફ જોતી હતી, અને તે આપણા દૌલતબાન પાશાની સ્ત્રી ઈસ્મીલડા હતી, તે આપણા ધ્યાનમાં છે. ઈસ્મીલડા બહુ જ હવસવાળી સ્ત્રી હતી, અને પ્યાર સરખી નાજુક ચીજનુ તો તેને ભાન સુદ્ધા નહોતુ ખલીલ જેમ જેમ મોઢામાં રસ છૂટે, તેવી રીતે રસ ચઢાવીને પોતાની વાતને લંબાવતો ગયો, તેમ તેમ સઘળી સ્ત્રીઓએ ધીમે ધીમે પોતાનાં મોઢા ઉપરના બુરકા કાઢવા માંડ્યા હતા, અને દૌલતબાન પાશા જો કે તે સઘળુ જોતો હતો, છતા તેનો કશો અટકાવ કરી શકતો નહોતો, અને તે તકનો લાભ ઈસ્મીલડાએ અચ્છી રીતે લઈ લીધો હતો. વારંવાર તે બાઈ પોતાના ધણીરાજ દૌલતબાન પાશાનો ચહેરો અને ખલીલના સુંદર સ્વરૂપની સરખામણી કરતી, અને જ્યારે તેના મનમાં નિશ્ચય થતો કે, તે દૌલતબાન સરખા એક કદરૂપા પુરુષ જોડે સંધાઈ છે ત્યારે તે બાપડી અદરખાનેથી બળી જળીને ખાક થતી હતી જેમ જેમ ખલીલ તરફ તેનો પ્યાર વધારે ને વધારે દોડતો ગયો,

તેમ તેમ તે દૌલતખાન પાશાને વધારે ને વધારે ધિક્કારવા લાગી. અંતે આ સઘળા પ્રવાસીઓ મજબૂત હલેસાંથી એક રમણીય બાગ આગળ આવી પહોંચ્યા. આ બાગમાં અગાસી ઉપર અગાસીઓ ચઢાવીને તેને કિનારાથી લગભગ એકસો ફીટ ઉંચો રાખ્યો હતો. તેના છેલ્લા તખ્તા ઉપર ગરમીની મોસમમાં રહેવાને માટેની સગવડ કરી રાખવામાં આવેલી હતી. દૌલતખાત પાશાનો એક દિલોજાન મિત્ર, જે પણ પાશા જ હતો તેનો આ બાગ અને બંગલો હતો. બગીચો પણ ફળ ફૂલ આદિથી અચ્છો ભવ્ય અને રમ્ય થઈ રહેલો હતો. ઝાડપાનોની ઘટા ઝુકી રહેલી હતી. ફૂલોનો બેહકબેહકાટ લઈ શકાતો ન હોતો અને મદમદ લહરી લાગી રહી હતી. ઠામ ઠામ ફુવારાઓમાંથી બિલ્લોર સરખું સ્વચ્છ પાણી ઉડતુ હતું. બને ગ્રીકો તેમ જ ખલીલ આ બાગ જોઈને દંગ થઈ ગયા, અને હયુકસ વાસીલાને તો તેમાં એક ફેરો મારી આવવાનો શોખ થઈ આવ્યો. દૌલતખાન પાશાએ સઘળાંને તેમાં ફેરવી લાવવાની કબૂલાત આપી. તરત જ મછવાવાળાને હુકમ આપતાં લંગર કરવામાં આવ્યું અને સઘળા કિનારે ઉતર્યાં. દૌલતખાન પાશા આગળ ચાલ્યો અને સર્વ તેની પાછળ પાછળ ચાલતાં હતાં. તેટલામાં પાશા તો એક સારી જગાએ બેસી હુક્કો ગગડાવવા લાગ્યો અને સઘળાંને બગીચામાં ફરી આવવાનો હુકમ આપ્યો. આ ગડબડનો લાભ લઈ ખલીલે જુલયખાને કાનમાં કહ્યું કે, 'પાશા પાસે જ રહી પડવાનો કાંઈ તાલ જમાવી દે.' જુલયખા જેવી ખુબસુરત તેવી જ ચચળ હતી. તરત તેણે પાશા હુજૂર કર જોડી કહ્યુ કે, 'મેહરબાને મન, સૂર્યના તેજથી હુ અત્યારથી જ થાકી ગઈ છુ, માટે હું બગીચામાં ફરવા જઈ શકતી નથી.' જુલયખા એકલી પાશા આગળ રહી, અને બીજા સઘળાં અદર ગયાં. જ્યાં સુધી પાશાની નજર તેમના ઉપર પડે ત્યાં સુધી તો તેઓ સઘળા સાથે એક ટોળે ચાલ્યાં, પણ એક ઝાડીની ઘટા એવી આવી કે, જે પછી પાશા તેમને બિલકુલ જોઈ શકે તેમ નહોતુ. ત્યાંથી તેઓ સર્વ પોતપોતાનાં મહબ્બતનાં મદિરો સાથે છૂટાં પડવાની તૈયારીમાં પડ્યાં. ખલીલ ઇસ્મીલડા સાથે વાત કરવા માગતો હતો, એટલે તેને પણ આ તો મનભાવતુ થયુ, તેમ જ ઇસ્મીલડા પોતે પણ ખલીલ સાથે વાત કરવાને ટાંપી રહેલી હતી. ગુલનાર અને લેહમીના પણ પોતપોતાના રફિકો સાથે મીઠાસ ભરેલાં વચનો બોલવા ચાહતી હતી. ઇસ્મીલડાએ વાત છેડી. તેણે ખલીલને પૂછ્યું કે, 'આ પ્યારવંતાં જોડાં ઉપર જાપતો નાખવો, એ શું ઘાતકી કામ નથી?' ખલીલે તરત તેનો અતિશયોક્તિ સાથે જવાબ આપ્યો કે, 'બહુ જ

ઘાતકીપણું કહેવાય' તે સાંભળી ઈસ્મીલડા બોલી કે, 'પાશા ગમે તેટલો ગુસ્સે કાં ન થાય, તો પણ તેનું પરિણામ મારે માથે લઈ, હું એ જોડા વચ્ચેના ઇખલાસની વાત પાશાને જાહેર કરીશ' અને તે માટે તેણે ગુલનાર તથા તેહમીનાની પરવાનગી પણ માંગી, જે તેમણે આપી. આ થતાં જ જુલીયન તેહમીનાના ગળામાં અને હ્યુકસે ગુલનારના ગળામાં હાથ નાંખ્યો, એટલે આ તરફ ઈસ્મીલડા અને ખલીલ એક બાજુ રહ્યા. આ અચ્છી તકનો લાભ લઈ ઈસ્મીલડાએ પોતાનો બુરકો એક બાજૂએ કાઢી નાંખ્યો અને હેત ભરી રીતે ખલીલને કહ્યુ કે, 'મારી આશા ફળીભૂત થઈ છે. આ પ્રવાસની શરુઆતમાં મેં વિચાર્યું હતુ કે, એ દરમ્યાન આપણને છૂટાં પાડી સાથે મળવાની એક પણ તક મળશે.' ખલીલે પણ નમ્ર ચહેરે ઈસ્મીલડાને મળતા જ વિચારો જણાવ્યા. તે સાંભળતાં જ ઈસ્મીલડા હર્ષભેર બોલી કે, 'ખચીત, ખચીત, પ્યારા ખલીલ, ત્યારે તું મને ચાહે છે,' એમ કહી ખલીલને ગળે લપટાઈ પડી. પોતાના શબ્દોમાં બને તેટલી મીઠાશ વધારીને ખલીલ તો ઈસ્મીલડા જોડે વાત કરવા લાગ્યો, અને જાહેર કર્યું કે 'ઈસ્મીલડા, તમારે ખાતર તો મેં જુલયખાને તજી દીધી છે.' આ બોલો સાભળતાં તો ઈસ્મીલડા જાણે દીવાની સરખી બની ગઈ, અને બેહદ પ્યાર કરવા લાગી અને કદી પણ જૂદા નહિ પડીએ, એવા વચનો આપવા લાગી. તે જોઈ લગાર ઠાવકેપણે ખલીલ બોલ્યો કે, 'બાઈ બાહેબ, આ તમારાં વચનો મિથ્યા માત્ર જ છે, આપણે કદી છૂટાં નહિ પડીએ, એ વાત બનવી જ અશકય છે.' ઈસ્મીલડાનું મોઢુ ફીકુ પડી ગયુ, અને તે વાત શામાટે અશકય છે, તેનો ખુલાસો માગવા લાગી અને જ્યારે ખલીલે તેની ભૂલ ભાંગી કે, તેનો હકદાર ખાવિંદ દૌલતબાન પાશા જીવતો બેઠો છે, ત્યારે ખૂબ ઠસ્સાભેર ઈસ્મીલડા બોલી કે, 'જેવી તુ મને ધારતો હોય, તેવી સખત લગનના ગાંઠથી હું તેની જોડે ગુલામડી તરીકે જોડાયલી નથી.' ખલીલ આ ભેદભરી વાત સમજી શકયો નહિ. તે જોઈ ઈસ્મીલડા ગાંડુ ઘેલુ બકવા લાગી. ખલીલે આસ્તે રહી તેની ભૂલ ભાંગી કે, 'એ સઘળો બકવાદ મિથ્યા છે, અને તેનાં પરિણામ ઘણાં માઠાં છે.' તે સાભળી વળી ઈસ્મીલડા તો પ્યારઘેલી થઈ બોલી કે, 'સ્રીને ગમે તે પુરુષને ચાહવાની સત્તા છે અને પ્યાર આગળ સઘળુ વ્યર્થ જ છે.' ખલીલ ધીમે સ્વરે પ્યારની વાતને તો કબૂલ કરતો હતો, પણ તેનાથી નીપજનારાં માઠાં પરિણામો વિશે તેની બુદ્ધિને ઉઘાડતો જતો હતો. ઈસ્મીલડાને જ્યારે દૌલતબાન પાશાના નામનું સ્મરણ ખલીલે કરાવ્યુ ત્યારે ફીકી પડી તે બોલી કે, 'હાહા, અફસોસ, તે એક મોટામાં

મોટી પીડા આપણા વચ્ચે નડી છે!' છતાં પણ પાછી સુધબુધને ખોઈ દઈ, તે ખલીલ સાથે એકત્ર થવાનું તેની પાસેથી વચન માગવા લાગી. તે બોલી કે, 'જો તું મન ઉપર લેશે તો આ સઘળુ કામ તારા મનથી કાંઈ પણ વિસાતમાં નથી.' અને આ પ્યારઘેલી સ્રીએ દૌલતબાન પાશાની દોલત અને આગળ વધીને તેના પ્રાણ પણ લેવાનો પોતાનો ઇરાદો જાહેર કીધો. ખલીલે જ્યારે તેને ચોંકાવી કે, એ સઘળું કુકર્મ જ્યારે જાહેરમાં આવશે ત્યારે શો ઉપાય?' પ્રીન્સ ડીજમ અને ફીલીપીના હેલીનાની જે વાત ખલીલે કરી હતી તે યાદ કરાવી, તે ખલીલને પૂછવા લાગી કે, 'તે શુ તે તુ પોતે ભૂલી ગયો?' અને જીવ ઉપર આવી તે ઝેર આપી દૌલતબાન પાશાને મારવાના ઠરાવપર આવી; પણ ઝેર કયાંથી? ખલીલે તરત વેળા તેની ઠઠોલી બનાવવાને તેને સામેના એક ઝાડનાં ફૂલો બતાવ્યા કે તેમાં જોઈએ તેટલું ઝેર સમાયલુ છે. છતાં પણ તેને ચોંકાવી કે, 'એ સઘળાંનું જે ભયકર પરિણામ આવશે તેનું કેમ?' તે બોલી કે, 'ફીકર નહી, એ કામ એકદમ નહિ પણ ધીમે ધીમે અમલમાં લાવીશ.' તરતવેળા ખલીલે સઘળું કબૂલ કીધુ, પણ હવે પછી મુલાકાત કેવા પ્રકારે થશે, તે વિશે પૂછતાં તે બોલી કે, 'હું દાસી અમીનાની મારફત કાંઈક યુક્તિ ચલાવીશ. જે ફુલો દેખાડ્યાં હતા, તેનું ઝેર કેમ કાઢવું તેની ઈરમીલડાને ખબર નહોતી એટલે તે કામ તેણે ખલીલને સોંપ્યું અને આજ્ઞા કરી કે, 'જેમ બને તેમ જલદીથી તે તૈયાર કરી રાખવું.' આ વાત થાય છે, તેટલામાં હયુકસ અને ગુલનાર તેમની તરફ આવી લાગ્યાં, અને તેમની પાછળ જુલીયન અને તહેમીના પણ આવ્યાં. સઘળાં એકઠાં થયાં, એટલે તેમણે ફરીને દૌલતબાન પાશા જ્યાં બેઠો હતો ત્યાં જવા માંડયુ. ત્યાં જઇને જુવે છે તો પાશા ભરઉંઘમાં ઘોરતો હતો અને જુલયખાનો પત્તો નહોતો.

---

## પ્રકરણ ૨૪ મું

## જુલયખાનું સાહસ

સઘળાની અજાયબીનો પાર રહ્યો નહિ. તેઓ વિચાર કરવા લાગ્યા કે, કદાચ પાશાને ઉંઘતો મૂકી તે બોટમાં ગઈ હશે, એટલે સર્વે ત્યાં ચાલ્યાં પણ જોય શુ કે ત્યાં પણ કોઈ મળે નહિ. દરેક જણ જુદી જુદી અટકળો કરવા લાગ્યાં. તરત વિચાર કરી તેઓ પાશા આગળ આવ્યા, જ્યાં પાશા સલામત જાગૃત થઈ આંખો ચોળતા હતા. સઘળાએ તેમને જુલયખાની ગેરહાજરી વિશે જણાવ્યું. તે જાણતાં જ દૌલતબાન પાશા

તો બેબાકળો બની ગયો. તે બોલ્યો કે, 'હું નિદ્રાવશ થયો, તે પહેલાં મારી માગણીથી તેણે ગાયન ગાયુ હતું અને પછી હું ભર ઉંઘમાં પડ્યો, અને તે ક્યાં ગઈ તે હું કહી શકતો નથી.' ખલીલે દરેક જણને જૂદે જૂદે ઠેકાણે તેના શોધ માટે મોકલ્યાં. તેણે અટકળ લગાવી કે તે આપમેળે કદી પણ ક્યાંય જાય તેમ નથી, સિવાય કે તેના પ્રત્યે કાંઈ પણ ચેડાં કાઢવામાં આવેલા હોય. જુલયખાની ગેરહાજરીએ ખલીલના મન ઉપર બહુ ઉંડી અસર કરેલી જોઈ, ઈસ્મીલડાના દિલમાં અદેખાઈનો જુસ્સો ઉભરાઈ આવ્યો અને તેથી તે લગાર કર્કશતાથી બોલી કે, 'સર્વ જણ ખાતરી રાખો, જુલયખા પોતાની મેળે જ આવશે.' ખલીલ તે સઘળો ભેદ સમજ્યો, છતા નગત-વેળા કશું ઉત્તર વાળવાને બદલે તે શોધ કરવા દોડ્યો, તેમ જ જુલીયન અને લ્યુકસ બને જૂદે જૂદે રસ્તે નીકળ્યા. પણ તેટલામા ચાલો હવે જુલયખાનું શુ થયું હતું, તે આપણે તપાસીએ. દૌલતખાન પાશાએ તેને ગાયન ગાવા ફરમાવ્યુ. તે ફરમાન બહાલ રાખી તેણે લલકાર્યું, જેની લહે-રમાં પાશા સલામત ખૂબ ઉંઘમાં પડ્યા. તેને નિદ્રાવશ થયલો જોઈ તેણે ગાયન બધ કર્યું અને આજૂબાજૂ નજર કરી કાંઈક વિચાર કરે છે, તેટલામા સામેની ઝાડીમાં તેને કાંઈ ખખડાટ સભળાયો. ક્ષણભર શાંત થઈ જુએ છે તો કશુએ મળે નહિ, એટલે ફરીને તેણે મનને શાંત કરી વિચાર દોડાવ્યા, તેટલામાં ફરીને ખખડાટ થયો, અને તેમાં વળી જાણે કોઈ મદદ માગતું હોય તેવો અવાજ તેને કાને પડ્યો. હવે તો તે ચોંકીને ઉભી થઈ. જેવી ઉભી થઈ તેવી જ એક લઠ પુરુષે તેણીને બગલમાંથી ઉંચકી અને જેવી ચીચીયારી પાડવા જાય છે તેવુ જ તેણે બાપડીનુ મોઢુ દાબ્યુ. આ ગરબ-ડમાં જુલયખા બેભાન બની ગઈ. પેલો લઠ પુરુષ તો દાવને ફાવેલો જોઈ સુદરીને બગલમાં મારી અધારી ઝાડીમા ઉઠાવી ગયો. ઝાડીની ઘટા એટલી બધી ગીચ હતી કે, કોઈપણ તેને જોવા પામ્યુ નહિ. એ પ્રમાણે તે પુરુષ તેને બગીચાની હદની બહાર લઈ ગયો. ઘણેક દૂર જવા પછી બેભાન થઈ ગયલી જુલયખા તે પુરુષની બગલમાં ને બગલમાં જ ભાનમાં આવી, અને જોય શું કે પોતે એક રાક્ષસ સરખા કાળા હબસીની બગલમાં પડી છે. તેણે તે બાપડીને નરમ ઘાસ ઉપર સુવાડી અને સહજ છેટો ઉભો રહી તેના સૌદર્યને તાકી તાકીને જોવા લાગ્યો. જુલયખા પુર હોશિયારીમાં આવી અને ઉગરવાનો કશો ઉપાય ન જોતાં તેણે દયામણું મોઢુ કરી તે કાળા હબસી પાસે દયા માગી. તેના દીલપર સફેદ કપડાં હતા, જે તમામ તરતના ભીંજી ગયેલાં હોય તેવાં દીસતાં હતાં. વાચનાર, આ હબસી કોણ

છે, તેની ઓળખ આપવી જોઇએ. એ કગાલ રાક્ષસ બીજો કોઈ જ નહિ, પણ કારા મસરૂર હતો, પણ જુલખા તેને પીછાની શકી નહિ. જુલયખાએ પૂછવાથી તે હબસીએ ઉત્તર આપ્યો કે, 'હું કારા મસરૂર છું અને હું આગળ તારા કાકા તે દૌલતબાન પાશાના ખજાનાનો નિગેહબાન હતો. હમણા મારો જીવ લેવાની વેતરણ ચાલે છે, પણ હું મારો કીનો લીધા વિના રહેનાર નથી. હવે તું મુજ સરખા ઇથીયોપીઅન હબશીની કન્યા થવામાટે શો વિચાર ધરાવે છે. હે ખૂબસૂરતીની પૂતળી!' જુલયખાના મોઢા ઉપર કારા મસરૂરના આ બોલોથી રતાશ ફરી વળી, તે બહુ ચોંકી અને જાણે નાહાસવાના સરખો ભાવ દેખાડવા લાગી. તે જોઈ તે હબસીએ તેને ટાણો માર્યો કે, આ હબશીની લઠ સરખી બાજૂમાંથી તારા જેવી નાજુક પૂતળી છટકી જવા પામે, એ તો અસંભવિત જ છે. જાણ એ પુતળી કે, એક ક્ષણભર પણ નાહાસી જવાનો વિચાર સુદ્ધાં મનમાં કીધો તો એક બોલ બોલતામાં તને હુ ચગદી નાખીશ.' જુલયખા હિમત આણી બોલી, 'ઓ કગાલ હબશી, મારા માથાના એક નજીવામાં નજીવા વાળને પણ ઇજા પહોંચાડવાથી તને શુ શિક્ષા થશે, તેનો કાંઇપણ તને ખ્યાલ છે ખરો?' મસરૂરે તોરમાં જ તેનો જવાબ વાળ્યો અને જાણે કશાથી ડરતો ન હોય તેમ જ બોલ્યો, 'જાણ અરે મારી આંખોની કીકી, હું તને મારી પટરાણી કરવા ઇચ્છુ છુ, તારા શરીર ઉપરના સઘળાં જર ઝવેરાતની મદદથી આપણે ચાહે તેવી મોજ કરીશું. ચાલ, બોલ ઓ પૂતળી, ઉતાવળ કર, હશે હુ તને અહીં પાંચ મિનિટથી વધારે વાર ઉભી રહેવા દેનાર નથી, પણ ઓ મારા જીવનહાર, સર્વથી પહેલાં મને તારા મધુર હોઠ ઉપર એક મીઠું ચુંબન કરવા દે.' ખૂબ દમામમાં જ જુલયખાએ તેને દૂર થવાને ફરમાવ્યું, અને મકમપણે બોલી, 'જાણ ઓ કંગાળ કે, તારા ગંધ મારતા શરીરનો લેશપણ સ્પર્શ થવા પહેલાં હું મારો પોતાનો ઘાત કરીશ.' આટલુ બોલતા જ જુલયખા તો ખૂબ જોરમાં પાછલે પગે નહાઠી, કારા મસરૂર તરેહવાર ધમકીઓ આપતો તેની પૂઠે પડ્યો, પણ સારા ભાગ્યે લાબા ઘાસમાં અણદીઠ થઈ ગયેલા એક ખાડામાં તે પડયો, અને તેટલામા જુલયખાને નાહાસવાનો સારો લાગ મળ્યો. ક્યાં જાય છે, તે જાણવા વગર જ તે તો દોડી, અને જ્યારે જોયું કે હબશી ઘણો પાછળ રહી ગયો છે ત્યારે તેને સારી હિમત આવી.

એ પ્રમાણે દોડતાં દોડતાં તે એક એવા ઠેકાણે આવી લાગી કે, જ્યાંથી બે જૂદા જૂદા રસ્તાઓના ફાંટા નીકળ્યા હતા. હવે તો કારા મસરૂર તેની નજરે પણ પડતો નહોતો. બહુ ભટકતાં ભટકતાં તેની નજરે

બીજો એક બગીચો પડ્યો, જ્યાંનાં સઘળાં ચિન્હો ઉપરથી ત્યાં માણસ જાતનો વસવાટ હોય એમ માની, કારા મસરૂર બીજે રસ્તે કદાચ આવી તેને હેરાન કરશે, એમ માની તેનાથી બચવાને તે અંદર ગઇ. દરવાજે હાથ લાગ્યો, ઠોકે છે તો કોઇએ જવાબ આપ્યો નહિ. તો જોકે બારણું ઉઘાડું જ હતું. હિમત કરી તે અંદર ગઈ, અને ફરીથી દરવાજે ઠોકયો તો તેને નમ્રપણે ઉત્તર આવતું સંભળાયું. આ અવાજ કોઈ નબળા દેહના પુરુષનો હોય તેવો લાગ્યો, અને તે હિમતથી કહેવા લાગ્યો કે, 'અય ખુબસૂરત પૂતળી, તુ બીહીશ નહિ, મારાથી ભાગીશ નહિ; એવા બીજા ઘણાક અવાજ થયા પછી સઘળુ શાંત થઈ ગયુ. જુલયખા આશ્ચર્ય-ચકિત થઈ જુએ છે, તેટલામાં તે જ અવાજ ફરીને સંભળાવા લાગ્યો. આસ-પાસ ફરીને જોય છે તો માણુસનું તો કશુ નામનિશાન નહિ મળે, એટલે બાપડી જુલયખા તો ગભરાઇને ઉભી જ રહી. એ સઘળુ શુ હશે, તેનો તેને કશો ખ્યાલ પણુ આવી શકયો નહિ. એ કોઈ તાવની ઝૂમમા પડેલા માણુસનો અવાજ હશે, આકાશવાસી કોઈ ફરિસ્તો પોકારતો હશે કે વળી કોઈ બીજો હબશી તેની ઉપર ડોળો બગાડી આવેલો હશે. છતા પણુ પેલો કારા મસરૂર કદાચ પાછળ આવે તો તે ત્યાં સલામત રહી શકે કે કેમ, તેનો પહેલો વિચાર કરતી હતી. એવા વિચારથી એકાદ બે ડગલા આગળ ચાલી એક ઓરડામાં દૃષ્ટિ કરે છે તો ત્યાં સઘળું શાત હતું, પણુ ત્યાં બે ગુલામો નજરે પડ્યા. ઉમર તેમની મધ્યમ હતી અને ચામડીનો રંગ સફેત હતો. પૂતળા પેઠે તેઓ સ્થિર ઉભા હતા, અને તેમની બાજૂએ પડેલા એક કોચ ઉપર એક ત્રીજો પુરુષ પડેલો હતો. તેમને તદન ગતિ વગરના જોઈ તેઓ ખરેખર જીવતા હશે કે કેમ, તે વિષે જુલયખાને શક પડ્યો, પણુ તેટલામા તો એક ગુલામે, તરત જાણે જુલયખાને ચુપ રહેવાની આજ્ઞા કરતો હોય તેમ, પોતાની આંગલી લઈ હોઠ સાથે લગાડી. મૂગે મોઢે જુલયખાએ ઓરડામા નજર કરી. તેટલામાં કોચ ઉપર પડેલા માણુસ ઉપર તેની નજર પડી, એટલે તે ચોંકી. તપાસીને જોતાં તેનું વય પચાસ વર્ષનુ લાગતુ હતું, તો જો કે ખરેખર તે પાંતરીસથી ઉપર ગયો ન હોતો. રાબેતા પ્રમાણે શરીર સઘળાં કપડાંથી ઢંકેલું હતું, છતાં માત્ર ચામડી અને હાડકાં સિવાય તેનામા કશું ન હોતુ. આંખો તો મીચાયલી જ હતી, અને ખાડા પડી ગયેલા હતા, અને કપાળ ઉપર ચામડીની કરચલી વળી ગયેલી હતી. આ જોઈ જુલયખાએ ઇશા-રતથી જ એક ગુલામને પોતાની પાસે બોલાવી તેના પ્રત્યે વાત કરવાની ઇચ્છા દેખાડી. તે પ્રમાણે બંને જણુ સહેજ છેટે આવેલા એક ઓરડામાં

ગુપચુપ ગયાં. જુલયખાના પૂછવાથી તે ગુલામ બોલ્યો કે, કોચ ઉપર પડેલો માણસ હમારો શેઠ છે; તે મરવા સૂતેલો નથી, કે નથી માંદો, પણ તે અફીણી છે, અને હમણાં પણ ગોટી ચઢાવી સૂતો છે. તે કદાચ કલાક બે કલાક પછી જાગૃત થશે.' જુલયખાએ એ સાંભળી તેને પોતાની ઓળખ આપી તેની પાસે મદદ માગી. તેટલામાં જોય શું કે સડસડાટ એક પહેલવાની કદનો માણુસ સામેથી ચાલ્યો આવે છે. જુલયખાને વળી ધાસ્તી પડી કે કારા મસરૂર આવી લાગો કે શું? પણ શુકર તે કિરતારના કે, છેક આગળ આવતા જોય શુ કે તે આવનાર તો બીજો કોઈ જ નહિ, પણુ ખલીલ પોતે જ. બનેની અજાયબીનો કશો પાર રહ્યો નહિ, તેમ બંનેનો હર્ષ તેમનાં અંતઃકરણમાં સમાયો જતો નહોતો. પહેલાં તો જુલયખાએ પોતાના ઉપર વીતેલી સર્વ વાત ખલીલને કહી સંભળાવી, અને ખલીલે કારા મસરૂરનુ નામ સાંભળતાં જ પોતાની તલવાર મ્યાનમાંથી કાઢી તૈયાર જ રાખી. ખલીલ માનતો હતો કે, આ નાપાક હબશી બાસફરસના સમુદ્રમાં ડૂબી મુઓ છે, પણ આ ખુલાસા પછી તેની તે અટકળ ખોટી પડી. ખલીલ હવે અહીંથી જુલયખાને લઈ નીકળ્યો. જુલયખાને ખલીલ સાથે પાછી ફરતી જોઈ પાશા તથા બીજા સર્વ મિત્રમંડળને ભારે ખુશાલી ઉપજી રહી. પણ ઈસ્મીલડાના દિલમાં તો તેને જોતાં જ અદેખાઈનો અગ્નિ પ્રજળવા માંડ્યો. જુલયખાએ પોતાની વિતક વાર્ત્તા ફરીને દૌલતખાન પાશા આગળ કહી સભળાવી, અને જ્યારે તેણે જાણ્યુ કે તેની ભત્રીજીને હેરાન કરનાર બીજો કોઈ નહિ, પણ તેનો પોતાનો ગુલામ કારા મસરૂર હતો ત્યારે તેના ગુસ્સાનો પાર જ ન રહ્યો. હવે સઘળા મછવામાં પાછાં બેઠાં અને ઘર તરફનો રસ્તો પકડ્યો. કેટલોક વખત સૂધી દરેક જણુ તરેહવાર વાતોના ગપાટા ચલાવવા લાગ્યાં, અને તે દરમ્યાન ડ્યુકસે અદબ સાથે દૌલતખાન પાશાને જણાવ્યું કે, 'એક પ્રસિદ્ધ ફ્રેંચ મુસાફરને લગતી એક વાત મેં એક ફ્રેંચ પુસ્તકમાં વાંચી છે. તેની આગળ તો આ પ્રવાસમાં બનેલો બનાવ કુછ બિસાતમાં નથી, એટલે પાશાએ તો ખુશીનાં ઉભરા સાથે ડ્યુકસને તે વાત કરવાને ફરમાશ કરી, જે બહાલ રાખી ડ્યુકસે ચલાવ્યું,—

---

## પ્રકરણ ૨૫ મું

## ડ્યુકસ વાસીલાએ કહેલી વાર્તા

ડ્યુકસ બોલ્યો કે ઈ૦સ૦ ૧૮૦૭ ની સાલમાં આલવીયાર નામનો એક ફ્રેંચ મુસાફર પોતાની ગમતને ખાતર યૂરોપના તુરકી દેશમાં મુસાફરી

કરતો હતો. વયે ત્રીસ વરસનો હતો, બહારનો દેખાવ દબદબા ભરેલો અને તુરકી ભાષા બહુ છટાથી બોલતો હતો. તેની સાથે એક જવાન નોકર હતો. લીવૅંટ, એશિયા માઈનર તથા એલેકઝાન્ડરીઆના ટાપૂઓ તેમ જ બીજી જોવા જોગ જાહેર જગાઓમા ફરવાનો વિચાર હોવાથી લગભગ બે વરસ સુધી પોતાના સ્વદેશથી બહાર રહેવાના ઠરાવે તે નીકળ્યો હતો. ઑગસ્ટ મહીનાની એક રમણીય સંધ્યાના વખતે આ મુસાફર બાલકનના કિનારા ઉપર આવેલા ફીપરીલુ નામના ગામમાં જઈ લાગ્યો. ગામની ધર્મ-શાળાના એક ઓરડામા બને જણે ઉતારો કીધો, જેનો રખેવાળ એક બલ્ગેરિયન ખ્રીસ્તી હતો બને મુસાફર ઉપરાંત એક ત્રીજો શખ્સ તેમની સાથે ખાનું લેવા બેઠો. આ ત્રીજો પરોણો જાતે એક તુરકી હતો અને જેમ મરદાનગીમા તેમ જ ખુબસુરતીમાં પણ નિપુણ હતો. પોશાક પણ ભભકાભેર હોવા સાથે હથિયારથી સજ્જ થયલો હતો. ખાનુ ખાઈ આલ્સ-વીયર તે તુરકી સાથે વાતચિત કરવા લાગ્યો. આ વાતચિત દરમ્યાન તે તુરકીએ જણાવ્યું કે, ‘હું વેપારી છુ અને માલોના આરડરો લેવાને પ્રવાસ કરુ છુ. હમણા કેટલોક વખત થયો કાલા નામનો એક અહગ લુટારો ત્યા મોટી ટોળી સાથે ફૂટી નીકળ્યો છે, તેથી મને હથિયારો સાથે રાખી ફરવુ પડે છે.’ આટલી વાતચિત પછી આલ્સવીયાર તેનો ઉપકાર માની છૂટો પડ્યો, અને મુસાફરીનો થાક ચઢેલો હોવાથી સલામ આલેકુમ કરી સૂવા ગયો. તુર્કે આપેલી ખબર ખરી છે કે ખોટી, તે વિશે તેણે તે ધર્મશાળાના રખેવાળ પાસે પૂછપરછ કરી તો તેમા સચ્ચાઈ જણાઇ. આલ્સવીયારે મોટી ખુશી સાથે તે રખેવાળના ત્રણ છોકરાને ભોમીયા તરીકે પોતાની સાથે પ્રવાસ ચાલુ કરવાની તૈયારી કરી. ત્રણે તરુણ લઠ હતા અને હથિયારથી સજ્જ થયેલા હતા. આલ્સવીયારે તેમ જ તેના નોકરે પણ હથિયારો લઈ લીધાં અને મુસાફરીએ નીકળ્યા ચાલતા ચાલતાં એક ગીચ જંગલમાં આવ્યા, જે રસ્તો લગભગ ચાર માઇલ જેટલો હતો. તે જગલ પસાર કર્યું, એટલે બાલ્કનના પહાડોની હાર લાગી. સઘળુ ઉજ્જડ અને વેરાન હોવાથી ભયજનક લાગતુ હતું. એક વાત આ ઠેકાણે જણા-વવી જોઇયે કે, આલ્સવીયારને ધર્મશાળામા જે તુરકી વેપારી તરીકે ભેગો થયો હતો, તે પણ આ મુસાફરીમાં શામેલ હતો. જંગલની વચ્ચોવચ એક ઝાડની છાયા હેઠળ તેઓ ખરે બપોરે આસાઇશથી લગાર ખાનુ લેવાની તૈયારી કરે છે, તેટલામા તે તુર્કે આલ્સવીયાર સાથે વાત છેડી કે, ‘એમ સમજો કે, કાલો લુટારો તમારી સામે આવી ઉભો છે તો તમો બચાવ કરવાને સમર્થ છો ખરા ?’ આલ્સવીયારે તેમ જ પેલા ત્રણ તરુણોએ છાતી

ઠોકી, એટલે તે તુર્કે તરત એક બાર કીધો તો જગલની ચારે દિશાએથી હથિયારબધ માણુસોનાં ટોળેટોળાં નીકળી આવ્યા. તેમાંના એક તરત આલ્લીવીયાર તથા તેના સાથીઓને હથિયાર છોડી દેવાનો હુકમ કીધો. આલ્લીવીયાર હવે સઘળો ભેદ સમજ્યો, એટલે ખૂબ જુસ્સાથી જ તે તુર્કને કહેવા લાગ્યો કે, 'જે કાલ્લા લુટારો કહેવાય છે, તે કદાચ તું પોતે જ હશે!' હજી તો આ શબ્દો પૂરા કરી નથી રહ્યો, તેટલામા આલવીયાર તેના નોકર તથા પેલા ત્રણ સાથીઓને ઘેરી લઈ હથિયાર છોડાવ્યા. તે તુર્ક અથવા કાલ્લા લુટારાની ઇશારતરૂપ આજ્ઞાને તાબે થઇને હાજર થયેલા લગભગ અઢીસો માહેલા ૨૦ લુટારાઓ આ બંધવાઓને પોતાના મકાને લઈ ચાલ્યા. ઘણેક દૂર એક છાવણી ઉભી કરી હતી, જયા તેઓ જઈ લાગ્યા. સઘળો દેખાવ એક લશ્કરી છાવણીના જેવો લાગતો હતો. આલ્લવીયાર અને તેના નોકરને એક બાજૂએ અને પેલા ત્રણે ભાઇઓને બીજી બાજૂએ લઈ જવામા આવ્યા. ઘણા જ નમ્ર શબ્દથી પેલા કાલ્લા લુટારાએ આલવીયારને એક કોચ ઉપર બેસવાને ફરમાવ્યુ તરત તે લુટારા સરદારે તાળીઓ પાડી કે, એક ખુબસૂરત નારી રૂપેરી થળની અદર શરબત અને શરાબ લઇ આવી આ સ્ત્રી એટલી બધી ખુબસૂરત હતી કે, તેને જોતાં આલ્લવીયાર તરત પોતાના ઉપરની આફતને ભૂલી ગયો. આ સ્ત્રી જેનુ નામ જોબેદા હતું અને જેને આ લુટારા સરદાર દીકરી સમાન ગણુતો હતો, તેણે ઘણી જ સભ્યતા સાથે આ શરાબ અને શરબત આલ્લવીયાર આગળ ધર્યા. જોબેદાનુ વય સત્તરથી અઢાર વર્ષનુ લાગતુ હતું, અને તેને નાઉમીદ નહિ કરવાને કારણે જ આલ્લવીયારે થોડુંક શરબત લઈ પીધુ, જે પછી જોબેદા ત્યાંથી વિદાય થઈ. તે જતા જ તુરકી લુટારા સરદારે આલ્લવીયારને પૂછ્યુ કે, 'હવે તારે શુ કરવું છે?' તેણે કહ્યું કે, 'જો તારે જીવતા જવુ હોય તો એક હજાર પીયાસ્ટરનો દંડ આપી ચાલ્યા જવુ, ને કા તો મોતને શરણુ થવુ.' આલ્લવીયાર એક હજાર પીયાસ્ટર આપવાને કબૂલ થયો, પણ તે રોકડા ન હોવાથી તેણે પોતાના નોકરને ચીઠ્ઠી આપી એડ્રીયાનોપલના એક શાહુકારને ત્યાથી તે રકમ મગાવી, અને તે દડ તરીકે ભરી ત્યાંથી લુટારા સરદારની રજા લઈ રુખસદ લીધી જતી વેળાએ આલ્લવીયારને પોતાની સાથે આવેલા ત્રણ ભાઈઓનું સ્મરણ થયું, એટલે તેણે તેમનેમાટે પણ દંડ આપી છૂટકો માગ્યો; જે આપવાને તુરકી સરદારે સાફ ના પાડી; એવા કારણે કે તેઓ જ ફક્ત આખા બલગેરિયામાં લુટારાઓની ખીણોના રસ્તાઓથી માહીતગાર છે અને તેટલા જ માટે તેમને હાથમાં લેવાને તે પાતે કેટલો વખત થયો મથન કરતો હતો. વળી

તેઓ તેની સાથે લુટારા ટોળીમાં જોડાવાને કબૂલ થઈ ચૂક્યા છે. આ મામલો જોઈ આલવીયાર વધારે બોલ્યો જ નહિ અને લુટારા સરદારના એક ભોમિયા સાથે ત્યાંથી નીકળ્યો જતી વેળાએ સરદારે આલવીયારને પ્રતિજ્ઞા આપી કે, આ બનાવનો ભેદ બિલકુલ કોઇની આગળ ખુલ્લો કરવો નહિ. જે આલવીયારે કબૂલ કીધુ. આવી રીતે પ્રવાસ કરતા કરતાં સાત વર્ષ થઈ ગયાં અને ૧૮૧૦ ની સાલના ઉનાળામાં બલ્ગેરિયાના મેદાનમાંથી વીસ માણસોનો એક સંઘ ચાલ્યો જતો હતો, જેમાં કેટલાક સરકારી કાસિદો, વેપારીઓ અને ધંધાદારીઓ હતા, અને તે ઉપરાત તેમાં યુરોપિયન ઢબના પોષાક સાથનો એક ગૃહસ્થ વિરાજેલો હતો અને બીજા એક ઘોડા ઉપર તેનો નોકર હતો. આલવીયાર પોતાના નોકરને કહે છે કે, 'આપણે સાત વર્ષ સુધી જગલે જગલ ભટક્યા છીએ અને હવે આપણે જલદીથી તુરકીની હદ છોડી હુંગેરીમાં જઇશુ' તે નોકરે આલવીયારને ભલામણ કરી કે, 'હવે જેમ બને તેમ જલદીથી ફ્રાન્સ પાછા વળવુ' આ પ્રમાણે સઘળાઓ પરસ્પર વાતો કરતા જાય છે, તેટલામાં સઘળાઓને એક ભયકર દેખાવ નજરે પડ્યો, બે લાંબી લાકડીઓ ઉપર બે માણસની લાશો લટકેલી જણાઈ દરેક જણ તે જોવાને ધસ્યા. તેમની સાથેના ભોમીયાએ જ્યારે તે લાશને જોઈ ત્યારે તેણે તેને તરત ઓળખી અને બોલ્યો કે, 'એક લાશ લુટારા સરદાર કારાઅલીની અને બીજી તેના વડા ચેલા કોઝીમાનની છે' આ ઉપરથી આલવીયારે તે ભોમીયા પાસેથી વિશેષ હકીકત જાણવા માગી અને તેમા જોબેદા કોણ હતી અને તેનું શુ થયું, તે પણ જાણવા માગ્યુ તે ભોમીયો બોલ્યો કે, 'રૂમીલીયાના પાશાએ આ લુટારાઓને ઠાર કીધા, તે પહેલાં જોબેદાની કેટલીક હકીકત કારાઅલીએ કહી હતી.' તે બોલ્યો કે, 'કારાઅલીએ બાલકનના પહાડોનો કબજો લીધો, તે પહેલાં તેણે એનેટોલીયામાં લુટારાઓની એક ટોળી ઉભી કરી હતી. પદર વર્ષની વાત ઉપર તેણે એક વણજાર લૂટી પુષ્કળ દ્રવ્ય મેળવ્યુ હતુ. જે મુસાફરો તેમા માર્યા ગયા, તેમા એક ફ્રેંચ એલચી હતો, જે પોતાને મળેલો નવો ઓહદો લેવાને પોતાની દીકરી અને એક ફ્રેંચ ચાકરડી સાથે નીકળ્યો હતો. સદરહુ એલચીને કારાઅલીએ મારી નાખ્યો, તે વેળાએ તેણે પોતાની દીકરીને બચાવવાની માગણી કરી અને તે તેણે સ્વીકારી. જે ચાકરડી હતી તેને તે છોકરી જેનુ નામ કારાઅલીએ જોબેદા રાખ્યું હતું, તેની નોકરીમાં રાખી. જોબેદા પોતાના પિતાના મરણ પછી કારાઅલીને જ પિતા સમાન ગણતી હતી. કારાઅલીને ઠાર કરવા પછી પાશાએ તેને તેની દાસી સુદ્ધ

બેલગ્રેડ બોલાવી લીધી છે.' આ વાત સાંભળી આલવીયારે બે ચાર દિવસ બેલગ્રેડમાં થોભવાનો નિશ્ચય કર્યો. બલ્ગેરિયાની પેલી જ ધર્મશાળામાં આલવીયાર આવી પહોંચ્યો જ્યાં પેલા ત્રણે ભાઇઓ પણ છૂટી આવેલા હતા. ૧૮૧૦ ની આખેરીએ આલવીયાર ફ્રાન્સ જઈ પૂગ્યો અને કહેવુ જોઇયે કે, તે પોતાની સાથે લગભગ ૨૫ વર્ષની એક તરુણીને સાથે લેતો આવ્યો, કે જે તરુણી બીજી કોઈ નહિ પણ જોબેદા જ હતી, જેને મેળવવાને તે અતે ફતેહ પામ્યો હતો

—※※※—

## પ્રકરણ ૨૬ મું

### નવું રમખાણ

ડ્યુકસ વાસાલોની વાર્તા વિશે સર્વ મિત્રમડળે તરેહવાર અભિપ્રાયો આપવા માંડયા, પણ ઈસ્મીલડા જે જુલયખા તરફ ભારે અદેખાઈ દેખાડતી હતી, તેના દિલમા તો જુસ્સો વધતો જ ગયો. આ વાત દરમ્યાન ખલીલે બારીકીથી જોઈ લીધુ કે, ઈસ્મીલડા જુલયખા તરફ ભારે બળતી હતી પેલા અરીણીના બાગમાં જુલયખા અને ખલીલ એકલાં મળ્યાં હતા એમ જ્યારે તેણે જાણ્યું ત્યારે તો જુલયખા વિશેની તેની અદેખાઈનો ધુવો વધારે ને વધારે પ્રસર્યો હતો. ખલીલ તરફ ગુસ્સાની નજરથી, અને જુલયખા તરફ ધિક્કારની નજરથી તે જોવા લાગી. સઘળી ગુફ્તગૂ ચાલે છે, તેટલામા વળી દૌલતબાન પાશાએ તો કારા મસરૂરના નામનુ મંડાણુ માડયું, અને જુલયખા તરફ ફરી તે બોલ્યો કે, 'અપણા મહેલમા જતાં જ હુ તારા પિતાને કહી મોકલીશ કે, તે કમબખ્ત કારા મસરૂરના શોધમા માણુસો મોકલે.' આ સઘળાનો દરમ્યાન તેમને અજાયબીમા ગરકાવ થવા જેવુ જે જણાયું તે એ કે, રશિયન વાવટાની એક ફ્રીગેટ પુર ઝડપથી તેમના તરફ આવતી જણાઈ તુરકી અને રૂશિયા વચ્ચે કેટલોક વખત થયા રણસગ્રામ ચાલેલુ હતું, પણ આ વાર્તાના સમયે સુલેહના કોલકરારો નક્કી કરવાના હેતુએ લડાઈ તરતવેળા બધ પાડવામાં આવેલી હતી. ઇગ્લંડ એ લડાઇમાં તુરકી સામે રુશિયા જોડે મળી ગયેલુ હતુ અને ઇંગ્લંડની સમજુતીથી જ લડાઈ થોભાવવામાં આવી હતી. આ કારણુને લીધે જ દૌલતબાન પાશાએ રુશિયન ફ્રીગેટને પોતાની સામે આવતી જોઈ ત્યારે તે ગભરાટમાં પડ્યો. સઘળાંઓ અજાયબી સાથે ધ્રુજવા લાગ્યાં. જુલયખાએ આ સમયે ખલીલ તરફ પોતાની નજર તાકેલી જ રાખી હતી. ખુબ ધ્યાન પહોંચાડી ખલીલે શોધી કાઢ્યુ કે,

તે રુશિયન બારકસ ઉપર સફેદ વાવટો હતો, એટલે તે બારકસ દુસ્મનાઇને કારણે નહિ પણ માત્ર મિત્ર તરીકે નીકળેલુ હોવુ જોઈએ, કારણ કે, સુલેહના કોલકરારો પ્રમાણે બને રાજ્યોએ એક બીજાના કેદ પકડાયલા માણુસોને પાછા આપવાની બોલી કરેલી હતી ખલીલની અટકળ ખરી હોય કે નહિ, તોપણ એટલું તો ખરું હતું કે તે રુશિયન બારકસ ઉપર સફેદ વાવટો હતો એટલે ધાસ્તી જેવું કશુ ન હોતુ. દોલતબાન પાશાના મછવા ઉપરની ચારે સ્ત્રીઓએ પોતાનાં મોઢા ઉપર બુરકા ઢાંકયા. હવે આ રુશિયન મનવારનો ભેદ ખુલ્લો પડ્યો, અને તે ખલીલે કરેલી અટકળને મળતો જ હતો. તેના ઉપર કેટલાક તુરકી બધવાઓ હતા આ મનવારનો કેપટન એક ઉંચા કુળનો રુશિયન હતો ૩૬ તોપોવાળા બારકસની સરદારી તેને હસ્તક હતી, અને તે જેમ હિમતવાન્ તેમ જ સાહસિક પણ હતો. તુર્કીઓને માટે તેને બચપણથી જ બહુ તિરસ્કાર હતો, અને પોતાના સઘળા ગુણો સાથે ફાટાવાળો તો એટલો હતો કે, જે ફાટો પછી ગમે તો ખરાબ કે સારો તેના મગજમા આવ્યો, તે પ્રમાણે તે અમલ કરવા વગર રહેતો ન હોતો. આ રુશિયન મનવારનું નામ "ઇવાન ધિ ટેરીબલ" અને તેના કેપટનનુ નામ કોલોકોફ હતું. જેમ જેમ પાશાનો મછવો મનવારની સામો ગયો, તેમ તેમ તેમાની સ્ત્રીઓ ઉપર કોલોકોફની નજર પડવાથી તેઓ સઘળાએ દૂરબીનો ચઢાવી અને તેઓ તરેહવાર વાતો કરવા લાગ્યા. મછવો તથા મનવાર એક બીજાની અડોઅડ આવ્યાં, અને મનવાર ઉપરના સઘળા અમલદારો તો દીવાના પેઠે તુરકી સ્ત્રીઓને જ જોઈ રહ્યા હતા. કોલોકોફે ખૂબ બારીકીથી જાણી લીધુ કે, અંદર જે બુઢ્ઢો છે તે કોઈ પાશા છે અને બીજા બે ગ્રીક્કા અને એક તરુણ તુર્ક છે. કોલોકોફ આકળો ભૂત અને ફાટાવાળો હતો, એટલે તેણે તો મનવારનુ લગર કરી તુર્કી મછવા ઉપર જવાની તૈયારી કરી. તે જોઇને મનવારના કમાન્ડરે સારી સભ્યતાથી તેને વારીને સમજાવ્યુ કે, 'હમણા જ મહા મુશ્કેલીથી બને સરકારો વચ્ચેની લડાઈ બધ થયેલી છે, અને હજી તો સુલેહના કરારો પૂરેપૂરા થયા નથી, તેટલામા કાંઈ સહજ પણ બહાનુ ઉભુ થતાં લડાઈ ઉભી થવાને વિલમ્બ લાગશે નહિ વળી સીબાસ્ટોપોલના ઍડમીરલે પણ આપણને એ જ પ્રમાણેની સમજૂતી આપી છે.' બહુ જ અધીરતા સાથે કોલોકોફ બોલ્યો કે, 'આ સુદરીઓને આપણુ બારકસ દેખાડવાનો અને લગાર ભોજન પ્રસાદી લેવાનો આગ્રહ માત્ર કરવામાં શુ નુકસાન થઈ જવાનુ છે? એ તો સામુ એક સભ્યતા કહેવાશે,' માથાના ગરલા કોલોકોફે તો તરત મનવારનુ લગર નખાવ્યુ, બોટો

ઉતારવામાં આવી અને કોનોકોફ તેમા ઉતર્યો. તેટલામાં દૌલતખાન પાશાનો મછવો તો ધરભણીનો માર્ગ લઈ ચૂક્યો હતો. તે કોલોકોફને ઉતરતો જોઈ બોલ્યો કે, 'મનવારમાથી કોઈ ઉતરી આવે છે.' ખલીલ સમજ્યો હતો કે, મનવાર એકદમ લગર કરી બોટો ઉતારવામાં આવી છે એટલે તેનો કાંઈ પણ મતલબ તો હોવો જ જોઇયે. કોલોકોફ એકલો છ ખલાસીઓ સાથે તેમની તરફ આવ્યો, તે જોઇ તેમને ધીરજ આપવાને ખલીલ બોલ્યો કે, 'ફિકર નહિ આપણે દશ જણ છીએ.' જેમ જેમ રુશિયન બોટ તેમની તરફ આવતી ગઈ, તેમ તેમ તેમનામા તરેહવાર સંકલ્પ વિકલ્પ થવા લાગ્યા. અતે ખલીલે સૂચના કરી કે, 'આપણા મછવાને પણ લાગરી આપણે હવે આવતા પરોણાને આવકાર દેવામા જ શોભા છે,' અને પાશાએ તે સૂચના સ્વીકારવાથી મછવો લાગરવામાં આવ્યો. કોલોકોફ નજદીક આવી લાગ્યો અને બોટમાથી જ તેણે સઘળાઓને નમીને સલામ કીધી, અને દૌલતખાન પાશાએ તેનો જવાબ વાળ્યો. બહુ જ સભ્યતા સાથે કોલોકોફે રુશિયન ભાષામા વાત કરવા માગી, પણ કમનસીબે દૌલતખાન પાશાના રસાલામા તો એક જણ પણ રુશિયન ભાષા જાણતુ નહોતુ. ફરીથી તે ફ્રેંચ ભાષામા બોલ્યો. ખલીલે તેને ફ્રેંચ ભાષામા ઉત્તર આપવા માંડ્યુ. જુલયખા પોતે પણ તે ભાષા જાણતી હતી. ખલીલે કોલોકોફ આગળ ખુલાસો કીધો કે, 'આ બોટ દૌલતખાન પાશાની છે, આ સ્ત્રીઓ તેના કુટુંબની છે, આ મારા બે મિત્રો ગ્રીક છે અને હુ તુર્ક છુ, ને અમો દૌલતખાન પાશાની પરોણાગત ચાખીએ છીએ.' કોલોકોફે સભ્યતા સાથે વિનતિ કરી કે, 'સર્વ મિત્ર મડળે મારી મનવાર ઉપર આવી મારી રુશિયન પરોણાગત સ્વીકારવી. ખલીલે દૌલતખાન પાશાની પરવાનગી વગર કોલોકોફની માગણી સ્વીકારવાની નાપાડી દૌલતખાન પાશાને કોલોકોફની માગણી સમજાવ્યા પછી ખલીલે ઉત્તર વાળ્યુ કે, 'નામવર પાશાને પોતાને મકાને જવાની ઘણી ઉતાવળ છે, માટે ઉપકાર સાથે તે તારી માગણી સ્વીકારી શકતો નથી.' કોલોકોફ અજાયબી સાથે ચુપ રહ્યો અને પોતે જે કાળુ કર્મ કરવા ધાર્યું હતુ, તેમાં નિષ્ફળ થવાથી વિચારમા પડ્યો. ખલીલ પણ કોલોકોફનો સઘળો ભરમ પામી ગયો. એટલે બની શકતી સભ્યતા સાથે જ તેણે સઘળાં ઉત્તર વાળી ટાઢા પાણીએ કાસળ કાઢવાની યુક્તિ ચલુ રાખી. કોલોકોફે ફરીને ખલીલને જણાવ્યુ કે, 'દૌલતખાન પાશાને એકવાર ફરીથી મારી માગણી કરી જોવી,' તે પ્રમાણે તેણે દૌલતખાન પાશાને સમજાવ્યો. પાશાએ તો ના જ પાડી. એટલે ખલીલે ફરીને કોલોકોફનો તેની આવી સભ્યતા

અને મેહરબાનીને માટે ઉપકાર માન્યો, પણ તેની માગણી નાકબૂલ રાખવા માટે દિલગીરી દેખાડી. હવે કોલોકોફે લગાર કરડાકી કરવા માંડી કે, 'મારી માગણી સભ્યતા સાથની હોવા છતાં તેને આવી અસભ્યતા સાથે તુચ્છકારવામાં આવેલી છે. તમો તુર્કોની રીતભાતમાં તદ્દન અસભ્ય છો; તમારા સાથની સ્ત્રીઓને એટલા બધા તાણીને બુરખા પહેરાવવામાં આવ્યા છે કે, જાણે તેઓ મુરદા સરખી લાગે છે.' હવે ચકમક બાઝી ખલીલને ગુસ્સો આવ્યો અને તેણે પાશાને સમજાવી તરત બોટનું લગર ઉંચકાવ્યું. છતાં પણ રુશિયનો પૂઠે લાગેલા રહેવાથી ખલીલે હથિયારબંધ થવા માંડ્યું. જે છ કાળા હબશીઓ હતા, તેમને પણ હલેસા તોડીને બચાવને અર્થે આપ્યા તે છએ ગુલામોને સ્ત્રીઓની દેખરેખને માટે રાખ્યા અને ખલીલ પોતે, તથા બીજા બે ગ્રીક તથા દૌલતબાન પાશા બોટને મોખરે હથિયાર સજી ઉભા

---

## પ્રકરણ ૨૭ મું

### નાનકડી લડાઈ

આ સઘળી ગોઠવણો બોલબોલતામા થઈ ગઈ કોલોકોફ ઉપર તેમનો સઘળો ડોળો લાગી રહ્યો હતો કદાચ તેનો ચહેરો ઘડીવાર એવો લાગતો કે, જાણે તે પોતાના આ ઉતાવળા અયોગ્ય પગલા માટે પશ્ચાત્તાપ કરતો હોય, પણ હવે પાછુ ફરવુ, એ તેને માટે અતિશય ભારે કામ થઈ પડયુ હતું. તુર્કી સ્ત્રીઓને ગમે તેમ કરીને પણ પોતાની મનવાર ઉપર લઈ આવવી, એવા આગન તે પોતાના હાથ હેઠળના સરદાર આગળ લઈ ચૂકયો હતો. ખલીલ તરફ તેનો ગુસ્સો એટલો બધો તો ઉશ્કેરાયલો હતો કે, તે પાછો ફરતા તેનાથી બીધો, એમ કોઇના માનવામા આવે એવી તેને વળી દેહેશત થતી હતી. દેખાવ જેમ ગભીર તેમ રમણીય હતો. અરધા એક માઇલને છેટે રુશિયન મનવાર લગર કરી પડેલી હતી અને તેમાના માણુસો પોતાના કેપટન સાહેબ કેવુ સાહસ કરે છે, તે ઇંતેજારી સાથે તેમાથી નિહાળતા હતા દૌલતબાન પાશાવાળી બોટનો દેખાવ પણ લશ્કરી જેવો થઈ ગયો. છ ગુલામો હાથમાં હલેસાંના ટુકડા લઇ તૈયાર થઈ ઉભા હતા. દૌલતબાન પાશા પોતાની ચકચકતી નાગી તલવાર સાથે, ભવાં ઉપર ભવાં ચઢાવી ક્રોધાયમાન અને વિકરાળ સ્વરૂપ કરી સજ્જ થઇ ઉભો હતો. લડાઇને મોખરે ખલીલ, લ્યુકસ તથા જુલીયન પણ પોતપોતાનાં હથિયારો સાથે તૈયાર જ ઉભા હતા. કોલોકોફની હવે

ખાતરી થઈ કે પોતે ગમે તેવા મોટા લશ્કરી બારકસનો કમાન્ડર છતાં સામે આવેલી બોટના માણસો સાથે લડાઇમાં ઉતરવુ, એ કાંઈ બચ્ચે-બાલેકા ખેલ સરખુ તો ન હોતુ જ. તે પણ હથિયારબધ હતો, પણ હજી તે સજ્જ થયો ન હોતો. મનમાં, આ રણસગ્રામના પરિણામને માટે બહુ દેહશત સાથે સકલ્પ વિકલ્પ કરતો હતો. અતે લડાઇમાં ઉતરવાનો તેણે નિશ્ચય કર્યો. પોતાના સેલરોને ઉતાવળમા જ તૈયાર થવાનો હુકમ કીધો અને પોતે પણ મ્યાનમાંથી તલવાર ખેંચી ઉભો. તરત બને મછવાઓ વચ્ચે લડાઈ ચાલી. ખલીલે બહુ શૂરાતન બતાવ્યું. કોલોકોફ તાકીને તેની ઉપર જ ઘા મારતો, જે અચ્છી સિફતથી છટકાવી નાખી તે પોતાની તલવારથી એવો તો કારી ઘા મારતો કે તેનું રકત વહેવડાવ્યા વગર રહેતો નહિ. આ પ્રમાણે કેટલોક વખત સુધી પરસ્પર તલવારના કડાકા અને ચમકારા થવા લાગ્યા; અને કશુ પરિણામ ન આવતા દૌલતખાન પાશાને મોખરે રાખી ખલીલ પોતે રુશિયન બોટમા કૂદી પડયો. પડતાંની સાથે જ તેણે કોલોકોફ સાથે એવી તો મજબૂત બાથ ભીડી કે, ક્ષણભરમાં તેને ઘાયલ કરી ભોયે પાડ્યો. તુર્કી બોટમાની સ્ત્રીઓમા ખલીલ પડયો જાણી તરત ગભરાટ થયો, અને ઈસ્મીનડાએ તો ચીચીયારી પાડી, પણ તરત દૌલતખાન પાશાએ તેને ધમકાવી મૂગી રાખી અને ખરી હકીકતથી વાકિફ કીધી જુલીયન અને હ્યુકસના હાથે બે રુશિયન ખલાસીઓ ઠાર થયા, ત્રીજા–એકને દૌલતખાન પાશાએ સખત જખમી કર્યો, અને બાકી રહેલા ત્રણ રુશિયન સેલરો હવે હાર ખાઈ ગયા. ખલીલન તેમ જ બીજા કોઇને મહજ ઘસા પડવા શિવાય કશુ વાગ્યુ ન હોતુ બાકી રહેલા ત્રણે રશિયન સેલરોનાં હથિયાર પડાવી લઈ તેમને પહેંજ કીધા. કોલોકોફ જખમી થઈ નીચે પડયો હતો તેને હવે ખલીલે ઉઠાડ્યો, અને નમ્રપણે તેના જખમ ઉપર પાટો વિગેરે બાધવા માંડ્યો. શરમને મારે કોલોકોફ ખલીલ તરફ સીધી નજર સુદ્ધાં કરી શકતો ન હોતો. એ પ્રમાણે પેલા જખમી થયેલા રશિયન સેલરને પણ લોહી અટકાવવાને પાટા બાંધવામાં આવ્યા. આટલુ છતા કોલોકોફના મનમાંનો કોપ તો શમ્યો ન હોતો જ. ખલીલે જ્યારે તેને પૂછ્યુ કે, હવે તે શુ કરવા માગે છે ત્યારે ખૂબ ક્રમમા જ તેણે ઉત્તર આપ્યુ કે, 'તુરકીઓ સરખા નાસ્તિક પાસે દયા માગવાને મારુ દિલ સહજ પણ લલચાનાર નથી, માટે તમારે જે કરવું હોય તે કરવું.' ખલીલ પણ કાચો ન હોતો; તેણે પણ તોરમા જ તેને જણાવ્યું કે, સાભળ ઓ રુશિયન સરદાર, તારા ભેજામાંથી ગુરૂરનો ખાલી પવન કાઢી નાખ; પહેલા તો તું તુરકી અને રુશિયન સરકાર વચ્ચે જે લડાઈ

બંધ થવાના કોલકરાર થયા છે, તે તોડવાનો ગુનાહગાર છે; બીજો તારો અપરાધ, એક નિર્દોષ ગમતને અર્થે નીકળેલા બારકસ ઉપર વગર કારણે છેડની શોધી હુમલો કરવાનો છે, અને ત્રીજો અપરાધ નિર્દોષ પારકી સ્ત્રીઓ તરફ બદઘાનત કરવાનો છે.' કોલોકોફના ધ્યાનમાં કશુ ઉતર્યું નહિ, અને બોલ્યો કે, 'એ સઘળાંનું ચાહે તે પરિણામ નીપજે, તે હુ ખમવાને તૈયાર છુ, પણ તમ સરખા નીચ કૃતરાઓની દયા તો બિલકુલ માગનાર નથી, અને જે સાઠ તુરકી બંધવાઓને છોડી મૂકવાને હુ મારી મનવારમાં લાવ્યો છુ, તેમના ઉપર મારાં માણસો ચાહે તેવો જુલમ ગુજારશે.' ખલીલે જણાવ્યુ કે, 'એ બંધવાઓના બદલામા રુશિયન બધવાઓને લઇને એક બારકસ સીબાસ્ટોપોલમા પડ્યુ છે.' આ વાતચિત થાય છે, તેટલામા રુશિયન મનવાર ઉપરથી બીજી એક બોટ માણસોથી ખીચોખીચ ભરેલી ને તરફ આવતી જણાઇ. ખલીલે વિચાર્યું કે હવે વળી મામલો ફરી જશે, અને વળી રુશિયન મનવાર ઉપર તોપો છે, જ્યારે તેની સામે થવાને તુરકીની એક પણ મનવાર હાલ તે તરફ તૈયાર નથી. ખલીલે જ્યારે આ સઘળી વાત દૌલતખાન પાશાને સમજાવી ત્યારે તેણે તો ગુસ્સામા આવી કોનોકોફનુ ડોકું ઉડાવવાનો હુકમ કર્યો, પણ ખલીલે તેમ કરવાની ના પાડી, અને પેગંબરના સોગન લઇ, આવતી રુશિયન બોટ સાથે પણ લડાઇમા ઉતરવાની તૈયારી કરવા માંડી છતાં પણ તેમને જે ધાસ્તી હતી, તે એ જ કે રશિયનો જો તોપ છોડશે તો તોપનો માત્ર એક જ ગોળો તેમની નાની બોટના છપ્પન ટુકડા કરી નાખશે ગમે તેવી ધાસ્તી તેઓ અંદરખાનેથી રાખતા હતા, છતાં પણ તે કોલોકોફ ન જાણે તેવો દેખાવ તેમણે બહારથી રાખ્યો હતો. અતે ખલીલે પાશાની સલાહ સાથે કોલોકોફ સાથે કાઇક સમજૂતી કરવાની માગણી કરી. તે પ્રમાણે તેણે કોલોકોફને જણાવ્યુ કે, જો તારે તારુ માથું બચાવવુ હોય, તેમ જ વધારે ખૂનખારી થતી અટકાવવી હોય તો બેહતર છે કે, આપણે કાંઈ સમજૂતી કરીએ, કોલોકોફના ધ્યાનમા કાઇક ઉતર્યું એટલે ખલીલ બોલ્યો કે, 'પહેલાં તો જે તુરકી બધવાઓ તારી મનવાર ઉપર છે, તેમને કિનારે ઉતારવા. ત્યાં સૂધી અમે તને જામિન તરીકે કેદ રાખીશુ. વળી તારી તરફ સારો મમતાળુ આદરભાવ બતાવવાની જામિનગીરી તરીકે હુ પોતે તારી મનવાર ઉપર આવવાને તૈયાર છુ.' કોલોકોફ જો કે ગર્વથી આધળો બની ગયો હતો, તે છતા પણ જોયુ કે આમ થવાથી માત્ર રક્ત વહેતુ અટકશે,

એવા જ ખ્યાલથી તેણે ખલીલની સમજુતી બહાલ રાખી. દરમ્યાન રુશિયન બોટ આવી લાગી. તેની ઉપર માણસો ખીચોખીચ એટલાં ભરેલાં હતાં કે, જો લડાઈ થઈ પણ હોત તો તેમનાથી સારી ફરાગતથી લડી શકાત નહિ. તે પાસે આવતાં જ કોલોકોફે તેને ઘટતો હુકમ આપ્યો તરત જામિનગીરીની શરત બજા લાવવાને ખલીલ તે બોટમાં ગયો, જ્યાં તેની સારી આગતા સ્વાગતા કરવામા આવી અને તે ઉપર જતાં જ તે બોટ ત્યાંથી હંકરાઈ ગઈ

હવે આપણે કાંઇક પેલી તુરકી સ્ત્રીઓ તરફ ફરીએ. ઈરમીલડા તો આ આવી પડેલી આફતથી અધમુઇ થઈ રહી હતી, તેમ જ ત્રણે સુદરીઓ પણ થોડી ઘણી ગભરાટમા હતી. જ્યારે ખલીલે કોલોકોફ ઉપર ફતેહ મેળવી, ત્યારે ગુલનાર, તહેમીના તથા જુલયખાએ સાથે મળી એક ઇશ્વિરપ્રાર્થના કરી હતી આટલે સુધી તો સઘળું ઠીકઠીક ચાલ્યુ, પણ ખલીલ જ્યારે રુશિયન બોટમાં ગયો ત્યારે સર્વને ધાસ્તી લાગવા માંડી, છતાં પણ ખલીલની યોજનાઓ કેટલી દૂરઅંદેશી ભરેલી હોય છે, અને હમેશાં તે તેમાં કેવો ફતેહમદ ઉતરતો રહે છે, તે જાણીને તેમને સહજ ધીરજ મળી. પાછલાપહોરે ચાર વાગેલા હતા, હવા ખુશનુમા હતી, અને દેખાવ પણ રમણીય લાગતો હતો. રુશિયન બોટ મનવાર ઉપર જઈ લાગી કે, પહેલાં ખલીલ અને તે પછી સઘળાઓ મનવાર ઉપર ચઢયા. કોલોકોફનો લેફ્ટેનન્ટ તેને કેબિનમાં લઈ ગયો અને ત્યાં ખાનું મગાવ્યુ, પણ ખલીલે તે લેવાની નાપાડી પેલા તુરકી બધવાઓને જેમ બને તેમ જલદીથી કિનારે ઉતારવાની માગણી કરી. લેફ્ટેનંટે તેમનાં નામો ખલીલને આપ્યા, જેની સખ્યા સાઠની હતી. અને તે સઘળાઓને સહીસલામત ત્યાંથી બોટોમા બેસાડી કિનારે ઉતાર્યા, અને ખલીલ પોતે પણ એક બોટમા બેસી પાછો વળ્યો. તેને પોતાનુ કામ મનમાનતી રીતે બજાવી આવેલો જોઈ તુરકી બોટમાં ભારે હર્ષ ઉપજ્યો. હવે કોલોકોફને તેમણે હથિયાર સાથે મુક્તિ આપી, અને તે પોતાની બોટમાં બેઠો. આ સમયે એક અકસ્માત્ થયો. ખલીલ જેવો પોતાની બોટમાં આવવા જાય છે, તેવી જ બોટ ચાલવા માંડ્યાથી તે દરિયામાં ટૂટી પડયો અને કેટલેક સુધી તણાઈ ગયો. તણાતો તણાતો તે પેલી રુશિયન બોટ તરફ ગયો, જેમાના માણસોએ તેને ઉપાડી લીધો, પણ દોલતબાન પાશાના મિત્રમંડળમાં ગભરાટનું શું પૂછવુ ? તેમણે તેને ઉપાડ્યો ખરો, પણ કોલો-કોફનો હુકમ થતાં જ તેને બાંધીને બદિવાન કર્યો અને તરત બોટ હંકારી.

દૌલતખાન પાશાએ તે સઘળુ જોયું, એટલે ગુલામોને તાકીદ કરી બોટને જેમ બને તેમ જલદીથી તેની પાછળ મોકલી. ખલીલે જોયુ કે સઘળાં ગભરાય છે, એટલે તુરકી ભાષામાં તેમને હિંમત આપવાને મોટેથી બૂમો પાડી, એટલે ગુચવાડામાં ને ગુચાવાડામાં બોટને ત્યા જ થોભાવવામા આવી.

—※※※—

## પ્રકરણ ૨૮ મું

### બે ભયંકર ગોળા–ખલીલનો તિલસ્માત

ખલીલે પોતાને છોડવાને માટે કોલોકોફને ગમે તેટલી આજીજી કરી, પણ વ્યર્થ; પણ અતે તેણે બહુ જ દીનતાથી માગી લીધુ કે, 'મારા હાથ છૂટા કરવા,' એટલે કોલોકોફ તલવાર કાઢી સામો ઉભો અને ખલીલને છૂટો કરવામાં આવ્યો. જેવા પોતાના હાથ છૂટા થયા કે, તરત જ ખલીલે પોતાનો જમણો હાથ ખીસામા નાંખી કાંઇક વસ્તુ કાઢી અને તેને ગફલતમાં નૌકાના એક ભાગ સાથે ઘસી. તેવો જ તેનો મોટો ધડાકો થયો અને બીજી જ પળે જબરજસ્ત ધુમાડો આકાશમાં એકઠો થવા માંડ્યો. આ બનાવથી ખલાસીઓમાં બહુ આશ્ચર્ય ઉપજ્યુ એટલુ જ નહિ, પણ કોલોકોફ પોતે જ વિસ્મય પામ્યો. તેને સદેહ ગયો કે, ખલીલે બોટને ડૂબાડી દેવાનો કાંઇક પ્રપચ કીધો છે, એટલે તે તલવાર ઉગામી ખલીલને કાપી નાખવા ધસ્યો, પણ ખલીલે દૂર થઈ જઈ તેને કહ્યુ કે, 'એક વગર હથિયારના માણસ ઉપર હુમલો કરવો, એ હીચકારાનું કામ છે.' કોલોકોફથી સાખી શકાયુ નહિ. જાતે એક તો તામસી અને તેમા વળી ખલીલના શબ્દો તેનાં કલેજામા તીરની પેઠે લાગ્યા, એટલે તે તો લાલચોળ થઈ ગયો, અને કરડાકી સાથે જ ખલીલને પૂછ્યુ કે, 'જે નિશાની તેં હમણા કાધી તેનો ભેદ શો છે?' ખલીલે તેનુ ઉત્તર આપવા પહેલાં કોલોકોફ પાસેથી જાણવા માગ્યુ કે, તેને મનવાર ઉપર લઈ જવામાં આવનાર છે કે કેમ? કોલોકોફે છાતી ઠોકી હા પાડી, એટલે ખલીલ બોલ્યો કે, 'ત્યારે તો હુ આ મારા સકેતનો ભેદ તે મનવાર ઉપર જઇને જ ખુલ્લો કરીશ' એટલુ બોલી ખલીલ નિડર ચહેરે મૂગો બેઠો. ખલીલને પકડવામા પોતે જે હુલ્લડાઈભરેલુ કામ કીધુ, તે માટે કોલોકોફ મનમા પશ્ચાત્તાપ કરતો હતો, અને વળી ખલીલે જે ધડાકો નિપજાવ્યો, તેથી તેનું મન વિશેષ ચિતામા હતુ. વળી તેના પોતાનાં માણસો પણ તેના આ કામથી ઉદાસ થયેલાં દેખાતા હતા. તેના મનમા એવું થતુ કે, જો ખલીલ

માગણી કરે તો તેને એકદમ સહી સલામત છોડી દેવો, પણ ખલીલ હવે આજીજી કરવાનું છોડી બેઠો હતો. આપણે આ વાર્તાની સાંકળને લગાર તોડી પેલી તુરકી બોટ તરફ જઈશું. રુશિયન બોટ ઉપર ખલીલે જે ધડાકો કર્યો, તે તુરકીબોટ ઉપર પણ સંભળાયો હતો, અને તેનો ભેદ બધાંઓ તો નહિ પણ જુલયખા સારી પેઠે સમજતી હતી. રુશિયન બોટ ખલીલને લઈ મનવાર તરફ જઈ લાગી. મનવાર ઉપરના લેફ્ટેનંટને ખલીલને કેદ પકડાયલો જોઈ આશ્ચર્ય ઉપજ્યું, અને તે તરત સમજી ગયો કે, કોલોકોફે કાંઈ પ્રપંચ કરેલો હોવો જોઈએ. તે ઘણો ઉદાસ થઈ ગયો અને કોલોકોફ પોતે પણ તરત સમજી ગયો. કોલોકોફે ખલીલને મનવાર ઉપર ચઢી જવાને ઇશારત કરી અને મૂગે મોઢે તે ઉપર ગયો. જતાં વાર લેફ્ટેનટને નમીને સલામ કરી સઘળા એક બીજાનાં મોઢાં જોતા હતા, તેટલામાં ખલીલે પોતાના કપડામાંથી બીજી ગોળી કાઢી તૂટક સાથે તેને અફાળી, એટલે મોટો અવાજ થયો અને તેની સાથે જ ધૂમાડાનો અંધકાર જામી ગયો. કોલોકોફે ફરીને ચીડાઇને પોતાની તલવાર ખેંચી, પણ ખલીલે નિડરતા અને તિરસ્કારથી જોયુ કે, કોલોકોફનો હાથ ધ્રૂજવા માંડ્યો અને તેના ચહેરા ઉપર શરમ ફરી વળી. છતા પણ ગુસ્સાથી દીવાના બનેલાની પેઠે તેણે ખલીલને એકદમ પકડવાનો માણસોને હુકમ કીધો, કે તરત જ રુશિયન સેલરોએ તેને પકડ્યો ખલીલ જરાપણ સામો થયો નહિ. લેફ્ટેનટે ધીમા પણ ગંભીર અવાજે કોલોકોફને જણાવ્યુ કે, 'આ જવાન તુરકીને આવી હાલતમાં લઈ જઈ શકાશે નહિ' કોલોકોફે તેનો કશો જવાબ આપવા વગર જ પેલા ધડાકાનો ખુલાસો ખૂબ તોરમા જ માગ્યો, પણ ખલીલે તેવા જ જુસ્સાથી તે ખુલાસો કરવાની સાફ ના પાડી, અને બોલ્યો કે, 'પહેલાં મને છૂટો કર.' કોલોકોફે તેને છૂટો કરવાનો હુકમ કીધા પછી ખલીલે પોતાનો ખુલાસો લેફ્ટેનંટને સાક્ષી રાખી ખાનગી રીતે કરવાની ઇચ્છા જણાવી. તરત તેઓ ત્રણે તેની કેબિનમાં જઈ બેઠા, અને દરવાજા બંધ કર્યા. ખુલાસો કરવા પહેલા ખલીલે તો એક નાનુ સરખું ભાષણ કર્યુ અને કોલોકોફને સાફ જણાવ્યુ કે, 'હુ તારી પાસેથી બિલકુલ દયા માગતો નથી અને તેં જે કામ કીધુ છે તે માટે ઠપકો દેતો નથી, પણ મારા ખુલાસાથી તુ જોશે કે, તું તેમ જ તારું બારકસ કઈ સ્થિતિમાં છે અને હુ કઈ સ્થિતિમાં છુ.' ખલીલના આ છેલ્લા બોલોથી તેમને બહુ અજાયબી પેદા થઈ.

હવે ખલીલે પોતાનો ખુલાસો ચલાવ્યો, 'સાભળ ઓ, કોલોકોફ, કે થોડુંક ઉપર એક બાહોશ ફ્રેંચ એન્જીનીયર કાન્સ્તાંટીનોપલ આવ્યો હતો.

તુર્કી સરકારને એક ભેદ જણાવવાના હેતુથી તેણે વજીરની મુલાકાત લીધી. તેની ખબર ઉપરથી અમારા વડા નૌકાસેનાપતિને પણ મુલાકાતે બોલાવવામાં આવ્યો, ઉપરાંત શહનશાહી ગોદીના બે પહેલા નબરના વહાણુ બાંધનારાઓ તેમ જ બે એન્જીનીયરોને પણ બોલાવવામાં આવ્યા. આ સઘળુ શુ થાય છે, તે જાણવાની મને ઇચ્છા થઈ અને તેમા હું કાંઇક ફતેહ પણ પામ્યો ખરો. આ ફ્રેંચ એન્જીનીયરની દેખરેખ હેઠળ એક અજાયબ તરેહનું બારકસ શહનશાહી ગોદીમા જેટલી બને તેટલી છૂપી રીતે બાંધવામાં આવ્યું છે તે બારકસની ખૂમી એવી છે કે, તે પાણીની અદર રહીને સફર કરે છે. તે બારકસ લબાઇમાં ત્રીસ ફીટ છે અને તેનો આકાર માછલી સરખો છે. માછલીની પેઠે જ તેને ભીંગડા છે, જે તરેહવાર રીતે બારકસને ફેરવે છે તે કામમા પૂછડી તેમને મદદ કરે છે આગળ ચલાવો કે ગમે તો પાછળ ચલાવો, પણ તે એટલી ઝડપથી ચાલે છે કે તે બહુ જ અદ્ભુત છે. માછલીની જેમ આખો તેમ એની આખો છે તે બારી છે.' આટલી વાત કરી ખલીલ અટક્યો અને પૂછ્યું કે, 'એ વાત તેમના સમજવામા આવી કે નહિ.' તેમણે હા પાડવાથી ખલીલ આગળ વધ્યો, તે બોલ્યો કે, 'આ બારકસના ત્રણ ભાગ કરવામા આવેલા છે, દરેક દશ ફીટ લાબા છે, તેના જે ઓરડાઓ છે તેમાં પુષ્કળ છિદ્રો રાખેલાં છે. મધ્ય ઓરડામા એક કારખાનુ છે, તેમા દરેક જાતનાં રસાયણી હથિયારો છે અને તેમા કુદરતી હવા એકઠી કરવા અથવા ખાલી કરવાના દરેક સાધનો છે. આ હવાને લીધે માણુસ પાણીમા કશીપણુ અડચણુ વગર છ કલાક સૂધી રહી શકે છે. એ જ ઓરડાને માથે એક છટકાનો દરવાજો છે, જેમાથી આવજાર થઈ શકે છે, તેમાથી બિલકુલ પાણીની આવ જા થઈ શકતી નથી ' કોલોકોફ તો જાણે બધુ સમજતો હોય તેમ તે બોલ્યો, પણ લેફ્ટેનટ તો બોલ્યો કે, જાણે સ્વપ્ન સરખુ લાગે છે. ખલીલે મૂછમાં ને મૂછમા હસીને આગળ ચલાવ્યુ કે, 'હવે એક એવા ઓરડાનુ વર્ણન હુ કરુ છુ કે, જે ઓરડો તમામ ચુંબકનો જ બનાવેલો છે અને જેમ ચાહે તેમ તે લાબો અને ટુકો થઇ શકે છે, અને વળી મેં ઉપર કહ્યુ તેમ તે દરેક બાજૂએ જોઇએ તો આગળ ચલાવો કે ગમે તો પાછળ હટાવો, જોઇએ તો ઉપર ચઢાવો કે નીચે પાણીમા ડૂબાવો ત્યાં કામ કરે છે. બે ઓરડાઓમા રોશની કરવામા આવે છે, અને તેમાંના એક ઓરડામા તો એવા પારદર્શક કાચો મેલવામાં આવેલા છે કે, બારકસને ગમે તેટલા પાણીમાં ડૂબાવ્યુ હોય, તો પણ તેમાંથી ગમ તેવી નાનામા નાની કે બારીકમા બારીક વસ્તુ જોઈ શકાય છે.' ખલીલે

હવે જાણે તે તેમને વધારે સમજણ પાડવા માગતો હોય તેમ, કાગળના ટુકડા ઉપર પેન્સિલથી લીટીઓ દોરીને બતાવવા માંડ્યું કે, 'બારકસના ઉપલા ભાગ ઉપર સળગી ઉઠે, એવું એક યંત્ર ગોઠવવામાં આવેલું છે; ને તે દોઢ ફુટ લાંબું છે. આ યંત્રનું નામ ટારપીડો છે. તેને એક છેડે ભાલાની પેઠે અણી કાઢવામાં આવેલી છે. ગોળાની અંદર વળી અદ્ભુત યાત્રિક કળા ગોઠવવામા આવી છે. આ સઘળાંથી એક ઘડીમાં ગમે તેવા મોટા બારકસોનાં છપ્પન ટુકડા કરી નાંખવામાં આવે છે.' કોલોકોફ તો સાનંદાશ્ચર્ય પામી ગયો, અને બહુ વિસ્મય થવા લાગ્યો, પણ અંતે તેણે ખલીલને પ્રશ્ન પૂછ્યો કે, 'પણ એ વાત સાથે તેં ફોડેલા બે ગોળાઓનો ખુલાસો તો થયો જ નથી.' ખલીલ બોલ્યો કે, 'બચીત, એ બે ગોળીઓ જે મેં ફોડી, તેનું કારણ તે ટારપીડો બોટ આ તારી મનવારને તળીયે લાગૂ પાડવાના હુકમ તરીકે.' કોલોકોફ તો બખારવા મંડ્યો, અને તરત તલવાર ખેંચી ખલીલ ઉપર ઉગામવા જતો હતો, તેટલામાં લેફ્ટેનટ વચ્ચે પડ્યો અને પોતાના ખીસામાથી એક મોહોરબંધ દસ્તાવેજ કાઢી કોલોકોફને જણાવ્યું કે, 'હવે આ બારકસનો કેપટન હુ પોતે છું, જુઓ આ દસ્તાવેજ. આ મનવાર "ઇવાન ધિ ટેરીબલ"ના કેપટનનો ઓહદો એકદમ લેવો, એવો આ દસ્તાવેજ આપણા વડા નૌકાસેનાધિપતિ તરફથી મને આવ્યો છે. માટે કેપટન કોલોકોફ, તું પોતાને પરહેજ કીધેલો સમજ અને એક બોલ પણ બોલીશ નહિ.' કમનસીબ કોલોકોફ તો સઘળુ મિથ્યાભિમાન ભૂલી ગયો અને કેપટનને પગે પડ્યો. બીજી જ પળે આ નવા થયલા કેપટને ખલીલને તરત મોટી આબરુ સાથે પૂછ્યુ કે, 'તું જેમ જણાવે છે, તેમ આ રુશિયન બારકસ ખરેખર ધાસ્તીમાં છે ખરું કે? હુ તને સર્વ પ્રકારનું છૂટાપણુ આપુ છું, અને તને જે નુકસાન કરવામાં આવ્યું છે, તેનો પૂરેપૂરો બદલો આપવાના સોગંદ લઉં છું. 'બસ, બસ,' ખલીલ બોલી ઉઠ્યો, 'રુશિયન કેપટન, ફિકર નહિ કર, તારું બારકસ હુ પોતે બચાવવાને શક્તિમાન્ છુ' અને તેમ કરી તે કેપટનને કેબિનમાંથી બહાર તાણી ગયો અને તૂતક ઉપર જઈ બીજી એક ગોળી ફોડી ધડાકો કીધો, અને કેપટનને જણાવ્યું કે 'આ ત્રીજી ગોળીથી, ટારપીડો લાગૂ પાડવાનુ કામ અરધો કલાક સુધી ઢીલમાં રાખવામાં આવશે. હવે હું ઇચ્છુ છુ કે, તું તારું વચન પાળી મને અહીંથી જવા દે.' કેપટને ખલીલને થયેલા નુકસાનમાટે તેની પાસેથી ક્ષમા માગી. તે ખલીલે ઉપકાર સાથે આપી અને

તરત બોટ ઉતારવામાં આવી; કેપટન્ પોતે ખલીલને સહીસલામત મૂકી આવવાને તૈયાર થયો તથા તેણે દોલતખાન પાશા પાસે આવી બનેલા બનાવમાટે ક્ષમા માગવા ચાહી. બંને બોટમાં ઉતર્યા કે, બોટે ચાલવા માંડ્યુ. બોટમાં બેઠાં બેઠાં રુશિયન કેપટને ખલીલને પૂછ્યું કે, 'તેણે ટારપીડો બોટની જે વાત ખુલ્લી કીધી છે, તે રુશિયન નૌકા ખાતાને જાહેર કરુ કે ખાનગી જ રાખું?' ખલીલ, આનો શો જવાબ દેવો, તે સમજી શકયો નહિ. ઘણોક વિચાર કરી તેણે કેપટનને રજા આપી કે, 'બેલાશક તે વિશે તેણે રુશિયન સરકારને ખબર આપવી.' કેપટને તેનો ઉપકાર માની, ખલીલ પોતે કોણ છે તે જાણવા માગ્યું, પણ ખલીલે તરતવેળા તે કહેવાના અખાડા કીધા. તેટલામાં તેમની બોટ દૌલતખાન પાશાની બોટ તરફ જઈ લાગી. ખલીલને જોઈ તેમને ભારે સતોષ થયો] અને જે ત્રણ ગોળીઓ તેણે ફોડી હતી, તે શું કારણે હતી તે જાણવાની તેમને ભારે ઉત્કંઠા થઈ રહી. બોટ પાસે આવી લાગી. રુશિયન કેપટને પોતા તરફથી સઘળાઓની માફ માંગવી, એવી ઇચ્છા ખલીલને જણાવી, જે સ્વીકારી ખલીલ પોતાની બોટમાં કૂદી પડ્યો. રુશિયન કેપટનને ખલીલે ખાતરી આપી કે, 'તારી મનવાર હવે સહીસલામત છે,' અને તરત જ એક ગોળી ફોડી, પાછો તેણે ધડાકો કીધો.



## પ્રકરણ ૨૯ મું

## ખલીલના પરાક્રમો વિશે આશ્ચર્ય

ખલીલને પાછો સહી સલામત આવેલો જોઈ સઘળાઓને ભારે હર્ષ ઉપજયો. જુલયખાનો હર્ષ તો હૈડાંમા સમાતો જ નહોતો. રુશિયન બોટ પાછી પોતાની મનવાર તરફ હંકારી ગઈ બોટમાં આવતાં જ ખલીલને દરેક જણ તરફથી તરેહવાર સવાલો કરવામાં આવ્યા. તે સઘળાનો ખુલાસો તેણે તરત કર્યો. પોતે કેવી યુક્તિથી બચાવ પામ્યો, ટારપીડોની વાતથી રુશિયન કેપટન તથા લેફ્ટેનંટને કેવા ખાલી બીવડાવ્યા તે વિગેરે તેણે સમજાવ્યું. આ ઠેકાણે વાંચનારાઓ આગળ પણ કાંઈક ખુલાસો થવો જોઇએ. રુશિયન મનવાર ઉપર ખલીલે ટારપીડોની જે વાત કરી હતી, તેમાં લેશ પણ સચ્ચાઈ નહોતી. એક ફ્રેંચ એન્જીનીયરે એવી કલ્પના કરી હતી ખરી, પણ તે બિલકુલ અમલમાં આવી નહોતી.

તે વાત તેને યાદ હોવાથી તે પોતે જ જાણે તુરકી સરકારનો ટારપીડોને લગતો હુકમ કરનાર અમલદાર હોય, તેવો તેણે ઢોંગ ભજવ્યો, અને એવું બતાવ્યુ કે જે ગોળીઓ ફોડી તે તે ટારપીડોને તૈયાર કરવામાટે હતી, અને તેમ કરી તેણે રુશિયન કેપ્ટન તથા લેફ્ટેનંટને અચ્છી સિફતથી ગભરાવ્યા હતા. ખલીલને તો દૌલતખાન પાશાની બોટનાં સર્વ માણુસો એક મોટો ફિરિસ્તો જ સમજવા લાગ્યાં. દરેક જણ તેની તરફ તાકી તાકી જોવા લાગ્યાં. જુલયખા તો જેમ જેમ ખલીલનાં પરાક્રમો જોતી જતી, તેમ તેમ તેના દિલમાં ખલીલ તરફના પ્યારનો જુસ્સો વધતો ને વધતો જતો હતો. હવે બોટ દૌલતખાન પાશાના મહેલ તરફ આવવા માંડી, એટલે ખલીલે પાશા પાસે રજા માગી કે, તે તેમ જ તેના બંને ગ્રીક મિત્રો ત્યા જ ઉતરી પડી કોઈ પારકાઓની નજર ન પડે તેમ ચાલીને આવશે. દૌલતખાન પાશાએ ખલીલની તે સમયસૂચકતાને માટે ઉપકાર માની રજા આપી. તે પ્રમાણે જે ઠેકાણે ઉતરવાનુ હતુ ત્યાંથી અડધોક માઇલ દૂર બોટ અટકાવી અને ત્યા ત્રણે જણ ઉતર્યા. ત્રણે મિત્રો વાત કરતા ચાલ્યા. ચાલતા ચાલતાં વળી બને ગ્રીક મિત્રોથી છૂટા પડવાની રજા ખલીલે માગી, અને થોડા જ વખતમા પાછો તેમને આવી મળવાની ઇચ્છા જણાવી. તરત તે તેમની રજાથી છૂટો પડ્યો અને ઉતાવળે પગલે દૌલતખાન પાશાના બગીચામા પેલી ઘટામા ઘુસ્યો કે જ્યા તેનો વિશ્વાસુ ગુલામ સાદિક તેને મળ્યો હતો. તેણે તેની પાસેથી પોતાની મગાવેલી વસ્તુ માગી, જે સાદિકે આપી. મસરૂર સબંધી સમાચાર તેને પૂછતા તે કાંઈ જાણુતો નથી, એવો જવાબ તેણે વાળ્યો. ખલીલે તેને મસરૂરે જુલયખા ઉપર કરેલા હુમલાની ખબર આપી અને સાદિકને જણાવ્યુ કે, જ્યા સૂધી તે પકડાય નહિ ત્યાં સૂધી આપણે બેદરકાર રહેવુ જોઇનુ નથી, માટે સાદિક, તુ થોડાંક માણુસ લઈ તરત જા અને જ્યા સૂધી કારા મસરૂરને પકડી લાવે નહિ ત્યાં સૂધી તુ જપીને બેસીશ નહિ.' તેણે બીજો એ હુકમ આપ્યો કે, 'તુરકીના પરદેશ ખાતાના પ્રધાન રીસ એફન્દીને મળીને કહેવુ કે, રુશિયા સાથે સમજૂતી કરવાનુ કામ લગાર ઢીલમાં રાખવું. કારણુ કે એક બનાવ એવો બની ગયો છે કે, રુશિયન સરકાર સુલેહ કરવાને વધારે ખંત બતાવશે.' પોતાનુ આ કામ થઈ રહેતાં જ ખલીલ પોતાના બને ગ્રીક મિત્રોને જઈ મળ્યો. તે સઘળા સાથે મળીને પાશાના બગીચામાં દાખલ થયા, જ્યાં તેને માટે સારાં સારાં કપડાં તૈયાર રાખવામાં આવેલા હતાં. કપડાં બદલવા પછી સાદિકે આપેલુ પડીકુ ખલીલે પાછુ તપાસવા માંડયુ તો કાગળની એક નાની બોંદડી

વાળેલી તેને હાથ લાગી. તેના અક્ષર ઓીના હાથના હતા. ખલીલે તે તરત ઓળખ્યા, અને બહુ આશ્ચર્ય પામ્યો. તે વાંચીને વળી વધારે અજાયબ થયો. થોડીક મિનિટ સૂધી તે પોતાના ઓરડામાં આમ તેમ ભટક્યો અને જોયુ તો થોડી જ વારમા દૌલતબાન પાશા તેના ઓરડામાં આવ્યો. ખલીલ તો જાણે કશુ વિચિત્ર બન્યુ જ ન હોય એવો દેખાવ કરી સામો ગયો અને ખલીલને પાશાએ ભારે હર્ષ સાથે જણાવ્યુ કે, 'તુરકીના સુલતાને મને વડા વજીરના મદદનીસ સલાહકાર તરીકે નીમ્યો છે.' આ સાંભળતાં જ ખલીલે પાશાને મુબારકબાદી આપી અને તેના હાથ ઉપર ચુંબન કીધુ. સઘળી મુબારકબાદીની આપલે થઈ રહેવા પછી દૌલતબાન પાશાએ ખલીલના ખભા ઉપર બહુ જ મિત્રતા ભરેલી રીતે હાથ નાખી ખલીલે જે સઘળા પરાક્રમો કર્યાં હતા, તેમનો ખુલાસો તેનાથી ચાહ્યો અને તેના આંગળા ઉપરની તિલસ્માતી વીટી વિશેનો ભેદ ખુલ્લો કરવાને જણાવ્યુ.

ખલીલ બોલ્યો 'પાશા સલામત, મેં પહેલા જ તમને નહોતુ કહી દીધુ કે, એ મારી વીંટી એક છૂપી ચીજ છે. ખરુ છે પાશા સાહેબ, કે હુ એક ધનવાન્ માણુસ છુ, કુળવાન્ છુ અને જયારે તમારી વ્હાલી ભત્રીજીના હાથની માગણી કરીશ ત્યારે હુ તમારી નજરમા કોઈ પણ રીતે નાલાયક નહિજ ઠરુ.' 'પીરાનપીર પેગબરના કસમ લઇને કહુ છુ, અય મિત્ર ખલીલ,' દૌલતબાન બોલ્યો, 'જો જુલયખા મારી પોતાની દીકરી હોત તો હું કયારનો તે તારી માગણી સ્વીકારી પણ લેત, અને કાકા તરીકે મારી પરવાનગીની જેટલી જરૂર દેખાશે, તેટલી હુ આપીશ; પણ તુ શું ભૂલી ગયો છે કે, તેના પિતા કેદીયારકરના માથા ઉપર જીવ હરનાર ભય લટકેલો છે?' ખલીલ બોલ્યો 'પાશા સલામત હું તે ભૂલી ગયો નથી, પણ આપણે નઠારા કરતાં સારાની જ આશા વધારે રાખવી.' આગળ વધતાં ખલીલે પાશા પાસેથી તરતવેળા એ વાત ભૂલાવવાને જાણવા માગ્યુ કે, 'બીજો કાંઈ પણ ઓહદો સુલતાને તેને આપ્યો છે ખરો ?' પણ પાશાએ તે વાત કહેવાને આનાકાની કરી કે, 'ખલીલ જયા સૂધી પોતાનો ભેદ નહિ કહે ત્યા સૂધી ન કહેવુ.' એ ઉપરથી ખલીલે તેને ખાતરી આપી કે તે જેવો દેખાય છે તેવો જ છે અને ભેદ કે ભરમ કશો નથી. પાશા બોલ્યો કે, 'ખલીલ, હાલ હું ચાર કારણથી તારા ઓરડામાં આવ્યો છુ. પહેલું તો એ કે, મને મળેલા વજીરના ઓહદા વિશે જાણ કરવી, બીજુ તો એ કે આજે રાતે ખુશાલીની મજલિસમાં તને તારા ગ્રીક મિત્રો સાથે આમત્રણ, ત્રીજું તો એ કે તને

જાહેર કરવુ કે, જે જેનીઝારીઓનો બળવો ફક્ત તારી મદદથી બેસાડી દેવામાં આવ્યો, તે માટે મને આ ઓહદો મળ્યો છે, જે મારે સ્વીકાર્યા સિવાય બીજો માર્ગ નથી. રુશિયનો સાથે આજે તેં જે દસ્તદરાજી કરી અમારે બચાવ કર્યો છે, તે હુ ભૂલી ગયો નથી. આ સઘળાનો બદલો હુ કેમ વાળુ તેના વિચારમા છુ, માટે કહે મિત્ર ખલીલ, કે તારો ઉપકાર હુ કેવા પ્રકારે વાળુ ?" ખલીલ આ મમતા ભરેલા શબ્દોને માટે પાશાનો ઉપકાર માની બોલ્યો કે, 'પાશા સલામત, હુ મોઢે માગીને ઉપકાર લેતો નથી, પણ તારા સરખા ઉપકાર કરી શકે, તેવા આસામીઓ મને નવાજે તો તે હુ નાકબૂલ પણ કરતો નથી. કારણ કે તે નવાજિસથી મારા જાતભાઇઓનુ ભલુ કરવાનો મને આગળ વધારે સારો માર્ગ સૂજે છે. એટલુ જ નહિ પણ જેમને મોટા અને શક્તિવાળાઓની મદદ જોઇતી હોય, તેમને પણ હુ તેવી મદદ આપવાને તૈયાર છુ.' પાશા ખલીલના આ છેલ્લા વાકયના મર્મને ન સમજવાથી તેના ભેદને જાણવા આતુર થયો, અને ખલીલે તે હવે પછીને માટે રાખ્યો. હવે બને વચ્ચ રકઝક ચાલી દોલતબાન પાશાએ ખલીલને પૂછ્યુ કે, 'તુ જે માગે તેવી રીતે તારા ઉપકારનો બદલો વાળુ !' ત્યારે ખલીલે તે તેને મનભાવે તેવી રીતે વાળવાનું જણાવ્યુ અને પાશાએ પોતાની મમત છોડી અને તરેહવાર માગણીઓ તેની હુજૂર મૂકી, જેમાં પૈસા, જુલયખા અથવા પોતાની બે દીકરીઓને તેમના માનીતાઓ જોડે પરણાવી આપવાની પણ હતી, જે સઘળી તેણે નાકબૂલ કરી તેણે માગ્યુ કે જે સ્રી પછી કાં તે હોય ઉચા દરજ્જાની કે કા તો હોય હલકા દરજ્જાની, તે જે પહેલી માગણી કરે તે પાશાએ પૂરી પાડવી.' પાશાએ તે માટે પ્રતિજ્ઞા લીધી, પણ ખુલાસો કીધો કે, 'એવી માગણીઓ કરનારી સ્રીમાંથી તેની પોતાની સ્રી ઈસમીલડાને બાદ કરવી,' કારણમાં પાશા બોલ્યો કે, 'અમુક બાબતસર તે મારી પાસે હઠ લેશે જ, એમ મારી ખાતરી છે.' એમ માની તે બાબતમા શો રસ્તો લેવો, તેની સલાહ પાશા પોતે ખલીલ પાસે માગવા લાગ્યો. પાશા બોલ્યો કે, 'મિત્ર ખલીલ, સુલતાને મને માત્ર વજીરના ઓહદાથી જ નવાજ્યો નથી, પણ પોતાની સૌંદર્યવતી સુદર દુખ્તર ફાતિમાને પણ મારી સાથે પરણાવી આપવા જણાવ્યુ છે. મિત્ર ખલીલ, આ માગણી મને મુઝાવે છે. અલબત્તા સુલતાને આ બહુ મોટુ માન મને આપ્યું છે; પણ આપણો રિવાજ તો એ છે કે, મનમોહન ફાતિમા મારી સાથે નિકામાં આવ્યા પછી, મારી ધન, દોલત, માયા,

પુજી, આ, છોકરી, સર્વ કોઈ ઉપર મુખત્યારી ભોગવનારી થશે, અને હાલની મારી સ્ત્રીનો સ્વભાવ તે સાંખી શકે તેમ નથી. તો જો કે હમણાં તો મારી સ્ત્રી ઇસમીલડા, મારાં છોકરાં કે મારા ગુલામો ઉપર મારી મરજી એ મારો કાયદો છે' અહીં પાશા લગાર અટક્યો, એટલે ખલીલ બોલ્યો કે, 'પણ નામવર પાશા, એ બાબતમા હુ તને કેવા પ્રકારની મદદ કરું?' પાશા બોલ્યો, 'હા મિત્ર, તું જુલયખા ઉપર પ્યાર ધરાવે છે, એ સત્ય છે, અને તું તેને પરણવા ઇચ્છે છે, એ પણ ખરુ છે; એ વિશે મેં તારી જ સલાહથી મારી સ્ત્રી ઇસમીલડાને કશું જણાવ્યુ નથી. માટે જ મિત્ર તુ ઇસમીલડાને જઇને એ સઘળી વાત વિશે વાકિફ કરી દે, પણ તે તારી હમેશની વાકચાતુરી પ્રમાણે એવી સિફત અને તાલતલાવટથી કે ઘરમાં તે કમબખત બૈરી કશા પ્રકારનું રમખાણ મચાવે નહિ.'

ખલીલે દૌલતબાન પાશાએ સોંપેલુ આ કામ બજાવવાનુ મોટી ખુશી સાથે માથે લીધુ જતા પહેલાં ખલીલે સૂચવ્યુ કે, 'મને ઇસમીલડાના ઓરડામા લઈ જવાને અમીનાને સાથે આપવી, એટલુ જ નહિ પણ સઘળી વાતચિતને દરમ્યાન પણ અમીનાને ત્યા જ ઉભી રહેવા દેવી, કે જેથી કોઈ પ્રકારની નાલેસી ઉભી થવાનુ કારણ મળે નહિ.' પાશાએ તરત અમીનાને બોલાવી ખલીલના કહેવા પ્રમાણે તેને હુકમ આપ્યો. તેમને વિદાય કરી દૌલતબાન પાશા ખલીલના બન્ને ગ્રીક મિત્રોના ઓરડામા તેમને પણ રાત્રે થનારી મજલિસમા ભાગ લેવાનું આમત્રણ કરવાને ગયો. અમીના ખલીલને ઇસમીલડાના ઓરડામા લઈ ગઈ જ્યાં ઇસમીલડા તોરમાં જ કોચ ઉપર અઢેલીને આસાઇશ લેતી હોય તેમ પડેલી હતી. ખલીલને જોઇને તેના અંતરમાં હર્ષનો ઉભરો આવ્યો અને તરત જ અમીનાને ત્યાંથી રુખસદ લેવાનો હુકમ કીધો, પણ ખલીલે તેમ કરવાની ના પાડી કે, 'પાશાએ મને અહીં મોકલ્યો છે અને અમીનાને અહી જ ઉભી રહેવાનો હુકમ કીધેલો છે.' એમ કહી અમીનાને લગાર છેટી ઉભી રાખી. પછી પેલા ઝેરની વાત છેડી અને બોલ્યો કે 'હુ તે તમોને કેવી રીતે આપુ તેની યુક્તિ શોધતો હતો. તેટલામાં તો પાશાએ પોતે મને એક કામ સોંપ્યુ છે.' ઈસમીલડાએ તે માન્યુ નહિ, અને ખલીલે પોતે જ તેની મુલાકાત લેવાને ખાતર એ માત્ર એક બહાનુ શોધ્યુ હોય એમ કહેવા લાગી. ખલીલે હવે અસલ વાત છેડી. તેણે ઈસમીલડાને જાહેર કીધુ કે, 'પાશા દૌલતબાનને તુરકીના સુલતાન તરફથી, 'નામવર' ના ખેતાબ સાથે વજીરાત મળી છે, તેની ખુશાલીમાં આજે રાત્રે મોટુ

ખાનું થનાર છે, જેમાં મને તેમ જ મારા બને ગ્રીક મિત્રોને પણ આમંત્રણ કરવામાં આવ્યાં છે. સુલતાને પાશાને એ પ્રમાણેની નવાજિશ કરવા ઉપરાંત બીજી એક નવાજિશ કરી છે, તેની ઈસમીલડા બાનુ, કદાચ તમોને પણ ખબર પડી હશે ખરી, અને જો ન હોય તો હું તમોને હર્ષભેર જણાવુ છુ. નામવર સુલતાને પાશા દૌલતખાન સાથે પોતાની પ્યારી દીકરી ફાતિમાને પરણાવી આપવાની ઇચ્છા જણાવી છે.' ઈસમીલડા લગાર દિલગીર થઈ કે, તેના સુખમાં હવે જલદીથી કાતિલ ઝેર નખાવાનું છે ખલીલે તરત તેને ધીરજ આપી પેલી ઝેરી ભૂકીનું પડીકુ આપ્યું અને તેનો ધીમેથી ઉપયોગ કરવાનુ તેને સમજાવ્યુ. ઇસમીલડાએ પૂછ્યું કે, 'જો એક અઠવાડિયામાં પાશાનો અંત આણવો હોય તો દરરોજ શરાબ સાથે કેટલા પ્રમાણમાં ભેળવું?' ખલીલ બોલ્યો કે, 'શરાબના એક આખા કટોરામાં એક લવગપૂર નાખ્યુ તો બસ છે' આ સાભળી ઇસમીલડા ખુશ થઈ કે એક અઠવાડિયા પછી તે પોતાના માનીતા ખલીલ જોડે વગર હરકતે સસાર મઝા ભોગવવા પામશે. આ પ્રમાણે તેને ખુશ થયલી જોઈ ખલીલે આગળ ચલાવ્યું કે, 'પાશાએ મને એટલા જ કારણસર મોકલ્યો નથી, પણ જણાવ્યું છે કે ખાના વખતે તમારે સહજ પણ નાખુશ દેખાવુ નહિ.' ઇસમીલડા જે પોતાના ખાવિંદનો અંત લાવી ખલીલ સાથે જોડાવાના હર્ષમાં આવેલી હતી, તેને કશુ ભાન ન રહ્યું, એટલે તેણે રાત્રે ખાના ઉપર હંમેશ કરતાં વધારે હર્ષિત અને આનદ ભરેલી દેખાવાનું વચન આપ્યું. ખલીલ હવે પોતાનુ કામ બજાવી ઉઠ્યો, તેટલામાં વળી ફરીથી આ હર્ષઘેલી બનેલી સ્ત્રીએ ખલીલને પૂછ્યુ કે, 'તું મુજ એકલીના ઉપર જ પ્યાર કરે છે કે કેમ?' ખલીલે તેને વિશ્વાસ રાખવાનુ કહી ત્યાંથી ચાલવા માંડ્યુ અને અમીના પણ તેની સાથે ગઈ. દૌલતખાન પાશા તેની વાટ જોતો ઉભો હતો, એટલે તેને ખલીલે જણાવી દીધુ કે, તેની ઇચ્છા પ્રમાણે ઈસમીલડા ખુશખુશાલ દેખાવ રાખશે. પાશા બોલ્યો કે 'ત્યારે હવે હુ તરત કાન્સ્તાંટીનોપલ જાઉં છુ, કારણ કે સુલતાને મને બીજીવાર તેડું મોકલ્યુ છે. હું બે કલાકમાં ત્યાંથી પાછો ફરી, આજના ખુશાલી ભરેલા દિવસની સઘળી મઝા ઉડાવીશ.' પાશા કાન્સ્તાંટીનોપલ ગયો અને ત્યાથી રાત્રે નવ વાગાને શુમારે દિલગીરી ભરેલે ચહેરે પાછો ફર્યો. આવતાને વાર તેણે ખલીલને પોતાના ઓરડામાં બોલાવ્યો, અને તેને સુલતાનને ત્યાં બનેલી સઘળી હકીકત કહી. પાશા બોલ્યો કે, 'સાભળ મિત્ર ખલીલ, કે હું જ્યારે સુલતાનના મહેલમાં ગયો કે સુલતાને મારી આગળ આવી નમીને સલામ કીધી ને તે પછી જે કીમતી ભેટો હું લઈ ગયો હતો તે મેં ત્યાં રજૂ કરી. તરત તેણે

ફાતિમાને બોલાવી, જે ગુલામડીઓની માથે પૂર બુરકામાં હતી. તે હુ હતો તે ઓરડામાં આવી. તરત સુલતાન મને ઇશારત કરી રુખસદ થયો. હવે મારો હર્ષ સમાયો નહિ, પણ શુ કહુ મિત્ર, ફાતિમાને મોઢેથી જ્યારે મેં સાભળ્યુ કે તે મારા સિવાય કોઈ બીજાને જ પોતાનુ દિલ આપી ચૂકી છે ત્યારે મારી ગમગીનીનો પાર ન રહ્યો. તે મને પવિત્ર પુસ્તકોના સોગદ આપી આજીજી સાથે કહેવા લાગી કે, મારે આ કામથી હાથ ઉઠાવી સુલતાનને ના પાડવી મારી હાલત સૂડી વચ્ચે સોપારી સરખી થઈ ગઈ. સુલતાનની આજ્ઞા માથે ચઢાવવી જ જોઇએ, અને તે ધ્યાનમા લઈ ફાતિમાની માગણી હુ નાકબૂલ કરવા જતો હતો, તેટલામા મિત્ર ખલીલ તારી હજૂર લીધેલી પ્રતિજ્ઞા મને યાદ આવી કે જે પહેલી સ્ત્રી મારી પાસે કાંઈ માગણી કરે તે સ્વીકારવી; એટલે બંને વચ્ચે મારી સ્થિતિ બહુ કઢંગી થઈ પડી. જેમ જેમ હુ ઉંડા વિચાર કરતો ગયો, તેમ તેમ ફાતિમા તો મારા પગ ઉપર પડી આજીજી કરવા લાગી કે મારે તેની જોડે હાથ મેળવવાની સુલતાનને ના પાડવી. અતે મને મારુ વચન પાળવાની હિમત આવી. એક યુક્તિ કરી હુ સુલતાન હુજૂર ગયો, અને ત્યાં મેં ખૂબ સિફતથી ફાતિમા જોડે પરણવાની નાપાડી. સુલતાને કબૂલ કીધુ, એટલે તે વાત ફાતિમાને જણાવી હું આ તરફ સુલતાનની રજા લઈ આવ્યો. હવે કહે મિત્ર, કે મારુ આ કામ તને કેવુ પસદ છે?' ખલીલે તરત પાશાને શાબાશી આપી કે, 'તેં તારુ વચન યથાસ્થિત પાળ્યું છે, એ ઠીક કીધુ છે.' આ વાતનો એટલેથી જ અત આવતાં હવે ખાનાની તૈયારી ચાલી. સઘળાઓ ખાના ઉપર વિરાજ્યાં, અને શરાબનો બહાર ખૂબ મચી રહ્યો, અને તે દરમ્યાન એક વાત લબાવવાની પાશાએ ખલીલને ભલામણ કીધી; જે તેણે તરત સ્વીકારી નીચે પ્રમાણે વાર્તા ચલાવી,—



## પ્રકરણ ૩૦ મું
## ખલીલની સાતમી વાર્તા

પોતાની આ સાતમી વાર્તાનુ મડાણ કરતાં ખલીલ બોલ્યો કે, "૧૬૮૩ના વર્ષની શરુઆતમાં લગભગ ચારસો ઉતારુઓથી ભરેલુ એક બારકસ એડ્રીયાટીક સમુદ્રમાં થયેલાં ભારે તોફાનમાં સરડાઇને રાગુસાની નજદીકમા કિનારે ઘસડાઈ ગયું હતું. આખો દિવસ સુધી ધાસ્તી ભરેલી સ્થિતિમા પડી રહેવા પછી તોફાન નરમ પડ્યું, દરિયો શાંત થયો એટલે

બારકસ ઉપરના વેનીશીયન સૈલરોએ બારકસને તારવી કાઢ્યું. આ ચારસૌ ઉતારુઓમાં બે ઉતારુઓની ઓળખાણ કરવાની આ વાર્તા આપણને જરૂર પાડશે. તે બેમાંનો એક કે જેનું વય લગભગ ૪૦ વર્ષનું હતું તે કદાવર, દબદબાવાળો અને તેજી પ્રકૃતિનો હતો, અને તેનો પોશાક પણ ભપકાદાર હતો. તેની સાથેનો બીજો ઉતારુ માત્ર ૧૯ કે ૨૦ વર્ષનો દાઢી મૂછ વગરનો એક ખુબસૂરત, દેખાવે નાજુક પણ જાતે જોરાવર સરખો, ભપકા ભરેલા પોશાક સાથેનો એક લડ્ડો હતો. જે વેળાએ તોફાનનો પહેલો સુરવાટો શરુ થયો, તે જ વેળાએ આ છોકરો બચાવને માટે પોતાના સાથીના પડખામાં પડ્યો, અને વહાણુ પાછું તરતું થયું ત્યારે બહાર નીકળ્યો, પણ પોતાની નાહિમતીને માટે શરમાવા લાગ્યો. આ ઉમરે પૂગેલો શખ્સ તેને જે હુકમ કરતો, તે તે નમ્રતા સાથે પાળતો હતો. આ જવાન છોકરાનું આખું નામ હેન્રી બસોવીજ હતું. તોફાન ખલાસ થવા પછી તેઓ પરસ્પર વાતચિત કરે છે, તેટલામાં બીજું તોફાન થઈ આવ્યું. આ બને ઉતારુઓ તૂતક ઉપર એક બીજાને પકડીને બેઠા હતા. દરિયાના મોજા ઉછળીને વહાણુમાં આવ્યાથી તેઓ તમામ ભીંજાઇ ગયા. તોફાને ઘણુંક નુકસાન કર્યું અને તેમ જોઈ કેપટને હવે વહાણુને સીધું રાગુસા હકારી જવાનું બાજબી વિચાર્યું નહિ. પવને તો એટલું જોર પકડ્યું કે વહાણોને જાણે આખાં ને આખાં જ ઉડાવી લઈ જવા માંડ્યાં. એવા ખરાબામા વહાણુ છેક ભૂમધ્યસમુદ્ર તરફ ધસડાઈ ચાલ્યું. ખલાસીઓ પાણી કાઢી નાંખવાને ભારી મહેનત કરતા રહ્યા હતા અને રાત વળી અંધારી થઈ ગઈ હતી. કેપટન ફરતો ફરતો ત્યા આવી લાગ્યો. તેણે આ બનેમાના વડા ઉતારુને સીનોર લીજીયાન્સ્કીનાં નામથી હાક મારીને તૂતક ઉપરથી નીચે જઈ સલામત બેસવાની ફરમાશ કરી, પણ તે તેણે સ્વીકારી નહિ. તેટલામાં દૂર કાંઇક ચળકતું હોય તેવું જણાયું. તરેહવાર અટકળો બાધતા તેમણે એમ નક્કી કીધું કે, એ એક તુરકી મનવાર છે, અને પરોઢીયું થતા જ તેની જોડે આપણે હાથ મેળવવો પડશે, અને સલામતીનો સભવ થોડો જ છે. લીજીયાન્સ્કીએ એક પીસ્ટોલ અને તલવાર કેપટન પાસેથી માગી કેપટન આકળો પડી લડાઇની સઘળી તૈયારી કરવા લાગ્યો. એમ કરતાં રાત વીતી ગઈ, સૂર્યનારાયણે જોરમાં પ્રકાશવા માંડ્યું; તોફાનનું જોર પણ નરમ પડવા લાગ્યું. જ્યારથી તુરકી મનવાર "પ્રિન્સ ઑફ ધિ સી"નો દીવો નજરે પડ્યો હતો, ત્યારથી સઘળા ખલાસીઓની નજર ત્યાં જ લાગી રહી હતી. તુરકી મનવારે છેક નજદીક આવી, તોપનો ધડાકો ચલાવ્યો, જેનો જવાબ વેનીશીયન બારકસે પાછો

વાળ્યો. વેનીશીયન વાવટો બારકસ ઉપર ચઢાવવામાં આવ્યો, અને કેપટને સઘળા માણસોને એક ભાષણ કરી શૌર્ય ચઢાવ્યું, તેમને તેમનાં હથિયારો આપ્યાં. સૂર્યનાં કિરણો પૂર્ણ પ્રકાશવા માંડ્યાં હતા. સેલરો ખૂબ જોરમા આવી ગયા હતા. બારકસ ઉપર ભારે ધમાચકડી ચાલી રહી હતી. લડવાના હર્ષમાં આવેલા ખલાસીઓએ લડાઇના ગીતો ખૂબ નાચતે પગલે લલકારવા માંડ્યાં, અને તેમાં સઘળા ઉતારુઓ પણ શૂરભેર સામેલ થયા. જો કોઈપણ તેમાં ભાગ લેવા વગર રહ્યુ હોય તો તે આપણા આ બે ઉતારુઓ હતા. પણ તેઓ શાંત બેઠા નહોતા. તેઓ બને સાથે મળી એક ખુણામા ભરાઈ પ્રભુ પ્રાર્થના કરવાને દિલ લગાડી બેઠા હતા. સામેનું તુરકી બારકસ ધીમે ધીમે નજદીક આવવા માંડયુ. જોવામા આવ્યુ કે, તેઓ પણ સઘળી તૈયારી કરી ચૂકેલા હતા. તેના ઉપર ગોળ તોપોની ગજાવર બેટરી ચઢાવેલી હતી. કોઇપણ પ્રકારની હીલચાલ કરવા પહેલાં તુરકી મનવારના કેપટને પોતાના માણસોને ઈશ્વરસ્મરણ કરવાનો હુકમ કીધો. બાદ તેમણે ઢોલ અને ડફ સાથે ગાયન ગાઈ શૌર્ય ચઢાવવાને ત્રણ ગુલામોને તૂતક ઉપર બેસાડ્યા. લા ઈલાહ, ઇલ્લિલ્લાહ એવા શરુઆતના ઈશ્વરસ્મરણના આકાશ ગર્જે તેવા પોકારો સાથે તુરકી મનવારના શૂરવીરોનુ ગાયન શરુ થયુ, જેમા દરેકે દરેક જણે ભાગ લીધો હતો. ગાયન પૂરુ થતાં જ બને બારકસો વચ્ચે તોપોના ગોળા ધમધમાવાની તૈયારી થઈ રહી વેનીશીયનોએ બે તોપોના બાર તુરકી મનવાર ઉપર ચલાવી લડાઈની શરુઆત કરવાનું જોખમ માથે ઉપાડયુ તુરકી મનવાર ઉપર જોકે ૧૬ તોપોનો જથ્થો હતો, તો પણ તેનો મારો વેનીશીયન લોકોના મારા આગળ ઝાઝો ફાવી શકયો નહિ. વેનીશીયનો જ્યારે થોડી તોપ અને બાકી બદૂકથી તુરકી મનવારને દમપર દમ ધ્રુજાવતા હતા, ત્યારે તુરકીઓ ૧૬ તોપ સાથે ઘણે ઘણે લાંબે વખતે તેનો જવાબ વાળતા હતા. જ્યારે તુરકીઓને મારો ભારી પડ્યો ત્યારે તેઓ ગભરાયા અને વધારે બળથી તોપો છોડવા લાગ્યા. વેનીશીયન બારકસના કેપટનને પોતાની સલામતીમાટે ચિંતા લાગી અને નજદીકની લડાઈ લડવાને તેણે પોતાના માણસોને હુકમ કીધો. લીઝીઆન્સ્કી સર્વથી પહેલો તુરકી મનવારમાં કૂદ્યો, અને તેનો નાનકડો સાથી હેન્રી તરત તેની પાછળ ગયો. થોડી જ મિનિટમા વેનીશીયન બારકસ ઉપરના સઘળા સિપાહો તુરકી મનવાર ઉપર ચઢી ગયા અને હાથોહાથની ખૂનખાર લડાઇ ચલાવી. તેટલામાં એવો બનાવ બન્યો કે વેનીશીયન બારકસને જે સાંકળો વિગેરેથી તુરકી મનવાર સાથે બાંધેલું હતુ, તે સઘળી છુટી ગઇ, એટલે તેમને આશ્રય લેવાનુ કશુ રહ્યું જ

નહિ. એટલે તેઓ હતા તે કરતાં વધારે જીવ ઉપર આવીને લડ્યા. લીજીઆન્સ્કીએ જોત જોતામાં પોતાની તેજી તલવારે ઘણાક તુરકીઓનો કાળ આણ્યો એટલું જ નહિ પણ નાનકડા હેન્રીએ પણ અચ્છી બજાવી દીધી હતી; પણ મામલો થોડી જ વારમાં ફેરવાઈ ગયો. તુરકીઓએ નવુ જોર આણી 'અલ્લાહ હો અકબર' નામનું સ્મરણ કરી ખૂબ ઝુમમાં આવી હથિયારો ચલાવ્યાં, અને સંખ્યાબધ વેનીશીયનોનાં ધડ શરીરથી જૂદાં કીધાં. વળી તેમનું બારકસ પણ વગર લગરે ડોલાં ખાતુ કેટલેક દૂર નીકળી ગયુ હતુ, તેમાં આગ લાગેલી માલમ પડી. તુરકીઓએ સળગી ઉઠે તેવુ એકાદું યત્ર તેમા ફેંક્યાથી વગર ઓલવવે તે બારકસ બળવા માંડયું. વેનીશીયનોને હવે નાહાસવાનો પણ કશો માર્ગ રહ્યો નહિ. જયારે બચવાનો કશો જ ઉપાય વેનીશીયન કેપટન તથા લીજીઆન્સ્કીએ ન જોયો ત્યારે બનેએ જેટલા જીવતા સેલરો તેમના હતા, તેમને હિંમત આપી પાછો એકવાર તુરકીઓ ઉપર ધસારો કીધો. આ ધસારામાં તુરકી મનવારનો સરદાર જેને પણ 'પ્રિન્સ આફ ધિ સી' ના નામથી પીછાનવામાં આવતો હતો અને જે અત્યારસૂધી તૂતક ઉપર ચુપચુપ બેસી સઘળુ જોતો હતો, તે વચ્ચે આવ્યો. તરત તેણે લીજીયાન્સ્કી અને તેના સાથી હેન્રીને કેદી પકડ્યા. વેનીશીયન કેપટન જખમી થઈ ભોંયે પડ્યો. બાકી રહેલા માણસોએ બને તેટલો બચાવ કર્યો; પણ તેમનુ કશું ન જ ચાલ્યુ અને એકેક પછી તેઓ તુરકી તલવારના ભોગ થતા ગયા. માત્ર પાચ બાકી રહ્યા, જેમણે હથિયાર છોડી દીધાથી તેમને કેદી તરીકે પકડ્યા. આ પ્રમાણે આ ન ધારેલી ખૂનખાર લડાઇનો અંત આવ્યો; અને તે જ પળે વેનીશીયન બારકસ પણ બળતું જળતું કોણ જાણે ક્યા ને ક્યાં ગુમ થઈ ગયું.



## પ્રકરણ ૩૧ મું

## ખલીલની સાતમી વાર્તા (ચાલુ)

સત્તરમી સદીની આખરીમાં આપણી આગળ આ સઘળા બનાવો બને છે કે, જે વેળાએ ચોથો મહમ્મદ તુરકીની ગાદી ઉપર હતો. એ સમયની પહેલા તુર્કોની જીતનો ડંકો પુરા જોરમાં વાગી રહેવા પછી હવે તે ઉતરવા માંડ્યો હતો. ૨૩૦ થા પણ વધારે વર્ષોની મુદત સૂધી કાન્સ્તાંટીનોપલ તેની રાજધાની હતી. ૧૬૮૩ ના માર્ચ માસમાં ઉપર કહેલો લીજીયાન્સ્કી તેના નાના સાથી હેન્રીની સાથે

તુર્કોના હાથમાં કેદ પકડાયલો કાન્સ્ટાંટીનોપલમાં દાખલ થયો. બારકસમાં તેમના પ્રત્યે સારી વર્તણુક તુરકી કેપટને દેખાડી હતી. કિનારે ઉતરવા પહેલાં તેણે લીઝ્યાન્સ્કીને પોતા પાસે બોલાવી એક ટુંકુ ભાષણ કરી જણાવ્યું કે, 'આ પાંચ વેનીશીયનોને ગુલામોના બજારમાં સર્વથી મોટી રકમ આપનારને વેચી નાંખવામાં આવશે, પણ તને હુ મારા વડા વઝીર નામદાર કારા મુસ્તફાને ભેટ દાખલ આપવાનો ઇરાદો રાખુ છું. કેપટન સાહેબે લીઝ્યાન્સ્કીને ધમકી તથા સમજૂતી સાથે જણાવ્યું કે 'તું વડા વઝીરની મેહરબાની મેળવવા પામશે. પણ કહેવત છે કે ખ્રીસ્તીઓ ઉપર જો મેહરબાની દેખાડી તો તેઓ માથા ઉપર ચઢશે, તે કહેવત હું તારા સબંધમા માનતો નથી તું કદાપિ કારા મુસ્તફાની મેહરબાની મેળવવાને ભાગ્યશાળી થાય તો આ નમ્ર સેવક વારડર અલીબેગનો ઉપકાર ભૂલી જઇશ નહિ.' આ ભાષણ પૂરું થતાં જ લીઝ્યાન્સ્કી અને તેના નાના સાથીને મનવાર ઉપરથી ઉતારીને બોટમા બેસાડવામાં આવ્યા, અને ડકા ઉપર તેમને ગુલામ તરીકે ઉતારવામાં આવ્યા બનેને પેલા પાંચ વેનીશીયનોથી તદન જૂદા જ વડા વઝીર કારા મુસ્તફાને ત્યા લઇ જવામા આવ્યા. રસ્તે ચાલતા હેન્રી અધીરો પડી આ દુ ખમાથી કયારે છૂટકો થશે, તે વિશે લીઝ્યાન્સકી સમક્ષ ચિંતા બતાવવા લાગ્યો અને લીઝ્યાન્સકી તેને હિમત આપતો હતો. તે તેને કેમ વર્તવુ, તે સમજાવતો જતો હતો. વળી તુર્કોના હાથમાથી જલદીથી છૂટી જઇશુ એવી તે ધીરજ આપતો હતો અતે શહેરમાં દાખલ થતા ત્યાની મોટી હવેલીઓ ઉપર વિસ્મયતાની નજર કરી તેઓ ચાલવા લાગ્યા જતા જતાં તેઓ હવે કારા મુસ્તફાના મહેલ આગળ આવી લાગ્યા દરવાજા આગળ મજબૂત ચોકી પહેરામાં કશી કચાશ રાખવામા આવેલી નહોતી. મહેલ પણ બહુ સુંદર હતો, અંદરનો શણગાર પણ કશા પ્રકારે ઓછો નહોતો. ઉન્હાળાની મોસમમા જે ઓરડાઓમાં કારા મુસ્તફા રહેતો હતો, તે ઓરડાની હવાને જેમ બને તેમ ઠંડી કરવાને કશી પાછી પાની કરવામા આવી નહોતી. ઠામ ઠામ પાણીના ફુવારાઓ રમણીય રીતે ઉડતા હતા. આજુબાજુ ઝાડપાનોનાં કૂડા તરેહવાર રગના ઉગાડેલાં હતા ભોંય ઉપર ગાલીચા પણ જાણે લીલુ ઘાસ ઉગ્યુ હોય તેવા પાથરેલા હતા. રૂપેરી તસોમાં લીલાં ફળ ફૂલાદિ ગોઠવીને મૂકવામા આવ્યા હતાં; સૌંદર્યવતી ગુલામડીઓ નાજુક પંખાઓથી વડા વઝીર સાહેબને પખાઓ નાખતી હતી. જનાનખાના સિવાય, કારા મુસ્તફાના ઘરમાં એક હજાર માણસો પળાતા હતાં. કારા મુસ્તફા આ વેળાએ પચાસ મોહરમ પસાર કરી ચૂકેલો હતો. જાતે કદાવર અને

ઉંચો હતો; આંખો તેની કાળી ભમર સરખી અને ચકચક થતી હતી. ચહેરો જાણે તે કોઈ પહેલા નંબરનો અભ્યાસી હોય તેવો દેખાતો હતો; પણ મુસ્તફાના બીતરનો ચિતાર તેના ચહેરા ઉપરથી ઉપજાવવો મુશ્કેલ હતો. સઘળી તેની ખામીઓ તેના ઢોંગી ચહેરામાં છુપાયલી હતી. વડા વઝીર તરીકે તે અત્યંત ગર્વિષ્ટ અને તુમાખી હતો, તેના જનાનખાનામા ઓછામા ઓછી પદરસો સ્ત્રીઓ હતી, જેમની રખેવાલી કરવાને સાતસેં ખાજાસરા હતા. તેના તાબા હેઠળના માણસ, તેનાં કૂતરા, તેનાં ગામ, ઘોડા, તથા તેના પોશાકો હજારોથી જ ગણાતા હતા. વારડરઅલી બેગના માણસો લીઝીયાન્સકી અને હેન્રીને કારા મુસ્તફાના ઓરડામાં લઈ ગયા. મુસ્તફા બીજી તરફ હતો, તેટલામા નોકરે પ્રશ્ન કર્યો કે 'એ બને કૂતરાઓ કોના છે?' લગાર તોરમાજ વારડરઅલી બેગના વડા નોકરે તે નોકરને જવાબ આપ્યો કે, 'હુ વારડરઅલી બેગ તરફથી અગત્યની ફતેહના સમાચાર લઈ આવ્યો છુ, અને આ બે ખ્રીસ્તી ગુલામોને ભેટ તરીકે લાવ્યો છુ.' તે નોકર સઘળાને કારા મુસ્તફાના ઓરડા ભણી લઈ ચાલ્યો. ઓરડામા એક તરફ મુનશીઓ બેસીને લખતા હતા, ત્યા બનેના નામો લખાવ્યાં. તેમના તે નામો બદલી લીઝીયાન્સકીને હુસેન અને હેન્રીને લાયક એવુ નામ આપ્યુ. પાસેના એક ઓરડામાં જતા ત્યાં કારા મુસ્તફાનો વડો મુનશી બેઠો હતો, ત્યાં પેલો નોકર સઘળી હકીકત જાહેર કરી જતો રહ્યો. જ્યાથી તેમને કારા મુસ્તફાના ઓરડામા લઈ જવામા આવ્યા. સુદર અને ચકચકતા તખત ઉપર મુસ્તફા બેઠો હતો. આજૂ બાજૂ રૂપેરી કઠેરા કરી લેવામા આવેલા હતા. શરીરમાં ખૂબ ભપકા ભરેલો પોશાક પહેરેલો હતો. ગળામા તેમજ માથા ઉપર જવાહિરોના તો લેપડા લગાડવામા આવેલા હતા. કમરે તલવાર લટકતી હતી, જેની રૂપેરી મઠ ચકચક થઈ રહેલી હતી. આજૂબાજૂ ભપકાભરેલા પોશાકમા નોકરો ઉભેલા હતા અને તેના તખતની હેઠળ તેના દીકરાઓ બેઠા હતા કારા મુસ્તફાએ હુકમ કીધો કે, વારડરઅલી તરફથી આવેલા અમલદારને મારી સન્મુખ ખડો કરવો. તેને ખડો કરવા પછી ત્રણવાર ભોંયે પડી નમસ્કાર કર્યાં પછી બનેલો બનાવ તેણે ખૂબ મીઠું મરચુ ભભરાવીને જણાવ્યો. કારા મુસ્તફા જેમ જેમ તે અમલદારને મોઢેથી વાતોના તડાકા સાંભળતો જતો તેમ તેમ તે તુરકી મનવારના કેપટન વારડરઅલીની ખૂબ સ્તુતિ કરતો. સઘળી હકીકત જણાવ્યા પછી તે અમલદારે લીઝીયાન્સકી અને હેન્રીને રજૂ કીધા. આ જાણતાં જ કારા મુસ્તફાનો મિજાજ ગયો. તે તામસી થઈ તે અમલદારને કહેવા

લાગ્યો કે, 'તારો શેઠ વારડરઅલી શું ધૂળ ફાકે છે? બારકસો ઉપરનો તમામ ખજાનો લૂટી પોતે લઈ ગયો અને આ બે નાચીજ ગુલામોને ભેટ તરીકે મારી પાસે મોકલ્યા છે કેમ?' આ તેના બોલવાથી બધા ચુપચાપ થઈ ગયા. બાપડો પેલો અમલદાર તો ડાચું વકાસી ગોઠણ મંડાયે પડ્યો તે જાણે તેવોજ જન્મેલો હોય તેમ પડી રહ્યો. અતે કારા મુસ્તફાએ લીઝ્યાન્સ્કી તરફ ફરી તેને હુકમ કીધો કે સઘળી તવારીખ તેણે કહી જવી. લીઝ્યાન્સ્કી તરત નમ્રપણે ખડો થયો. તેણે ખૂબ વાક્ ચાતુરીથી વેનીશીયનો અને તુર્કો વચ્ચેની લડાઇની હકીકત જાહેર કરવા માડી, પણ તે દરમ્યાન તુર્કોની બહાદુરીની તારીફ કરવાને જરાપણ ચૂકતો ન હોતો. લીઝ્યાન્સ્કી તો ધારેલી ઇચ્છામાં પાર પડ્યો. તેની વાત ઉપર મુસ્તફાએ વિશ્વાસ બતાવ્યો, અને તેને નીચ ગુલામ તરીકે નહિ પણ આબરૂ ભરેલી રીતે રાખવાની કબૂલાત આપી, અને જણાવ્યુ કે, 'તરતવેળા તો તને મારાજ મહેલમા એક શૃગારેલો ઓરડો આપી તારી અચ્છી બરદાસ્ત મારી નજર હુજૂર કરવામા આવશે.' લીઝ્યાન્સ્કીએ કારા મુસ્તફાને પોતાની ઉપર મેહરબાન થયલો જોઈ તેની ખૂબ તારીફ કીધી અને હેન્રીને પણ પોતાની સાથે રાખવાની માગણી કીધી જે વગર અડચણે મુસ્તફાએ કબુલ રાખી હવે તેમને રુખસદ આપી, પેલા અમલદાર તરફ ફરી તેને ખુબ ખખડાવ્યો, અને તેના ગુનાહમાટે ગુલામને હુકમ કીધો કે તેના પગના તળિયામાં એક સો ફટકા લગાવવા, અને પછી ઉંધે ગધેડે બેસાડી શાહેરમા ફેરવવો. આ હુકમ તરતજ અમલમા લાવવામા આવ્યો. બાપડાના પગમાથી લોહીની નહેરો ચાલી

લીઝ્યાન્સ્કી તથા હેન્રીને ફરિયાદ કરવાનુ કશુ કારણ ન હોતુ અલબત્તા મહેલમાથી તેમને બહાર જવા દેવામા આવતા ન હોતા, તોપણ તેમને જે મકાનમા રાખેલા હતા ત્યા તેમને દરેક પ્રકારની ગમ્મત આપવામા આવતી હતી. તેમના ઉપર દેખરેખ રાખવાને બે ગુલામો રાખવામા આવેલા હતા, અને મુસ્તફાને બદલે તેનો વડો કારભારી વારવાર તેમની મુલાકાત લેતો હતો. અતે વઝીર મુસ્તફાએ લીઝ્યાન્સકીને પોતાના દુભાષિયા તરીકે નીમ્યો, અને હેન્રીને લીઝ્યાન્સકીના સેક્રેટરી તરીકે તેની સાથેજ રાખવાની પરવાનગી આપી, એટલુજ નહિ પણ લીઝ્યાન્સકીને જણાવવામા આવ્યુ કે જો બને જણ ઉપર વિશ્વાસ બેસશે તો તેમને વગર અડચણે કાન્સ્તાંટીનોપલમાં ફરવાની પરવાનગી આપવામા આવશે. તે કારભારીએ તેને જાહેર કીધુ કે વઝીર મુસ્તફા થોડા વખતમા ફ્રાન્સના એલચીની મુલાકાત લેનાર છે તે વેળા દુભાષિયા તરીકે તેનું કામ

પડશે. કારભારીએ વળી પૂછયું કે શું ફ્રેંચો જોરાવર છે? લીજીયાન્સ્કી જે હવે પાવરધો બનેલો હતો, તેણે ઠાવકેપણે જવાબ વાળ્યો કે, 'તેઓ ગમે તેવા જોરાવર છે પણ તુર્કોથી ઉતરતા છે તેજ પ્રમાણે આસ્ત્રીયને પણ છે; રુશિયનો તો તુર્કો આગળ ગુલામ સરખા છે, વળી શહનશા, હના વચન ઉપર ભરોંસો રાખી શકાતો નથી, અને તેના સરદારો માત્ર લુટારાઓના સરદારો હોય તેવા છે.' રુશિયનો વિશે આ હલકું મત લીજીયાન્સકીને મોઢેથી સાભળીને કારભારી બહુ ખુશ ખુશ થઈ ગયો. અને તેણે તેને જણાવ્યુ કે, 'ફ્રેંચ એલચીની મુલાકાત વેળા તને બોલાવવામાં આવશે,' એમ કહી તે જતો રહ્યો. નવા આવેલા ફ્રેંચ એલચીની મુલાકાત માટે નુજૂમીઓએ સારો દિવસ ઠરાવ્યો, અને તે દિવસ લીજીયાન્સકીને જણાવવામા આવ્યો, તે દિવસે આગળથી લીજીયાન્સકીને મુલાકાતવાળા ઓરડામાં હાજર કરવામાં આવ્યો જ્યા તે પોતાના સેક્રેટરી હેન્રી સાથે તૈયાર થઈ રહ્યો હતો કારા મુસ્તફા પોતાના ઉંચા ગલીચા ઉપર વિરાજ્યો હતો, અને રૂપાના કઠેરાઓની આગળ ફ્રેંચ એલચીને માટે એક ટૂલ મૂકવામા આવ્યુ હતું લીજીયાન્સકી તથા હેન્રીને તેમના ખ્રીસ્તી પોશાકમાં લાવવામા આવ્યા હતા. કારા મુસ્તફાએ સવારથી પોતાના કારભારીને બંદર ઉપર એલચીને લેવા મોકલ્યો હતો. કિનારે ઉતરતાંજ એલચી સાહેબને ઉમદા સાજ સાથના અરબી ઘોડાઓ ભેટ કર્યાં હતા. એલચી સાથે પોતાના બે દુભાષિયાઓ હતા. પોતાના દેશના ઉમદા પોષાકમાં તે સજ્જ થયો હતો. તેની સાથે ફ્રાન્સનાં રાજકુટંબને લગતા એકસો માણસો હતા. કાન્સ્તાટીનોપલમા વસ્તા ઘણાક ફ્રેંચ વ્યાપારીઓ એલચીને પધરાવવાને કિનારે એકઠા થયા હતા. કારા મુસ્તફાના મહેલ આગળ પણ લશ્કર વિગેરેને ગોઠવીને ઉભુ રાખવામાં આવ્યુ હતુ. એલચી સાહેબ સુલતાનમાટે જે ભેટો લાવ્યા હતા તે સાથે કારા મુસ્તફાના મહેલમા દાખલ થયા. આ ભેટમા ઘડિયાલો, પ્લેટ, જવાહિરાત, રેશમીકામ, આરસાઓ, પીસ્ટોલો તથા સોના રૂપાના વાસણો હતા. તે સઘળી ભેટ ટીપ કરી વડા મુનશીએ તે વજીર ઉપર મોકલી આપી. એક નાકાથી બીજા નાકા સુધી જોઈ તપાસી એટલે જેમ તેમ કરતા તેના ધ્યાનમાં ઉતર્યું કે આ ભેટો ઘણી કીમતી છે, એટલે તેમણે એલચીને પોતાની હુજૂરમાં આવવાની રજા આપી. વજીર સાહેબ હુજૂર આવતા એવો શિરસ્તો છે કે તલવાર છોડી દેવી જોઇયે તે પ્રમાણે એલચી પાસે જે તલવાર હતી તે છોડી દેવાને તેને સમજાવવામાં આવ્યો; પણ તેમ

થયાથી તે પોતાને માઠું લાગેલું સમજવા લાગ્યો, અને કેમે કરતાં, તે છોડ નહિ. અંતે બહુએ સમજાવ્યો ત્યારે તેણે તે તલવાર પોતાની સાથે ચાલતા વડા મુનશીના હાથમાં આપી. તેણે તે લશ્કને કારા મુસ્તફાની રૂબરૂ મૂકી. હવે જગાની પંચાતી ચાલી. મુસ્તફાના તખતની બાજૂએ એક ઉચુ ટૂલ મુકી તેની ઉપર એલચીને માટે જગા કરવામા આવી હતી, પણ એલચી સાહેબે તો ત્યાં બેસવાની સાફ ના પાડી. પોતે ઘણા ઉંચા કુળનો છે, ઉંચી પદવીનો છે વિગેરે ઘણુંએ સમજાવ્યું, પણ મુસ્તફા સાહેબ જેમ તે સિવાય બીજી જગા આપવાને નાથી હા ભણ્યા નહિ તેમ એલચી સાહેબ પણ પોતાને માટે રાખેલા ટૂલ ઉપર બેસવાની સાફ અડ લઈ બેઠા. પંચાતી તો વધવા લાગી; પરસ્પર લગાર કડવા વચનો ચાલવા લાગ્યાં અને જ્યારે ઘણું જ થયું ત્યારે એલચીએ દુભાષિયાને કહ્યુ કે 'હવે તે પોતે અહીંથી એકદમ ચાલી જશે એમ વજીર સાહેબને સમજાવવુ. એક દુભાષિયાએ તેનો ધણો સમજાવ્યો કે 'તારી આગળ આવી ગયલા એલચીઓ જોડે પણ એજ પ્રમાણેનુ વર્તન ચલાવવામા આવ્યું હતુ.' જ્યારે વજીરને સમજાવવામાં આવ્યુ કે એલચી સાહેબ આ તેમને માટે મુકરર કરેલી જગા ઉપર બેસતા નથી અને તે જગાએ બેસવામા પોતાનુ અપમાન થયલુ સમજે છે; તેવીજ મુસ્તફાએ તો ભવા ચઢાવીને બરાડ મારી, અને એલચી તરફ ફરી બોલ્યો કે, 'ઓ નાસ્તિક કૂતરા, તારી આ તુદાઇને માટે પાક કુરાનમાં તને સખત શિક્ષા ફરમાવેલી છે તે તું જાણતો નહિ હશે તો જાણીતો થા, અને એકદમ અમારી આજ્ઞાને તાબે થા' આ પછી મામલો વિશેષ બગડવા લાગ્યો. તેટલામા તરત નોકરોના ટોળામાથી એક માણસ દોડી આવ્યો અને વજીર સાહેબની ખુરસી આગળ લાંબો થઈ ભોંયે પડી બોલવા લાગ્યો કે, 'ઓ નામદાર વજીર, આ ફ્રેંચ એલચીને સમજાવી તેની શુદ્ધિને ઠેકાણે આણવાની મને રજા આપ; જો તે નહિ સમજે તો અને તેનું જો કોઈ માઠું પરિણામ નીપજવા સરખો વખત આવે તો તેનું જોખમ મારે શિર છે,' 'ઠીક ઠીક,' કારા મુસ્તફા આ ભોંયે પડેલા શખ્સ તરફ ફરીને બોલ્યો, 'તારી માગણી હુ સ્વીકારુ છુ' આ માણસ તે આપણો લીજીઆન્સકી હતો. તેને પરવાનગી મળ-તા જ તે ઉભો થયો અને ફ્રેંચ એલચી ઉભો હતો ત્યાં ગયો તેણે અદબ સાથે તે એલચીને સઘળી વાત સમજાવવા માંડી, અને પાંચ મિનિટમાં ફ્રેંચ એલચી સઘળુ સમજી પોતાનો હઠ છોડીને, તેને માટે તૈયાર રાખેલા જગા ઉપર બેસવાને રાજી થયો અને તેને જોઈ કારા મુસ્તફા મૂછમાં હસ્યો. તેમની સાથે લીજીયાન્સ્કી પણ દુભાષિયાનું કામ કરવાને ગયો. બંને

વચ્ચે થયેલી વાતચીત લીઝ્યાન્સ્કીએ તેમને સમજાવી તે વાતનો ટુંક સાર એ જ કે તુરકી તાબેના જંગલી કોરસેર લોકો ફ્રેંચ વેપારીઓ ઉપર હુમલાઓ કરે છે, તેને માટે ફ્રેંચ સરકાર તરફથી તેણે ફરિયાદ કરી અને તેના ઉત્તરમાં વજીર સાહેબે ઘટતો બંદોબસ્ત કરવાનું વચન આપ્યું. છેવટે કેટલાક પત્રો સુલતાનની પોતાની રૂબરૂ મૂકવાની એલચીએ પરવાનગી માગી અને વજીરે તે માટે સુલતાન સાથે મસલત કરી જવાબ દેવાનું જણાવ્યું. એલચીએ જાણવા માગ્યુ કે, તેને કેટલો વખત લાગશે, એટલે વજીરે થોડો ને ઘણો ત્રણ મહિનાનો વખત જણાવ્યો, જે સાભળીને એલચી તો ગભરાઈ જ ગયો. હવે મુસ્તફાએ બીજી વાત ઉપર ધ્યાન ફેરવ્યું. તેણે એલચીને પૂછ્યુ કે, 'ફ્રાન્સના રાજાનીવાર્ષિક ઉપજ શુ છે?' એલચી સાહેબ એ બાબતમાં તો પાકા પૂરા હતા, એટલે આધળા થઇને જવાબ વાળ્યો કે, 'દશ કરોડ લીવર, સાહેબ' આ ઉપજ સાભળીને મુસ્તફા તો બિસ્મિલ્લા, બિસ્મિલ્લા કરવા પડ્યા, પણ પૂછ્યુ કે, 'તેનુ લશ્કર કેટલુ છે?' સવા બે લાખ માણસનુ, નામદાર સાહેબ.' એલચીએ ઉત્તર આપ્યુ; એટલે તો જાણે તુરકી લશ્કરની સખ્યા આગળ તે કુછ બિસાદનુ ન હોય તેમ તચાકડી વગાડવા પડ્યા. 'એલચી સાહેબ,' મુસ્તફા બોલ્યો, 'એક પળની ચેતવણીમા તમારો ફરમાબરદાર ચાર લાખ માણસનુ લશ્કર એકઠું કરવાને શક્તિમાન છે કદાચ ફ્રાન્સનો રાજા મોટો હશે, પણ બાદશાહોનો બાદશાહ, સુલતાને આલમ તેમની સર્વની ઉપર છે. તે નામદારના લશ્કરની સપાટી ઉપર કોઇપણ ખ્રીસ્તી રાજા આવી શકનાર નથી. હવે એલચી સાહેબ મને જણાવશો કે આસ્ત્રીયા અને પોલાંડ લડાઇમા ઉતરે તો ફ્રાન્સની સરકાર કોનો પક્ષ કરશે?' 'હા, વજીર સાહેબ, અમારો રાજા બેશક સુલતાનના પક્ષમા રહેશે,' એલચી બોલ્યો આ વાતચીત પછી એલચીને માટે શરબત મગાવવામા આવ્યુ, જે સુલતાનના દરબારના રિવાજને અનુસરીને તેણે સહજ પીધુ. એ જ વખતે બીજી તરફ સ્ત્રીઓનુ ગાયન ચાલતુ હતુ. આ દિવસે સુલતાનને ત્યા દરબાર મળનાર હતો, અને વજીર કારા મુસ્તફા પણ ત્યા જનાર હતો વળી જવાનો વખત થવા આવ્યો હતો એટલે ઘોડાઓ વિગેરેની તૈયારી કરી રાખવામાં આવી હતી. દરબારમાં એ દિવસે અગત્યની તકરાર ચાલનાર હતી કે આસ્ત્રીયા અને પોલાંડ સામે લડાઈ ચલાવવી કે નહિ, અને વજીર મુસ્તફા લડાઈની આગેવાની પોતે લેનાર હતો, એટલે લડાઇની તરફેણમા વિચાર આપવાને તે પોતે તૈયાર થઇ રહેલો હતો. હવે સઘળુ ગાયન બંધ થયું. ફ્રેંચ એલચી પોતાના રિસાલા સાથે છૂટો પડ્યો અને તેને ઠરાવેલા ઉતારાની જગાએ લઈ જવામાં આવ્યો.

તથા લીઝ્યાન્સ્કી પોતાના ન્હાના સેક્રેટરી હેન્રીની સાથે પોતાના ઓરડામાં ગયો.

---

## પ્રકરણ ૩૨ મું

### ખલીલની સાતમી વાર્ત્તા (ચાલુ)

આ બનાવને કેટલાક દિવસ ગુજરી ગયા બાદ એક શાંત વખત જોઈ કારા મુસ્તફાએ લીઝ્યાન્સકી અને હેન્રીને પોતાની રૂબરૂ બોલાવ્યા. સર્વ નોકરો વિગેરેને ઓરડામાથી બહાર કાઢવામા આવ્યા હતા. બને જણા મુસ્તફાની સ્હામે આવ્યા બાદ મુસ્તફાએ ભારે પ્રીતથી લીઝ્યાન્સ્કીને કહ્યુ કે, 'જાણ્ઞ ઓ પ્રીસ્તી, કે મેં તારા પ્રત્યે બની શકતી આબરૂ ભરેલી વર્તણૂક ચલાવી છે, અને તેની તુ ના પાડી શકશે નહિ હવે તુ મને સોગન લઈ જણાવ કે ફ્રેંચ એલચી જે આટલો બધો તામસી થઈ રહેલો હતો, અને જે મારા બરોબરની જગા મેળવવાનો ફાંકો રાખતો હતો, તેને તેં એકદમ કેવા પ્રકારે સમજાવીને ઠેકાણે આણ્યો ? પણ મને નથી સમજણ પડતી કે તેં તેને પાચ મિનિટમા કેમ ઠેકાણે આણ્યો ? શુ તારી પાસે કાંઈ જાદૂ છે કે કાંઈ તાવીજ છે કે તને કોઈ એવો ફરિસ્તો મળી ગયો છે ? પ્રીસ્તી પહરોણા, આ વાતનો ભેદ જે સત્ય હોય તે બોલી દે. તુ જાણતો હોવો જોઈયે કે આ તુરકી સરજમીન ઉપર પ્રીસ્તીઓના કેવા હાલ કરવામાં આવે છે, પણ તેની નામોશીમાથી મેં તને છોડાવ્યો છે, કારણ, મને એમજ લાગે છે કે, તારુ નસીબ બુલંદ છે અને તુ કાઇક મહાભારત કામો કરવાને આ જહાનમાં સરજાયલો છે. વઝીરના દુભાષિયાને હમેશા દરબારના દુભાષિયાની જગા મળે છે, અને ત્યાથી વધતા તેને વાલેશીયા કિંવા માલડેવીયાની હાકમી મળે છે પણ જાણ્ઞ ઓ પ્રીસ્તી, કે મોટા માણસોના દુસ્મનો ઘણા હોય છે. હવે તે બધુ થયુ, પણ હુ તારાથી જાણવા માગુ છુ કે તું નિમકહલાલીથી રહેશે ?' લીઝ્યાન્સ્કી બોલ્યો, 'નામવર વઝીર સાહેબ, હું તારુ ભાષણ સમજ્યો છુ, તુ મને કયા ઓહદા ઉપર ચઢાવવા માગે છે તે પહેલાં હુ તારી પાસેથી જાણવાની તલબ ધરાવુ છુ.' 'હા, હા, મારા પ્રીસ્તી પહરોણા સાંભળ; મારા મહેલમાં સેંકડો ગુલામો છે, સેંકડો નોકરો છે, સેંકડો મેહતા મુનશીઓ છે, પણ મારી ખાનગી વાતો અને યોજનાઓનો પૂર્ણ ભરોસો મૂકવા લાયક તેમાં એક પણ મુસલમાન મને દેખાતો નથી, તો સમજી જા, ઓ પ્રીસ્તી કે તે કામ હુ હવે પ્રીસ્તીને સોંપવા માગુ છુ. મારા ગુલામો મારા જાસૂસ સરખા

છે, મારા દુશ્મનો કાંઈ થોડા નથી; માટે હુ આ મારો ભેદ મારા જાત-ભાઈઓને છોડી તારી આગળ ખુલ્લો કરુ છું કે મારે જે મોટું વેર વાળવુ છે, તેમાં તુજ, તુજ, ઓ મારા પ્રીસ્તી પરોણા, તુજ મારો સહાયક થશે' આ છેલ્લાં વાકયો બોલતા મુસ્તફાના મોઢા ઉપર ગુસ્સાથી ફીણ ચઢી આવ્યુ અને જાણે હમણાં જ કોઈ શત્રુ આવે તો તેને દાંતોમા પીસી નાખે એવા તેના હાવભાવ જણાવા લાગ્યા. વળી આગળ ચાલતાં મુસ્તફા બોલ્યો કે, 'મારા એક હડહડતા દુશ્મનની બહેન જે એક ગુલા-મડી છે, અને જેની ખુબસૂરતી જોઈ ફીરસ્તાઓ પણ ફરી જાય તેણે જનાનાનુ પાતિવ્રત્ય ભાંગ્યુ છે. આ નાબકાર લોંડીને મારી આ તેજી તલ-વારની ધારને શરણ કરવી જોઇયે છે, પણ કયા છે એવો વિશ્વાસુ માણસ કે જે તે મૃજીને બાસફરસના કાળા મોજાઓમાં લઈ જઈ ડુબાવી દે,' આ સાભળતા જ લીજીયાન્સ્કીને કારા મુસ્તફા ઉપર કેટલોક ક્રોધ છૂટ્યો, અને તેમાં તે કાઇક બોલવા જતો હતો, તેટલામા સમજીને મૂગો રહી ગયો. મુસ્તફા આગળ બોલ્યો, 'અને તેજ તેજ કામને માટે મં મારો ભેદ તને ખુલ્લો કહી દીધો છે. આ કામ બજા લાવવા માટે હુ મહાભારત ઇનામ આપવાનો કોલ આપુ છુ, સમજ્યો કે ઓ પ્રીસ્તી?' લીજીયાન્સ્કીએ જવાબ આપ્યો, 'નામદાર વજીર, હુ તારા સઘળા મતલબને સમજી ગયો છુ.' મુસ્તફાએ આગળ ચલાવ્યું કે, 'એ કામ હેન્રીએ પોતે બજાવવુ, અને તેની જામીનગીરીમા લીજીયાન્સ્કીએ મારે ત્યાં રહેવુ. જો હેન્રી આ કામ બજાવી ઠરાવેલા વખતમાં પાછો ફરે તો તમો બનેને હુ નિહાલ કરી નાખું. જો લાબો વખત સૂધી હેન્રી ન આવે તો હુ સમજુ કે તમો નિમકહરામ બન્યા છો અને તારું માથુ તેજ ઘડીએ છટકાવી નાખું. ચાલ બોલ હવે શુ ઉત્તર આપે છે? હા કે ના?' લીજીયાન્સ્કીએ આ સઘળુ કબૂલ કીધુ, એટલે ખુશ થઇ મુસ્તફાએ યુક્તિ બતાવી કે, 'આજે રાત્રે જ્યારે ચંદ્રમા કાન્સ્તાટીનોપલની મોટી મસ્જિદના માથા ઉપર ચઢે ત્યારે, હેન્રીએ મારા આ ઓરડામાં આવવુ, અને તે વેળા તેને કોઇપણ અટકાવનાર નથી. બાલકીસ, બાલકીસ, નાપાક છોકરી, હવે તારા લોહીમા મારા હાથ ખરડી મારો ઉછળતો અને ઉકળતો સીનો ઠડો કરવાનો વખત પાસે આવ્યો છે.' હવે કારા મસ્તફાનું ભાષણ પૂરું થયુ અને લીજીયાન્સ્કી તથા હેન્રી બને છૂટા પડ્યા. છૂટા પડ્યા એટલે બનેએ મનસૂબો કર્યો કે, 'કારા મુસ્તફા આપણને પોતાના પાપના ભાગીદાર કરવા માગ છે, પણ આપણે તેમ ન કરતા તે બાપડી છોકરીનો પ્રાણ બચાવી પુણ્ય વ્હોરીશુ.' લીજીયાન્સ્કીએ હેન્રીને સમ-

જણાવ્યો કે, 'તારે તે છોકરીને લઇને આપણા ખ્રીસ્તી એલચીને ત્યાં જવું, કે જ્યાં તે બાપડીને સર્વ પ્રકારનું સુખ અને સરક્ષણ આપવામાં આવશે.' આ ગોઠવણ સબંધી વાત ચાલે છે તટલામાં બાપડા જવાન હેન્રીને પોતાના વતનનું સ્મરણ થઈ આવ્યુ અને ત્યા ક્યારે જઇશુ તે વિશે બને જણ સાથે મળી વિલાપ કરવા લાગ્યા. લીઝ્યાન્સ્કીએ હિમત પકડી અને અને બંને જણે તે વિચાર પોતાના મનમાથી કાઢી નાખ્યો. તેઓ ચુપચુપ બેઠા છે તેટલામાં તેમને માટે ભાતભાતના પકવાન સાથનું ખાણુ આવ્યુ, જે ઉપર બનેએ અચ્છો હાથ ચલાવ્યો. લીઝ્યાન્સ્કી ઉપર પ્રસન્ન થઈ મુસ્તફાએ તેને એક પેરીસની બનાવટનુ સુદર ઘડિયાળ આપ્યુ હતુ, અને તેની મદદથી તેઓ બને મધ્યરાત્રે ઠરાવેલા વખતની ઇંતેજારી સાથે રાહ જોતા હતા. અતે તે વખત આવ્યો એટલે લીઝ્યાન્સ્કી તરફથી વધારે સમજૂતી લઇને હેન્રી મુસ્તફાના ઓરડા ભણી ચાલ્યો. અને ઓરડામા દાખલ થયો, કે જ્યા મુસ્તફા એક કોચ ઉપર પડેલો હતો, તે બરાબર વખતસર હેન્રીને આવેલો જોઈ અત્યત ખુશ થયો

તરત મુસ્તફા પોતાની બેઠક ઉપરથી ઉઠયો ટેબલ ઉપરથી રૂપાનો એક મોટો પ્યાલો લઈ તેને શરાબથી ભર્યો અને બાપડા હેન્રીને તે પીવા આપ્યો તેની નાપાડવાની હિમત ચાલી નહિ, એટલે હેન્રી તો દમ ઉપર રાખી આખો પ્યાલો ઠસાવી ગયો તે ઠાસતાની સાથેજ તેના મોઢા ઉપર લાલી આવી, અને શરીરમાં હિમત આવી હોય તેમ મુસ્તફાની સામો ઉભો. મુસ્તફા તેવી હાલતમા તેને પાસેના એક ઓરડામા લઈ ગયો. ઓરડામા ઝાંખો દીવો બળતો હતો, અને સુદર કોચની ઉપર એક રૂપસુંદરી આખા આંગ ઉપર બુરકા સાથે સૂતેલી હતી તેની ઉપર હેન્રીની નજર પડી. મુસ્તફાએ તરત હેન્રીને કાનમા જણાવ્યુ કે, 'આ રહી આપણી ગુનાહગાર, ખ્રીસ્તી પરોણા, એ કમબખત પોતાની મીઠી નિદ્રાને વશ થયેલી છે તેમાથી તે જાગૃત થાય તે પહેલા તુ તેને બાસફરસના ઝેરી દરિયાવમા લઈ જઇને વહેતી કરી આવી તારુ ઇનામ લઈ લે. ગમે તો એ હેન્રી, લે આ ભાલો, તેના સીનામા ઋગે મોઢે આરપાર ભોકી દે અને પછી તેને અહીંથી ઠેકાણે પાડી આવ અને કા તો ત્યા લઈ જઈ તેને ઠાર કારવાને ચૂકતો ના ' મુસ્તફાએ આપેલો ભાલો હેન્રીએ નમીને લીધો અને પોતાના કપડાંમા ખોસ્યો. તે પછી બોટ વિગેરેની સામગ્રી કેવી રીતે કરી રાખવામાં આવી છે તેની ખબર હેન્રીને આપી, મુસ્તફાએ દીવો હેન્રીના હાથમા આપ્યો, અને પોતે ઓરડામાંથી ઝડપથી નીકળી ગયો. આ બનાવ ભાગ્યે પાંચ મિનિટમાં બન્યો હશે. મુસ્તફા થોડોક છેટો ગયો

હશે તેટલામાં પેલી સુંદર બાળા પોતાના કોચ ઉપરથી ધીમે રહીને ઉઠી, અને તેને તેમ ઉઠતી જોઈ હેન્રી તો વિસ્મય પામ્યો અને તે વેળાએ શું કરવું તેનું તેને ભાન ન રહ્યું. તે સુંદરી તો જાગૃત થઇ હેન્રીની પાસે આવી અને ધીરજથી જાણે પોતાના ઉપરની સઘળી આફતથી આગળથી જાણીતી થઈ રહેલી હોય તેમ પૂછવા લાગી કે, 'કેમ ઓ જવાન, તુ તુર્ક તો નથી ને?' હેન્રીને હિંમત આવી અને બોલ્યો, 'નહિ ઓ રૂપસુંદરી, હુ તુર્ક નથી, પણ ખ્રીસ્તી બચ્ચો છુ.' તે સાંભળતાંજ ખુશીના ઉભરા સાથે તે બાપડી બોલી, 'ત્યારે તો ઓ ખ્રીસ્તી, કદાચ હુ તારા સુદ્ધાં બીજા ખ્રીસ્તીના આભારતળે આવીશ' હેન્રીને શંકા થઈ કે, કદાચ મુસ્તફા બહાર ઉભો રહી ચાળા જોતો હશે, એટલે તેણે પેહેલા લગાર જોરથી કહ્યુ કે, 'ઓ સુંદરી, હવે આપણે અહીંથી એકદમ કૂચ કરવી જોઇયે,' પછી ધીમેથી તેના કાનમાં કહ્યુ, 'હું તને ઘણીજ સલામતી ભરેલી જગાએ છોડી આવીશ, કે જયા તારો એક વાળ પણ વાંકો થશે નહિ, માટે તુ બીશ નહિ.' બાપડી, તે તરત તૈયાર થઈ, અને પાંચ મિનિટમા તેઓ મુસ્તફાએ બતાવેલે રસ્તે મહેલમાંથી બહાર નીકળ્યાં. અને ગુપચુપ ચાલ્યાં. અંતે છેક બોટ પાસે આવી પહોંચ્યા તે જોઈ હેન્રીએ વાત છેડી જણાવ્યું કે, 'કિનારેથી સહજ દૂર ગયા પછી આપણે વિશેષ વાતચીત કરીશુ; તેટલામા જાણી લે ઓ સુંદરી, કે હું તને ઠરાવેલી જગાએ નહિ, પણ બીજીજ એક સલામત જગાએ ઉતારી તને સહીસલામત અને તારું રક્ષણ થાય તેવે ઠેકાણે રાખીશ.' આ વાત બાઇએ સાભળી તો લીધી પણ થોડો વખત સૂધી તો તેને શક ગયો અને હેન્રી ઉપર ભરોસો આવી શકયો નહિ. બહુજ અધીરાઈ ભરેલા ચહેરા સાથે તેણે હેન્રી ઉપર નજર કીધી, અને હેન્રી પણ તેની સામે તાકીને જોતો ઉભો. અંતે તેણે હેન્રીને પ્રશ્ન કીધો કે, 'ઓ જવાન, શું તુ ખરેખર ખ્રીસ્તી છે? અને ક્યાનો તુ રહેનારો છે?' 'હુ ખરેખર ખ્રીસ્તી છુ અને પોલાંડનો રહીશ છુ,' હેન્રી બોલ્યો. તે ઉપરથી તે ગુલામડી બોલી, 'ખચીત નિશ્ચિત રહે ખ્રીસ્તી જવાન, કે ત્યારે તો હું બેલાશક તારી સાથે આવવાને તૈયાર છુ તારા ઉપર મારો પૂર્ણ વિશ્વાસ છે. મારી ખતારી છે કે તુ મને ઠગનાર તો નથી જ; માટે ઓ જવાન, મારે માટે તને જે સારું સુઝે તે કર.' આ વાતચીત પૂરી થવા પછી બંને જણ તૈયાર થઈ રહેલી બોટમાં બેઠાં. હેન્રીએ હલેસુ ચલાવ્યુ. રાત ખુશનુમા હતી. દરિયો શાંત હતો. ચંદ્રમાનાં રૂપેરી કિરણોએ દરિયાના પાણી ઉપર પડી દારયાને રૂપેરી બનાવી દીધાં હતાં. થોડેક દૂર ચાલ્યા કે તેને મધુર ગાયનનો અવાજ સંભળાયો

હેન્રી તો વિચારમાં જ પડ્યો કે, એ અવાજ ક્યાંથી આવે છે; પણ થોડીજ વારે જણાયુ કે જે સુંદરી તેની સાથે બોટમા એક છેડે બેઠેલી હતી તેજ ગાનતાનમાં મશગૂલ થઈ ગઈ હતી. બહુ જ હરખથી હેન્રી તે ગાયન સાંભળવા લાગ્યો. આ ગાયનમાં સુદરી પોતાની ઉપર આવી પડેલી જફાનું વર્ણન કરતી હતી અને હવે મરણની પાસે આવી હોય તે પ્રમાણેનો વિલાપ કરતી હતી. હેન્રીએ તે સાંભળી તેને દિલાસો આપ્યો કે, 'એ પ્રમાણે વિલાપ કરવાનું કશુ કારણ નથી.' તેણે તે બાપડીને ધીરજ આપવાને કાજે ખુલ્લુ કહી દીધુ કે, 'મેં તને પોલાંડના એલચીને ત્યાં લઈ જવાની ગોઠવણ કરી છે, જે એલચી ગેલેટામાં રહે છે, અને ત્યાં તારા દુખો તથા વિપત્તિની સારી માવજત થઈ તારી અચ્છી બરદાસ્ત કરવામાં આવશે.' 'માયાળુ ખ્રીસ્તી,' સુદરી બોલી, 'હું જાણુ છુ કે તારા સરખા જવાનના આધાર ઉપર રહેવામાં મને કશુ નુકસાન થનાર નથી. જે રાક્ષસે આજે મારા પ્રાણ લેવાનો પ્રપંચ ચલાવ્યો છે, અને તે કીનાનુ હથીયાર તને પોતાને બનાવ્યુ છે, તેણે મને આગળથી કહી રાખ્યુ હતુ કે તે મને એક ખ્રીસ્તીના હાથે મરાવી નાખશે. આહા, તેજ પળે મારા દિલમા આશાનો ઉભરો આવ્યો, કે ખ્રીસ્તી બચ્ચો ગમે તેવો હશે તોપણ કદી એવા નીચ કર્મનો ભોગ થનાર નથી. કદાચ એ ઉભરો હુ તે મૂજી રાક્ષસ આગળ ખુલ્લો કરી દેત, તો તે પોતાનો વિચાર ફેરવી કોઈ મુસલમાનને જ તે કામ સોપત, એવા વિચારથી મારા મનમાં ને મનમા જ સમજીને હું મૂગી રહી.'

હેન્રી આ વાત સાંભળી હસ્યો અને વધારે ધીરજ આપી બોલ્યો, કે, 'ઓ રૂપવતી, તારી તે આશા ખરેખરી છે અને હવે મારો વખત આવ્યો છે કે ખ્રીસ્તીઓ પોતાની ઉપર મૂકવામા આવેલો વિશ્વાસ પાળવામા કેવા એક્કા છે તે મારે તને હવે સાબિત કરી આપવુ.' જેમ જેમ ઠરાવેલી જગા પાસે આવી તેમ તેમ તેમણે એક નવો માર્ગ યોજ્યો. સુદરી એક શેઠાણી બની અને હેન્રી ગુલામ થયો. કિનારો પાસે આવ્યો. બોટ કિનારે રખડતા એક મજૂર જેનું કામજ બોટોની રખવાલી કરવાનું હતુ તેને સોંપી, અને બને શેઠાણી અને ચાકર તરીકે કિનારે ઉતરી આગળ ચાલ્યાં. હેન્રીને રસ્તાની તો ખબર નહોતી, પણ સુદરીને તેની ખબર હતી એટલે તે દેખાડે તેમ તેની પાછળ તે ચાલતો હતો. અતે ચાલતાં ચાલતાં તેઓ ખ્રીસ્તી રાજ્યોના એલચીઓવાળા મોહલ્લામા જઇ લાગ્યાં. પોલ વાવટાથી પોલીશ એલચીનું રહેઠાણ તરત ઓલખાઈ આવ્યુ. બને ત્યા ગયા અને કેટલીક મુશ્કેલી પછી તેઓ દાખલ થયાં. મહેલના જે નોકરે તેમને લઈ જઈ એક ઓરડામા આશ્રય આપ્યો તેને હેન્રીએ હુકમ કીધો

કે, 'એલચી સાહેબ જોડે મારે હમણાં ને હમણાં વાત કરવી છે માટે કાંઈ પણ કરી મને તેમની સાથે મેળવવો.' પેલો નોકર તો ગુસ્સે થઈ બોલ્યો કે, 'જા જા ઓ દીવાના, આટલી મોડી રાત્રે અત્રે દાખલ થઈ વળી મને એવુ કામ સોપવા માગે છે કે જે કદીપણ બની શકે નહિ. આ વખતે એલચીને જગાડવા જવુ એ સાપને છછેડવા બરાબર છે.' હેન્રીએ બહુ ગભીર ચહેરે તે નોકરને સમજાવ્યો કે, 'આ બાઇને આશ્રયની અતિઘણી જરૂર છે. મારો વખત ઘણો કીમતી છે, મારું કામ મહાભારત છે, અને કદાચ જો એલચી સાહેબ ઉંઘમાંથી ઉઠવાને કારણે ગુસ્સે પણ થાય તો તે મારા એક જ ખુલાસાથી તરત શાંત થશે, તેનુ જોખમ મારે શિર છે.' અને તે નોકર એલચીને ઉઠાડવા ગયો. તે ગયા પછી પેલી સુદરી જે જાતે સીરીયન હતી તે નિ શ્વાસ નાખી બોલી કે, 'ઓ કાળા અત:કરણના કારા મુસ્તફા, તેં મારા ઉપર જે આળ ચઢાવ્યો છે તે માટે હુ નિર્દોષ જ છુ, તેં મારા ઉપર આવો કાળો કલક લગાડ્યા છતાં પણ ઓ રાક્ષસ, હુ તને આટલી બધી ચાહતી હતી, છતાં તેં મારા ઉપર જફા ગુજારી છે.' હેન્રી પામી ગયો કે આ બાપડી કારા મુસ્તફા જોડે પ્યારમાં હશે, અને તેણે તેનાપર કાંઇક અઘટિત કલક લગાડ્યુ હશે. આ સંભાષણ ચાલે છે તેટલામાં પેલો નોકર બહાર આવ્યો, અને એલચી સાથે શી વાતચીત થઈ તે હેન્રીને સભળાવે છે તેટલામા તો એલચી પોતે જ પાછળથી આવી લાગ્યો. આ એલચી વૃદ્ધાવસ્થાને પહોંચેલો હતો અને બાલ તેના સફેદ થઈ ગયા હતા. હેન્રી તરત ખડો થયો અને સજ્જ થઈ જેવો એલચી આવ્યો કે હાથ જોડી બોલ્યો, 'નામદાર એલચી, હુ એક બક્ષીસ તારી પાસેથી માગું છુ.' ખૂબ ગુસ્સાથી તેણે ઉત્તર વાળ્યુ, 'બક્ષીસ? દરેક મારા જાતભાઇઓ આવી મારી પાસેથી બક્ષીસ માગે છે પણ પહેલા મને જણાવ કે, આ કોની દીકરી, કે સ્ત્રી જોડે તુ અત્રે નીકળી આવ્યો છે?' 'મુરબ્બી સાહેબ,' હેન્રી બોલ્યો, 'એટલી જ બક્ષીસ કે મારી એક વાત કાનમા સાભળવી' તરત એલચી પાસે ગયો, એટલે હેન્રીએ તેને કાનમાં કંઈ કહી સંભળાવ્યુ. પોલીશ એલચીએ તે ધ્યાન દઈ સઘળુ સાભળ્યુ અને જાણે તે બધુ સ્વીકારતો હોય તેવો હાવભાવ બતાવ્યો, જે સઘળુ પેલી સીરીયન બાઇ ગુપચુપ અને વિસ્મિત થયેલે ચહેરે જોયા કરતી હતી. આ વાત પૂરી થતાં જ એલચીનો ચહેરો બદલાઈ ગયો, તરત તેણે પેલી બાઇને ઘટતો આવકાર આપ્યો અને તેની માવજત કરવાને પોતાને ત્યાંની સ્ત્રી નોકરોને બોલાવી, એટલુ જ નહિ પણ પૂરેપૂરો આવકાર આપવાને તે પોતાની દીકરીઓને ઉઠાડવા જતો હતો, પણ હેન્રીએ તરત વેળા

તેટલું બધુ કરતાં એલચીને વાગ્યો. પેલી સીરીયન સુંદરી પોતે પોતાને મળેલા આટલા બધા માનમાટે બહુ વિસ્મય થઈ ગઈ, અને એકવાર ફરીથી પોતાનો બુરકો ખસેડી નાખી ખુલ્લે ચહેરે હેન્રીનો તથા એલચીનો ઉપકાર માન્યો, અને બહુ જ કરગરીને હેન્રીને કહેવા લાગી કે, 'ઓ ખ્રીસ્તી તારનાર, થોડા જ વખતમાં તું જે સ્ત્રીને આજે મોતના હાથમાંથી બચાવી લાવ્યો છે તેની હકીકત સાંભળવાને ભાગ્યશાળી થશે. મિત્ર, તે પહેલા આપણે એકવાર પાછા મળીશુ કે?' આ શબ્દો બહુજ ગદ્‌ગદિત કંઠે બોલતા બાપડીની આંખોમાથી આસુની ધારા ચાલી. હેન્રીએ તેને દિલાસો આપવાને તેનો નાજુક હાથ પોતાના હાથમા લઈ તેની ચકચકિત હથેળી ઉપર અસખ્ય ચુમીઓ લીધી, પણ તેટલામાં ઘણો વખત નીકળી ગયલો જાણી કારા મુસ્તફાને કદાચિત્ વહેમ પડી જશે એવો ખ્યાલ તેના ધ્યાનમા આવી ગયાથી હવે ઉતાવળથી તે આ સુંદરીથી છૂટો પડ્યો. જે બોટમા તે બેસી આવ્યો હતો તે બોટમાં બેસી તે પાછો પોતાને ઠામે ગયો. બોટમાંથી ઉતરી મુસ્તફાના મહેલમા દાખલ થયો. ત્યાથી ધીમે ધીમે મુસ્તફાના ઓરડામાં ગયો, જ્યા મુસ્તફા તેની વાટ જોતો બેઠેલો હતો. તેને બેઠેલો જોતા જ હેન્રીએ વિચાર્યું કે મુસ્તફા આજે રાત્રે બિલકુલ ઉંઘ્યો જ નથી. હેન્રીને દાખલ થતો જોતા જ મુસ્તફાની નજર તેની ઉપર ઇંતેજારી સાથે પડી, અને તરત તેણે હેન્રીને પ્રશ્ન કીધો કે, 'જે કામ કરવાને ઝાઝો વખત નહિ થાય તે કરતા તને ઘણા કલાક નીકળી ગયા છે.' હેન્રીને ઉત્તર આપવાનું સૂજ્યુ નહિ, પણ અને શુદ્ધિ આણી બોલ્યો કે, 'નામવર મુસ્તફા, એક જલ્લાદે જ્યારે તરુણ રૂપસુંદરીની આજીજીઓ, તેના કાલાવાલા અને મીનતજારી ભરેલી માગણીઓ અને હાય અફસોસની વચ્ચે પોતાનું કામ કરવુ હોય છે ત્યારે ખચીત કેટલોક વખત નીકળી જવો જોઇયે છે' 'હુ સમજ્યો, સમજ્યો, મિત્ર હેન્રી,' મુસ્તફા બોલ્યો; 'તારા કામથી હુ ખુશ થયો છુ, તુ મારા તરફના મોટા ઇનામને લાયક થયો છે, જા હુ તને રજા આપુ છુ'. હેન્રી રજા માગી છૂટો પડયો બીજી તરફ લીજીયાન્સ્કી હેન્રી શુ કરી આવે છે તે જાણવાની ઇંતેજારીમા બેઠેલો હતો. બંને પોતાના ખાનગી ઓરડામા સાથે મળ્યા, કે તરત હેન્રી બોલી ઉઠ્યો, 'મેં તેને બચાવી છે' લીજીયાન્સ્કીએ તેની પીઠ ઠોકી શાબાશી આપી, 'મિત્ર, તેં આજે એક બહુ ઉમદા કામ બજાવ્યુ છે' હેન્રીએ સઘળો વૃત્તાંત માંડીને લીજીયાન્સ્કીને કહી સભળાવ્યો, તે સાથે તે સીરીયન બાઇની ખુબસૂરતીથી પોતે કેવો છક થઈ ગયો હતો, અને તેનુ ધ્યાન તેમાં કેવુ લીન થઈ ગયુ હતું

તે સઘળું ખુલ્લે ખુલ્લુ લીજીયાન્સ્કીને કહી સંભળાવ્યુ, તેમ જ તેનુ નામ બાલ્કીસ હતું, વય તેનું ૨૦ વર્ષનું હતું વિગેરેનો તેની આગળ ખુલાસો કીધો. અંતે હવે ઉંઘે ગલઓ કરવા માંડ્યાથી બંને જણુ પોત પોતાના બિછાના ઉપર પડ્યા. હેન્રી સૂતો ખરો, પણ ઉંઘમાં સુદ્ધાં તેને બાલ્કીસનો ચહેરો દેખાતો રહ્યો. જાણે તે બાલ્કીસ જોડે ઉભો હોય, તેની સાથે પ્રેમની વાતો કરતો હોય એવા દેખાવો તેને ઉંઘમાં દેખાયા. ઝાઝો વખત તેમણે નચિત ઉંઘ કાઢી નહિ, તેટલામાં તેઓ ગડબડથી જાગી ઉઠ્યા અને જોય શુ કે વજીરના મહેલમા ભારે ગડબડ સડબડ ચાલી રહી છે. લીજીયાન્સ્કી તથા હેન્રી આ ગડબડનુ કારણ શોધવાના પ્રયત્નો ચલાવે, તેટલામાં તો મુસ્તફા તરફથી તેમને આમત્રણ આવ્યુ. ત્યાં જતાં જતા તેમને બીજા માણસો પાસેથી ખબર પડી કે, નામદાર સુલતાને કારા મુસ્તફાને એકદમ પોતાની છાવણી જે રાજધાનીની બહાર નાંખેલી હતી ત્યાં બોલાવ્યો હતો. તા૦ ૧૭મી માર્ચ ૧૬૮૩ને દિવસે મુસ્તફાને સુલતાન તરફથી એક ખલીતો મળ્યો, જેમા તેને ઘોડેસ્વાર તથા પાયદલ લશ્કરનો સરદાર નીમવામાં આવ્યો હતો, અને આસ્ત્રીયા સામે જાહેર થયેલી લડાઈમાં તેને મોકલવાને તૈયાર થવાનો હુકમ થયો હતો. કારા મુસ્તફા લાંબો વખત થયો તુરકી લશ્કરની સરદારી મેળવવાને આતુર હતો અને હમણા તે તેને મળવાથી, તે સુલતાનના હુકમને તાબે થવાને તત્પર થઈ રહેલો હતો. લીજીયાન્સ્કી તથા હેન્રીને પોતાની જોડે છાવણીમાં આવવાને મુસ્તફાએ હુકમ કીધો, તે પ્રમાણે તેઓ બન્ને ત્યા સાથે ગયા. ત્યાં જોય શુ કે તેમની ઉપર બહુ બારીક નજર રાખવામાં આવતી હતી, અને પાછળથી તેમને ખબર પણ પડી કે, તેમના ઉપર ખૂબ તકેદારી રાખવાનો મુસ્તફાએ હુકમ કરેલો હતો. સઘળુ લશ્કર સુલતાનની છાવણીમાં ભેગુ થયુ, અને તે પછી કાજીઓ તથા મુલ્લાંઓ વિગેરેની નિમાજો, તથા મેંઢાં બકરાઓના ભોગો વગેરે આપી, સઘળુ લશ્કર ત્યાંથી ચાલવા માંડ્યુ. લડાઇની સઘળી તૈયારીઓ ચાલી રહી છે, બીજી જ સવારે આસ્ત્રીયન લશ્કર ઉપર ગોળો ધુમાવવાનો હુકમ સુલતાન તરફથી થઈ ચૂક્યો છે, અને સઘળુ લશ્કર શરમાં પ્રકટી રહ્યુ છે. એમ કરતાં રાત પડી, અને સઘળાઓ સાવચેતીથી લશ્કરની રીતિ પ્રમાણે આરામ કરવાની તૈયારી કરે છે, તેટલામાં બહુ મોટી ભીડની વચ્ચેથી એક કાસિદે દોડતાં આવી લીજીયાન્સ્કીના હાથમા બે દસ્તાવેજો મૂક્યા. લીજીયાન્સ્કી તરત બાજૂએ થયો, અને એક દસ્તાવેજ ખોલી વાંચ્યો તો તે પોલીસ એલચી તરફથી ગુપ્ત ભાષામાં લખાયલો હતો. તે પછી બીજો ઉખેડ્યો, અને જોય શું કે તે બાલ્કીસનો વૃત્તાંત હતો.

## પ્રકરણ ૩૩ મું

### રૂપસુંદરી આલ્ફીસની કમકથા

રૂપસુંદરી આલ્ફીસે લીઝીયાન્સ્કી અને હેન્રી જોગા પત્રમાં પોતાનો વૃત્તાંત નીચે પ્રમાણે લખ્યો હતો 'મારો પિતા દમારકસના બિગલરબેગનો કારભારી હતો. લગભગ ૪૫ વર્ષના વયે તે ડેમાસના રાજાની એક પૂરી સુંદર દીકરી જોડે પ્યારમાં પડ્યો, અને ઘણીક કોશિશ પછી તે તેની સાથે પરણવાને ભાગ્યશાળી થયો આ સુંદરી મારી માતા થવાને ભાગ્યશાળી થઈ, તેથી પાંચ વર્ષ અગાઉ તેણે એક પુત્રને જન્મ આપ્યો હતો, જે મારા ભાઈને હુસન અલી અજીબનું નામ આપવામાં આવ્યુ હતું. અમોને બાલ્ય વયમાં મૂકીને મારા માતપિતા થોડે થોડે વખતને અતરે મરણ પામ્યા મારો પિતા એકાએક મરણ પામવાથી તેણે પોતાનુ કશૂ વસીયતનામુ કીધુ ન હોતું, એટલે ખુલ્લી રીતે તેની મોટી મિલકતના અમો બને ભાઈબહેન એકલાં માલેક હતાં અમો બનેને એક કાકાના આશ્રયમાં મૂકવામાં આવ્યાં કે જે કાકાની સ્ત્રી પણ મરણ પામેલી હતી, અને કાકો દમારકસમા એક મોટા ધનાઢ્ય અને આબરૂદાર વેપારીમા નામ ખપાવતો હતો. મારો ભાઈ ૧૮ વર્ષના વયે પૂગ્યો ત્યારે દમારકસના બિગલરબેગની નોકરીમાં દાખલ થયો, અને થોડા જ મહીનામાં તે હાકિમનો વિશ્વાસ મેળવવા પામ્યાથી એક મોટો ઓહદો પામ્યો તેને કાઈ એવુ જ સૂઝ પડ્યું કે, એક સમયે તેણે મારી ખુબસૂરતીનાં વખાણ પોતના શેઠ હુજૂર કર્યાં. હુસન અલીની કહેલી વાત ખરી છે કે નહિ, તેની ખાતરી કરવાને બિગલરબેગે તો બીજે જ દિવસે મને પોતાની રૂબરૂ તેડાવી અને પરિણામ તેનું એ આવ્યું કે, મને જોઈ તે હાકિમ તો મારી ઉપર પ્યારમા પડ્યો, અને મક્કમપણે પોતાની બીબી કરવાને મને સમજાવવા લાગ્યો. મેં તેની માગણી માન સાથે ના પાડી અને હું તો મારે ઘેર ગઈ આ બનાવને ઝાઝા દિવસ ગયા નાહ, તેટલામા એક દિવસે એકાએક જોઉં શું કે મારા રહેવાના ઘરને સરકારી લશ્કરી માણસોએ ઘેરી લીધુ હતુ હુ તરત પામી ગઈ કે પાશા સાથે પરણવાની મેં ના પાડી છે તેની આ સઘળી મોકાણ મડાઈ છે. જે ઓરડામાં હુ બેઠી હતી તે ઓરડામા હથિયારબધ માણસો ધસારો કરી આવ્યાં, અને મારી આજજી, બૂમ બરાડા તથા મારા માણસોએ મને છોડવવાને કરેલા પ્રયત્ન છતાં તેઓ મને ત્યાથી ઉપાડી પાશાના જનાનામા ઘસડી લઈ ગયા. આ બનાવની અસર મારા મન ઉપર એટલી બધી થઈ કે હું તરત જ માદી પડી ગઈ, અને દિવસે દિવસે એટલી નખાતી ચાલી કે 'જાણે થોડા જ

દિવસમાં કબરવાસ કરવો પડશે, અને મને પણ તે જ ગમતું હતું; કારણ કે, તરત વેળા દમારકસના આ જુલમી હાકિમ કરીમ અલીના ઘાતકી હાથમાંથી છૂટવાનો તે સિવાય મારી પાસે બીજો કશો જ ઉપાય નહોતો. મહેલમાં કે મારી આગળ શું થાય છે તેના કશા પણ ભાન કે ખબર વગર હું બિછાનાપર પડી રહેલી હતી, તે દરમ્યાન મારા ભાઈ હુસન અલીએ કરીમ અલીને ઘટતી શિક્ષા કરી વેર વાળવાનો ઠરાવ કર્યો. તે વેળાએ દમારકસની આસપાસ લૂટારાઓની એક મોટી ટોળી પ્રજાને ત્રાહિ ત્રાહિ પોકરાવતી હતી. તેના સરદાર શમ્બેદીન હિલ્લાલ જોડે મારો ભાઈ મળી ગયો, અને હાકિમ કરીમ અલીનો સઘળો ખજાનો તેને બતાવી દેવાની કબૂલાતે તેની પાસેથી હુસને મદદ માગી. મહીનાઓ સુધી ભય ભરેલી માંદગી ભોગવ્યા પછી હું ધીમે ધીમે સાજી થતી ચાલી હતી, અને જુલમગાર પાશા મારે માટે હરઘડીએ ખબર કઢાવતો રહેતો હતો. આ પ્રમાણે ચાલ્યું જાય છે, તેટલામા એક રાત્રે એકાએક મહેલમાં ભારે ગડબડાટ ચાલતો જણાયો, અને થોડા જ વખતમા મારો ઓરડો તો આગ અને ધૂમાડાથી ભરાઈ ગયો. આ ગડબડ ચાલે છે તેટલામાં એકાએક એક શૂરવીર મારા ઓરડા ભણી ધસી આવ્યો અને મને પોતાની બગલમાં ઉઠાવી તે એક અમીરના ઘરમાં લઈ ગયો, કે જે અમીર જોડે પણ મારો ભાઈ મળી ગયલો હતો અને તેને પાશાની ગાદીએ બેસાડવાનો કોલ આપ્યો હતો. જ્યારે હું પોતાને સલામત જગાએ આવેલી જોવા લાગી તો જોઉં છુ શું કે મને ઉપાડી લાવનાર બીજો કોઈ નહિ પણ મારો પ્યારો ભાઈ હુસન અલી પોતે હતો. બીજી સવારે આગલી રાતના તે મહા પરાક્રમનો વૃત્તાંત મને સમજાવવામા આવ્યો. મારો ભાઇ હુસન અલી સદરહુ અમીર અને પેલા લૂટારા સરદાર શમ્બેદીન હિલ્લાલની મદદથી પાશાના મહેલ ઉપર ધસી ગયો, ચોકીબાનો જેઓ સામે થયા તેમને ઠાર કર્યા અને કરીમ અલીને કેદ પકડ્યો. મધ્યાન્હે શહેરના સઘળા રહેવાસીઓ બજારમાં ભેગા થયા અને બળવો બેસાડી દેવાનો અને તુરકી સરકારનું ઉત્તર આવતાં સુધી બીજા કોઈ શખ્સને હાકિમ નીમવાનો વિચાર કરવા લાગ્યા. હુસન અલીએ આ બળવામાં એટલો તો મોટો ભાગ લીધો હતો કે, પેલા લૂટારા સરદારે એકદમ તેને ખાલી ગાદી ઉપર બેસાડ્યો. આ બનાવની સઘળી ખબર કાન્સ્તાટીનોપલ ખાતે કહેવડાવવામાં આવી, અને તરત વેળા જુલમગાર કરીમ અલીને કેદમાં પૂરવામાં આવ્યો અને હુસન અલી દમારકસનું રાજ્ય ફેરવા લાગ્યો

'પેલો અમીર કે જેના ઘરમાં મારા ભાઇએ મને લઈ જઈ રાખી હતી તે અમીરને દમાસ્કસની ગાદી આપવાની કબૂલાત આપી હતી, પણ તેમ ન થવાથી અમીર નારાજ થયો હતો. તે નારાજ દિલે પોતાને ઘર ગયો, કે જ્યાં હજી હું પણ હતી. તેના મનમાં એવો ફીટો આવ્યો કે મને પોતાની મહબૂબ બનાવી લેવી. તેવાજ ઇરાદાથી તે દોડતો મારા ઓરડામાં આવ્યો અને મારા પ્રત્યે અનહદ પ્યાર દેખાડવા લાગ્યો. મેં જ્યારે શાંતિથી તેના ભાષણો સાંભળી ઇન્કાર બતાવ્યો ત્યારે તે મારી ઉપર જુલમાત વાપરવાનો વિચાર કરવા લાગ્યો. મેં જ્યારે પોતાને નાચાર થયલી જોઈ ત્યારે તેની કમરે ખોસેલી કટાર ઝડપથી મારા હાથમાં લઈ આપઘાત કરવાની તૈયારી બતાવી, એટલે તે બલાત્કાર વાપરવાનો વિચાર છોડી દઈ પાછો આજજી અને કાલાવાલા કરવા લાગ્યો, પણ મેં જ્યારે સાફ ના જ પાડી કે, 'મારો પ્યાર કાંઈ ધમકી કે આજજીથી મળવાનો નથી,' ત્યારે બીજી સવારે મારી મુલાકાત લેવાનો ઇરાદો મને જણાવી તે તરતવેળા ત્યાંથી વિદાય થયો. હવે મારા માટે બહુ જ તોફા ખાનું આવ્યુ, તે પછી છ સુંદર ગાનારી સ્ત્રીઓ આવી, પણ મને તે સઘળુ અકારુ થઈ પડયું હતું અને હું તો આ જુલમમાંથી છોડવી લઈ જવાને મારો ભાઈ ક્યારે આવશે તેની રાહ જોતી રહી હતી. ખાનુ તથા ગાયન ખલાસ થયું, અને દિવસ સઘળો પસાર થઈ ગયો, પણ હજી મારો ભાઈ તો આવ્યો જ નહિ. રાજ્યાભિષેકની ક્રિયાને લીધે તેને ધારવા કરતા વધારે વખત રોકાઈ રહેવુ પડયુ. રાત પડી, અંધારુ થયુ, અને મારા માટે નવી ફિકર પેદા થઈ એકાએક મારામારી, અને જખમી થયલાઓના રડવાના અવાજો મને સભળાવા લાગ્યા થોડી જ વારે મારા ઓરડાના બારણા ઉઘડ્યાં અને હુસનઅલી શમ્સેદીન હિલાલની જોડે અંદર દાખલ થયો મને મારા ભાઈના નવા રાજમહેલમાં લઈ જવામાં આવી હુસનઅલી દમાસ્કસની ગાદીએ આવ્યો તેમાટેની પરવાનગી એક વર્ષ લગભગ થઈ ગયા છતાં તુરકીના સુલતાન તરફથી ફરી વળી ન હોતી, કારણ કે વડો વજીર અહમદ કીપરીલુ આસ્ત્રીયા સામે લડાઇમા રોકાયલો હતો અતે ધારેલી પરવાનગી આવી લાગી, અને તેમાં મારા ભાઇને દમાસ્કસના હાકિમ તરીકે કબૂલ રાખવા ઉપરાત તેને પાશાનો ખિતાબ પણ આપવામાં આવ્યો હતો. આ સદેશો લઈ આવનાર શખ્સ તે સુલતાનનો એક અધિકારી અને તેજ આ મૂજી કારા મુસ્તફા હતો. તેની ચાલ ચલણ, રીતભાત, તેનું સ્વરૂપ તથા વાક્ચાતુરી સઘળા એવા હતાં કે મારો પ્યાર

કુદરતી તેનામાં ભરાયો અને તે પણ મને ચાહવા લાગ્યો. મારો ભાઇ પણ અમારી વચ્ચેના આ પ્યારથી રાજી થયો; અને તે એટલે સુધી કે તેણે તો કારા મુસ્તફા જોડે મારુ લગ્ન કરી આપવાની માગણી કરી, અને તે પ્રમાણે લગ્ન પણ એક અઠવાડિયા પછી કરવા ઠરાવ્યું. આ મામલો ચાલે છે તેટલામાં પેલો લૂટારા સરદાર શમ્બેદીન હિલાલ એકાએક મારા ભાઈની મુલાકાતે આવ્યો, અને ધમકી તેમ જ કાલાવાલા સાથે તેણે તો મારી સાથે લગ્ન કરવાની માગણી મારા ભાઇ પાસેથી કરી. મારા ભાઇના ગુસ્સાનો પાર રહ્યો નહિ; તે તો પોતાની બેઠક ઉપરથી ગજ ગજ કૂદ્યો અને સાફ ના પાડી તેને જણાવ્યું કે, 'તારા સરખા લૂટારા, પ્રજાના લોકોના લોહીમાં ગરકાવ થયલા એક નીચને મારી બહેન આપી મારા કુળને હુ લાંછન લગાડનાર નથી,' છતાં પણ શમ્બેદીન હિલાલને તેણે કરેલી મદદના બદલામા જે નાણું આપવાની કબૂલાત આપી હતી, તેથી બેવડું આપવાની હુસનઅલીએ કબૂલાત આપી, પણ તે તો કશા પ્રકારે રીઝ્યો નહિ, અને તે જોઈ હુસને તરત પોતાના માણસોને બોલાવી તેને પકડાવ્યો. શમ્બેદીન હિલાલ એક રણશીગડું કાઢી બતાવી બોલ્યો કે, 'સમજ હુસનઅલી, કે આ રણશીગડુ ત્રણવાર ફૂકતાં જ તારી હાલત તદ્દન ફેરવાઈ જશે, અને પછી તને તારા દીવાનાપણાનો ભારે પશ્ચાત્તાપ કરવો પડશે.' હુસનઅલી લેશ પણ ડર્યો નહિ, તેણે તો તેને ગમે તેમ કરી લેવા જણાવ્યુ. એટલે શમ્બેદીને ત્રણવાર રણશીંગડુ ફૂક્યું કે ખુદ પાશાના જ લસ્કરીઓ પાશાની સામે હથિયાર ભીડી તૈયાર થઈ ઉભા, હુસનઅલી ગભરાયો, અને હવે શુ કરવુ તે વિચારે છે તેટલામાં શમ્બેદીન ફરીથી મુસ્તાક થઈ બોલ્યો કે, "હુસનઅલી, હવે બેમાંનો એક જે તે રસ્તો લે, યા તો હું તને ગાદીએથી આ ઘડી ઉઠાડી મૂકી કરીમઅલીને પાછો બેસાડું છુ ને નહિ તો બાલ્કીસ મને સોંપ." અને હુસનઅલી પીગળ્યો અને માગી લીધુ કે મને ત્રણ દિવસની મુદ્દત વિચાર કરવાને આપ. તે કબૂલ કરી શમ્બેદીન હિલાલ ત્યાંથી ગયો. હવે મારા ગભરાટ અને ચિંતાનું શું પૂછવું, આ ગડબડ સાભળીને કારા મુસ્તફા તો બાપડો જતો રહ્યો હતો. અંતે ત્રણ દિવસ પૂરા થયા અને શમ્બેદીન હિલાલ પોતાના સરદારો સાથે આવી પહોંચ્યો. મારો ભાઈ તો અંતે મને તેની સાથે પરણાવવાને કબૂલ થયો. દિવસ ઠરાવ્યો, અને મહેલમાં જ ભારે ધામધૂમ કરવામાં આવી. રાતે ઉમદા ખાનું અને શરાબ પીરસાયાં. શમ્બેદીન તથા તેની સાથવાળાઓએ પુષ્કળ ઢાસ્યુ, હુસનઅલી હોશિયારીમાં હતો. તેણે એક ઝેરી ભૂકી તૈયાર રાખી એક ગુલામને શીખવી રાખ્યું હતું કે સઘળુ ખલાસ થવા પછી જે છેલ્લી

કરવાને બને તેટલો ઉંચો પોષાક મેં સજ્યો હતો. કલાકના કલાક નીકળી ગયા પણ મારો દિલજાન આવ્યો નહિ. અંતે ઘણું મોડું થયું ત્યારે દરવાજો ઠોકાયો, અને ઉઘાડીને જોઉં શું કે એક ખ્રીસ્તી અંદર દાખલ થયો. તુરકી ભાષા તેને અચ્છી આવડતી હતી. તેણે મને ધીરજ આપી જણાવ્યું કે, મુસ્તફા આગલે દિવસે એક હરીફ સાથે લડતાં સખત જખમી થયો છે તેથી વચન પ્રમાણે આવી શક્યો નથી, પણ પોતાની મહબ્બતના ચિન્હ દાખલ આ વીંટી મોકલી છે, અને કશો પણ સંદેશો કહેવાડવો હોય તો કહેવાડવો. મેં તે વીંટી લીધી, અને તેને વિદાય કર્યો, અને પેલી મારી ઘરવાળી ડોસી દ્વારા ચિઠ્ઠી મોકલી.

આ પ્રમાણે અમારી વચ્ચે કેટલાક દિવસ સુધી ચિઠ્ઠીઓની આવજાવ થતી રહી. ઘણે દિવસે મુસ્તફા પોતાને થયલા જખમમાંથી સાજો થઈ મારી કને આવ્યો. આ હા હા, તે શુભ દિવસ, પણ ઓ અલ્લાહ શુ જોઉં, તેનો ચહેરો ગભીર, ઉદાસ અને ફીકો પડી ગયલો હતો. જાણે તે કાઈ શોકાતુર સમાચાર કહેવા આવ્યો હોય તેમ જણાતું હતુ. આવતા વાર પરસ્પર પ્રેમભરી મુલાકાત થયા પછી મુસ્તફા બોલ્યો, 'આલ્કીસ, પ્યારી આલ્કીસ, હવે મારે તને છોડવી પડશે. અફસોસ, મને હવે લડાઇમા જવાનો હુકમ મળ્યો છે. આવતી કાલે તુરકી લશ્કર અત્રેથી કુચ કરનાર છે અને તેમાં મારે સાથે જવુ છે.' મારી ગમગીનીનો કશો પાર રહ્યો નહિ. ઘણી વાર સુધી સ્તબ્ધ રહેવા પછી અંતે મેં તેને લડાઇમા જતા પહેલાં એક બીજી મુલાકાત કરી જવાનો આગ્રહ કર્યો અને તે ઉપરથી મધ્યરાત્રે મળવાનુ વચન આપી તે છૂટો પડ્યો. મધરાતની વાટ જોતી ઉદાસ થઈ હુ બારીએ ડોકીઆ કરતી બેઠી. એકેકો કલાક મને એકેકી રાત જેટલો લાંબો લાગ્યો, જો કોઇના પગલા વાગે તો તરત ડોકું બહાર કાઢી જોઉં કે આ મારો વ્હાલો આવી લાગ્યો, અને કોઈ બીજાનું છે એમ જાણી નિરાશ થાઉં. મોડી રાત્રે અંતે હાંફતો હાંફતો મારો જાની આવી પહોંચ્યો. પ્યારભરી રીતે મેં તેને આગ્રહ કર્યો કે, 'તુ મને તારી સાથે લઈ જા, તારા સુખદુ:ખની મને ભાગીયેણ કર,' ત્યારે ઘણી જ અનાકાની સાથે તેણે તે કબૂલ કીધુ અને મને તૈયાર થવાનો હુકમ આપ્યો. મારા બુઢ્ઢા ગુલામ બાબાને પણ સાથે લઇ જવાનો ઠરાવ કર્યાં મારુ જે કીમતી ઝવેરાત હતું તે મેં મારા પોશાકમાં છુપાવ્યુ અને સઘળી તૈયારી કરવા માંડી, તેટલામા મુસ્તફા પોતાને મકાને ગયો. મારી ઘરવાળી ડોસી મારો ઠરાવ જાણી પોકેપોક રડી, પણ જ્યારે મેં તેની આગળ ખુલાસો કીધો કે હું મુસ્તફા સાથે પરણનાર છુ અને તેમ કરવાની છેલ્લી વેળાએ મુસ્તફાએ મને ખરેખર કબૂલાત પણ આપી

હતી, ત્યારે તે ડોસીને લગાર દિલાસો મળ્યો. ઠરાવેલા વખતની અંદર મેં મારી તૈયારી કરી રાખી, અને મુસ્તફા પ્યારાની ઇંતેજારી સાથે રાહ જોતી બેઠી. બે તેજી ઘોડાઓ લઇને મારો વ્હાલો ઠરાવેલા વખતે આવી પહોંચ્યો. હસી ખુશી સાથે અમો બને જૂદા જૂદા ઘોડા ઉપર સવાર થયા. બાબા ગુલામને સાથે લેવાનું માંડી વાળ્યુ, અને અમો બને ઘણાં જલદીથી તુરકી હદ ઓળંગી ગયાં. ઘણો વખત સુધી ભટકવા પછી એક કિલ્લો નજરે પડ્યો. ત્યાં અમો જઇ લાગ્યા. મુસ્તફા પોતે પણ ઘોડેથી ઉતર્યો અને મને પણ ઉતારી. ઘોડા બહાર રાખી અમો અંદર દાખલ થયાં તો મારી અજાયબીનો કશો પાર રહ્યો નહિ. કિલ્લો બહુ ગજાવર હતો, અંદર ફરનીચર ઘણું ઉમદા હતું, પણ માણસનો વાસો તેમા બિલકુલ ન હોતો. એટલું જ નહિ પણ દીવાલોમાં તોપના ગોળાઓથી બાકોરા પડેલા જણાતાં હતાં. હું તો લાંબી મજિલની મુસાફરીથી થાકી હતી, એટલે એક સુંદર ગાલીચાવાળા કોચ ઉપર અલેટાઈ, અને મુસ્તફા થોડા વખતમા આવવાનું બહાનું કાઢી બહાર ગયો. ઘણો વખત નીકળી ગયો, પણ મુસ્તફા પાછો ફર્યો નહિ એટલે હવે મને મારી સ્થિતિ બહુ વિપરીત દેખાવા લાગી. મારા ઉગરવાનો એકે ઉપાય રહ્યો નહિ. શું કરુ અને કયાં જાઉં એવા વિચારમાં ને વિચારમાં લીન થઈ બેઠી. ત્યાં કોઈ જાનવર સુદ્ધાંનો વાસો ન જણાયો તો માણસ તો હોય જ કયાંથી? તરેહવાર સંકલ્પવિકલ્પમાં મુસ્તફા મુસ્તફા અને મુસ્તફાના નામનું સ્મરણ કરતી બેઠી છું, તેટલામાં દરવાજો ઠોકાયો મને અત્યત ખુશાલી પેદા થઈ કે મુસ્તફા આવી પહોંચ્યો. સાવધ થઈ કોચ ઉપર તેને આવતા વાર પ્રેમભરી મુલાકાત કરવાના ઉમંગે સજ્જ થઈ બેઠી, તો આ નસીબ, મુસ્તફાને બદલે કોઈ બીજો જ આસામી, વયે પહોંચેલો પણ પોશાકે ઠીક એવો મારા સન્મુખ આવ્યો અને કશી પણ તાજીમ તવાજો કે મલાહજા વગર કોચ ઉપર મારા પડખામાં આવી બેઠો. બેસતાંની સાથે તેણે મારા રૂપનાં વખાણ કરવા માંડ્યા, અને એક લબાણ ભાષણ ચલાવ્યું, જેનો ટુંક સાર એજ કે તે મુસ્તફાને મોઢેથી મારી ખુબસૂરતીનાં વખાણ સાંભળી લલચાઈને મારા ઉપર આશક થઈ મને પોતાના જનાનામાં લઈ જવાની ખાહિશથી તે આવ્યો હતો. આ તેનું ભાષણ સાંભળતાં જ, મેં તો ઇશ્વરની સહાયતા માગી, અને હવે તો મોત જ મહામૂલ્યનું છે એમ ગણી મરવાનું જ ઇચ્છ્યુ. પણ એમ બેસી રહેવાં તો આબરૂના કાંકરા થવા સરખું પરિણામ આવવાની વકી હતી, એટલે મેં હિંમત પકડી. તે પુરુષને તદન ધિક્કારી કાઢ્યો, અને વગર મલાહજે એક પરબી જોડે આવી બેસી

આવાં આવાં ભાષણો ચલાવવા માટે મેં તેને સખત ઠપકો આપ્યો. એથી તે મગરૂર બુઢ્ઢો તો લેશ પણ ચળ્યો નહિ. તે તો સાફ કહેવા લાગ્યો કે, મુસ્તફાએ મને વેચી છે, અને હવે તે મને લઈ જવા વગર રહેશે નહિ. અને તેની ખાતરીમા તેણે કેટલીક નિશાની સુદ્ધાં મને આપી. આ કરીમ કારસાજ, વળી આ નવી શી મોકાણ! મેં તો તે બુઢ્ઢાને ખૂબ ભાઈબાપૂથી સમજાવવા માંડ્યુ, પણ તે તો દેખાવે બુઢ્ઢો પણ જોરમાં સિંહ સરખો, પોશાકે મુસલમાન બિલકુલ સમજ્યો નહિ મેં તેની ઘણી પણ દયા માગી તો તે દયાને બદલે પ્યાર જ દેખાડવા લાગ્યો. ઘણીક વખતે તે જબરીથી મારા હાથ પોતાના હાથમા લઈ ચુંબન કરવા જતો હતો, પણ મારાથી, બની શકે તેટલા બળથી હું મારો હાથ તેના હાથમાંથી છોડાવી લેતી હતી. આ બનાવ ચાલે છે તેટલામા પરમેશ્વરે મારા માટે વળી એક ફિરિશ્તો મોકલ્યો. એક ખ્રીસ્તી સરદાર અજબ તેજદાર ઘોડા ઉપર સ્વાર થઈ કેટલાક શૂરવીર લડવૈઆઓની સાથે કિલ્લામા આવી પહોંચ્યો, મેં તે સરદારને તરત ઓળખ્યો, જે એક વાર મુસ્તફા તરફથી સદેશો તથા વીંટી લઈ આવ્યો હતો, તેજ આ સરદાર હતો તેને જોતા જ હું તેને પગે પડી અને મારા ઉપર ગુજરતી મુસીબતનું વર્ણન તેને સંભળાવ્યુ તે સાંભળતાં જ તેણે પેલા બુઢ્ઢા મુસલમાનને મારાથી દૂર ખસી જવાનો હુકમ કીધો, પણ તે મુસલમાન તો સામો થયો, એટલે ખ્રીસ્તી સરદારે પોતાના માણસોને હુકમ કર્યો કે તે મુસલમાનને પકડી મુસ્કેતાટ કરે 'ખબરદાર ઓ ખ્રીસ્તી સરદાર, તારા હુકમથી પાછો ફર જાણ કે તારૂ એ કામ હમણાં તુરકી અને ખ્રીસ્તીઓ વચ્ચે સુલેહ કરવાને કારણે જે લડાઈ બધ કરવામાં આવેલી છે, તેમાં ભગાણ પાડશે, અલબત્તા, મેં એક કામ એવુ કર્યું છે કે, જેને માટે હું હમણા મારા દિલમા ખેદ પામુ છું અને તે માટે હું તુરકી લશ્કરનો સરદાર અને તુરકી સલતનતનો વડો વજીર અહમદ કીપરીલુ આ બાઇની ક્ષમા ચાહુ છુ.' આવા બોલો પેલા મુસલ-માનના મોઢામાથી નીકળતા જ જણાયુ કે, તે તો વડો વજીર પોતે હતો. તે જાણીને પેલો ખ્રીસ્તી સરદાર અંદાજાસર દૂર થઈ ગયો. થોડીકવાર સઘળા સ્તબ્ધ થઇને ઉભાં, એટલે વડા વજીરે મારા મુખથી જાણવા માગ્યુ કે, કેવા પ્રકારે મારી માફી તે માગે. તેની પાસેથી મેં માફીની બિલકુલ આશા રાખી નહિ, પણ જે માગ્યુ તે એજ કે મને તુરકી લશ્કરની છાવણીમાં સહી સલામત જ્યાં મુસ્તફા હોય ત્યાં મોકલી આપે એટલે બસ. વજીરે તરત તે કબૂલ રાખ્યું, અને પોતાના કેટલાક સ્વારો જેમને કિલ્લામાં દાખલ થતાં

થોડેક દૂર મૂકી આવેલો હતો, તેમને બોલાવી, તેમની સાથે મને તુરકી છાવણીમાં મુસ્તફાના મુકામે મોકલાવી. મુસ્તફા તબૂમાં ન હોતો; પણ હું તેને અજાયબ કરવાને તંબૂમા એક તરફ ગાદી ઉપર અઢેલી બેઠી. મને વજીરે ખુલ્લુ જણાવ્યું હતું કે મેહરબાની મેળવવાને મુસ્તફાએ મને તેની પાસે વેચી દીધી હતી. આ ખુલાસાએ મારા દિલમાં મુસ્તફા ઉપર ભારે ક્રોધ ઉપજાવ્યો હતો, અને મનમાં તો એવી ઇચ્છા થતી હતી કે તે મૂજીને હવે ઠાર કરી મારો કીનો લઉં, કેમકે તેણે મારા ઉપર સિતમ ગુજારવામાં કશી બાકી રાખી ન હોતી. હુ સકલ્પ વિકલ્પ કરતી બેઠી છુ તેટલામા કેટલાક માણસો મુસ્તફાને જખમી થયેલો અને રક્ત વેહતો, બેભાન સ્થિતિમા ઝોળીમા ઘાલી તબૂમાં લાવ્યા અને હું તેની સ્ત્રી હોવાથી તેની સારવાર કરીશ, એમ માની તેઓ સઘળા ચાલ્યા ગયા. મુસ્તફાને સખત જખમ થયલા હતા, જગેજગેથી લોહી વેહતુ હતું. તે જોતાં જ મને ભારે દિલગીરી પેદા થઈ, અને તેજ પળે મારો કીનો લઈ લેવાને તેને ખજર ભોકી કબ્રમા મોકલાવી જ દેત, પણ નહિ, દયા અને પ્રેમનો જુસ્સો એકવાર ફરીથી મારા જિગરમા ઉશ્કેરાયો અને તેને લીધે મેં એકવાર ફરીને તેના પ્રાણ ઉગારવાનો પ્રયત્ન કર્યો. તરત પાટાઓ બાંધી લોહી બધ કાધુ, ખરડાયલુ શરીર સાફ કર્યું, અને તેને શુદ્ધિમા આણવાને બની શકયા અને હાજર હતા તેટલા ઉપાયો અજમાવી તેના શુદ્ધિમા આવવાની રાહ જોતી બેઠી. લગભગ પાચ દિવસ સુધી મુસ્તફા બેભાન રહ્યો અને છઠ્ઠા દિવસથી લગાર ભાનમા આવી આખો ઉઘાડી જોવા લાગ્યો. હજી તેને અશક્તિ તો ઘણી જ હતી છતા પણ મને પોતાની ચાકરીમાં જોઈ તે અજાયબી સાથે જોવા લાગ્યો.

અને જ્યારે ન જ ખમાયુ ત્યારે તે બોલ્યો, 'બાલ્કીસ, બાલ્કીસ, દુઃખી થયલી છોડી, શુ તું હજી મારા જખમો રૂઝાવવાને અને મારા જિગરમા ઠંડક બક્ષવાને મારી રૂબરૂ હાજર છે? શરમ શરમ, ધિક્કાર ધિક્કાર છે મને કે મેં તારા ઉપર જફા ગુજારી છે, પણ જાણ એ પ્યારી બાલ્કીસ, કે તેમાં મારો કશો ચારો નહોતો, અને જ્યારે મારા મોઢેથી સઘળો ખુલાસો તુ સાંભળીશ ત્યારે તું પોતે જ જાણી શકીશ કે હુ તારા ધિક્કારને લાયક નથી. સાંભળ, મોહિની, જ્યારે હું તને છોડીને ગયો ત્યારે મને વડો વજીર અહમદ કીપરીલુ સાથે વાતચીત થતાં મેં તારી ખુબસુરતીનાં વખાણ કર્યાં, તે સાંભળી તે તારા ઉપર તરત દીવાનો થઈ ગયો. અને તને મેળવવાનો તેણે પ્રયત્ન રચ્યો. મારા ઉપર સરકારી તીજોરીનું કેટલુંક નાણું લેણું નીકળે છે, કે જે આપ-

વાને હું તો શું પણ ભલો પાશા પણ અશક્ત છે તે મારી પાસેથી તેણે તરત માગ્યું, અને જો તે ન અદા કરું તો તારી માગણી કરી. હવે મને કશો રસ્તો સુઝયો નહિ વડો વઝીર ગમે તેવો આબરૂદાર જણાયા છતા તેના મુખ-માંથી આ વચનો સાભળી અલબત્તા મને કોપ ચઢયો, પણ મારો તને તેના સ્વાધીનમાં આપવા સિવાય બીજો ઉપાય નહોતો, અને ખરે જ અભાગિયે ચોઘડીયે મેં તારા માટે હા પાડી. તે પછી શું થયું તે તો, પ્યારી બાલ્કીસ, તું જાણે જ છે, પણ હવે મને તું જણાવ કે તેના હાથમાંથી મુક્તિ મેળવી તું અહીં આવવા કેમ પામી?' ઘણા થોડા જ શબ્દોમાં મેં મારો વૃત્તાંત ફારા મુસ્તફાને કહી સંભળાવ્યો, પણ જ્યારે પેલા ખ્રીસ્તી સ્વારનું નામ દીધું ત્યારે તે એકદમ બોલી ઉઠયો, 'હા હા, તેજ તેજ સરદાર આ મને જખમો કરી ગયો અને તેજ દિવસે વળી આ બનાવ બન્યો.' મેં જ્યારે વળી તેને યાદ દેવાડી કે એજ ખ્રીસ્તી સવારે એંદ્રીયાનોપલમા તારા તરફથી સંદેશો અને વીંટી લાવ્યો હતો ત્યારે આ અજાયબ સજોગથી તે વિસ્મિત થયો તે સઘળુ થયુ મને જે કારણે મુસ્તફાએ વડા વઝીરને વેંચી હતી, તે જાણી હવે મુસ્તફા ઉપરનો મારો કીનો સહજ નરમ પડ્યો, અને વળી તે જેમ જેમ સાજો થતો ગયો તેમ તેમ તેની વર્તણુકમા એવો ફેરફાર થતો ગયો કે, તેને નુકસાન કરવાના તમામ વિચારો મારા મગજમાથી નીકળી ગયા થોડા જ દિવસમા લડાઈ બધ પડી અને સુલેહનો પાયો મજબૂત થયો. બને તરફનાં લશ્કરો પોત પોતાની છાવણીઓમા પાછા ફર્યાં અને સઘળું સમાધાન થઈ ગયુ ફારા મુસ્તફાને પાશાનો ઉંચો ખિતાબ અને સાથે પુષ્કળ જર ઝવેરાત મળ્યા આ ખિતાબ અને સુલતાનની દીકરી મેળવવાને મુસ્તફા લાબા વખતથી ગણતરી કરી રહેલો હતો એવું મને હવે માલમ પડયું, અને તેજ કારણે તે મારી સાથે લગ્ન કરવાની વાતને ઉડાવ્યા કરતો હતો. સુલ-તાને પોતાની એક દીકરીને પણ મુસ્તફા સાથે પરણાવી એટલે હવે મુસ્તફાની પરણેતર થવાનો મારો હક ખસૂસ બાજૂએ મૂકાયો અને હવે તે વિચાર પણ મનમાથી કાઢી નાખી હુ તેની રાખેલી તરીકે રહેવા લાગી, તો જો કે સુલતા-નની દીકરી કરતા તેની મહોરદાર થવાને હું ઉપર કહેલા કારણોને લીધે વધારે હક અને દાવો ધરાવતી હતી. બની તે બની. વળી વડો વઝીર અહ-મદ કીપરીલુ પણ મરણ પામ્યો એટલે તેની ખાલી પડેલી જગા મુસ્ત-ફાને મળી, હવે તેની ખુશાલીનો કશો પાર રહ્યો નહિ. તેને આવી સત્તા ઉપર આવેલો જાણી મેં મારા ભાઈ હસનઅલીનો શોધ કરવાને તેને મીન-તજારી કીધી અને, તે પ્રમાણે ગામે ગામે માણસો મોકલવામાં પણ આવ્યા પણ અફસોસ તેનો કશો પત્તો મળી શક્યો નહિ. હવે હુ મારો વૃતાંત્ત પુરો

કરવા આવી છુ હેન્રી જોડે મને કેવા પ્રકારે મુલાકાત થઈ, તે વિગત ઉપર હું આવુ છુ એક પખવાડીયા ઉપર એક બુઢ્ઢો ખાજાસરા કાગળનું એક મોટું બડલ લઈ જતો હતો તે બડલ મેં ઉખેડયું અને વાંચ્યુ છુ તો તેમાં મારા ભાઇના અક્ષર હતા અને તે કાગળ નીચે પ્રમાણે હતો —

"મારી પ્યારી બહેન-ઘણાંક વિઘ્નો વીતાડવા પછી હું હાલ કાન્સ્તાંટીનોપલ આવ્યો છુ. અગાયબ સરખી રીતે મોટી દોલતનો હું માલિક થયો છુ, પણ તે તારા વિના એકલી ઉડાવવી મને ભાવતી નથી. કરીમઅલી સામે લડવાને હું ગયો તે તો તુ જાણે છે. તે લડાઈ ઝાઝો વખત ચાલી નહિ, તેટલામાં મારુ લશ્કર ભાગી ગયું અને મને કેદ પકડ્યો. સભા ભરી મને ઠાર કરવાનો ઠરાવ થયો. તે પ્રમાણે માચડો ઉભો કરવામા આવ્યો, અને સઘળી તૈયારી કરી મને પણ ઉપર ચઢાવ્યો. માત્ર હુકમ આપવાની ખોટી હતી, તેટલામા એકવાર ફરીને મેં મારા પ્રાણ બચાવવાની અજમાયશ કરી. લોકોના ટોળાની અંદરથી વીજળીની પેઠે પસાર થઈ દુઃખ સમેત કરીમઅલીની આગળ આવ્યો. તે મને બરાબર જોવા પામે, તે પહેલા તેને એક થપડાક લગાવી, તેના ઘોડા ઉપર ચઢી બેઠો, અને ઘોડાને એડ મારતો કે નાઠો નાહાસતો હુ દમાસ્કસમા આવ્યો, જ્યાં લોકોની લાગણી મારા તરફ હોવાથી હુ ફરીને તેમની સરદારીએ બેઠો. દમાસ્કસ આવતા પહેલાં મેં તારી ખબર કાઢી તો જણાયું કે, તુ મારી હારની ખબર સાભળી નાહાસી ગઈ છે અને કાન્સ્તાંટીનોપલમાં મુસ્તફાને ત્યા જવાનો ઇરાદો કીધો છે. દમાસ્કસના લોકો કરીમઅલી સામે લાંબા વખત સુધી ટકાવ કરી શકત, પણ ભૂખમરાએ અને તેમને શરણ થવાની ફરજ પાડી હુ રાતોરાત રાજપાટ છોડી સીરીઆ તરફ પલાયન કરી ગયો અને પ્રજા કરીમઅલીને શરણ થઈ. કમભાગ્યે કરીમઅલીના માણસોના હાથમાં હુ એકવાર પાછો સપડાયો અને ફરી એકવાર ફાંસીને લાકડે લટકાવવાની તૈયારી ચાલી પણ પરમેશ્વરની મરજી તેમ ન હોતી. દમાસ્કસની પ્રજા કરીમઅલીના જુલમાટ ભરેલા અમલથી કટાળી હતી અને મારા અમલથી રાજી હતી, એટલે મને મરતો જોઈ તેમણે કરીમઅલી સામે રમખાણ મચાવ્યુ કે એને મારવો નહિ. સમસ્ત પ્રજાને એકત્ર થયલી જોઈ કરીમઅલીની મને મારવાની હિમત ચાલી નહિ, એટલે મને કેદમા પૂર્યાં. કેદખાનાની હાલહવાલીનું શુ લખુ? કેટલીક વેળા તો ચાર ચાર દિવસ સુધી નહિ અન્ન કે નહિ પાણી, અને મળે તે એવુ કે બિલકુલ મોંમા ઘાલવા સુદ્ધાં નાહ ગમે. આવી રીતે એક વર્ષ મેં ગાળ્યું. એક દિવસે કરીમઅલી એકાએક મારા કેદખાનામાં આવ્યો અને મને

છોડી દઈ મારી સાથે મિત્રાચારી કરવાનું જણાવ્યું જ્યાં સુધી મને બેડીમાંથી છોડે નહિ ત્યાં સુધી મેં તેની સાથે વાત કરવાની ધિક્કાર સાથે ના પાડી, એટલે તરત તેણે મારી બેડીઓ કઢાવી નાંખી. કરીમઅલી મને પોતાના ખાનગી ઓરડામા લઈ જઈ પસરાવા લાગ્યો કે, 'હુસનઅલી, મારું લશ્કર ભૂખે મરે છે, પ્રજા ત્રાહિ ત્રાહિ પોકારે છે, ખજાનામા એક પાઈ સિલ્લક નથી, મારી પાસે કશુ છે નહિ, દુકાળથી ખેડુતો નીચોવાઈ ગયા છે, માટે આ સમયે તું મને કામ લાગ તારા પિતાનો એક ગુલામ કહે છે કે તારા કુટુમ્બના ઘરમા કોઈ તરફ છૂપો ખજાનો દાટેલો છે મેં બહુ શોધ કર્યાં પણ મને તેનો કશો પત્તો મળી શકતો નથી માટે તે ખજાનો તું બતાવ' મને આ ખજાનાની બિલકુલ ખબર ન હોતી, છતા પણ મૂછબચ્ચા કરીમઅલીના હાથમાથી છૂટવાને મેં તગતવેળા તે કબુલ કીધુ રાત્રે બાર વાગે છ ચોકીવાનોની સાથે મને મારા બાપના ઘરમા લઈ જવામાં આવ્યો એક કોદાળી તથા પાવડો મને આપવામા આવ્યા, તે લઈ હું અંદર દાખલ થયો જાણે ખજાનો કયા છે તે જાણુતો હોઉં તેમ ધમધોકાર આ ઓરડામાથી પેલામા ને પેલામાથી આમાં એમ ભટક્યો અતે એક ઓરડામાં મને એક લોખડનુ હોય તેવુ બારણુ નજરે પડ્યુ, તેને ઉઘાડવાનાં બહુ ફાંફાં માર્યાં પણ ન ઉઘડયુ, અને કાંઈક અકસ્માત તે બારણુ ઉઘડયુ તો નીચે ઉતરવાનુ એક ભોંયરુ જણાયુ મારા સાથવાળા પહેરેગીરો ઉપર હતા, તેમને ઉપર છોડી હું અંદર ઉતર્યો અને અંદરથી તે બારણું બંધ કરી દીધુ ભોંયરામા ઉતર્યો પણ ત્યાથી ક્યાય બહાર નીકળી જવાનો માર્ગ છે કે નહિ, તેની તો મને કશી ખબર ન હોતી જ. અંદર ઘુસ્યો અને આગળ જઈ જોઉં છું તો એક જુની પેટી હતી બત્તી આગળ કરી જોઉં છું કે તેના ઉપર 'મારા પ્યારા બાળકોને માટે" એવા શબ્દો લખેલા હતા. તે જોતા જ મારી આખમાથી આંસુ પડ્યા કે મારો પિતા અમારા માટે બંદોબસ્ત કરવા પહેલાં આ પ્રમાણેની સ્થિતિમા સઘળું મૂકી મરણ પામ્યો છે પેટી ઉઘાડી તો અંદર ભરેલા ખજાનાને જોઈ મારી આખને ચીતરી આવી અને જોઈ પણ શકાયુ નહિ એક નાની કોથળીમાં તમામ હીરા માણેક ભરેલા હતા. તે લઈ મેં મારી પાઘડીમા સંતાડ્યા. પાછુ સઘળુ બંધ કીધુ અને આગળ વધ્યો. વધતા વધતા છેક નાકે એક દરવાજો હાથ લાગ્યો, તેમાથી બહાર નીકળી ભાગ્યો, અને શહેર બહાર જઈ એક ઘોડો લીધો અને સૂર્ય ઉગે તેટલામાં તો હમારકસથી કેટલાક માઈલ દૂર નીકળી ગયો. હજી પણ મારી

કમનસીબીના દિવસોનો છેડો આવ્યો ન હોતો. કાન્સ્તાટીનોપલ ખાતે આવી મેં મારી પ્યારી બહેન, તારા શોધમાં મડવાનો ઠરાવ કર્યો હતો પણ માર્ગમા હજી તો ફ્રોનીઆ પુગો તેટલામા ભારે માંદગીએ મને ઘેર્યો, અને તે એટલે સુધી કે હુ તદન ઘેલો બની ગયો ચાર વર્ષ સુધી હુ એવી સ્થિતિમા રહ્યો, પણ મેં ન જાણ્યુ કે દુનિયામા શુ થાય છે. ચાર વર્ષ પછી હું મારી આ માદગીમાથી સાજો થયો એટલે એકવાર ફરીને ત્યાંથી કાન્સ્તાંટીનોપલનો રસ્તો પકડ્યો લાંબા દિવસ ભટકવા પછી અતે હુ કાન્સ્તાટીનોપલમા આવી પહોચ્યો. અહીં મારું કોઈ સગુંવ્હાલુ કે લાગતુવળગતું ન હોવાથી મેં એક ઘર ભાડે રાખ્યુ, અને ગામચર્ચા સાભળતા મારા જાણુવામા આવ્યુ કે, કારા મુસ્તફા તો વડા વજીરના ઓહદા ઉપર ચઢ્યો છે, એટલે તારી ખબર કદાચ તેની પાસેથી મળશે એમ ધારી એક દિવસે તેની મુલાકાત કરવાનો ઠરાવ કરી નીકળ્યો ચાલ્યો ચાલ્યો હુ તેના મહેલમાં ગયો, પણ મારુ નામ સાંભળી તેણે મારી સાથે મુલાકાત કરવાની નાપાડી, પણ મારા ઉપર ઉપકાર કરી મને નીગ્રોપોંટની હાકિમી આપવા માગી. આ માગણી જે મને તેણે પોતાના વડા મુનશી મારફને જણાવી હતી, તેનો કશો જવાબ વાળવા વગર જ હુ ચુપચુપ મારે ઉતારે આવ્યો, અને બે પત્રો તૈયાર કર્યાં, જેમાંનુ એક તુરકીના સુલતાન ઉપર અને બીજુ ખુદ મુસ્તફા ઉપર લખ્યુ હતુ. સુલતાન ઉપર મેં ખુબ વિનતિ સાથે દમાન્કસની હાકમીમાં મારા ઉપર વીતેલા વિઘ્નોનો હેવાલ લખી, મેહરબાની માગી હતી અને તે જ પ્રમાણે મુસ્તફા ઉપર પણ લખી તેની પાસેથી મારી બહેન આલ્કાસની માહિતી હોય તો તે જાણવા માગી હતી. આ બને પત્રો કારા મુસ્તફાના હાથમાં જ ગયા, કારણ કે સુલતાન ઉપર જતા પત્રો ઉખેડનાર, મુસ્તફાનો અતલગ મિત્ર હોવાથી, સઘળા જરૂરજોગા પત્રો પહેલા તે મુસ્તફાને લાવી દેખાડતો હતો તે પ્રમાણે બને કાગળો મુસ્તફાના હાથમા જ ગયા તે વાંચી તે ગભરાયો અને હવે મારી મુલાકાત કરવાને મને બોલાવ્યો. બને પત્રો મને બતાવી તેણે મને ધમકી આપી અને પૂછ્યુ કે નીગ્રોપોંટની હાકમીનું શુ થયુ ? આ હાકમી મને જોઈતી નથી એવુ નિશ્ચિત ઉત્તર હજી તો હુ આપુ તેટલામાં, હુજૂરમા ઉભેલા જેની જારીઓના આગાએ મારી સ્તુતિઓ કરવા માંડી, અને જણાવ્યુ કે નામવર સુલતાન સુદ્ધાં હુસનઅલી હુજબથી ખુશ છે અને તે નામવર તેનો ચહેરો જોવાને આતુર છે. સુલતાન મારા તરફ આટલો ચાહ રાખે છે, એમ જાણીને મુસ્તફાને બહુ

લાગ્યુ, અને તેણે આગાના બહુ ચાળા પાડવા માંડ્યા, પણ આગા ડરી જાય તેવો ન હોતો; તેણે તો મારી કાન્સ્તાંટીનોપલની પધરામણીથી સુલતાનને વાકિફ કરવાનું માથે લીધુ. જેનીજારીના આગા તરફથી મળેલા ઇશારા ઉપરથી હું પામી ગયો કે, નાપાક મુસ્તફાએ મારી પ્યારી બહેન, તારા ઉપર કાંઈ પણ અઘટિત લાભ લીધો હોવો જોઇયે અને વળી મને લાગ્યુ કે તું કાન્સ્તાંટીનોપલમાં જ છે. મુસ્તફા આગાની વાતથી ગુસ્સે થયો, અને તેણે અમોને હુજૂરમાંથી હાંકી કાઢ્યા. આગા ગુપ્ત રીતે મને પોતાને ત્યા તેડી ગયો, અને ત્યા મેં મારો સઘળો વૃત્તાત તેને સંભળાવ્યો, જે સાભળી આગાનું હૈડું મારી તરફ ખેંચાયુ તેણે બીજે જ દિવસે મારી સઘળી વાત સુલતાનને જણાવી, એટલે સુલતાને મારી મુલાકાત લેવાનો એક દિવસ ઠરાવ્યો. મારાથી બની શકી તેટલી ભેટો તૈયાર કરી હુ ઠરાવેલા દિવસે સુલતાન હુજૂર ગયો. આ પછી કારા મુસ્તફાએ એક કાસિદ માર્ફત મને જણાવ્યુ કે, સુલતાને મને પાશાનો ખેતાબ આપી હાલેબની હાકમી સોંપી છે, માટે મારે તરત તે તરફ જવા વિદાય થવુ મેં તરતવેળા તો હા પાડી. મારો રિસાલો વિગેરે તૈયાર કરાવ્યુ, અને હુકમને માન આપ્યુ હોય તે પ્રમાણે હુ કાન્સ્તાટીનોપલને દિવસની વેળાએ છોડી ગયો, પણ રાત્રે છૂપે વેષે પાછો ફરી પેલા આગાની મુલાકાતે ગયો જ્યા સુધી મારી પ્યારી બહેન, તારો પત્તો મળે નહિ ત્યાં સુધી કોઈપણ રીતે કાન્સ્તાટીનોપલ છોડી જવાનું મેં દુરુસ્ત વિચાર્યું નહિ. આગાના ઘરમા આવીને આ પત્ર મેં લખ્યુ છે, અને તે તને પહોંચાડવામાટે, મુસ્તફાના જનાનખાનાના ખાજાસરાને, આગાએ લાંચ આપવામા કશુ બાકી રાખ્યુ નથી

લા. હુસનઅલી અજીબ."

આ પત્ર વાચી મારા દિલમાં હર્ષનો જુસ્સો સમાયો નહિ. તરત મેં મારો સઘળો વૃત્તાંત લખી કાઢી પેલા ખાજાસરાને આપી વિદાય કર્યો તે તેને મળવા પછી તેણે તો મારી સાથે મુલાકાત કરવાનો ઠરાવ જણાવ્યો. અલબત્તા આ કામ બહુ જોખમ ભરેલુ છતા મને તે કરવુ ઠીક લાગ્યુ એટલે મધ્યરાત્રિનો વખત ઠરાવી, તથા જગા મુકરર કરી તેને જણાવ્યુ રાતે મોડેથી મુસ્તફાના બાગમાં દીવાલ કૂદી તે આવી પહોંચ્યો અને આહા, તે અમારી મુલાકાતે—કાંઈ વર્ષો પછી થયલી ભાઈ બહેન વચ્ચેની મુલાકાતે અમોને ઘેલાં કરી નાખ્યાં. મારો વૃત્તાંત જાણી. તેણે તો મુસ્તફા ઉપર કીનો બાંધ્યો. મુસ્તફાને માટે મેં કેટલી જેહમત ઉઠાવી, તે છતા તેણે મને પોતાની ગુલામડી જેવી કરી તે જાણીને પણ હુસનઅલીના ગુસ્સાનો

ફશો પાર રહ્યો નહિ અમો કેટલીક વખત સુધી બાગમાં ફર્યાં અને હવે છૂટા પડવાની તૈયારી કરતાં હતા, તેટલામાં કેટલાક ખાજાસરાઓ અમારી તરફ મશાલ સાથે આવી પહોંચ્યા અમો તો ગભરાયા, પણ માગ બાઇએ મને હિમત આપી કે જે ખરી બીના છે તે મુસ્તફાને કહેવી અને તે પછી પેલા આગાની મારફતે મારા ઉપર પત્ર લખી ખુલાસો કરવો. તે બોલ્યો કે, 'હવે હુ કાન્સ્તાન્ટીનોપલ છોડી જઇશ, કાકે હવે ત્યા રહેવુ સલામતીભરેલુ નથી' આટલુ બોલતા જ તે દીવાલ કૂદી જતો રહ્યો. ખાજાસરાઓએ સઘળી બીના મુસ્તફાને જણાવી. તે સાભળી તે બહુ ક્રોધાયમાન થયો. તેણે મને પોતાપાસે બોલાવી ખૂબ ખખડાવી, પણ તે મુલાકાત કરી ગયેલો શખ્સ મારો ભાઈ હતો, એવો તેને બિલકુલ શક આવ્યો નહિ હુ તો હાથ જોડી મૂગી ઉભી રહી તેમ તેમ તે વધારે ગુસ્સે થયો અને મને જણાવ્યુ કે, મને તે એક ખ્રીસ્તી પાસે બોસફરસમા હોમાવી દેશે જ્યારે મે જાણ્યુ કે મારો જલ્લાદ એક ખ્રીસ્તી બચ્ચો મુકરર કર્યો છે ત્યારે મારા ઉગરવાની આશા બધાઈ કારણ કે ખ્રીસ્તી બચ્ચા હમેશા દયાળુ લાગણીના હોય છે, અને તેમ જ આ મારા ખ્રીસ્તી તારનારાઓ, હુ આજે પોલીશ એલચીના કુટુબમા સહી સલામત કશી પણ ઇંતેજારી કે ફિકર વગર આનદમાં છુ, અને મારા ભાઈ સાથે સઘળો પત્રવ્યવહાર ખુશાલ ચલાવુ છુ, અને હવે ઇચ્છુ છુ કે હુ મારા ભાઇને હાલેબમા જઈ મળુ. એકવાર ફરીને આ મુસલમાન બીબી, ખરા અત:કરણથી તમો ખ્રીસ્તી બચ્ચાઓ કે જેમણે દયાળુ લાગણીથી તેને ઉગારી છે, તેમનો ભારે ઉપકાર માની આ કાગળ બધ કરે છે.

---

## પ્રકરણ ૩૪ મું

### ખલીલની સાતમી વાર્તાનું અનુસંધાન (ચાલૂ).

બાલ્કીસનો આ વૃત્તાન્ત વાંચી લીજીયાન્સ્કી તો દગ જ થઈ ગયો, અને મન સાથે તે હિમતવાન જવાન બાલ્કીસની સ્તુતિ કરવા લાગ્યો. બીજી તરફથી કારા મુસ્તફા કેવી જાતનો મૂજી માણસ છે, તે સઘળુ તેને પત્ર ઉપરથી ખુલ્લેખુલ્લુ માલમ પડી આવ્યુ કે જેવો ખુલાસો કારા મુસ્તફા સાથે વર્ષો ને વર્ષો સુધી તે રહ્યો હોત તો પણ મેળવવા પામત નહિ. તેણે જોઈ લીધુ કે કારા મુસ્તફા મતલબીઓ, ઢોંગી, ગળાફાંસુ, ઘાતકી અને ટુકમાં જે પણ ભુડાં વિશેષણો હોય, તે સઘળાંને સંપૂર્ણ રીતે લાયક હતો. આવા એક ક્રૂર અને વગર હૈડાંના માણુસ સાથે બાલ્કીસને હજી પડી રહેલી

જાણી લીધ્યા-રકી તથા તેના સાથીને બહુ જ લાગી આવ્યું. આલ્કીસના ભાઈ હુસનઅલીની વર્તણુક, તેના ઉમદા ગુણો વિગેરે જાણીને બન્નેને તેની તરફ પણ સારી લાગણી થઈ આવી અને જેમ તેમની દિલસોજી અને તરફ વધવા લાગી તેમ બીજી તરફથી કારા મુસ્તફા તરફ વધારે ને વધારે તિરસ્કાર છૂટવા માંડ્યો દરમ્યાન વળી ઉથલપાથલનો એક મહાભારત બનાવ બન્યો. તુરકી લશ્કર અને તેના સરદારો હજી લોહીની નીકો વેહ-વડાવી ધરાયા ન હોય તેમ તેમણે આસ્ત્રીયા સામે પણ સગ્રામ જગાડ-વાનો ઠરાવ કર્યો તે ઠરાવ થતાની સાથે જ તેમણે લશ્કરની ચાલુ કવાયદો કરવા માંડી, હથિયારો ઘસવા માંડ્યાં અને સર્વ પ્રકારની ધામધૂમ કરવા માંડી. આ લડાઈ કરવામા સિપાહીઓ લગાર ગર ઉપર દેખાવાનું કારણ એ જ હતુ કે, તેમને તેમના ચડેલા પગારો આપવામા આવ્યા હતા સુલતાન પોતે પોતાના મોટા રથમા સઘળા જનાના સાથે આવવાને તૈયાર થયો હતો. ગામે ગામ માણસોમાટે ખોરાકી તથા ઘાડા અને ઢોરોનેમાટે ચારા વિગેરેની તૈયારી ચલાવી મૂકવામા આવી સુલતાનના લશ્કરને પૂરા પાડ-વાને સખ્યાબંધ ઢોરો આણી રાખવામા આવ્યા હતા અને તેમ કરતા નાના ગામો તો તદન ઉજ્જડ થઈ જવા લાગ્યા અતે સુલતાની લશ્કરને કૂચ કરવાનો હુકમ નીકળ્યો રણશીગડુ ફકાયુ અને સર્વ કોઈએ જોસ-ભેર પગલા ઉપાડવા માડ્યાં. સુલતાની લશ્કરની ચાલ ચલણ તો ધ્યાનમાં જ છે રસ્તે જતા જે જે ગામોમાથી તેમને પસાર થવુ પડતું, ત્યા સઘળે તેઓ બેધડક લૂટફાટ કરવામાં કશુ બાકી રાખતા નહિ લૂટફાટ, મારફાડ ઇત્યાદિ તો જાણે તેમના બાપદાદાનો ધંધો જ હોયની, તેમ તેઓ જ્યા ત્યા પોતાનો દરોડો પાડતા અને શહેરોના શહેરો બિયાબાન કરી દેતા હતા. આટલેથી જ તેમની આરમાની સુલતાનીનો અત આવતો ન હોતો. જો કોઈએ પોતાના જરજેવર કે દોલત બતાવવાની આનાકાની કરી તો બેધડક તેનું ઘર સળગાવી મૂકવામા આવતુ, કેટલાક બદમાશો તો બાપડી નિર્દોષ અબળાઓની કે ઉમ્મરમા નહિ આવેલી બાળાઓની લાજ લૂટવામા પણ જાણે મોજ મેળવતા હોય તેમ જણાતા હતા. જ્યાં જ્યા છાવણીઓ નાખવામા આવતી ત્યા ભારે ધમાચકડી ચાલી રહેતી હતી કોઈ તબૂમા ગાયન, તો કોઈમા નાચરગ તો કોઈમા વાજિત્ર, તો કોઈમાં ખાન પાન તો કોઈમા વાતોના તડાકા ચાલતા હતા અને ઠામે ઠામે "અલ્લાહો અકબર" ના પોકારો સાભળવામા આવતા. આવી રીતે કૂચ કરતુ કરતું તા૦ ૨૦ મી એપ્રીલે તુરકી લશ્કર ડાન્યુબ નદી ઓળગી ગયુ, અને બેલગ્રેડની તળેટીમા આવી પહોંચ્યુ, જેની ઉત્તર બાજૂ તરફ ડેરા ઉભા કરવામા

આવ્યા. સુલતાન પોતાના વડા વજીર અને તેના બે દીકરાઓ સાથે શહેરમાં દાખલ થયો ત્યાંના રાજા તથા એલચીએ તેમનુ સન્માન કર્યું અને તેમનો પ્યાર મેળવવાને તેમને ઉશ્કેર્યાં કે, બેશક આસ્ત્રીઆની મકરકુંદી તોડવાને સુલતાનના લશ્કરનો ધ્રટકો તેને ચખાડવો જ જોઇયે. વડા વજીરે ઠરાવ કર્યો કે શહનશાહી નુજૂમી સારો શુભ દિવસ ઠરાવી આપે, તે દિવસે હવે આસ્ત્રીયા ઉપર ધસી જવુ હુગેરીના રાજા ટીકીલીને પણ આ લડાઇમાં જોડાવાનો હુકમ કરવામાં આવ્યો. બેલગ્રેડની તળેટીમા છાવણી પડી હતી, તેટલામાં વળી એક જાણવાજોગ બનાવ બન્યો. લીજ્યાન્સ્કીના તબૂમાં ઉતાવળે પગલે એક સ્વાર દાખલ થયો, જે સ્વારને લીજ્યાન્સ્કીએ ઓળખ્યો, કે આગળ પણ તે બાલ્કીસ તરફનો સદેશો લઈ આવ્યો હતો તે સ્વારે હાફ્તા હાફ્તાં દાખલ થઈ એક સીલબધ ખલીતો લીજ્યાન્સ્કીના હાથમા મૂકયો આ ખલીતો લઈ લીજ્યાન્સ્કી વાચવા માંડ્યો તેમા નીચે પ્રમાણેની એક ખુશ ખબર બાલ્કીસે આ ખ્રીસ્તી ઉપર મોકલાવી હતી—

"કુલીન ખ્રીસ્તી બિરાદરો જાણીને ખુશ થશે, કે મારા ભાઈ હુસન-અલી અજીએ વડા વજીરની સત્તા તોડી નાખી છે અને હાલેબ જવાનો વિચાર માંડી વાળ્યો છે એશીયાના જે સરદારો ઉપર સરકયુલરો કાઢવામાં આવ્યા છે તેમા તેના ઉપર તે સરકયુલર કાઢવામા આવ્યુ નથી. આ સરકયુલર જેમના ઉપર મોકલવામાં આવ્યુ છે, તેમને ફરજ પાડવામાં આવી છે કે તેમણે તુરકી લશ્કર સાથે જોડાવુ તથા પોતાના હાથ હેઠળના લશ્કરોને પણ તેમા મોકલી આપવા વડા વજીરે મારા ભાઈ ઉપર સરકયુલર મોકલ્યુ નથી તે તેનુ કામ મારા ભાઇએ પોતાને અપમાનભરેલુ માન્યું છે, અને તેથી તેમ જ વડા વજીર કારા મુસ્તફાએ મારા ઉપર જે જે જફા ગુજારી છે તે સઘળુ જાણીને મારા ભાઇનો ગુસ્સો ઉશ્કેરાઈ આવ્યો છે અને ઠરાવ કર્યો છે કે હવે બીજું કાંઈ પણ કરતાં વડા વજીરની સત્તા સામે બળવો ઉઠાવવો વડા વજીર ઉપર કીનો લીધા વગર તે કદી પણ ઠરીને બેસનાર નથી, એવુ એક પત્ર તેણે મારા ઉપર મોકલ્યુ છે. તેણે આ કીનો લેવામાટે કેવા ઉપાયો યોજ્યા છે, તેની તો અલ્લાહને ખબર."

લીજ્યાન્સ્કીએ આ પત્ર વાંચી સભળાવ્યુ, તે જાણતા જ હેન્રીનું કલેજુ પણ ઉશ્કેરાઈ આવ્યુ અને બોલ્યો કે, 'જો આ કમનસીબ સ્ત્રી મારી બહેન હોત અને તેના ઉપર આ કમબખત માણસ તરફથી આ પ્રમાણેની વિપત્તિઓ પડી હોત તો હું પણ તેનો કીનો લીધા વગર રહેત નહિ. લીજ્યાન્સ્કીએ તો હેન્રીથી જૂદો જ વિચાર આપ્યો. તે બોલ્યો

કે, 'વડા વઝીરની સત્તા સામે બળવો ઉઠાવી ફતેહ મેળવવાનું કામ હુસન-અલી અઝીઅને માટે ઘણું મુશ્કિલ છે કારા મુસ્તફાની સત્તા હદ વિનાની છે, સુલતાન સરખા કેટલીક વેળા તેની સામે બોલવાની હિમત કરી શકતો નથી, અને તુરકી સલતનત જેટલી સુલતાનથી બીતી નથી, તેટલી કારા મુસ્તફાથી ડરે છે. લગભગ સાડી ત્રણુસેં વર્ષ થયા આ તુરકી શહનશાહતનો પાયો નખાયો હતો અને ત્યારથી તે આજ સુધી વડા વઝીરની જગા એવા જ એકાદ ઘાતકી માણુસવડે પૂરાતી આવી છે આ શહનશાહત હાલ જો કે પડતીમાં આવી પડી છે, તો પણુ તેનો વિસ્તાર અને મોટાઈ એટલા બધા છે કે લોકો હજી તેને માટે ઉચુ મત ધરાવે છે તેની વિશાળતાને લીધે જ ખ્રીસ્તીઓ ધાસ્તી ધરાવે છે, અને હાલ એ મુસલમાન રાજ્ય જે અસંખ્ય લશ્કર લઈ આસ્ત્રીયાના ખ્રીસ્તી રાજ્ય સામે ધસી જાય છે, તેનુ પરિણામ શુ આવશે તે જોવાનું રહ્યુ છે. કારા મુસ્તફાવિશે મારો અભિપ્રાય ગમે તેવો હોય છતા આટલુ તો ખરુ જ છે કે જ્યારે તે ફતેહ ઉપર હોય છે ત્યારે તેનામા હિમત એક વિકરાળ પ્રાણીના સરખી આવે છે અને વધારે ને વધારે ફતેહ મેળવવાનો લોભ રાખે છે આજ ઘણા વર્ષ થયા આ દેશના આ મુસલમાન જંગલીઓના ટોળાં વારવાર પાસેના ખ્રીસ્તી પ્રદેશ ઉપર ઉતરી પડી તેને હેરાન કરતા રહે છે, અને તેમાં તેઓ જો ફાવતાં હોય તો માત્ર પોતાની મોટી સખ્યાને લીધે જ છે, એમાં કશો જ શક નથી. વિશેષ ચિંતા તો એ છે કે, હંગેરી અને ટ્રાનસીલવાનીઆના ખ્રીસ્તી ખડિયાં રાજ્યો પોતાના વડા સુલતાનના હુકમને તાબે થઈ સુલતાનના લસ્કર સાથે મળી જઈ ખ્રીસ્તી રાજ્ય સામે લડાઈ કરવાને તૈયાર થયા છે અને હવે એ સઘળાનુ પરિણામ શુ આવશે તે કહી શકાતુ નથી.' લીઝીયાન્સ્કી જાણે પોતે જ આસ્ત્રીયાનો રાજ્યકર્તા હોય તેમ મુસલમાનોના આ ધસારાથી ફિકરમદ બની જઈ આગલા પાછલા ઇતિહાસની વાત પોતાના સાથી હેન્રીને કહેવા લાગ્યો, તેટલામા હેન્રીએ તેનું ધ્યાન તબૂના દરવાજા ઉપર ખેચ્યુ, જ્યા કેટલાક મુસલમાનો લીઝીયાન્સ્કીની મુલાકાત લેવાની ઇચ્છાથી આવીને ઉભેલા હતા, તેમને જોતાં જ લીઝીયાન્સ્કી ચોંકયો, પણુ સમયસૂચકતા વાપરી તે તેમની તરફ ફરીને બોલ્યો કે, 'કેમ મિત્રો, છેક મોડી રાત્રે તમોને આ તરફ આવવુ પડ્યું છે?'

"વડા વઝીરના નામથી અમો આ તબૂમા દાખલ થવાની માગણી કરીએ છીએ," બહારવાળાઓએ જવાબ આપ્યો, અને તે કબૂલ રાખી લીઝીયાન્સ્કી પોતે ઉઠી તબૂનો પડદો ખસેડવા ગયો કે એક કાસિદ અન્દર દાખલ થયો. દાખલ થતાને વાર, આટલી મોડી રાત્રે તસદી આપવા-

માટે ક્ષમા ચાહી તે કાસિદે લીઝ્યાન્સ્કીને ખબર કરી કે વડો વઝીર કારા મુસ્તફા અબઘડી તારી હાજરી માગે છે. તેને એક એવા કામમા તારી સહાયતા જોઈયે છે કે, જે કામ થતાં તને પોતાને પણ બહુ લાભ કરનાર થઈ પડશે. લીઝ્યાન્સ્કી જેને ધારતી હતી કે રખેને તેની વાત તેમનામાંના કોઈએ સાંભળી હોય, તે આ ખબર સાંભળી કાંઈક શાંત થયો, અને કારા મુસ્તફાના હુકમને તરત તાબે થવાની તૈયારી કરી. તે કાસિદની ભલામણ મુજબ હેન્રીને તબૂમાં જ રહેવા દેવામાં આવ્યો. છેવટે સઘળી તૈયારી કરીને લીઝ્યાન્સ્કી તે કાસિદોની સાથે વિદાય થયો. ઘણીક સાંકડી ગલીઓ તથા તબૂઓને ધીમે પગલે પસાર કરી તેઓ અંતે વડા વઝીરના તંબૂ આગળ જઈ પહોચ્યા ત્યાં જતાંને વાર તેમણે તબૂમાં દાખલ થવાની રજા સત્રીઓ પાસે માગી, જે તરત જ આપવામા આવી, એટલે સઘળાઓ બેધડક દાખલ થયા.

આ વખતે મધ્યરાત્રિના બાર વાગેલા હતા કારા મુસ્તફા પોતાના બાદશાહી પોશાકમાં જ બેઠો હતો. તરતનો જ તે સુલતાન જોડે ખાણું લઈ પરવારેલો હોવાથી તેના મોટા જડબા ગાયની પેઠે હજી વાગોળવાનું કાર્ય કરતા હતાં. ઝબ્બા ઉપર મઢી લીધેલા હીરાઓ ચકચક થયા કરતા હતા. જેવો લીઝ્યાન્સ્કી કારા મુસ્તફાની હુજૂરમા હાથ જોડી હાજર થયો કે તરત જ કારા મુસ્તફાએ તેની સાથેના પેલા કાસિદોને માત્ર એક આંખના પલકારાથી જ પોતાના કામે વળગવાનો હુકમ કર્યો, એટલે તેઓ નમન કરી ત્યાથી વિદાય થયા. લીઝ્યાન્સ્કી મનમા તરેહવાર સકલ્પ કરતો ઉભો હતો, તેટલામા કારા મુસ્તફા બોલ્યો, 'સાભળ ખ્રીસ્તી, અમારા તરફથી તારી જે પરોણાગત થાય છે, તેમા કશી ખામીની તારે ફરિયાદ તો કરવાની નથી કે ? માટે બોલ, બોલ, અલ્લાહતાલાના હુકમથી અમો તારી ઇચ્છા તૃપ્ત કરવાને શક્તિમાન્ છીએ.'

લીઝ્યાન્સ્કી ધીરજ ધરી ભારી ગભીરતા સાથે બોલ્યો, 'નામવર વઝીર, એક ગુલામને છૂટાપણુ જેટલુ વ્હાલુ લાગે, તેટલા જ છૂટાપણાથી હુ રહુ છુ.'

'નહિ, નહિ, ખ્રીસ્તી' કારા મુસ્તફા બોલ્યો,' 'તારી વાક્ચાતુરીથી હુ બહુ ખુશ છુ. મેં તને ઘણો અજમાવ્યો છે અને કસી જોયો છે, અને હજી પણ તું જેવોને તેવો તુરકી શહનશાહત તરફ નિમકહલાલ રહેશે તો તારુ ઇનામ ઘણું મોટુ છે એમ તું નક્કી માનજે.' લીઝ્યાન્સ્કી તરત બોલી ઉઠ્યો, 'નામવર વઝીર, હુ જેવો નિમકહલાલ હતો તેવો જ છુ અને રહીશ'.

આ ઉત્તર સાંભળી વડો વઝીર કારા મુસ્તફા લગાર ઉદાસી ભરેલા ચહેરાથી બોલ્યો કે, 'સાંભળ ઓ ખ્રીસ્તીબચ્ચા, આજે મારા ઉપર એક

મોટી આફત આવી પડી છે, અને તે આફતમાંથી હુ તારા હાથે ઉગરી શકીશ, એમ મને લાગે છે આજે રાત્રે હુ નામવર સુલતાનના ગુસ્સાનો ભોગ થઈ પડ્યો છુ, અને તે ગુસ્સામા તેણે મને વીસ દિવસની મેહતલે ઉગરવાની તાકીદ કરી છે. આજે રાત્રે હું તેની સાથે પુર ખુશાલીમાં ખાનુ લેતો હતો, તેટલામા વાલેશીયા અને માલદેવીઆના ખ્રીસ્તી હાકિમો તરફના બે ખલીતા અમારા હાથમા આવ્યા, તુ જાણે છે તો ખરો કે તુરકી સરકારે આસ્ત્રીયાની ખ્રીસ્તી સરકાર સામે લડાઈ ઉઠાવી છે, અને તેમાં સુલતાને, પોતાના તાબા હેઠળના સઘળા તુરકી પ્રાતના ખ્રીસ્તી હાકિમોને પણ પોતાના લશ્કરો સાથે જોડવાના કહેણ મોકલ્યાં હતાં. વાલેશીયા અને માલદેવીઆ આ બને પ્રાતોના ખ્રીસ્તી હાકિમોએ, આસ્ત્રીયાની ખ્રીસ્તી સરકાર સામે લડાઇમા ઉતરવાની સાફ ના પાડી સુલતાનના લશ્કર સાથે જોડાવાની માગણીનો અસ્વીકાર કર્યો છે. આ ખલીતા તે આ બાબતના હતા, અને તે વાંચતાંવાર નામવર સુલતાન મારા ઉપર ખૂબ રીસે ભરાયો કે મેં લડાઇમાટે જોઇએ તેવી તૈયારી કરી નથી, અને મને હુકમ કર્યો કે વીસ દિવસના અરસામા આ બને પ્રાતોના હાકેમોને સમજાવી તેમને તુરકી શહનશાહતને તાબે કરવા અને તુરકી લશ્કરસાથે મળી આસ્ત્રીયન સરકાર સામે બળવો ઉઠાવવાને ઉશ્કેરવા. જો વીશ દિવસમા આ કામ મારાથી ન બને તો મારે વડા વજીરનો ઓહદો એકદમ છોડી દેવો, એવો હુકમ તે નામદારે કર્યો છે.' લીઝ્યાન્સ્કી સાથે આ વાત કરતા કારા મુસ્તફાની આંખોમાં આસૂ આવી ગયા, પણ તે છૂપાવી તે બોલ્યો કે, 'લીઝ્યાન્સ્કી, હવે તારી મદદ મને એ કામમાં જોઇએ છે કદાચ હુ મારા માણસોને ખલીતા લખી બને પ્રાતોના હાકિમો ઉપર મોકલુ, પણ તેમા તેઓ ફતેહ-જ પામશે તેની કશી ખાતરી નથી, માટે મારો વિચાર એવો છે કે તુ પોતે મારા તરફથી તે બને દરબારોમા જાય અને કંઈ પણ કરી તેમને સમજાવી સુલતાનની પક્ષમા લઈ આવે.' લીઝ્યાન્સ્કી વિચારમા પડ્યો અને કેટલીક વાર પછી તે શુદ્ધિમા આવી બોલ્યો કે, 'કદાચ મારી ઘણી પણ સમજાવટ છતાં તે બને હાકિમો ન જ સમજે તો શુ કરવુ?' કારા મુસ્તફા પોતે પણ આ સાંભળી વિચારમાં પડ્યો, પણ યુક્તિ કરી બોલ્યો કે, 'કોઈ પણ પ્રકારે તરત વેળા તેમની પાસેથી તુરકી લશ્કરમા જોડાવાની કબૂલાત લઈ આવવી અને પાછળની વાત તો પાછળ જ રહેશે લીઝ્યાન્સકીએ તે કબૂલ કર્યુ, પણ કામ બજાવી આપતા વડા વજીર સાથે એક શરત કરવા માગી, તે એવા પ્રકારની કે, 'મને તથા મારા સાથી હેન્રીને ઘટતા હક્કો આપવા.'

'ખચીત, ખચીત, મારા નેકનામ ખ્રીસ્તી, પેગંબરની પવિત્ર કબરના કસમ લઈ કહુ છુ કે, આ કામ તું પાર પાડી આવી મને સુલતાનના ગુસ્સા માંથી છોડવે તો તું માગે તેટલા હક્કો બક્ષવાને હું બંધાઉં છું.' કારા મુસ્તફા બોલ્યો; 'પણ તેવી જ મારા તરફથી પણ એક શરત છે કે તું પાછો આવે ત્યા સુધી તારા એ સાથીને જામિનગીરી તરીકે મારે કેદ રાખવો, અને જો ૨૦ દિવસમાં તુ પાછો ન ફરે અને માલમ પડે કે તેં બેઇમાની કરી છે તો હું તેને ફાંસીને લાકડે લટકાવી દઉં. લીજ્યાન્સ્કીએ મોટી ખુશીની સાથે આ શરત કબૂલ રાખી. બંને વચ્ચે એટલી વાતચીત થઈ રહેવા પછી કારા મુસ્તફાએ તરત ખડીઓ કલમ અને કાગળ મગાવ્યાં, અને લીજ્યાન્સ્કી જ્યા જયાંથી પસાર થવાનો હતો ત્યાં ત્યાંના તપાદારો ઉપર તેને ઘોડા વિગેરેની સગવડો કરી આપવાના હુકમો લખ્યા. આ સઘળા દસ્તાવેજો લઈ લીજ્યાન્સ્કી વડા વજીરને નમન કરી તબૂમાંથી બહાર પડ્યો. આ કામ બજાવીને પોતાનુ તથા પોતાના સાથી હેન્રીનું છૂટાપણુ પાછુ મેળવી એકવાર ફરીને પોતાને વતન જવાની આશાથી તેમનામા ખુશાલી પેદા થઈ. ઘણે જ ઉતાવળે પગલે તે પોતાના તંબૂમાં આવ્યો, જ્યાં હેન્રી ઈંતેજારી સાથે તેની રાહ જોતો બેઠો હતો તેને વડા વજીર સાથે થયેલી સઘળી વાતચિત જણાવી, તેણે બીજી જ સવારે પોતાના કામ ઉપર કૂચ કરવાની ગોઠવણ કરી. ગોઠવણ પ્રમાણે બીજી જ સવારે લીજ્યાન્સ્કી પોતાના જાની મિત્ર અને સાથી હેન્રી બેસોવીજને મળી ભેટીને કૂચ કરી નીકળ્યો. આગળ આપણે જોઈ ગયા છીએ કે, આ બંને ખ્રીસ્તીઓ મુસલમાનોના આવા સખત જાપતામા હોવા છતા તેમણે તેમનો એટલો બધો વિશ્વાસ મેળવ્યો હતો કે, તેમના ઉપર કશા ચોકી પહેરા રાખવામાં આવતા ન હોતા. લીજ્યાન્સ્કી પોતાના એલચીખાતાના કામ ઉપર કૂચ કરી ગયા પછી હેન્રીએ પોતાને મળેલા છૂટાપણાનો સારો ઉપયોગ કરવા માડ્યો. અવારનવાર નિર્ભયતાથી તે પોતાના તંબૂમાથી બહાર નીકળી છાવણીમા ફરી આવતો અને ત્યાં જોવામા આવતા તરેહવાર બનાવો ઉપર વિચાર કરતો. આ પ્રમાણે સઘળુ ચાલ્યુ જાય છે, તેટલામા એક દિવસ એક અદ્દભુત બનાવ હેન્રીની નજરે પડ્યો. ચાલ્યો ચાલ્યો તે છેક તુરકી લશ્કરની દક્ષિણ છાવણીમાં જઈ પહોંચ્યો હતો. ત્યાં એક બાજૂ ઉભો રહીને જુવે છે તો તુરકી લશ્કરમાં કોઈ જાણવાજોગ સમાચારે ખુશાલી ફેલાવી હતી અને તે ખુશાલીમાં એક મોટા જમણની તૈયારી ચાલી રહી હતી. જયાં ત્યાં મોટી તબકો ઠારેઠાર મૂકી દેવામાં આવી હતી, અને રસોઇયાઓ તપેલા ભરી ભરીને તરેહવાર જાતનાં પક-

વાસ્ણો લાવી તેમાં ખાલી કરતા હતા. જ્યારે સઘળાં પકવાન્નો પીરસાઈ રહ્યાં કે તરત જ દરેક લશ્કરી ટુકડીના સરદારોએ હાજર થઈ હુકમ આપ્યો કે અક્કેક તબકમા જેમ ફાવે તેમ પાંચ પાંચ સાત જણુ બીહે ચઢાવી બિસ્મિલ્લાહ કરવા બેસી ગયા હેન્રીની અજાયબી વચ્ચે તેઓ સઘળા જેમ ગમે તેમ મોંમાં હાથ ઘકેલી સબડકા પર સબડકા લેતા અને કોળિયા ઠામતા હતા. બીજી તરફ પતરાનાં મોટા મોટાં પાણીના ટબો ભરી મૂકવામાં આવ્યાં હતા, જેમાથી કેટલાકો જાણે પોતાના પેટમાં ગયલું પકવાન દબાવી દેવાને પીતા હોયની, તેમ ઉપરથી ઘસાઘસ પાણી ઢીચતા જણાતા હતા. ઇરગહરઅલ્લા, બાપડાઓ દબાદબ દબૂસા તો એવા મારવા મંડ્યા કે, જાણે કેટલાએક દિવસના અપવાસી હોય! વળી રખે ને એકાદ નવાલો ઓછો થઈ જાય એમ જાણી કોઇપણ ખાતા ખાતા ચકે ચા કરતો પણ સંભળાતો ન હોતો મોટી મોટી પખાલ સરખી પકવાન્નોથી ભરેલી તબકો થોડી જ વારમા બાપડાઓએ ચાટી ચાટીને એવી તો સાફ સૂફ કરી નખી કે, તેને સાફ કરવાની જરૂર પણ રહી નહિ ખાતા ખાતા જો કોઈ ખરો માઇનો પૂત હશે તો તે એટલુ જ બોલતો સંભળાતો કે "યા અલ્લાહ" આ સઘળા કૌતુકોને જોઇને હેન્રીથી તો હસવું થોભાવી શકાયુ નહિ, પણ તે કરે શું ? અહીં હસવુ તે એ ભોજન પ્રસાદી લેવા બેઠેલા અલ્લાહના બંદાઓની મશકરી કરવા સરખુ હતું, એટલે જેમ તેમ ખામોશ રહી તે સઘળો રકાસ જોતો એક તરફ ઉભો રહ્યો. આ મેજમાનીનું કામ ખલાસ થયલુ જોઈ હેન્રી તે પછી ત્યાથી આગળ ચાલ્યો ને જોત જોતામાં પેલા પોલીશ તથા આસ્ત્રીયન એલચીઓના તંબૂ આગળ જઈ લાગ્યો. ત્યાં આવતા જ તેનામાં કાંઇક નવો જીવ આવ્યો કે જાણે પોતાના જાતભાઇઓના સહવાસમા આવી પૂગો. આ તંબૂઓ આગળ આવતા તેને બીજી એક ખુશાલી લાગી, તે પેલી તુરકી છોડી આલ્કીસની જો કાંઈ સંજોગ બની જાય તો મુલાકાત લઈ લેવાની હતી. તેની ઉમેદમાં તે તંબૂની આજૂબાજૂ ઉંચી નીચી નજર કરતો ફરતો હતો, તેટલામા તંબૂમાથી એક સુંદર પોપટ ઉડી નીકળી આવ્યો. જેવો તે પોપટ તેની નજરે પડ્યો તેવો જ હેન્રીએ તેને દોડીનો પકડ્યો હજી તે તેને હાથમાં લઇને જુએ છે, તેટલામાંજ તંબૂના દરવાજા આગળ નાખેલો કેનવાસનો પડદો એકાએક ઉંચકાઈ ગયો, અને જુએ છે શું કે, પ્રીન્સીઓના આ તંબૂમા તુરકી લિબાસની એક જવાન ખુબસૂરત છોકરી! બનેની નજર એક થઈ, પણ થોડીકવાર સૂધી બને એક બીજાને ઓળખી શક્યા નહિ, અને તે તુરકી છોડી તો એકાએક પોતાની સામે એક પારકા પુરુષને

જોઇને દંગ થઈ ગઈ અને પડદો પાછો ઢાંકી દેવાની તૈયારી કરતી હતી, તેટલામાં હેન્રીએ તેને ઓળખીને બૂમ મારી, એટલે તે અચકી. હેન્રી બૂમ મારી ઉઠ્યો, 'આલ્કીસ,' આ અદ્દભુત મેળાપની ગડબડમા હેન્રીના હાથમાનો પોપટ પાછો ભોંય ઉપર પડ્યો. 'આલ્કીસ' 'આલ્કીસ' એવુ પોતાનુ નામ સાભળતા જ તેણે હેન્રીને પીછાણ્યો અને પોતાના તારનાર તરીકે તેનો ઉપકાર માનવા સાથે તેને અદર દાખલ કરવાની હિંમત કરી. આલ્કીસના આમત્રણને માન આપી હેન્રી તબૂમા દાખલ થઈ તેનાથી થોડક દૂર એક કુરસી ઉપર બેઠો. આ વેળાએ ન ધારેલો એક બનાવ તબૂમા બન્યો બને જણુ જાણુતા હતા કે, આ તબૂમા તરતવેળા તેમની વચ્ચેની વાતચિત સાભળનાર કોઈ માણુસ નહોતુ. આલ્કીસને જે વેળાએ હેન્રીએ આ તંબૂમાં દીઠી, તે વેળા તેની ખુબસૂરતી અજાયબ રીતે ખીલી રહી હતી. તે વેળાના તેના ચહેરાનું વર્ણન કરવુ, એ કોઈ કવિની કલમને માટે પૂરતો ખોરાક હતો. અણુધારેલી રતાશ તેના મોઢા ઉપર ખીલી નીકળી હતી, તેની આંખો બહુ ઝીણી હોઇને બહુ ચપળતાથી ફડક ફડક થતી હતી, તેના ભવાં કમાન સરખા હતાં, નાક તો જાણે ગરડની ચાચ જોઈ લેવી, બને હોઠો રતાશથી સુદર ખીલી રહેલા હતા, હડપચીમા નાનો ખાડો તેના મોઢાની ખુબસૂરતીમા અદ્દભુત વધારો કરતો હતો, તેના બને હાથો સફેદ ચાદીના લાટા સરખા હતા, અને તેનો મટકા અને નાજ સાથના નખરા જાણે એવો ખ્યાલ આપતાં કે, તે પોતાની ઉપરની સઘળી આફત તદ્દન ભૂલી ગઈ હતી હેન્રીને જોવાથી તેની આખમાની રતાશ વધી ગઈ, અને તેના કંઠની નળી ખુબસૂરતીની લહરીમા જાણે હમણા કાઈ મધુર શબ્દ બોલવાની તૈયારી કરતી હોય તેવી દેખાઈ તેની આખોમા જાદુઈ ચમત્કારિક અસર તે વેળા દેખાઈ, તેને વર્ણવવી મહા મુશ્કિલ છે. આલ્કીસ ખુબસૂરત છે એમ હેન્રી જાણુતો હતો, પણ તેને બરાબર પાકી રીતે નિહાળવાની તક તેને મળી નહોતી, એટલે આ વેળાએ તે તેની સુન્દરતા અને કાંતિને જોઇને ચકિત થઈ ગયો. તેના દિલમા એવો જોશ થયો કે જાણે તે જ ઘડીએ તે રૂપસુદરીને પોતાની છાતી સાથે દાબે છે અને તે પછી જાણે ભારે હરખમાં બેભાન થઈ ટૂટી પડે છે. હેન્રી પોતે ખુબસૂરતીમા કોઈ રીતે કમ નહોતો. તે જાતે પુરુષ છતા જાણે બરાબર સ્ત્રીના જેવો દેખાતો હતો તેના ગાલ જાણે ચિતારાએ પોતાનો પૂરેપૂરો હુન્નર કર્યો હોય તેવા હદની અદર ઉપસેલા અને સફેદી સાથે ભેળાયલા રતાશભરેલા હતા; આખો તેની હાથીના સરખા ઝીણી

હતી; નાક અણિયાળું લાંબુ હતું, હોઠો નાના અને પૂરતા રતાશવાળા હતા આ પ્રમાણે આ બને ખુબસૂરતીના અદ્‌ભુત પૂતળાંઓ એક બીજાને નિહાળતાં થોડીક પળ મૂગાં મતર ઊભાં ખરા, પણ બનેનાં અતઃકરણમાં જાણે કોઈ છૂપો અતિશ ઉશ્કેરાયો હોય, તેમ ખુલ્લું દેખાતું હતું અને તો પણ તે બને તે છૂપાવતાં હતા અતે આલ્કીસે ચુપકીદી તોડી બોલવાનું શરુ કર્યું ઘણી સાવધતાથી તે હેન્રી તરફ જોઈ હસતે મુખડે બોલી કે, 'અય ખ્રીસ્તી ભાઈબધ, અતે પણ એકવાર ફરીને આપણો અલ્લાહે મેળાપ કરાવ્યો છે. ઓ ખ્રીસ્તી ભાઈબધ, મને એવી ખબર મળી છે કે, તું બીજા એક તારા ભલા શેઠની નોકરીમા છે, જે માણસે પણ મારા છુટકારાને માટે ઘણી જજાળ વેઠી છે તો તે તારા નેકનામ શેઠનો ઉપકાર મારા તરફથી જરૂર જરૂર માનવાને તું ભૂલતો ના. આહા, એક જ વિચાર આ વેળાએ મારા હ્રદયને કપાવે છે અને તે મારા વ્હાલા ભાઈએ પેલા ચાડાલ કારા મુરતફા સામે ઉઠાવેલું જગ છે અલબત્તા કારા મુસ્તફાએ મારા ઉપર જે આળ ચઢાવ્યું છે, તેને માટે હું બિલકુલ ગુનાહગાર નથી. અકસ્માત મને જે આ આશ્રમમા લાવી નાખી છે, ત્યા બને તેટલા સતોષથી રહેવાની મારી ખાહિશ છે. હું તદ્દન નિર્દોષ છું, એ વિચારથી જ હું પૂરી સતુષ્ટ છુ, પણ હું નિર્દોષ છુ એમ તે ક્રૂર પુરુષ સમક્ષ હુ જાહેર કરી શકતી નથી આલ્કીસનું આ ભાષણ સાંભળી હેન્રી પણ બુદ્ધિને ઠેકાણે લાવ્યો, અને સઘળુ ભૂલી જઈ આલ્કીસને દિલાસો દેવા લાગ્યો કે, 'ઓ દુઃખી છોડી, ખુદાના હુકમથી થોડા જ વખતમાં એવો પ્રસગ આવશે કે, જે વેળા તારી હૈયાતીની અને સાથે લાગી તારી નિર્દોષતાની ખબરથી કારા મુસ્તફાને માહીતગાર કરવામા આવશે જ' 'ખરી વાત છે,' આલ્કીસ બોલી, 'પણ કગાળ અને નિર્દય દુશ્મનના પગ આગળ રહેવું મને બહુ જોખમ ભરેલું લાગે છે' આલ્કીસને હિમત આપવાને હેન્રી બોલ્યો કે, 'તારો ભાઈ હુસનઅલી અજીબ, જો લાગ ફાવ્યો તો કારા મુરતફા, કરીમઅલી કે બીજા તેના કોઈ પણ સાથીને જીવતો છોડનાર નથી.' આ વાતચિતમાં ઘણો વખત નીકળી ગયો અને હવે હેન્રીને વધારે વખત તબૂમાં થોભવાનુ સલામતીભરેલુ લાગ્યુ નહિ, એટલે તેણે આ રૂપસુદરીની રજા લીધી અને ચોકી કરતા પહેરેગીરોની પ્રથમ માફક નજર ચોરાવી, તે પોતાના તંબૂ તરફ ચાલતો થયો. પોતાના તબૂમા જઈ તે બેઠો ખરો, પણ આલ્કીસના તબૂમાં બનેલા બનાવો આખો દિવસ તેના મનમાં ઘોળાતા રહ્યા.

---

## પ્રકરણ ૩૫ મું

### ખલીલની સાતમી વાર્તા ચાલૂ-લીઝીયાન્સ્કીનું સાહસ

લીઝ્યાન્સકીએ પોતાની મુસાફરી ખુશ મિજાજ અને આનંદથી શરૂ કીધી. તેના મનમાં આ કામથી બે કામ કરી લેવાની ઉમીદ બધાઈ, એક તો એ કે જતાં જતા માર્ગમાંથી એક બેપીઆને પકડી પોતાને ઘેર મોકલાવી કહેવાડવુ કે તે તેમ જ તેનો મિત્ર હેન્રી બને સલામત છે અને જે વખત જાય છે તેમા છૂટાપણુ મેળવવાની તૈયારી છે બીજુ તો એ કે કારા મુસ્તફાનું આ કામ બજાવી, તેણે આપેલા વચન પ્રમાણે તુરકી નજરકેદમાથી છૂટા થઈ પોતાના કુટુમ્બને જઈ મળવુ. આ ઉલટમા ને ઉલટમાં તે પુષ્કળ ચાલ્યો. માર્ગમા આવતા ઝરાઓ આગળ તે કદી કદી વીસામો લેતો હતો જ્યાં સુધી તે વસ્તીવાળા ભાગોમાથી પસાર થયો ત્યાં દરેક ઠેકાણે કારા મુસ્તફાના નામ તરફ તિરસ્કાર વર્ષતો તેના જોવામાં આવતો હતો સાંઝ પડતાં સુધી તો તે બહુ સહેલાઇથી પોતાની મુસાફરી ચાલૂ રાખી શક્યો, પણ જેમ જેમ હવે સૂર્યનારાયણે પોતાનાં પ્રકાશના કિરણો પાછાં ખેંચવા માંડ્યાં, તેમ તેમ તેને ઘણી ધાસ્તી લાગવા માંડી. હવે પછીનો રસ્તો પણ તમામ ઉજ્જડ હતો, જ્યાં ત્યા ઝાડીઓ અને મોટાં મોટાં ઝાડોની ઘટા લાગી રહી હતી અને તેમાંથી પવનના સપાટા સાથે ગુગવાટા ભરેલો અવાજ નીકળતાં જ જગલ તદ્દન ભયાનક લાગતુ હતું. જ્યાં સૂધી ઝઝકળુ હતુ, ત્યાં સુધી તો લીઝીયાન્સ્કી હિંમત રાખીને ચાલ્યા કીધો. પછી જેમ જેમ ઝાડી ગીચ આવતી ગઈ, તેમ તેમ તેને લાગ્યુ કે તદ્દન એકલા નીકળવામાં તેણે સારી અક્કલ વાપરી નહોતી. જે થોડુક છેલ્લુ ઝઝકળુ રહ્યુ હતું તેનો તેણે લાભ લીધો તરત જ એક ઠેકાણે તે બેઠો અને પોતાની પાસેના હથીયારો સાબિત અને કામ પડવે તરત ઉપયોગમા આવે એવી હાલતમા છે કે નહિ તે જોઈ લીધું. તે પછી પણ તેણે કેટલાક માઇલ સુધી પોતાની કૂચ ચાલૂ જ રાખી, જે દરમ્યાન તેને કોઈ માણુસનો ચહરો સુદ્ધા જણાયો નહિ. લીઝીયાન્સ્કી જાતે હિમતવાન હતો, અને વિચાર કરી રાત પડે તે પહેલાં કોઈ ગામમાં પહોંચી જવાની આશાએ તેણે ઘોડાને એડ મારી દપટાવ્યો. જેમ જેમ જગલમાં દાખલ થતો ગયો, તેમ તેમ તે વધારે ને વધારે ભયાનક દેખાવા માંડ્યું. કેટલેક ઠેકાણે તો ઝાડો એક બીજા સાથે એટલાં ફેલાઇને ગુથાઈ રહેલાં હતાં કે, ચાલવાનો પૂરો રસ્તો સુદ્ધાં મળતો ન હોતો છતા પણ હિમત રાખી તે વડા વજીરે આપેલી નિશાની પ્રમાણે જ રસ્તો

કાપતો હતો. જ્યારે ઘણો જ થાક ચઢવા છતાં તેને કોઈ ગામનાં કે વસ્તીના કશા ચિન્હો માલમ ન પડ્યાં ત્યારે તેને ભય થયો કે રાત આ ભયાનક જંગલમા વગર ખોરાક પાણીએ ગુજારવી પડશે આવા વિચાર સાથે હજી પણ હિમત રાખી, તે ઘોડાને દપટાવતો અને આજૂબાજૂ ઘણે દૂર સુધી નજર નાંખતો ચાલ્યો જાય છે, તેવામાં ઘણે જ દૂર તેને દીવાનુ અજવાળુ નજરે પડ્યુ તેની નિશાની રાખી તેણે તે બાજૂએ ઘોડાને દપટાવ્યો અને જેમ આગળ ગયો, તેમ તેને ભાસ્યુ કે તે કોઈ ગામડામા આવી પહોંચ્યો છે આ જોઇ બીજી પણ એક ઉમીદ તેના દિલમા આવી ચદ્રમા પેલી તરફથી ધીમે ધીમે અધકારને મારી હટાવતો હટાવતો આકાશમાં પ્રકટ થતો હતો

થોડા જ વખતમા લીઝીયાન્સ્કી ગામમા દાખલ થયો દરવાજા આગળ જ તેને એક ભરવાડ મળ્યો ને તેની પાસેથી ખબર મેળવીને તે એક ધર્મશાળામા દાખલ થયો આ ધર્મશાળાનો રખેવાળ તે ગામની પટલાઈ પણ ચલાવતો હતો. સઘળી વાતથી માહીતગાર થઈ લીઝીયાન્સ્કીએ સર્વથી પહેલા તો પોલૅંડના વડા વઝીર ઉપર મોકલવામાટેનો એક ખલીતો તૈયાર કર્યો અને તે સહીસલામત લઈ જાય એવો એક માણસ તે પટેલ પાસે માગ્યો પટેલ જાતે તો મુસલમાન હતો, છતાં પણ તેણે તે કામમાટે બીજા કોઇને નહિ પણ પોતાના દીકરાને જ તૈયાર કર્યો. લીઝીયાન્સ્કીએ તેને સહીસલામત જવામાટે પાસપોરટો યાને પરવાનો આપી પેલો ખલીતો તથા મુસાફરીનો સામાન અને વાટખરચ આપી, તરત વિદાય કર્યો. આ થઈ રહેતા જ બીજુ કામ તેણે પોતાના પેટને સતોષ આપવાનુ કર્યુ તરત જ તેણે ધર્મશાળાના રખેવાળને ખાણુ લાવવાનો હુકમ કર્યો ખાણુ ખાઈ તે પોતાનો થાક ઉતારવાને એક કોચ ઉપર પડ્યો ને ઉંઘી ગયો પાછલી રાત થતા જ લીઝીયાન્સ્કી પોતાની ખુશ નિદ્રામાથી જાગી ઉઠ્યો અને તરત જ પોતાના કામે વળગી જવાનો ઠરાવ કરી હથિયારબધ થઈ ઘોડાને પણ તૈયાર કર્યો ધર્મશાળાના માલેકને તેની સેવાના બદલામા ઘટતુ દામ અને ઇનામ આપી, હજી સૂર્ય ઉગે તે પહેલા તેણે ચાલવા માડ્યુ જગલો અને ઝાડીઓમાથી આ બહાદુર બીરની ધમધોકાર પસાર થતો હતો, તેવામા તેને એક નવુ વિઘ્ન નડ્યુ. જે બાજૂએથી તે પોતાનો રસ્તો સીધો કાપ્યો જતો હતો, તે જ બાજૂએથી હથિયાર સાથે ઘોડેસ્વાર થયલો એક તુરકડો તેની સામો આવ્યો લીઝીયાન્સ્કી તેને જોઈ વિચારમા પડ્યો કે, આ નવુ ગ્રહણ કેમ છૂટશે ? અતે ચુપકીદી તોડી

અનેએ પરસ્પર સલામ વાલેકુમ કરી. લીજ્યાન્સ્કી અખાડા કરી ચાલવા જતો હતો, તેટલામા તે તુરકીએ તેના ઘોડાની લગામ પકડી તેને અટકાવ્યો, અને મુસલમાન તથા ખ્રીસ્તી રાજ્યો વચ્ચે લડાઈ ચાલતી હોવા છતા તેવા ભયંકર સમયમા તદ્દન એકલો અને આવી હિમતથી મુસલમાન મુલ્કોમાંથી લીજ્યાન્સ્કી કયા હેતુથી અને કેવી રીતે મુસાફરી કરતો હતો, તે મુસલમાને જાણવા માગ્યુ લીજ્યાન્સ્કી કાંઈ ઓછો ન હોતો. તેણે તોરમાં જ જવાબ આપ્યો કે, 'હુ એક મોટા સત્તાવાળાની તરફથી ઘણો જ અગત્યનો સદેશો લઈ જાઉં છુ.' આ ખુલાસો માનવાની તે તુરકીએ ના પાડી, એટલે બને વચ્ચે લગાર હોંસાતોંસી ચાલી. લીજ્યાન્સ્કીએ આ પીડાને પતાવવાને સમયસૂચકતા વાપરી પોતાના ઘોડાને એડ મારી એવો દપટાવ્યો કે, પેલો તુરકડો તો ત્યાં અજાયબ થઇને ઉભો પણ તે વધારેવાર તેમ ઉભો નહિ લીજ્યાન્સ્કી કેટલેક દૂર જઈ હવે સલામતી ભરેલી હાલતમાં આવ્યો છે એમ માની પાછુ ફરી જુએ છે તો જોતજોતામા છ સાત સિપાહી ઘોડેસ્વાર થઈ તેની સામા આવીને ઉભા લીજ્યાન્સ્કી લગાર ચોંકયો, અને ઉભો. ચઢેલી હાફ સહજ નરમ પડતા જ ને સિપાહીઓમાના સરદાર સરખા દેખાતા શખ્સે લીજ્યાન્સ્કીને દમમા જ જણાવ્યુ કે, "અમે તને અમારા આકાના હુકમથી પરમાવીએ છીએ કે, કશી પણ ટકટક વગર જ તારે અમારી જોડે તેની હુજૂરમા હાજર થવુ, જો હુકમ પ્રમાણે તું આવશે તો જાણ એ ખ્રીસ્તી બચ્ચા, તારા એક બાળને પણ ઇજા પહોંચનાર નથી, પણ તુ જો ચુચા કે ફે પા કરશે તો એમ જાણ કે તારો જાન મારે જોખમમા જ છે." લીજ્યાન્સ્કીએ જોયુ કે તેનુ એકલાનુ આ હથિયારબંધ થયેલા આઠ માણસો સામે કાઈ પણ જોર ચાલે તેમ નથી એટલે તેણે તરત જ પેલા સરદારનો હુકમ માથે ચઢાવ્યો. તરત જ આઠ જણા ઘોડેથી ઉતર્યા અને લીજ્યાન્સ્કી પણ ઉતર્યો સઘળાઓ ઘોડાની લગામ ધરી ચાલવા લાગ્યા. તેને દશેક મિનિટ ચલાવીને એક તંબૂમા લઈ જવામા આવ્યો, જયા એક ઉંચી ગાદી ઉપર એક મુસલમાન બેઠો હતો. લીજ્યાન્સ્કીને તમ્બૂમા દાખલ કરી તે મુસલમાને તેને હાથની ઇશારતથી પોતાની પાસે બેસાડી તેને આ પ્રમાણે મુસાફરી કરવાનું કારણ પૂછ્યુ લીજ્યાન્સ્કીએ તેને ટુકમાં એટલો જ જવાબ આપ્યો કે, 'હુ કારા મુસ્તફાના અગત્યના સદેશા લઈ જાઉં છુ' આ ખુલાસો સાંભળતા જ તે મુસલમાન સરદારે તે દસતાવેજો તેની પાસેથી જોવા માગ્યા, અને જો ન આપે તો જયા તે ઉભો હતો ત્યાં તેના માથા ઊપર ઉઘાડી તલવાર સાથે તૈયાર રાખેલા એક જલ્લાદ ઉપર તેની નજર ખેંચી તેને મોતની ધમકી આપી. લીજ્યાન્સ્કી આ

ધમકીથી બિલકુલ ડર્યો નહિ, અને મક્કમપણે તે સરદારની માગણી હિંમતથી નાકબૂલ રાખી મ્યાનમાંથી તે પણ તલવાર કાઢી ઉભો. બને વચ્ચે સવાલ જવાબો ચાલ્યા. લીઝ્યાન્સ્કીને ગમે તેટલો દમ ભરાવ્યો, પણ તે તો જરાપણ ડર્યો નહિ, અને સાફ જણાવ્યુ કે જો તેમને તેની પાસેનુ સોનુ જોઈતું હોય તો તે આપવાને તૈયાર છે. જો તેના જાનની તલપ થતી હોય તો તેની કીમત વાળી આપવા તૈયાર છે, પણ દસ્તાવેજ તો કદી પણ બતાવનાર નથી, આટલું છતાં પણ લીઝ્યાન્સ્કીને ધારતી તો હતી જ કે હું એકલો છુ અને એ ઘણા જણા છે એટલે જો મેળવવા માગશે તો કોઈ પણ રીતે દસ્તાવેજ મારી પાસેથી લઈ શકશે એટલે વધારે વિચાર કરી તેણે એટલુ ડાહપણ વાપર્યું કે આપ મેળે તે દસ્તાવેજો તેણે તે સરદારના હાથમા આપ્યા તે જોતાં જ જ્યારે તે સરદારની ખાતરી થઈ કે, તે દસ્તાવેજો ખરેખર કારા મુસ્તફા તરફના હતા, ત્યારે તેની ખુશાલીનો પાર રહ્યો નહિ તેના મોઢા ઉપર તે ખુશાલી ખુલ્લી પ્રકટી આવી અને બોલ્યો કે "આહા, કારા મુસ્તફા માગો કટ્ટો વેરી, હવે બરાબર મારા સપાટામા સપડાયો છે"

લીઝ્યાન્સ્કીએ વિચાર્યું કે આ તુરકી સરદાર આ દસ્તાવેજોનો કોઈ ગેરલાભ લેવાની તૈયારીમા છે, એટલે તેમ નહિ કરવાના તેણે તેને ઘણા પણ કાલાવાલા કર્યા, પણ તે સઘળુ ફોકટ તેણે તો તેનો કશો જવાબ આપવા વગર જ પોતાના માણસોને હુકમ કીધો કે, 'આ પારકા શખ્સને આપણા મકાનમાં લાવવો' એમ કહી તે પોતે ચાલતો થયો તેની પાછળ સઘળાઓ લીઝ્યાન્સ્કીને પણ લઈ ચાલ્યા, અને મૂગે મોઢે ચાલ્યા વગર તેનો છૂટકો પણ નહોતો ગલીગૂચીઓમાંથી પસાર કરી લઈ જઈ લીઝ્યાન્સ્કીને એક કોટડીમા ગોધ્યો ગરીબ બાપડો લીઝ્યાન્સ્કી!

હવે આપણે બીજી તરફ ફરીએ. કારા મુસ્તફા, લીઝ્યાન્સ્કીના ગયા પછી કેટલાક દિવસ સૂધી તો શો સદેશો આવે છે, તેની ઇંતેજારીમાં ને ઇંતેજારીમા કશુ પણ કાજકાજ કરવા વગર પોતાના તબૂમા પડ્યો રહેતો હતો પણ એક દિવસે રાત્રે તેને લાગ્યુ કે, જરા આપણી છાવણીમાં લટાર મારવી એવો નિશ્ચય કરી તેણે પોતાના કેટલાક હુજૂરીઆઓને રાત્રે હાજર રહેવાની ફરમાશ કરી રાત લગાર ગયા પછી તેણે ઘણા જ ધીમાં પગલાથી છૂપાછૂપ છાવણીમાં ફરવા માંડયુ દરેક તંબૂ આગળ આવતા તે ત્યા અદરના માણસ જાણવા નહિ પામે તેવી રીતે તેમાં થતી વાતચિત

છૂપાઇને ઉભો રહી સાંભળતો અને જો પોતાને તેમાં કશું લાગતુ વળગતું ન જણાય તો તરત ચાલ્યો જતો. એ પ્રમાણે ફરતો ફરતો કારા મુસ્તફા જનાનાના એક તબૂ આગળ આવી પહોંચ્યો. તબૂની પીઠ પાછળ ગુપચુપ ઉભા રહી તેણે તેમાં ચાલતી વાતચિત સાંભળવા માંડી, તો તેમાં મુખ્ય વાતચિત અમીના, ખતીજા, અને આયેશા એવાં નામની સ્ત્રીઓ વચ્ચે થતી હતી તેમા દરેક જૂદી જૂદી સ્ત્રીઓએ પોતાના ધણીઓને છેતરી પારકા મર્દો સાથે કેવો સબધ રાખ્યો હતો, અને કેવી કેવી મજાહ ભોગવી હતી તેના ગપાટા ચાલતા હતા એક કહે ફલાણી બાઇને ફલાણા બેગાના મર્દ સાથે પુષ્કળ આડો વ્યવહાર હતો, છતા જ્યારે તેણે બીજા ઉપર દિલ દોડાવ્યુ ત્યારે પેલા બાપડાને ખોટા તોહમતો મૂકી સજા કરાવી આવી આવી વાતોના ગપાટા ચાલ્યા જાય છે તે દરમ્યાન ભરમમા જ ખતીજાએ બાલ્કીસની વાત છેડી. તે બોલી કે, હાલ જ આપણી છાવણીમા એક તુરકી છોડીને લાવવામા આવેલી છે, જે પોલીશ એલચીના ઘરમા રહે છે, અને જ્યાં એક ફક્કડ ખ્રીસ્તીને જાવ આવ કરતા તથા વાતચિત કરતાં તેણે ઘણીકવાર જોયો છે આ વાતચિત પછી તેઓ લગારેક ચુપ રહી, એટલે મુસ્તફાએ કટાળીને ત્યાથી ચાલવા માડયુ બાકી રહેલા દરેક દરેક તબૂ આગળ નજર નાંખી કાન ધરતો ધરતો તે પોતાના સઘળા હુજૂરીઆઓ સાથે ફરી રહીને પોતાના તબૂમા પાછો આવ્યો તબૂમા આવતા જ તેણે પોતાના સઘળા હુજૂરીઆઓને રજા આપી અને પોતે એક મોટા કોચ ઉપર પડ્યો, અને પોલીશ એલચીના તબૂમા રહેલી એક તુરકી છોકરીનો જે ઈશારો તેણે સાંભળ્યો, તે શો હશે તે ઉપર તે ખૂબ વિચાર કરવા લાગ્યો. ત્રણે સ્ત્રીઓએ સ્ત્રીચરિત્રની જે જે વાતો તબૂમાં કરેલી, તે જાણીને તેના મનમા બહુ ઉચ્ચાટ થવા લાગ્યો ઘણાક મહાપાપી કર્મો સ્ત્રીઓ ભારી હિંમતથી કરી શકે છે એમ જાણી તેનાથી થોભી શકાયુ નહિ જે તુરકી છોકરીની વાત સાંભળી, તે છોકરી બાલ્કીસ જ હોવી જોઈએ એમ તો તેના સ્વપ્નમાં પણ નહોતું, છતા તેણે ગમે તે ઉપાયો વાપરીને તે છોકરીને નજરોનજર જોવાનુ ચોગઠું મનમા ગોઠવવા માડ્યુ ગરીબ બાપડો કારા મુસ્તફા; હજી તો એક ખુબસૂરત નાજનીનની સાંભળેલી ખુબસૂરતી નજરો નજર જોવાની ગોઠવણ કરે છે, તેટલામા સડસડાટ કરતો એક સવાર તબૂ આગળ આવ્યો. ચોપદારોએ કારા મુસ્તફાની રજા સાથે તેને અદર દાખલ કર્યો. તેણે કારા મુસ્તફાની આગળ ભારે નમ્રતા સાથે એક દસ્તાવેજ રજૂ કર્યો, જે દસ્તાવેજ તે લીઉપાન્સ્કી તરફથી લઈ આવ્યો હતો. આ

દસ્તાવેજમા લીઉયાન્સ્કીએ કારા મુસ્તફાને ભલામણ કરી હતી કે, તેણે તેને આજાદજીના ગામ આગળ સામે આવી મળવું. આ દસ્તાવેજ ખરેખર તે કાસિદ લીઉયાન્સ્કી તરફથી જ લાવેલો છે કે નહિ, તે જાણવા-માટે મુસ્તફાએ તેની પાસેથી લીઉયાન્સ્કીનુ વર્ણન માગ્યુ. તે તેણે આપ્યુ અને તે બરાબર મળતુ આવ્યાથી કારા મુસ્તફાના મનમાંનો શક દૂર થયો. તરત તે સદેશો લાવનારને ઈનામ આપી રુખસદ કર્યો અને બીજી તરફથી દમાસ્કસનો હકિમ કરીમઅલી જે પોતાના લશ્કર સાથે કારા મુસ્તફાના ઘરખટલાના પહેરેગીર સ્વારોના તબૂની જોડમા જ પડાવ નાખી પડેલો હતો, તેને એકદમ બોલાવી મગાવ્યો. કરીમઅલી હાજર થયો. તે વજીર મુસ્તફાને કોર્નિશ કરી ફરમાન પૂછવા લાગ્યો.

મુસ્તફા બોલ્યો, 'સાંભળ કરીમઅલી, આજે હુ તારી નિમકહલાલીને કસોટી ઉપર મૂકવા ઇચ્છુ છુ, અને તેમા જો તુ ફતેહમદ ઉતર્યો તો એમ જાણ કે મારા હાથે નિહાલ થશે'. કરીમઅલીએ માથુ નીચું નમાવી મુસ્તફાનો હુકમ માથે ચઢાવ્યો એટલે મુસ્તફા બોલ્યો કે, કરીમઅલી, 'મારો એવો રિવાજ છે કે, દરરોજ આમદાદ થવા પહેલા દુશ્મનોની આગળ વધી આવેલી ટુકડીની હીલચાલ તપાસવા નીકળવુ આજ રાત્રે મારો વિચાર તે મુસાફરીએ જવાનો છે, અને હુ ઘણામાં ઘણુ આસાદજી સુધી જઈશ, પણ જે રસ્તે હુ જવા ઇચ્છુ છુ તે રસ્તો તારે આગળથી જાણી લેવો એવી મારી ઇચ્છા છે. માટે હુ ધારુ છુ કે તારે પરોઢીયુ થવા પહેલા તે તરફ લટાર મારવી, એટલે લગાર અધારુ હોવાથી જાણે હુ જ મારા સરેરતાની મુસાફરીએ નીકળ્યો છુ, એમ ચોકીબાનો જાણશે. બીજુ એક ચીજ ધ્યાનમા રાખવી કે તારે સાથે કોઈપણ માણસને રાખવો નહિ' આ હુકમ સાભળતા જ કરીમઅલી પાશા વડા વજીરના પગ ઉપર પડ્યો અને સોંપેલુ કામ તત્કાળ ખાતરી સાથે બજાવવાની કબૂલાત આપી ત્યાથી વિદાય થયો તેના ગયા પછી મુસ્તફાએ પોતાની કૂચને માટે તૈયારી કરાવી. ત્રણ તેજી ઘોડા તૈયાર કરવાનો હુકમ આપ્યો, અને ત્રણ કાસિદોને જવા દેવા એવી મોહોર સાથની એક પાસપોર્ટ લખી, તે પોતાના એક વિશ્વાસપાત્ર માણસને આપી. પોતે એક ઘોડા ઉપર બેઠો અને વજીરના પોશાકને બદલે કાસિદનો જ પોશાક પહેરી લીધો પોતાની સાથેના બે જણને પણ તેવા જ પોશાકમાં સાથે લીધા, અને એવી ગોઠવણ કરી કે, ચોકીઓ ઉપરથી પસાર થતા તેને ચાકીબાનો ઓળખવા પામે નહિ, એટલામાટે પેલી પાસપોર્ટ પણ બીજો પોતાની સાથનો માણસ દેખાડ તથા સઘળા સવાલ જવાબ પણ તે જ કરે આવી ગોઠવણ કરી, તે બનેને સાથે લઇ નીકળ્યો.

સૂર્ય ઉગવાને ખાસો એક કલાક થયો, તેટલામાં તો મુસ્તફા પોતાના બને સવારો સાથે આસાદજીનાં મેદાનમાં આવી પહોંચ્યો. ઘડીભર તે લીજીયાન્સ્કીની વાટ જોતો ઉભો છે તેટલામાં હથીયારબંધ વીસ સવારો તેની ઉપર ધસારો કરતા આવ્યા, જેમને જોતાજ "દગો" "દગો" એવા શબ્દો કારા મુસ્તફાના મોઢામાંથી નીકળ્યા અને તરત તેણે તથા તેની સાથેના બંને સવારોએ તલવારો કાઢી પણ તે તેમની તૈયારી કામ લાગી નહિ. વીસ જણુ આગળ તેમનુ કશુ ચાલ્યું નહિ મુસ્તફાને તરત તેમણે ઘોડા ઉપરથી નીચે પાડ્યો અને મુસ્કેટાટ કીધો. તેની સાથેના બને સવારોના પણ હાથ પગ બાધ્યા અને બનેને પાસે આવેલી એક સૂકી પણ ભયકર ખાઈમા ગબડાવી દીધા. તેમના ઘોડાઓને ઝાડો સાથે બાધ્યા આ કામ ઘડીના છઠ્ઠા ભાગમાં બજાવીને પેલા વીસે જણા જે બાજૂએથી આવ્યા હતા, તે તરફ કારા મુસ્તફાને બદીવાન કરેલો લઈને પાછા વળ્યા લગાર શાંતિ પકડી મુસ્તફાએ પોતાની જોડમા ચાલનારા સવારને ગમે તેટલા સવાલો કીધા, પણ તેનો કશો પણ જવાબ તે બાપડાને મળ્યો નહિ તે તો પૂરેપૂરો માનવા લાગ્યો કે, કમબખ્ત લીઝીયાન્સ્કી ખ્રીસ્તીએ આ છળકપટ રચ્યુ હોવુ જોઈએ. મારતે ઘોડે છેક બપોર થયા ત્યા સુધી સઘળાઓએ કૂચ ચાલૂ રાખી, પણ ઘણો થાક ચઢતાં તેઓ એક ઝાડની છાયા હેઠળ વીસામો લેવા બેઠા. ત્યાં જ તેમણે કાંઈ રાંધ્યુ અને તે જેમ પોતે ખાધુ તેમ મુસ્તફાને પણ પેટ ભરીને જમાડ્યો. વીસે સવારોને પોતાની તરફ ભારે માન મરતબાથી વર્તતા જોઈને મુસ્તફાને કાંઈક આશ્ચર્ય સરખુ લાગ્યુ, અને વળી વિચારવા લાગ્યો કે, લીઝીયાન્સ્કીએ આ માત્ર હેન્રીને છોડાવવાનું ચોગઠુ ગોઠવ્યુ હશે ખાણું ખવાઈ રહ્યુ કે તરત જ તેમણે પાછુ ચાલવા માડ્યુ. રાત્રે પણ બપોરની પેઠે જ એક ઠેકાણે વીસામો લઈ ખાણું ખાધા પછી વારા ફરતી અડધા અડધા જણા સૂતા અને અડધા જાગ્યા. પગેઢીયું થતાં જ તેમણે પોતાની કૂચ પાછી ચાલૂ કરી ગીચ જગલોમાંથી પસાર થતાં થતાં તેઓ અતે એક જગલમા આવી પહોંચ્યા જે બુકારેસ્ટનુ હતું, અને તે પસાર કરી આગળ જતા જ લશ્કરી-ધબ તબૂઓ નજરે પડ્યા. કારા મુસ્તફાએ આણી તરફ પેલી તરફ નજર કરી કે લીઝીયાન્સ્કી ક્યાય દેખાય છે, પણ તે હોય જ ક્યાંથી કે નજરે પડે? અતે તે સવારો તેને એક ખંડીયેરમાં લાવ્યા અને ત્યાં તેને પૂરીને જણાવ્યુ કે, બીજો હુકમ મળતાં સૂધી તેને ત્યાં રહેવું પડશે. મુસ્તફાને ત્યાં જ છોડી હવે લગાર બીજી તરફ વલણુ લઈએ. મુસ્તફાએ કરીમઅલી

પાશાને જે મથકની ભેટ લેવાનો હુકમ કરેલો હતો, તે જગા મુસ્તફાના મડપથી બે માઇલને છેટે હતી. ત્યા ચુનંદા તુરકી લશ્કરીઓનો મોટો પહેરો હતો. આ પહેરેગીરિમાંના જે કેટલાક અડધા જાગતા હતા, તેમનામાં તરેહવાર ગપ્પાં સપ્પાં ચાલતા હતા કોઈ તુરકી લશ્કરના સિપેહસાલારોની બહાદુરીની તારીફ કરતો તો કોઈ ખ્રીસ્તી સરદારોની હથીયારબધીની તારીફ કરતો હતો. બીજી તરફ કોઇક તુરકી સરકારના ઇન્સાફનાં વખાણ ગાતો તો બીજી તરફ કોઈ ખ્રીસ્તી ન્યાયની જાબજા તારીફ કરતો હતો. આ ગુફતગૂના દરમ્યાનમા એક તુરકી પહેરેગીરે પોતાના બીજા ભાઇબધ આગળ એક બહુ રસભરી વાત ચલાવી.

તે બોલ્યો કે, 'એક દિવસે મારા ખીસા ખાલી હોવાથી હુ આજૂબાજૂ કોઈ બિલ્લુના શોધમા ફરતો હતો, તેટલામાં એક મિત્ર હાથ લાગ્યો તે બાપડો પણ લૂખો હતો મનેએ પરસ્પર એક બીજાનો હેતુ જાણી લઈ એક મહોલ્લામા ચાલવા માડ્યુ, તેટલામા બીજો એક મુસલમાન માર્ગે જતો મળ્યો. મારા મિત્રે તેને અટકાવી તેની પાસે પૈસા માગ્યા પણ બિસ્મિલ્લાહ, તે બાપડો અમારા કરતાં વધારે મુફલિસ જણાયો. મારા મિત્રની તો તેની ગરીબા વિશે કશી ખાતરી થઈ નહિ એટલે તેણે તો મ્યાનમાથી તલવાર કાઢી તે બાપડાનું માથુ જ ધડથી જૂદું કરી નાંખ્યુ. હુ તો આ મામલો જોઈ ગભરાયો, પણ મારા મિત્રે તો મને લગાર સમયસૂચકતા વાપરવાની હિમત આપી તેના કહેવા પ્રમાણે હુ એક કોથળો લાવ્યો અને પેલી લાશને તેમા બાધી બોજો માથે ઉપાડી એક ધનવાન વ્યાપારીના ઘરમા ઘુસ્યા અને તે વ્યાપારી ન જાણે તેમ કોથળો એક ખુણામા નાખી અમો તે વ્યાપારીની સામા રજૂ થયા અને પૈસા માગવા લાગ્યા તેણે તે આપવાને ના પાડી કે બીજી તરફથી અમે પેલી લાશ બતાવી તેના ખૂની તરીકે તેને જ ઠોકી બેસાડી ગભરાવવા માંડ્યો વ્યાપારી પણ આબરૂદાર એટલે બીનો કે આ નકામી પીડા ક્યાથી આવી, એટલે પીઆસ્ટરની એક મોટી કોથળી અમારા હાથમા આપી માફ માગી, એટલે અમો મૂગે મોઢે પેલી લાશનો કોથળો ઉચકીને તે જ પ્રમાણે એક બીજા ઘરમા ઘુસ્યા અને ત્યાં પણ યા અલ્લાહ અમો તો ફતેહ પામ્યા ત્રીજે ઠેકાણે દાખલ થયા તો તે બાપડો લગાર તીનપાંચ કરવા ગયો તો બીજે જ દિવસે તે ખૂની ઠરી ફાંસીને લાકડે લટક્યો અને તેની માલમિલકત સરકારી ખજાનામા લઈ જવામાં આવી આ પ્રમાણે ચોકી કરતા પહેરેગીરો એક પછી એક પોતાના તડાકાઓ ચલાવ્યા જતા હતા, તેટલામા પગે ચાલતો એક માણસ તેમની બેઠક

આગળ આવી પહોંચ્યો તે વડા વજીર તરફથી આવેલો લાગતો હોવાથી તેમણે તેને પોતાની હુજૂરમાં દાખલ કર્યો ટાઢ પુષ્કળ પડતી હોવાથી સગડી સળગાવી સઘળા તાપણું કરતા બેઠા હતા, તેમની જોડમાં તે બેઠો. પૂછપરછ કરતાં તેણે વાત લબાવી કે, 'હું આગલી રાત્રે વડા વજીરને માટે એક દસ્તાવેજ લઈ ગયો, અને તેના બદલામાં સારું ઇનામ લાવ્યો છું.' ખલીલે અહીં લગાર થોભી સમજ પાડી કે લીઓપાન્સ્કીને લૂટીને જે દસ્તાવેજ લઈ લેવામાં આવ્યા હતા, તે દસ્તાવેજ ઉપરથી તાગડો ધડીને આ કાસિદ પાસે વડા વજીરને લાવી તેને કેદ પકડાવવામાં આવ્યો હતો. વાત આગળ ચલાવતા તે બોલ્યો કે, પહેરેગીરોમાં ઉપલી વાતચિત ચાલે છે તેટલામાં કોઈ ઘોડેસ્વાર આવતો હોય તેવાં પગલાં તેમના સાંભળવામાં આવ્યાં તેઓ સમજ્યા કે સરેસ્તા પ્રમાણે વડો વજીર પોતાની તપાસની ફેરીએ આવતો હશે, એટલે તેઓ સર્વ કોઈ પોતાની જગાએ સાવધ થઈ બેઠા આગળ આવતા તો માલમ પડ્યુ કે તે તો કરીમઅલી છે. તે ત્યાં આવ્યો, અને તેમને ખબર અતર પૂછી તેણે ચુપચુપ ચાલવા માડ્યુ પેલા ઇનામ લઈ આવેલા કાસિદે બીજા ભાઇબધોની સમજૂતી ઉપરથી દારૂ મગાવ્યો હતો, અને જે કરીમઅલી આવી લાગ્યાથી તેમણે છૂપાવ્યો હતો, તે હવે બહાર કાઢી તેમણે ઢાસવા માંડ્યો. તેવી રીતે સઘળાઓ ઢાસીને તૈયાર થતા જ તે કાસિદ પણ ચુપચુપ ત્યાંથી પોબારા ગણી ગયો જ્યારે શુદ્ધિમા આવી તેઓ જોવા ગયા તો તે ન મળે, એટલે તેના વિશે તેમણે દરેકે પોતપોતાને જેમ ફાવ્યુ તેમ અટકળ કરવા માંડી કોઈ કહે કે તે કોઈ ચોર હતો, કોઈ કહે કે તે કોઈ લુચ્ચો ઠગ હતો. આ ગડબડ ચાલે છે તેટલામા કોઈ માણુસની મરતી વખતની ચીચીયારીઓ તેમને સભળાયાથી ચુપકીદી ફેલાઈ ગઈ. થોડા જ વખતમા બહુ ઝડપ ચાલે દોડતો એક ઘોડો તેમની તરફ આવવા લાગ્યો. સઘળાઓ ભયભીત થઈ આસપાસ જોવા લાગ્યા તો તે ઘોડા ઉપર માથા વગરની એક લાશ હાથ લાગી તેના શરીર ઉપરના પોશાકથી તેમણે એવુ અનુમાન ચલાવ્યુ કે તે લાશ કારા મુસ્તફાની હોવી જોઈએ. પણ માથુ ક્યાં છે? બહુ શોધ કરવા છતા માથુ તો હાથ લાગ્યુ જ નહિ. આ ખૂન લૂટના હેતુથી થયલુ જણાતું ન હોતુ, કારણુ કે લાશની કેડે સોનાના સિક્કાથી ભરેલી થેલી એમને એમ લટકતી હતી આ લાશને ઠેઠ વડા વજીરના તંબૂમાં લઈ જવામા આવી. તબૂમાં કારા મુસ્તફા તો હતો જ નહિ, એટલે તો સર્વની ખાતરી થઈ કે આ લાશ તેની જ છે. આ ખબરથી તુરકીના સુલતાનનો હુકમ થતાં સુધી લશકરની વડી સરદારી

તરતવેળા એનેટોલીયાના બારગલરબેગે લીધી. કારા મુસ્તફા ઠાર થયો એવી ખબર જ્યારે સુલતાનને જણાવવામાં આવી ત્યારે તે બહુ જ ગોકાતુર થયો.

જેવી આ ખબર વડા વજીરના તંબૂમાંથી હેન્રીને મળી કે તે તરત જ તે ખબર બાલ્કીસને જણાવવા ગયો. આજૂબાજૂની બીજી કેટલીક વાતચિતો પછી તેણે બાલ્કીસને જણાવ્યું કે, 'કારા મુસ્તફાનો હવે અંત આવ્યો છે' તેણે સઘળી વાત વિસ્તારીને બાલ્કીસને જણાવી, જે સાંભળી તેણે આસૂ ઢાળ્યાં. તેને દિલાસો આપવાને હેન્રીએ હિંમત ચલાવીને બાલ્કીસનો હાથ લઈ પોતાની છાતી સાથ દાબ્યો બાલ્કીસ બોલી કે, 'હું તેને ચાહતી હતી એવા કારણથી દિલગીર નથી, પણ હવે પછી બનનારા ગભીર બનાવોની કલ્પનાથી મારી છાતી ફાટી જાય છે' આ તકનો લાભ લઈને હેન્રી બોલ્યો, 'બાલ્કીસ, હું તારી સાથે મહબ્બતની વાત કરું કે નહિ, તે હું જાણી શકતો નથી. પણ એટલું તો ખરું છે કે મારી લાગણીઓ થોભી શકતી નથી હું હમણા પણ તને મારી બગલમા ચાંપી શકું એવી હાલતમા છુ એમ કહેવામાટે મને માફ કરજે હું તારી જ કાળી ભ્રમર સરખી આખોના તેજથી જીવું છું અને એ જીવનદાનને સ્વર્ગના સુખ સમાન માનુ છું, એમ કહેતા હવે મને કશોપણ સંકોચ થતો નથી' આ પ્રેમના વચનો સાભળતા જ બાલ્કીસ લગાર તીખાસથી બોલી, 'હેન્રી હેન્રી, આવા સંજોગોમા આવી આવી વાતોથી તું મારુ જિગર બાળવાની હિંમત કરતો નહિ' છતા પણ તેને એટલુ તો લાગ્યુ કે, આ જવાન ખ્રીસ્તી તેની ખુબસૂરતીથી અંજાયો છે ખરો, એટલે વાત ઉડાવવાના હેતુથી તેણે ફૂલનો એક તોરો હાથમા લઈ તેની ઉપર વાત ચલાવી. જૂદા જૂદા ફૂલોથી તુરકી સ્ત્રીઓ કેવા છૂપા ઇશારાઓ સમજે છે, તેનો ભેદ હેન્રી હુજૂર તેણે ખુલ્લો કર્યો. આ વાત ચાલતી હતી, તેટલામા બપોરની નમાજનો વખત થયો એટલે બનેને છૂટા પડવાનો વખત આવ્યો. જતા જતા બનેની આખો આસૂથી ભરાઈ અને હેન્રીને અત્યંત દીવાનો સરખો જોઈ બાલ્કીસે તેને ધીરજ આપી કે, 'હુ તારા તરફ બેદરકાર છુ એમ સમજીશ નહિ.' હેન્રી બહુ જ હરખભેર બોલી ઉઠ્યો. 'આહા, બાલ્કીસ, બાલ્કીસ, તારે જ ખાતર ફક્ત તારે જ ખાતર હું મારો દેશ, વેશ, ઘરબાર, મા બાપ ને મિત્રો સર્વને તજવાને તયાર છુ' બાલ્કીસે કશો જવાબ તો ન આપ્યો, પણ હેન્રીના આ છેલ્લા જુસ્સા ભરેલા શબ્દો સાંભળી તેના મુખમંડળમા એક વિલક્ષણ પ્રકારનો રંગ પ્રગટી નીકળ્યો.

હવે આપણે લીઝ્યાન્સ્કી તરફ નજર કરીએ. તે બાપડો પોતાને સોંપવામાં આવેલું કામ બજાવીને પોતાનું છૂટાપણું મેળવવાની તૈયારીમાં નાનાવિધ વિચાર કરતો હતો, તેટલામાં તો આ પ્રમાણે કેદ પકડાયો. જે તુરકી સરદારે તેને પકડ્યો હતો, તેની કારા મુસ્તફા સાથે અદાવત હોવી જોઇએ, એમ તેણે અનુમાન બાંધ્યું, પણ તેમ કરતાં તેને પોતાને આવી રીતે કેદ પકડાવુ પડે, એ તેને બહુ વિસ્મયકારક લાગ્યું. જે ઓરડામાં તેને કેદ કરવામાં આવેલો હતો, તેને જાડા લોખંડના સળિયાથી બંધ કરી દીધો હતો અને ઉપરાત બહાર સત્રીઓનો મજબૂત પહેરો રાખવામાં આવેલો હતો, એટલે ન્હાસી જવાનો વિચાર તો એક ઘડી ભર પણ મનમા થઈ શકવો જ અશકય હતો તે ઉપરાંત ઓરડાની દીવાલો એટલી બધી જાડી અને મજબૂત હતી કે, તેમા ગાબડું પાડી ન્હાસી જવાનો માર્ગ કરવો પણ મુસ્કિલ હતો કોટડીના દરવાજા એટલા મજબૂત હતા કે તેના સરખા પાચ પદર પહેલવાનો સાથે મળે તો પણ તે સહજ પણ હીલી શકે નહિ. કોટડીના એક ખૂણામા એક ચટાઈ અને ફાટેલો તકીઓ માત્ર પડેલો હતો, અને મોઢું ધોવા તથા પીવાના પાણીને માટેનાં વાસણો બીજા એક ખૂણામા મૂકેલા હતા અજવાળું આવવામાટે કેટલીક બારીઓ હતી, પણ તેમને બારીઓનું નામ આપી શકાય નહિ; માત્ર નાના નાના અને તે પણ તીરકમાન સરખા ગબારાં પાડેલા હતા, એટલાં કે તેમાંથી હાથ પણ કદાચ જ આરપાર જઈ શકે, એટલે તેમાથી કશુ દેખાઈ શકાતું કે સભળાતું નહોતુ. પવનના ફુંફાટા ઘણા જ ફુકતા હોય ત્યારે તેનો માત્ર સહજ અવાજ કાને પડતો હતો. આ કોટડીમા પડવાને એક કલાક થયો નહિ, તેટલામાં એક સિપાહી તેને માટે ઉમદા ખાણું લઈ કોટડીમાં દાખલ થયો. તેના એક હાથમા શરાબનો એક મોટો શીશો પણ હતો. એ સિવાય બીજી કોઇપણ જાતની સગવડ જોઇતી હોય તો તે કરી આપવાને તે સિપાહીએ તૈયારી દેખાડવાથી, લીઝ્યાન્સ્કીએ ત્યાં તાપણું કરવાનો હુકમ કીધો કે જે તરત જ અમલમાં મૂકાયો. પોતાની આવી જાતની માવજત થતી જોઇને લીઝ્યાન્સ્કીને કાંઇક હિમત આવી અને પોતાને શા કારણે કેદ પકડવામાં આવ્યો છે તેનું કારણ જાણવા માગ્યું, પણ તે સિપાહીએ કશો પણ ખુલાસો કરવાની ના પાડી. પણ એટલું તો જણાવ્યું કે, તેની તરફ બની શકતી સઘળી માયા મેહરબાનીથી વર્તવાનો તેના સરદાર તરફથી હુકમ મળેલો છે. જ્યારે લીઝ્યાન્સ્કીએ જોયુ કે, તેની તરફ ઘણી મમતાથી વર્તવામાં આવે છે ત્યારે કાંઈક ધીરજ રાખી તે કોટડીમા પડ્યો. ત્યાં પડ્યો ખરો પણ તે હેન્રીને માટે તથા

પોતાના કુટુંબને માટે ભારે ચિંતાતુર થવા લાગ્યો. જે કાસિદને તેણે પોલાંડ ખાતે મોકલ્યો હતો, તે પોતાનું કામ વિશ્વાસથી બજાવશે એવી તેને ખાતરી હતી; પણ જો કારા મુસ્તફાનો અંત આવે તો હેન્રી કેમ છૂટી શકશે તેનો તેને બહુ ભય લાગવા માંડ્યો. આવા ખ્યાલોમાં ને ખ્યાલોમાં કેટલાક દિવસ પસાર થઈ ગયા અને તેમ થતાં લીઝ્યાન્સ્કીના મોઢા ઉપરની સુરખી ઉડી જવા લાગી. એક દિવસે ભારે શોક અને ઈંતિજારીમાં લીઝ્યાન્સ્કી પોતાની કોટડીમાં માથાને હાથપર અઢેલાવી બેઠો છે તેટલામાં એકદમ તેની કોટડીનું બારણું જોરથી ઉઘડ્યું અને ઘણાક માણસોએ ભેગા બળથી એક માણસને કોટડીમાં હડસેલી મારી બારણું બંધ કીધું લીઝ્યાન્સ્કી ગભરાયો, તો પણ ધીરજ ધરી આ નવો સોબતી કોણ છે તે જોવાને તે આગળ ગયો તો આહા તેણે કારા મુસ્તફાને ત્યાં પોતાની આગળ પડેલો જોયો. તેને જોતાં જ તે અજાયબી સાથે એક પોકાર મારી ઉઠ્યો, એટલે મુસ્તફા ચોંક્યો અને તેણે જોયું કે આ સઘળું કારસ્તાન લીઝ્યાન્સ્કીનું છે અને તેનાથી જ તેને આ ભોગવવું પડ્યું છે એટલે તે તો ખૂબ ગુસ્સે ભરાઈને લીઝ્યાન્સ્કી ઉપર ધસ્યો. 'કમબખ્ત ખ્રીસ્તી કુતરા,' કારા મુસ્તફા બોલ્યો, 'તારા જ—તારા જ પાપી કૃત્યોની સજા મને ભોગવવી પડે છે. બિસ્મિલ્લાહ, પેગંબર સાહેબનું ફરમાન છે કે, ખ્રીસ્તી કુતરાને જોતાંને વાર ઠાર કરવો તે મેં તોડ્યું, તેનો પસ્તાવો મને આ વેળાએ કરવો પડે છે મૂઝી ખ્રીસ્તી બચ્ચા, તને કશી શરમ કે લાજ નથી, તેં ઉપકારનો બદલો અપકારથી વાળ્યો છે' લીઝ્યાન્સ્કી, મુસ્તફાના આ શબ્દોથી જરા પણ ડર્યો નહિ હિમત અને ધીરજ રાખી તે સઘળો ખુલાસો કરવાના ઉદ્દેશથી બોલ્યો, 'કારા મુસ્તફા, આ કોટડીમાં મારી સામે આવા તાનાજનીના વચનો ઉચ્ચારવા સર્વથા વ્યર્થ છે કદાચ તું રાજા હોય અને હું ગુલામ પણ હોઉં, તો પણ આ અંધારાગારમાં આપણ બને એક સરખા જ છીએ અહીં તો જે જબરો હોય તે બીજા ઉપર ફાવી શકે. તારી આ ગાળોના વર્ષાદથી મારા ઉપર કશી પણ અસર થવાની નથી. તું એટલું નથી સમજી શકતો કે, જો મેં આ પાપી કર્મ કીધું હોય તો તેમાથી હું પ્રથમ મારો છૂટકારો શા માટે ન મેળવું? તેને બદલે તો તારા કરતાં હું પહેલો આ અંધારાગારનો પરોણો થયો છું. આ જંગલમાં રાજસત્તા ભોગવવા કોઈ તુરકી સરદારે મને મારી મુસાફરી દરમ્યાન કેદ પકડી અહીં પૂર્યો છે અને મારી પાસેના દસ્તાવેજો ચોરી લઇ તેમનો અવશ્ય તેણે આવો દુરુપયોગ કરેલો હોવો જોઇએ. આ તુરકી સરદાર કોણ છે, તે હું જાણતો નથી. તે કોના તરફથી આ સત્તા લઈ નીકળ્યો છે તેની પણ

મને ખબર નથી, પણ મુસ્તફા, મને પોતાને એમ લાગે છે કે, આ જંગલમાં આવા લૂટારાઓના ગુફાની હયાતી વિશે તને પોતાને તો ખબર હોવી જ જોઇએ.' "ખબર હોવી જ જોઇએ" આ શબ્દો લીઝીયાન્સ્કીને મોઢેથી નીકળતા જ મુસ્તફાએ હાથ ઉપર હાથ અફાળ્યા અને સિંહની પેઠે બરાડ મારી બોલ્યો "મૂર્ખ, મૂઢ મતિના ખ્રીસ્તી, જો તુ પકડાઈ જશે એવી મને જરા પણ શંકા હોત તો આવા અગત્યના કામ ઉપર હુ તને શુ ઝખ મારવા મોકલત ! હું જાણુતો નથી કે, કયા કમ્બખતે મને અહીં પકડી આણ્યો છે. આ જંગલમા લૂટારાઓની ટોળી હયાતી ભોગવે છે, તેની મને બિલકુલ ખબર નહોતી, પણ ખાતરીથી માન કે, હું આ કારાગારમાથી છૂટો થતાં જે પહેલુ કામ કરીશ તે એ જ કે આ ટોળીને અહીંથી જડમૂળથી ઉખેડી નાખીશ '

જેવા ગુસ્સાથી આ છેલ્લા શબ્દો મુસ્તફા બોલ્યો, તેવા જ ગુસ્સા અને અગાર ધિક્કારની નજર કરી લીઝીયાન્સ્કી બોલ્યો, 'કે શુ આ અંધારી ગુફામાં તને છોડવવા કોઈ મદદે આવશે એમ તુ ધારે છે? નહિ નહિ, તેમ કવચિત્ જ બની શકશે, માટે આ પડેલી હાલતમાં તુ કેટલો ગર્વિષ્ઠપણે બોલે છે તેનો જરા પણ વિચાર કર. જ્યારે ગરુડ પક્ષીની પાંખો જ કાપી નાખવામા આવી ત્યારે પછી તે સૂર્યની સામા ઉડવાનો ફાંકો કયાથી ધરાવી શકે? માટે જ મુસ્તફા, હવે તારી સત્તા જતી રહી છે, અને તુ એક નાચીજ ગુલામની હાલતે આ અંધારી કોટડીમાં મારો સોબતી થયો છે.' આ કડવા બોલો તો મુસ્તફાને તીરની પેઠે લાગ્યા અને તીખાશમાં તે બોલી ઉઠ્યો કે,' ખ્રીસ્તી કૂતરા, તારી જીભડી એકદમ બંધ કર. સત્રળી જાતના લોકોની કાળી ધોળી બાજૂનો મને અચ્છો અનુભવ મળ્યો છે માણસની પીછાણુ તેના માથા ઉપરની ધોળી ટોપી કે પાઘડી ઉપરથી થતી નથી, પણ હું માણસનું અંત કરણ વાંચી શકુ છું, માટે ઓ મારા પગની ધૂળ કરતાં પણ નાચીજ કૂતરા, તું શું એમ ધારે છે કે જે વેળાએ મેં તને કામે મોકલ્યો, તે વેળાએ આગમજથી જોઇતી સાવચેતી રાખી ન હોતી? છતાં જ્યારે આ બનાવ બનવા પામ્યો છે ત્યારે ખ્રીસ્તી કૂતરા, એ બાબતની તને પોતાને કાંઈ પણ ખબર હોવી જ જોઇએ,' એમ બોલી તે લીઝીયાન્સ્કીના અંગ ઉપર ધસી ગયો. તેને ગળચીમાંથી પકડી પછાડવા ગયો; દાંત કચકચાવ્યા અને ડોળા કકડાવ્યા. પણ લીઝીયાન્સ્કી કાંઈ હીચકારો અથવા કમજોર નહોતો. તે મુસલમાન સરદારના આવા જુસ્સાની લેશ પણ પરવા કરવા વગર તેણે એકદમ હિંમતથી મુસ્તફાને એક આંચકો મારી પોતાની આગળથી દૂર હટાવ્યો. તે તે જ સમયે નીચે પડ્યો અને ગુસ્સામાં ને ગુસ્સામાં ઘડી ભર ચટાઇ ઉપર પડી દીવાનાની પેઠે લથડીયા

ખાવા લાગ્યો. બન્ને હવે ચુપ થયા અને તેવી જ શાંતિમાં આખો દિવસ પસાર થઈ ગયો. સાંઝને વખતે એક સિપાહી બન્ને કેદીઓને માટે ખાવાનુ લઇ આવ્યો, અને જેમ લીઓયાન્સ્કીએ કર્યું હતુ તેમ આ વખતે મુસ્તફાએ તેને આડા અવળા સવાલ પૂછવા માંડ્યા. તેને ઘણીક ધમકી, ઘણીક લાંચ આપવાની લાલચ બતાવવા છતાં તે હજારો સવાલોમાથી એકનો પણ કશો સંતોષકારક જવાબ આપવા વગર જ મૂછમાં હસીને પોતાનુ કામ કરી ચાલતો થયો. લીઓયાન્સ્કી તથા મુસ્તફા કોટડીમા એકલા હતા, પણ એકબીજા સાથે બોલતા નહોતા અંતે છેક રાતની વેળા થતાં પેલો સિપાહી મુસ્તફા-માટે બિછાનુ લાવ્યો. આ સમયે એક વિચિત્ર સદેશો તે લેતો આવ્યો હતો. તે સિપાહી મુસ્તફા તરફ ફરી બોલ્યો "અય નવા કેદી, મારા શેઠના હુકમથી હુ તને જણાવવા માગુ છુ કે, તારે હવે મરવાને માટે તૈયાર થઈ રહેવુ. તારા અમલમા તારી સત્તાના બળથી અસખ્ય માણસોના ડોકા જેવી રીતે તેં છટાવી નાખ્યા છે, તેવી જ રીતે આવતી કાલની સવારે તારુ ધડ તારા શરીરથી ધૂટુ કરવામા આવશે, અને તે જ વેળાએ તારી આવી અવસ્થા કરનાર તારો કયો મુદ્દઈ છે, તે પણ તને જણાવવામા આવશે." એ પછી તે પહેરેગીર લીઓયાન્સ્કી તરફ ફરીને તેને જણાવ્યુ, "અય ખ્રીસ્તી, તને પણ હુ મારા શેઠનો હુકમ જાહેર કરુ છુ કે, તેનો તારા તરફ કશો દુશમન-દાવો છે નહિ, ને તને કેદ રાખવાનુ કારણ એટલુ જ કે, તેણે જે યોજના રચી રાખી હતી તે તું છૂટો હોય તો કદાચ ભાગી પાડે, માટે આવતી કાલે બામદાદે તારા સોબતી કેદીને ફાંસી જતો નજરે નજર જોવાની તને તક આપી છોડાવામાં આવશે કે તું તે સમાચાર જઇને લશ્કરને કહે તો તેઓ અલ્લાહ તાલાના હજારો હજાર શુકરાના કરે કે તેઓ એ નાપાક જુલમીની જોહાકી-માથી છૂટવા પામ્યા છે." આ હુકમ સભળાવી તે પહેરેગીર કોટડીના મોટા દરવાજા બધ કરી ચાલ્યો ગયો. થોડા વખત સુધી કોટડીમા તદન ચુપકીદી ફેલાઈ રહી. લીઓયાન્સ્કી આવતી કાલે બનનારા બનાવ ઉપર ગૌર કરતો બેઠો છે, તેવામા પોતાની તરફ કારા મુસ્તફા આવતો હોય તેમ તેને લાગ્યુ. મુસ્તફા ઢહોરતો ઢહોરતો તેની આગળ આવ્યો, અને ઘણી જ નમ્રતાથી અને દીનતાથી લીઓયાન્સ્કીને હાક મારી બોલ્યો, 'ખ્રીસ્તી બચ્ચા, હુ તદ્દન ભૂલ્યો છુ. ભૂલમા મેં તારી સાથે ખોટી હુજ્જત અને તાનાજની કરી છે, પણ મારી ખાતરી થઈ છે કે, મારી આ હાલત કરવામાં તારો કશો હાથ નથી. માટે જે બન્યુ છે, તેને માટે હુ તારી દરગુજર ચાહુ છુ. પણ હવે મારી એક વાત સાંભળી મને કાંઈ ઉપાય બતાવ કે, પરોઢીયુ થતા સુધીમાં આ અધારી

કોટડીમાંથી હું ન્હાસી જવા પામુ. મારી ખાતરી છે કે, ખ્રીસ્તીઓ દુરઅંદેશ હોય છે, અને સાથે નમકહલાલ પણ હોય છે. માટે ધ્યાન રાખ કે, જો આ અણીની વેળાએ તુ મારો મદદગાર થશે અને તારી મદદથી હુ જીવતો રહેવા પામ્યો તો વાલેશીયાની હાકમી તને આપવા ઉપરાંત ભારે ઇનામોથી તને નિહાલ કરી નાખીશ. માટે ઊતાવળો થા; હવે વખત રહ્યો નથી.'

લીજ્યાન્સ્કી આ શબ્દો સાંભળી વિચારમાં પડ્યો કે, શો રસ્તો બતાવવો; અને બહુ જ વિચાર કરી અંતે તે બોલ્યો કે, 'મુસ્તફા, ન્હાસી જવાના સઘળા ઉપાયો મિથ્યા છે. બામદાદ થતાં મોતને આધીન થવા સિવાય બીજો કોઈ પણ રસ્તો નથી આપણા આ બંદીખાનાની ચોપાસે સત્રીઓનો મજબૂત ચોકી પહેરો છે, અને કદાચ આ કોટડીના સળિયાં ભાંગીને કે દીવાલ તોડીને પણ જવા પામીએ, તોપણ તે પહેરેગીરોની બારીક નજર આગળથી પસાર થવાનુ બહુ મુસ્કિલ છે ભગાણુ પાડવાનો એક બહુ જ કપ્રોડો અને મુશ્કેલ ઉપાય મારા ધ્યાનમાં આવે છે. આ ઓરડામાં આવવાને જ્યારે હું દાદરા ઉપર ચઢયો ત્યારે નીચે મને એક ઓરડો નજરે પડ્યો હતો. તે તદન ખાલી છે અને તેમાં એક બારી છે, જે જંગલમાં પડે છે. તે ઓરડાના છાપરાની છત પત્થરથી જડી લેવામાં આવેલી છે અને તે છત તથા આપણા ઓરડાની જમીન વચ્ચેનો તફાવત ઘણો મોટો છે, એટલે તેમની વચ્ચે જરૂર પોલાણ હશે, અને તેમાં મટોડી પૂરી લેવામા આવી હશે, અને તે ઉપરથી કદાચ બની શકે તો નીચેના ઓરડામાં જવાનો ત્યાંથી માર્ગ મળી શકે,' આ યુક્તિ સાંભળતા જ કારા મુસ્તફાની ખુશાલીનો કશો પાર ન રહ્યો. તે તેમ જ લીજ્યાન્સ્કી તરત કાંઈ હથિયાર શોધવા મડ્યા. લીજ્યાન્સ્કીના પગમા લોઢાના કાટાવાળા બૂટ હતા. તે કાંટા તેણે બૂટમાંથી કાઢ્યા અને ફાવતી જગા શોધી તેમણે ખોદવા માડયું. ત્રણ કલાક સુધી બનેએ મહેનત કરી પણ ભોગ બાપડાના કે કશુ વળ્યુ નહિ. તેટલામાં એવુ બન્યું કે, ચદ્રમાનો પ્રકાશ કોટડીમા આવવા લાગ્યો, અને જાણે ફિરિસ્તાઓ તેમના કામમા મદદ કરવા ઇચ્છતા હોય તેમ માની તેમણે વધારે ઉમગ અને બળથી કામ કરવા માંડ્યું. અતે આશા અને નિરાશા વચ્ચે છેક મધ્યરાત્રિ પછી બે કલાકે તેમણે નીચેના ઓરડાની છતમાં એક માણસ સહલથી ઉતરી શકે તેવુ બાકોરુ પાડયું. કારા મુસ્તફાની ખુશાલીનો કશો પાર ન રહ્યો. તેણે હર્ષમાં લીજ્યાન્સ્કી ઉપર આશીર્વાદનો વર્ષાદ વર્ષાવ્યો. હવે બીજો વિચાર આવ્યો તે એ કે એ બાકોરામાંથી નીચે કેવી રીતે ઉતરવુ. કૂદકો મારતાં તો અવાજ થાય અને ન જાણીતાઓ જાણે; માટે

તરત જ પોતાને મળેલી સુતાની ચટાઇઓ ફાડી તેના પલીટા બનાવી એક દોરડું લીઝ્યાન્સ્કીએ બનાવ્યુ. તેનો છેડો ઉપર એક પત્થર સાથે બાધી બીજો લટકતો કીધો, અને તે પછી તે દોરડાને વળગીને લીઝ્યાન્સ્કી પહેલો ભોંયતળીએ ઉતર્યો ઉતરીને જે બારી વિશે તેણે ઇશારો કીધો હતો, તે જોવા ગયો તો મજબૂત સળીયા જડેલા માલમ પડ્યા, એટલુ જ નહિ પણ તે બારીની બગાબગ બહાર પહેરો ભરતા સત્રીના પગલાનો અવાજ પણ કાને પડ્યો એટલે હવે પાછી શી તદબીર લડાવવી, તેવિશે તેને કશી સુઝ પડી નહિ. આ નીચલા ઓરડાનો દરવાજો પણ મજબૂત અને મોટી સાકળે બંધ કરેલા હતો મુસ્તફા પણ તેટલામા નીચે ઉતર્યો અને હવે ન્હાસવાનો કશો ઉપાય નથી, એમ જાણી તેને પણ ભારે ચિંતા થઈ પડી. અતે એવો ઠરાવ કરવામા આવ્યો કે, હિંમત પકડીને પણ હળવેથી અવાજ નહિ થાય તેમ બારીના સળીયા તોડવા અને પાછા તેમાથી બહાર પડવુ, અને સત્રીઓ ગડબડ મચાવે તેનો લાભ લઈ ઉભી પછડીએ ન્હાસવુ લીઝ્યાન્સ્કી બારી આગળ ગયો. તે બારી જમીનથી સાડાત્રણ ફીટની ઉંચાઇએ હતી રાત તદન અંધારી હતી. હિંમત કરી લીઝ્યાન્સ્કી પોતાના કામે વળગ્યો. તેણે સળિયાને જે વેજમા જડેલા હતા તેમાથી ઉખેડવાનો પ્રયત્ન કર્યો સત્રી જ્યારે બારી આગળ આવતો ત્યારે તે અટકી જતો અને દૂર થતો એટલે પાછો પોતાના કાંટાથી કામ ચાલૂ કરતો

અતે લીઝ્યાન્સ્કી ફતેહ પામ્યો એક સળિયુ તેણે મહા મહેનતે વચ્ચેથી ઉખેડી નાખી ખાસુ બાકોરુ પાડ્યુ આ સખત મહેનતથી તે એટલો થાકી ગયો હતો કે, મુસ્તફા આગળ જઇને થોડીક વાર વિસામો લીધો પરોઢીયુ થવાને લગભગ કલાકેકનો વિલંબ હશે, તે વેળાએ તેઓ આ પ્રમાણે ફતેહ પામ્યા ડોકુ બહાર કાઢી જોય છે તો માત્ર એક જ સત્રી હતો અને ચાલતા ચાલતા થાકી ગયાથી તે પણ થોડેક દૂર પત્થરના એક ઢગલા ઉપર લગાર આશાએશ લેવા બેઠેલો હતો તરત જ મુસ્તફાને પોતાની પાછળ હળવેથી ઉતરવા જણાવી લીઝ્યાન્સ્કી બહાર નીકળ્યો મુસ્તફા તેની પાછળ ઉતરવા ગયો, પણ ભારી શરીરને લીધે મોટા અવાજ સાથે નીચે પડ્યો. લીઝ્યાન્સ્કી તરત તેને બગલમાં ઉપાડી દોડતે પગલે ગીચ ઝાડીમા ભરાઈ ગયો. દરમ્યાન પેલા સત્રીએ એટલો તો શોરબકોર કરી મૂક્યો કે, તેનો અવાજ તેમને દૂર સુધી સંભળાયો અફળાતા ઝીકાતા, ઠોકરાતા તેઓ ન્હાસી ચાલ્યા. અંધારામા શરીરમાં કાંટા પણ ભોંકાતા કે કપડા પણ ફાટી જતા, તેની પણ કશી દરકાર વગર તેઓ બસ આંખો મીંચીને

દોડ્યા. તેમની ગડબડથી ઝાડો ઉપરના પંખીડાં ચોંકીને કલ્લોલ કરવા લાગ્યા, જમીન ઉપરનાં જાનવરોએ પોકારો કરવા માંડ્યા, છતાં પણ તેઓ કશી બીક વગર આગળ વધી ગયા. અને તેઓ થાકીને લોથ પોથ થયા, એટલે એક બાજૂએ વિસામો લેવા બેઠા આડા થઈને પને પોતાની મુશ્કેલીઓની વાતો કરતા હતા, લીજ્યાન્સ્કી મુસ્તફાને પોતને છૂટો કરવાના તેણે આપેલા વચનની યાદ દેવાડતો અને મુસ્તફા તે ઉપકાર સ્વીકારતો હતો હવે પરોઢીયુ થયુ હતુ એટલે બનેએ ચાલવા માડયુ તેઓ એમ ધારતા હતા કે, કોઈ સલામતી ભરેલી જગાએ જઈ પહોંચવુ આવો ખ્યાલ કરતા તેઓ ચાલે છે, તેટલામા ઘોડાની ખરીના અવાજો તેમના કાને પડ્યા તેઓ એટલા તો નજદીક આવી પહોંચ્યા હતા કે, હવે તેઓ ગમે તેટલા દોડે તો પણ વ્યર્થ મુસ્તફા તો ગભરાયો અને માર્ગમા જ અલ્લાહની બંદગી કરવા બેઠો અને લીજ્યાન્સ્કી પણ હવે નહાસવાનુ મિથ્યા જાણી જે બને તે ખરી એમ કરી ત્યાં જ બેસી ગયો થોડી જ વારમા તે સવારો ત્યા આવી ચઢ્યા અને બનેને જોતાં જ ખુશ થયા કે અને તેઓ સપડાયા પ્રથમ મુસ્તફાને અને પછી લીજ્યાન્સ્કીને મુસ્કેટાટ કાધો, અને પાછા વળી ચાલવા લાગ્યા આ વેળાએ પણ જેટલી સખ્તાઈ મુસ્તફા ઉપર કરવામાં આવી, તેટલી લીજ્યાન્સ્કી ઉપર ન હોતી. તેમને પાછા પેલા જ સરદારની હુજૂરમા લઈ જવામા આવ્યા કે જેણે લીજ્યાન્સ્કીને પહેલાં લૂટીને કેદ પકડ્યો હતો. મુસ્તફાએ પણ હવે માન્યુ કે તેનો અત પાસે આવ્યો છે, એટલે મોતથી ડરવાને બદલે હિમતથી જે બને તેને શરણ થવાને તૈયાર થયો તબૂના ડાબા હાથના એક ખૂણામા જુએ છે શુ કે એક મોટો બાંબૂ ઉભો કરી તેના ઉપર શરીરથી છૂટુ કરેલુ એક ધડ લટકાવેલું હતું. આ ધડ કરીમઅલીનુ છે, એમ મુસ્તફાએ તરત પીછાણ્યું

આવી ધમાચકડી ચાલી રહી છે, તેટલામાં પાસેના તબૂમાંથી એક સિપાહી નીકળી આવ્યો. લીજ્યાન્સ્કી તથા મુસ્તફા તરફ ફરીને તેણે તેમને શાત કરી સાભળવા જણાવ્યુ. પહેલાં તે કારા મુસ્તફા તરફ ફરીને બોલ્યો,' 'સાંભળ ઓ તુરકી બચ્ચા, મારા શેઠનો હુકમ હું તને કહી સંભળાવુ છુ સામેનો તંબૂ કે જેમા મારો શેઠ પોતે બિરાજમાન થયલો છે ત્યાં હુ તને લઈ જવા માગુ છુ ત્યાં તારી છેલ્લી ઘડીની સજાનો અમલ થવાની સઘળી ગોઠવણ કરવામાં આવી છે. જો જો અય મુસલમાન બચ્ચા, સામા ઝાડ ઉપર એક પહેલવાન સરખો જલ્લાદ હાથમાં નાગી તલવાર સાથે તૈયાર બેઠો છે. જો તેના હાથમાં એક મજબૂત લાંબુ દોરડુ પણ તૈયાર જ છે. હવે તારે તારી છેલ્લી બદગી કરવી હોય તો જે અવકાશ છે, તેટલા

વખતમાં કરી લે અને તૈયાર થા' મુસ્તફા તો આ સાંભળીને હેબતાઈને ઉભો રહ્યો. પછી તે સિપાહી લીઓયાન્સ્કી તરફ ફરીને બોલ્યો, 'અને ઓ ખ્રીસ્તી બચ્ચા, તને મારા શેઠના હુકમથી કહી સભળાવું છું કે, તારા ઉપર તેને કશુ વેર કે કશો કીનો લેવાની ખાહિશ નથી. તેનો બદીવાન છતાં તેમાંથી ન્હાસી જવાની જે બાહોશી અને અક્કલ તેં દેખાડી છે, તેમાટે તો મારો શેઠ ઓર તારા ઉપર પ્રસન્ન છે, અને તારી હિમતને શાબાશી આપે છે આજે આ તારા મુસલમાન સોબતીનુ ધડ એક બોલતા બોલતાં તેના શરીરથી છૂટુ કરવામા આવશે, અને તે દેખાવ તું નજરો નજર જોઈ તાર માર્ગ ચાલ્યો જા તને તારી તે વાટમાં મારા શેઠ તરફથી કશી પણ અડચણ કરવામાં આવનાર નથી' આટલુ બોલી બનેને સામેના તબૂમા જ્યા પેલો જગલનો સરદાર બેઠો હતો ત્યાં લઈ જવામા આવ્યા. લીઓયા-ન્સ્કીને તો એક ખૂણામા ઉભો રાખવામાં આવ્યો અને મુસ્તફાને પેલા જલ્લાદની આગળ ઉભો કરવામા આવ્યો. સઘળી તૈયારી થઈ રહી હતી. એક તરફ કરીમઅલીનુ ધડ બાંબૂ ઉપર લટકેલુ હતુ. તે વખતનો દેખાવ ગમે તેવી કઠણ છાતીને પીગળાવવાને પૂરતો હતો જે જલ્લાદ હાથમા તલવાર સાથે ઉભો હતો, તે જાણે કેટલાક દિવસનો ભૂખ્યો હોય અને શિકાર પોતાની સન્મુખ આવી ઉભાથી ટાપી રહેલો હોય તેમ બા ચઢાવી, ડોળા કકડાવી મુસ્તફાના ધડ ઉપર નજર કરતો ઉભો રહ્યો હતો. તંબૂમાં સઘળી ચુપાચુપ થઈ રહી હતી બોટી માત્ર તે જગલના સરદારના મોઢામાંથી હુકમ નીકળવાની જ હતી. જલ્લાદના હાથમા લાંબા જાડા દોરડાના છેડાએ બાંધીને મુસ્તફાને તૈયાર કરી રાખેલો હતો, એટલામા થોડેક દૂરથી ઘોડાનાં પગલાનો આવાજ સભળાયો. સઘળાનું મન તે તરફ લાગ્યુ. મુસ્તફા તો બદગી કરવા લાગ્યો કે યા અલ્લાહ કોઈ તારનાર આ સમયે આવી પહોંચી, તેને આ હાલતમાંથી ઉગારી જીવતદાન આપે. આ વિચાર કરે છે તેટલામા જ દેખાવે ખ્રીસ્તી સવારોની એક ટુકડી ત્યાં દાખલ થઈ તે ટુકડીનો સરદાર જે તેના પોશાક ઉપરથી ખરેખર ખ્રીસ્તી માલમ પડ્યો, તે સુલતાનનો ખડીઓ હતો એક માણસનુ ધડ બાબૂ ઉપર લટકતુ અને બીજાનું ધડ છૂટુ થવાની તૈયારી, ત્રીજો (લીઓયાન્સ્કી) મુશ્કેટાટ એક ખૂણામા ઉભેલો, તે જોઈ આ ખ્રીસ્તી સરદારને આશ્ચર્ય ઉપજ્યુ અને બોલ્યો, 'આપણામાટે અહી કઈ નવીન બનાવ છે. મુસ્તફાને તો તેમને જોઇને કાંઈક ખુશાલી ઉપજી અને બોલી ઉઠયો, 'ઓ ખ્રીસ્તી સરદાર, મારુ રક્ષણ કર, મને બચાવ, હુ નામદાર સુલતાનનો વડો વજીર કારા મુસ્તફા છું.' 'વડો વજીર' એ શબ્દો સાભળતા જ

તે ખ્રીસ્તી સરદાર તેની પાસે ગયો અને જે દોરડાથી તેને બાંધેલો હતો, તે દોરડું પોતાની તલવારના એક જ ઝટકાએ કાપી નાખ્યું અને તેને જલ્લાદના હાથમાંથી છૂટો કર્યો. છૂટો થતાંને વાર તેણે તો તે સરદારને પોતાના તાબેદાર તરીકે હુકમ કીધો કે, અબઘડી આ જંગલ અને તંબૂની માલેકી લઈ નીકળેલા ઢોંગી સરદારની ખોળ કરવી અને તેને તથા તેના માણસોને આ દુનિયામાંથી પેલી દુનિયામા મોકલી દેવા. આ નવા બનાવથી તંબૂમાં જૂદી જ અસર થઈ ગઈ. લીજીયાન્સ્કીને જે સીપાહીઓએ પકડેલો હતો, તેમણે તેને છોડી દીધો અને સામા તંબૂમા જ્યાં પોતાના બીજા સોબતીઓ હતા ત્યાં ભરાઈ ગયા એક નવુ રમખાણુ ઉઠયુ. તરત વેળા પથરાયલી ચુપકીદીનો લાભ લઈ મુસ્તફાએ તે ખ્રીસ્તી સરદારને પોતાનો સઘળો અહવાલ કહી સભળાવ્યો, તથા તે સરદારે પોને ત્યાં કેવી રીતે આવી પહોંચ્યો તે તેને ટુકમાં જાહેર કીધુ. હવે વખત ગુમાવવાનુ ઠીક ન હોતું. તરત જ તે સરદારે તો એક સફેદ વાવટો ઉભો કરી સર્વ કોઇને પોતાને શરણે થવાની માગણી કરી. તંબૂનો સરદાર પોતે તે ઝુંડેદાર આગળ આવ્યો, અને ઘણી જ નરમાસ પણ દબદબા સાથે તેણે તેને જણાવ્યુ કે 'હું આ સરદાર સાથે લડાઈ માગતો નથી, પણ કારા મુસ્તફાને તાબે થનાર નથી. ખુદા એક છે અને સુલ્તાન પણ એક છે કે જેમનો હુ તાબેદાર છુ' તંબૂના એટલે કહો કે તે જંગલના સરદારનો આ સદેશો મુસ્તફા તથા તે ખ્રીસ્તી સરદારને પહોંચતા જ તેમણે ઘડીભર મસલેહત ચલાવી ખ્રીસ્તી સરદાર સુલેહથી કામ લેવા માગતો હતો, પણ મુસ્તફાના દિલમા તો કીનો જ ઉભરી આવ્યો હતો, એટલે તેણે લડાઈનું પજરણ નાખ્યુ. એક જ પળમાં લડાઈનો હુકમ થતાં એક નાનું સરખું જગ મચ્યું. લીજીયાન્સ્કીને આ લડાઈમાં લેવા દેવા ન હોતા, એટલે તે એક બાજૂ થઇ ગયો, અને કારા મુસ્તફા પણ લડાઈનું શુ પરિણામ આવે છે તેની રાહ જોતો ઉભો. જોત જોતામાં તે જંગલમાં ખ્રીસ્તી તથા મુસલમાન સિપાહીઓનાં ઘડ છૂટાં પડ્યાં, લોહીની તો નીકો ચાલવા લાગી અને જખમી થયલાઓની હાયપીટ કાને પડવા લાગી. જંગલના સરદારે બહુ બહાદુરી બતાવી હતી. તે પોતાના માણસોને હિમતભરેલા શબ્દોથી ઉશ્કેરતો અને ભારે શૂરાતનથી ખ્રીસ્તી સિપાહીઓની કતલ ચલાવ્યો જતો હતો. ઉપરાત આ ભેદી સરદારે પોતાની જંગલમાંની પહાડી તોપોનો મારો ખ્રીસ્તીઓ ઉપર ચલાવ્યો, એટલે તો તેમનામા પૂરેપૂરો જ ગભરાટ ફેલાયો અને તેમણે હવે નહાસભાગ કરવા માંડી કારા મુસ્તફાએ જોયુ કે કીનો લેવાની વાત તો એક કોરે રહી ગઇ

છે, એટલે તેણે પણ સર્વની સાથે પાછાં પગલાં કરવા માંડ્યાં. એટલામાં જો ખ્રીસ્તી લશ્કરના સરદારે પોતાના સિપાહીઓને લડાઇ બંધ કરવાનો હુકમ ન આપ્યો હોત તો, તુરકી લશ્કર તે ખ્રીસ્તીઓમાંના એકને પણ જીવતો જવા દેત નહિ. ખ્રીસ્તી લશ્કરની આ એક આગળ વધી આવેલી ટોળી હતી. તે લશ્કરનું મુખ્ય મથક કેટલેક દૂર હતુ ત્યાં બાકી રહેલા-ઓમાંના સઘળા જઈ મળ્યા અને તેમનાથી ખબર પૂગતાં જ આખા લશ્કરમાં ગભરાટ ફેલાઈ રહ્યો આ સઘળો વખત લીજીયાન્સ્કી વડો વજીર ન જાણે તેમ લશ્કરમાં ભેળાઇને ચાલતો હતો. અને આ ખ્રીસ્તી લશ્કર જે વાલેશીયાન હતુ, તે એક દિવસની પાછળ કૂચ કરી તુરકી લશ્કર સાથે જોડાઈ ગયુ લશ્કરમા તો એવી ખબર પડી હતી કે મુસ્તફા માર્યો ગયો છે એટલે મુસ્તફાના એકાએક આવી પૂગવાથી ભારે ખુશાલી પેદા થઈ. તેમને જ્યારે જણાયુ કે, કાગ મુસ્તફા મોતના પંજામાંથી છૂટો થઇને આવ્યો છે ત્યારે તેમની અજાયબીનો પાર રહ્યો નહિ. જ્યારે આખા લશ્કરમાં મુસ્તફાની હયાતીના સમાચારે ખુશાલી પેદા કરી ત્યારે બાલ્કીસ અને હેન્રીના દિલમાં દિલગીરી પેદા થઈ. છતાં લીજીયાન્સ્કી પાછો ફરવાથી હેન્રીને ભારે ખુશાલી પેદા થઈ હતી. બને ઘણે વખતે સાથે મળ્યા, અને હવે પોતે કેવી રીતે છૂટા થઈ શકે તે વિશે વિચાર કરવા માડ્યો. હેન્રીએ તો પોતાની સાથે બાલ્કીસને પણ નસાડી જવાની કાંઈક ગોઠવણ કરવાને લીજીયાન્સ્કીને ઉશ્કેર્યો. કરીમઅલીના મરણથી હેન્રીને વળી વધારે ખુશી ઉપજી, કારણ કે, તે પણ બાપડી બાલ્કીસનો એક શત્રુ સમાન હતો.



## પ્રકરણ ૩૬ મું

## ખલીલની સાતમી વાર્ત્તા ચાલૂ—બાલ્કીસ ઉપર નવી જફા

'નામદાર પાશા દૌલતખાન તથા તેની માહતાબ સરખી પૂતળીઓ,' ખલીલ પોતાની વાર્તાનુ આગળ અનુસધાન ચલાવતા બોલ્યો, 'હવે હું તમોને વધારે કરુણામય ભાગ ઉપર લઈ જાઉં છુ. તુરકીનો નામદાર સુલતાન ચોથો મહંમદ, જેને સઘળી પ્રજા બહારથી, અલ્લાના એક અંશ તરીકે માને છે, તે એક મૂગું પૂતળું હતો એમ કહીશ તો તેમાં ખોટુ નથી. રાજ-કાજમાં તેનું ધ્યાન ઘણું જુજ હતુ. તે બાબતનો સઘળો વિશ્વાસ તેણે પોતાના માનીતા પ્રધાનો ઉપર રાખેલો હતો. પોતે તો દિવસોના દિવસો સુધી

શિકારમાં લપટાઈ રહેતો હતો. પણ તેમ છતાં સુલતાનનો દબદબો કાંઈ થોડો ન હોતો. તેના દરબાર આગળ ફક્કડ પોશાક સાથના છથી દશ હજાર હુજૂરીઆ તેનો નીકળેલો બોલ ઝીલવાને તત્પર રહેતા હતા. સુલ-તાનનો મોભો એટલો બધો મોટો માનવામાં આવતો કે, જ્યારે તેની સવારી નીકળતી ત્યારે તે પોતાનું મોઢું હમેશાં ઢાંકીને નીકળતો, એટલા જ માટે કે લોકો તેનું મોઢુ જોવાને પણ તદ્દન નાલાયક ગણાતા, જ્યારે આવુ હોય ત્યારે તો તેના દરબારમાં હાજર થનારાઓને કેટલો તાજીમતવાજો કરવો પડતો હશે? જે કોઈ તેની હાજરીમા હાજર થાય, તે બંને હાથ છાતી ઉપર રાખી ગોઠણ સૂધી મુડી નીચી રાખી આગળ જતો, અને વાત ખલાસ થતાં સૂધી તે તેવી જ હાલતમા રહેતો પછી ભલેને તે વડો વજીર હોય કે એક સાધારણ માણસ હોય. દરબારમાં વડા વજીર સિવાય બીજા અમલદારો સાથે બોલવુ તે તેના દબદબાથી ઓછુ ગણાતુ, એટલે તેમની સાથે માત્ર ઇશારતથી કામ થતુ વડા વજીર, હકીમ કે મુફતી સાથે તે વાતચિત કરતો. તેની આ ઇશારત સમજવાને દરબાર તરફથી ત્રણ મૂગાઓ રાખવામા આવેલા હતા. તેઓ સુલતાનની ઇશારત સમજતા અને તે પછી તેઓ પેલા હાજર થયલાને વધુ ઓછાં ચિન્હોથી સમજાવતા હતા શુ ધાર્યું સુલતાનના દાબને માટે? આવી રીતનો મામલો જ્યા ચાલતો હોય ત્યાં અંધેર સિવાય બીજુ શુ હોય? કારા મુસ્તફાએ કહ્યુ તે અલ્લાતાલાએ જ કહ્યા બરાબર ગણાતુ રાત હોય અને વજીર કહે કે ના દિવસ છે તો સુલતાન કહેશે હા દિવસ છે, ટુકમા પૂરેપૂરો ઇતબાર તે કારા મુસ્તફા ઉપર રાખતો. અલબત જેટલો તે દબદબો રાખતો હતો, તેટલો પાછો તે દયાળુ પણ હતો, તોપણ મોટામાં મોટુ ઘાતકી અને પાતકી જે કામ તેણે કર્યું, તે એ કે ગાદીએ આવતાને વાર તેણે પોતાના સઘળા ભાઈઓને નિર્દયતાથી કાપી નખાવ્યા હતા કારા મુસ્તફા વડી છાવણીમાં આવી પૂગતાં જ પોતાના સાહસકર્મોનું વર્ણન આપવાને સુલતાન હુજૂર ખડો થયો. ઘણી જ માયા અને મહબ્બતથી સુલતાને મુસ્તફાની મુલાકાત લીધી. સુલતાન બોલ્યો, 'મારા લાલા*, ભલે પધાર્યો, વાલેશીયાનો ખ્રીસ્તી સરદાર જે આપણાથી માથુ ફેરવી બેઠો હતો તેનુ શુ કર્યું? 'મુસ્તફા બનેલા નાના બનાવોને પણ રંગ આપવામા કોઈ રીતે કાચો નહોતો, એટલે, બનેલી હકીકત કહેતાં બોલ્યો કે,' ઓ મારા પાળનાર નામદાર સુલતાન, તારી દુઆથી સઘળુ કામ સરંજામ ઉતર્યું છે. નામદારનો હુકમ થતાંને વાર તું નામદારના દરજ્જાથી તે હાકૂ-

* સુલતાનો હમેશાં પોતાના માનીતાઓને 'લાલા'ના નામથી બોલાવતા હતા.

રને માહીતગાર કરી થથરાવીને એક પત્ર મેં લખ્યું હતુ અને તરત જો માગણી કબૂલ ન રાખે તો એકદમ તેને આ જહાનમાંથી પેલી જહાનમાં મોકલી આપવાની ધમકી આપી હતી ઈન્શા અલ્લા, તુ નામદારની મોહોર અને કાગજ જોતાં જ તે કાફર બચ્ચો તરત ફીણુ ફીણુ થઈ ગયો અને ઠેકાણે આવી ગયો. 'પણ ત્યારે તું મરી ગયો છે એવો જે ગપાટો ઉડી રહ્યો હતો તેનો ભેદ શો છે?' સુલતાને પૃછ્યુ. 'આહા' મુસ્તફા નમન કરી બોલ્યો, 'તે કાફર જ્યારે ઠેકાણે આવી આપણા તરફ આવે છે એમ મને ખબર મળી ત્યારે હુ તેને માન આપવાને સામો ગયો. મારી તે ગેરહાજરીના દરમ્યાનમાં એક પાશાને છાવણીમાં ઠાર કરવામા આવ્યો, અને તે ઉપરથી તુ નામવરનો સેવક માર્યો ગયો એવી અફવા ઉડી ગઈ. માર્ગમા વળી એક બનાવ બન્યો હતો, તે એ કે, જેવો હુ જતો હતો તેવી જ લૂટારાઓની એક ટોળી અમારા ઉપર ધસી આવી, પણ સુલ્તાન, તારા પગના પ્રતાપથી તે લુચ્ચાઓના મોટા ભાગનાં ધડ શરીરથી છૂટાં પાડી તેમને તદન ખાક ચાટતા કરી દીધા.' 'ઈન્શાઅલ્લા' આ રંગીન અહવાલ સાંભળતાં જ ખુશ થઈને સુલ્તાન બોલી ઉઠયો, 'નેક થયુ, નેક થયુ, મારા વજીર!'

મુસ્તફાએ સુલતાનને ખરી વાત બિલકુલ ન જણાવતા તદન જ ખોટી વાત સભળાવી દીધી તેને તેમ અધારામાં રાખવાનો તેનો શો મતલબ હતો, તે પાછળથી સમજાશે. અસલથી એ તો એક રવઈયોજ છે કે વડા વજીરો ખરી બાબતો સુલ્તાનને કદી કહેતા જ નહિ, અને તેને અનુસરીને મુસ્તફાએ પણ અમલ કર્યો. આટલી વાતચિત પછી કારા મુસ્તફા શાત મને સુલ્તાન આગળથી વિદાય થયો પોતાના તબૂમાં આવી એક મોટા કોચ ઉપર અઢેલીને પડ્યો, તેટલામા તેને પેલા તંબૂમા ચાલેલી સ્ત્રીઓની વાત યાદ આવી, જેમાં એક સ્ત્રીને મોઢેથી તેણે એક મુસલમાન ખુબસૂરત છોકરીનુ બયાન સાભળ્યુ હતુ. પોલીશ એલચીના તબૂમાં તે બાળા હતી, એટલે કોઈ પણ રીતે તેને મેળવવાનો તેણે વિચાર ચલાવ્યો. ઘણીક યોજનાઓ કરવા પછી તેણે એવો જ ઠરાવ કર્યો કે, ગુપચુપ તેને ઉંચકી મગાવ્યા સિવાય બીજો કશો જ રસ્તો નથી. પોતાના ત્રણ મૂગા નોકરોને તે કામ સોંપ્યુ અને રાત પડવાની ઇંતેજારીમાં બેઠો. આખો દિવસ તેણે પોતાના ઓહદાનુ કામ બજાવવામાં ગુજાર્યો, અને રાત પડતાં જ સઘળા પહેરેગીરો તથા ખાસગીઓને જગે વગે કરી દઈ પેલા મૂગાઓને ઇશારત કરી કે, તેઓ મળેલી નિશાની પ્રમાણે પોલીશ

એલચીના તંબૂને શોધતા નીકળ્યા. નિશાની પ્રમાણે તેઓ તંબૂ આગળ આવી ખૂણામા ઉભા તો આહા, તેમના કાન ઊપર કોઇનો ગીત ગાવાનો અવાજ આવ્યો. તેની મધુરતાથી છક થઈ તેઓ બાજૂએ ઉભા રહ્યા; પણ તેટલામા તેમને પોતાને સોંપાયલું કામ યાદ આવ્યાથી ત્રણે જણા ધસારાભેર તંબૂમા ધુસ્યા, અને બૂમ પાડવાની કે ન્હાસી જવાની કશી પણ તક આપ્યા વગર તેમણે તે ગાયન ગાનારી રૂપસુન્દરીને ઉપાડી ચાલવા માંડ્યું. આ ઓચિંતા બનાવથી તે સ્ત્રી-બાલ્કીસ-તદ્દન બેભાન થઈ પડી, અને તેવી જ હાલતમા તેમણે તેને લઈ જઇને મુસ્તફાના તંબૂમા એક મોટા કોચ ઉપર સૂવાડી. થોડીકવારે તેને શુદ્ધિ આવી અને જુએ છે કે, જે મૂછ્માણસથી તે દૂર ભાગવાને ઇચ્છતી હતી, તે તો પાછો તેની સ્હામો આવી બેઠો હતો! 'અફસોસ અફસોસ, મારા ભાગ્ય, તારા ઉપર અફસોસ,' બાલ્કીસ શુદ્ધિમા આવીને બોલી. મુસ્તફા, તે બાલ્કીસ છે એમ જાણ્યા વગર તેને સાવધ થવાની ભલામણ કરવા લાગ્યો. પોતાના આ કઠોર કામને માટે માફ માગવાના હેતુથી તે બોલ્યો, 'અય ખુબસૂરતીની પૂતળી,' આ શબ્દો સાંભળતા જ બાલ્કીસ પાછી બેભાન થઈ પડી, એટલે મુસ્તફા તેને ઉપાડવાને આગળ ગયો, પણ તે તેના શરીરને હાથ અડકાડે તે પહેલા ભારે મહેનતથી તે ઉભી થઈ અને તેને પોતાની તરફ ધસ્તો જોઈ તરછોડી કાઢ્યો. મુસ્તફા અત્યાર સૂધી બાલ્કીસનો ખુલ્લો ચહેરો જોવા પામ્યો ન હોતો, એથી તેને હવે તે નિહાળવાની અધીરતા લાગવા માડી અને ખેંચતાણ કરીને તેના મોઢા ઉપરનો બુરખો ઉધડી ગયો અને જુએ છે કે પોતાની હુજૂરમાં જે ખુબસૂરત છોકરીને લાવીને ઉભી કરવામા આવી હતી તે તો બાલ્કીસ, કે જેને તેણે બોસ્ફરસ નદીમા હોમાવી દેવાનો હુકમ કર્યો હતો.

ગરીબ બાપડી બાલ્કીસ, ભારે અજાયબી સાથે તેણે જોયું કે, જેનાથી તે ડરતી હતી તેના જ કબ્જામા પાછી તે આવી પડી હતી. પેલી તરફ મુસ્તફા તો જેમ જેમ તેને જોતો ગયો, તેમ તેમ તેના માથાનો કીડો સળવળ થવા માંડ્યો. તેણે દાતો પીસવા માંડ્યા, ચહેરો તદ્દન વિકરાળ બની ગયો, આંખોમાં ખૂન ચઢ્યું, અને એક ઉંડી હાય મારી જોરમાં તાળી પાડી કે તે સાંભળતાંની વાર પેલા ત્રણ ગુલામો હાથ જોડી તેની સન્મુખ આવી ઉભા. 'સાંભળ,' મુસ્તફા તેમાંના એક તરફ જોઈ ઇશારતમાં બોલ્યો; 'આ નાપાક છોકરીને એકદમ અહીંથી ઉઠાવી મારા જનાનખાનાના વડા હીજડાને હસ્તક સોંપ અને તેને કહે કે, આ છોકરી કોઈપણ પ્રકારે તારા હાથમાથી છટકવા પામી છે તો કશું પણ સાંભળવા વગર તારૂં ધડ શરી-

રથી છૂટુ કરી દેવામાં આવશે.' આ હુકમ થતાં જ તે ત્રણે જણુ નમ્યા અને બાલ્કીસને પોતાની પાછળ આવવાની ઇશારત કરી ચાલવા માડયુ. બાલ્કીસ તેમની પાછળ ચાલી. તેઓ તેને પોતાના પાશાના હુકમ પ્રમાણે જનાનખાનાના ખોજાના હસ્તકમા સોંપી પાછા આવી ઉભા. પાશા તેમને જોઈ ગર્જના કરતો બોલ્યો, 'જાઓ એકદમ અને પેલા બંને નાબકાર ખ્રીસ્તી બચ્ચાઓને અબ ઘડી મારી હુજૂરમાં ઘસડી લાવો.' તેઓ ત્યાથી ચાલ્યા. મુસ્તફાના મનમાં એવો વહેમ હતો કે, બાલ્કીસ જે પોતાની હયાતી મેળવવા પામી છે તેમા બીજા કોઇનો જ નહિ, પણુ તેમનો જ હાથ હોવો જોઇએ થોડા જ વખતમાં હેન્રી અને લીઝીયાન્સ્કી મુસ્તફાની રૂબરૂ આવી ખડા થયા. તેમને જોતા જ આખનાં ભવા તલવારની પેઠે વાકાં ચઢાવી તે બોલ્યો, 'સાંભળ ઓ ખ્રીસ્તી, કે એકવાર ફેકેલી ગોળી પાછી ફરતી નથી થવાનું હતુ તે થયુ છે, પણુ હવે તમે મારા હાથમાંથી સલામત જનાર નથી તમે મારી સઘળી યોજના ફોડી દીધી અને મને ફસાવ્યો છે, તો તે તમારા કામથી મારા જિગરમાં જે તીર લાગ્યો છે, તેના બદલામા લોખડના તીરથી તમારુ કલેજું આ ઘડીએ જ વીંધી નાખવાનો હુકમ મારા મોઢામાથી નીકળવાની જ ખોટી છે, અને તુ, ઓ મુજી ખ્રીસ્તી (હેન્રી તરફ ફરીને) પેલી ખુબસૂરત બાલ્કીસની રૂબરૂમા મીઠાસ અને લજ્જતની ગુફતગૂ કરવાને દાખલ થવા પામ્યો હતો નહિ ?' હેન્રી બાપડા ગભરાયો કે સઘળુ ભોપાળુ ફૂટી ગયુ ખરુ તેને ઉત્તર દેવાનો કશો વખત મળે, તે પહેલા મુસ્તફાએ ત્રણુ તાળી પાડી કે તરત જ છ લઠ્ઠ ચોકીબાનો ત્યા આવી ખડા થયા મુસ્તફાએ તેમને તીર કમાન લાવી આ બને ખ્રીસ્તીઓને તે જ પળે વીંધી નાખવાનો હુકમ કર્યો. છ જણાએ અને ત્રણુ પેલા મૂગાઓએ મળી બનેને એવા બાધ્યા કે, તેમનાથી નહિ આમ કે નહિ તેમ ફરી શકાય, અને તે પછી છએ જણુ તીર ચલાવવા જતા હતા, તેટલામા તબૂનો પડદો ઉંચકાયો અને ધસારા સાથે એક માણસ આ ભયભીત દેખાવ આગળ હાજર થઈ ઉભો આ સઘળાને અહીં જ છોડી, હવે આપણે લગાર બીજી તરફ આપણી વાતને ફેરવીએ.

કારા મુસ્તફા સવારે સુલ્તાનની મુલાકાત લઈ પાછો ફરવા પછી તરત જ એક ઘોડેસવાર સુલ્તાનને મળવામાટે આવ્યો તે જાતે મુસલ્માન હતો અને શા કારણુસર આવ્યો છે તે હઠ લઇને કહેવાની ના પાડવાથી ચોકીબાનોના વડાએ તેને એકદમ સુલ્તાનની હુજૂરમાં જવા દીધો નહિ. તે ઘોડેસ્વારે જ્યારે ઘણી જ તકરાર કરી ત્યારે તેને જવાની રજા મળી, પણુ તે પહેલા તે બાપડાની જડતી અચ્છી રીતે લેવામાં આવી કે છૂપી રીતે કાંઈ હથિયાર તો લાવ્યો નથી આવી તપાસ પછી તે સુલ્તાનની હુજૂરમા હાજર

થતાં જ ગોઠણુમંડીએ પડ્યો, અને પોતે જે કારણસર આવ્યો હતો તે ઘણું અગત્યનું હોવાથી સઘળાં માણસોને બહાર કાઢવાની ભલામણ કરી. તે થતાં જ તે બોલ્યો, 'નામવર સુલ્તાન, તારો આ ગુલામ બુકારેસ્તની એક ધર્મશાળાના રખેવાલનો દીકરો છે. થોડાક દિવસ ઉપર એક ખ્રીસ્તી મારા પિતાની ધર્મશાળામાં આવી ઉતર્યો હતો અને પોલાડ જવામાટે એક માણસ માગ્યો. મેં આ કામ માથે લીધુ. કેટલાક કાગળિયા અને નાણાં મારા હાથમાં મૂકવામાં આવ્યાં. કાગળિયા સઘળાં પોલાંડના વડા પ્રધાનજોગા હતા અને લૅટિન ભાષામા લખેલી મુસાફરીની એક પાસપોર્ટ હતી. મારી મુસાફરી ચાલૂ કરી મહામહેનતે હુ એક કિલ્લેબદીવાળી જગા ઉપર આવી પૂગ્યો, જયા મને કેદ પકડી ત્યાના લશ્કરી વડા અમલદારહુજૂર લઈ જવામા આવ્યો. મારી પાસે જે લૅટિન પાસપોર્ટ હતી, તે મેં તેને બતાવી એટલે તેણે મને છોડ્યો, અને જવા દીધો. પણ મેં જોયું કે તેણે મારી પછવાડે એક જાસૂસ મૂક્યો હતો હુ ત્યાથી કેટલોક આગળ વધ્યો પણ ત્યા, મને વિચાર આવ્યો કે હાલ ખ્રીસ્તીઓ અને મુસલમાનો વચ્ચે લડાઈ જાગી છે, તેવા વખતમા મારા સરખા મુસલમાને આવી રીતે એકલા મુસાફરી કરવી, તે જોખમભરેલુ છે, એટલે મેં તો પાછો રસ્તો લીધો માર્ગમાં મને ઘણી મુશ્કેલીઓ પડી, પણ તે મારા મનથી કશી વિસાતમાં નથી એમ જાણી હુ તું નામવરની હુજૂરમા આવી પૂગ્યો છુ, તે એવા મતલબથી કે આ ભેદનો ખુલાસો તારી આગળ કરવો. મને જે દસ્તાવેજો લઈ જવામાટે આપ્યા હતા, તે હુ આ તુ નામવરના તખ્ત આગળ ધરુ છુ.' આ ખુલાસો થઈ રહેતાં જ સુલ્તાને તેને એક ઇનામનો પોશાક આપી મહેલના એક ઓરડામા રાખવાનો હુકમ કીધો. પેલા દસ્તાવેજો વાંચી સભળાવવાને સુલ્તાને દુભાષીઆને બોલાવ્યો તેણે સઘળા દસ્તાવેજો વાચી સભળાવ્યા, અને તે સાંભળી સુલ્તાનના મનમા તો વધારે ને વધારે શક દાખલ થયો તે ઉપરથી સુલ્તાને તપાસ કરાવી તો તેને માલમ પડ્યું કે વડા વજીરના ખાતામા ખરેખર બે ખ્રીસ્તીઓ છે. એટલે તે મોડી રાત્રે તેમની પાકી ખબર લેવાને કારા મુસ્તફાના તબૂમાં આવ્યો, અને વાંચનારે જોયુ છે કે લીજીઆન્સ્કી અને હેન્રીને તીરથી વીંધી નાખવાની તૈયારી ચાલતાં જે માણસો દાખલ થયા, તે સુલ્તાન પોતે અને પેલો કાસિદ હતા. તેઓ ગમે તે હેતુએ આવ્યા, તોપણ અણીને વખતે આવ્યા, એટલે તે બને ખ્રીસ્તીઓ તરતવેળા મોતના પજામાથી છૂટ્યા.

સઘળો મામલો જોઈ સુલ્તાન હેરત પામ્યો અને ગુસ્સામાં જ કારા મુસ્તફાને પૂછ્યું કે, 'વારડરઅલીએ જે બે ખ્રીસ્તીઓને પકડ્યા હતા, તે

આ જ બંને કે?' 'હા નામવર,' ધ્રૂજતા અને ધાસ્તી ભરેલા અવાજે મુસ્તફાએ ઉત્તર આપ્યું, અને બોલ્યો–'એમાંના એકનુ નામ લીઝીયાન્સ્કી અને બીજાનું નામ હેન્રી છે.' ઘણા જ નરમ અને દયાળુ સ્વરે સુલ્તાને તે બનેને એકદમ ઉભા થવાનો હુકમ કીધો, અને શામાટે તેમના ઉપર આ સજા અમલમા મૂકવાની તૈયારી થઈ રહી હતી, તેનું કારણ જાણવા માગ્યુ લીઝીયાન્સ્કી બોલવાનુ શરુ કરે, તે આગમ જ મુસ્તફા કાંઈ બોલવા જતો હતો તેને તુચ્છકારી કાઢી સુલ્તાને ચુપ રાખ્યો, અને ગુસ્સામા જ તેને તોણો માર્યો કે, 'મુસ્તફા, તારા મોઢામાંથી જૂઠાણા સિવાય બીજું કશું નીકળતુ નથી.' લીઝીયાન્સ્કીને હવે હિમત આવી અને તે ઘણા જ દીન સ્વરે બોલવા લાગ્યો. તે બોલ્યો, 'વડો વઝીર જ્યારે કાન્સ્તાંટીનોપલમા હતો ત્યારે તેણે એક ખુબસૂરત જવાન સ્ત્રીને ઠાર કરવામાટે આ મારા સાથીને હવાલે કરી હતી, નામવર સુલ્તાન, આવા કામોથી અમો ખ્રીસ્તીઓ બહુ કમકમાટ પામીએ છીએ. એ મારા સાથીએ મારી સલાહ લીધી. મારી સલાહ પ્રમાણે તે તે બિચારીને ગુપચુપ પોલીશ એલચીને ત્યાં મૂકી આવ્યો જ્યા તે રહેલી હતી પાછળથી મુસ્તફા પાશાને આ અમારી યુક્તિ માલમ પડી આવી, અને અમે એક જવાન સ્ત્રીના પ્રાણ બચાવવાનુ જે મહા દયાળુ કામ કર્યુ હતુ, તેના બદલામા અમોને આ સજા કરવાનો હુકમ મુસ્તફા પાશાએ ફરમાવ્યો છે.' આ ટુક હકીકત લીઝીયાન્સ્કીએ એટલા તાઝીમતવાઝે અને ગદ્ગદિત કંઠે અને વગર લથડવે કહી કે, સુલ્તાનના તો રુવે રુવાં ખડા થયા તરત તે મુસ્તફા તરફ ફરીને બોલ્યો કે, 'તે જવાન સ્ત્રી કયા છે?' 'મારા હસ્તકમા છે. નામવર,' મુસ્તફાએ ધ્રૂજતે સાદે ઉત્તર આપ્યુ. 'બોલાવ એકદમ અય કગાલ, તે છોકરીને અને છૂટા કર આ બને ખ્રીસ્તીઓને, કે એકદમ હુ તે સઘળાંને બેલગ્રેડ લઈ જઈશ,' સુલ્તાન બહુ જ જુસ્સાભેર બોલ્યો અને વિશેષમા પગ અફાળી બોલ્યો કે, 'કમબખ્ત, શુ તુ મારી રાક પ્રજાનુ રક્ષણ આ પ્રમાણે કરે છે કે?' મુસ્તફા તો સુલ્તાનના પગ ઉપર પડ્યો અને પોતાની આબરૂનો ખોટો બચાવ સુદ્ધા કરવાની તેની હિમત ચાલી નહિ. લીઝીયાન્સ્કી અને હેન્રી તો આ ભેદથી બહુ અચબામા પડ્યાં. સુલ્તાન એકદમ કેમ આવી લાગ્યો, અને તેને આવી રીતે વચ્ચે પડવાની કેમ જરૂર પડી, તેની તેમને કશી સમજણ પડી નહિ. વખત જતાં આ ભેદનો ખુલાસો થવાની વકી રાખી, થોડીકવાર પછી સુલ્તાન બહાર નીકળ્યો, તેના હુકમથી તેઓ તેમ જ બાલ્કીસ તેની પાછળ ચાલ્યા અને ઘણીક મુસાફરી પછી તેઓ બેલગ્રેડના મહેલમા પહોંચ્યા. સુલ્તાને પોતાના ઓરડામા જઇ,

વડા સીલેદારને બોલાવ્યો અને તેને હુકમ કર્યો કે, તે પોતાની સાથે જે બે ખ્રીસ્તીઓને લાવ્યો છે, તેમને કબ્જામાં રાખવા, અને તેમની દરેક આગતાસ્વાગતા કરવી. કશી વાતની તેમને અડચણ પાડવી નહિ, પણ એટલું કે તેમની સાથે બીજી કશી વાત કોઇએ કરવી નહિ અથવા કોઇને તેમની પાસે જવા દેવા નહિ. સીલેદાર નમન કરી બનેને લઈ હુકમ બજાવવા ચાલ્યો. પછી સુલ્તાને બાલ્કીસને પોતાની રૂબરૂ બોલાવી તે પછી તેણે પોતાના જનાનખાનાના વડા ખાજાસરાને બોલાવી તેની સંભાળ લેવાનું તેને સોંપ્યુ, અને તેની પણ દરેક આગતાસ્વાગતા કરવાનો હુકમ કર્યો. સુલ્તાને હવે નવું જ રૂપ પકડ્યુ. ઉપર પ્રમાણે પોતાના ત્રણે પરોણાઓને ઠેકાણે પાડ્યા પછી તેણે પોતાના વડા વજીર ઉપર એક દસ્તાવેજ મોકલ્યો. તેમા સુલ્તાને તેને સઘળી સત્તા ઉપર કાયમ રાખ્યો હતો, સર્વ અમલદારોને તેના હુકમમાં રહેવાને ફરમાવ્યુ હતુ, તથા ત્રણ દિવસ પછી તુરકી લશ્કરને ખ્રીસ્તી લશ્કર સ્હામે ધસી જવાની તાકીદ કરી હતી. સુલ્તાનના ગયા પછી વજીર મુસ્તફા પોતાની હાલતને માટે બહુ ઢચુપચુ હતો, તે આ ખલીતો વાંચી બહુ ખુશ થયો આ જ ખલીતાની જોડે બીજો એક ખાનગી કાગળ હતો, ને હવે ફરા મુસ્તફાએ ઉખેડી વાચ્યો. તે વાચતા જ તેને તરેહવાર વિચારો આવવા લાગ્યા તેમા તેને સુલ્તાને હુકમ કર્યો હતો કે, પેલા બને ખ્રીસ્તીઓના સબધમા બનેલા બનાવની છૂપી બાતમી મેળવવાને વડા વજીરે કશી પણ ખટપટ કરવી નહિ. આસ્ટ્રીઆ સ્હામે લશ્કરને એકદમ મોકલવુ, પોલાડથી બિલકુલ બીવુ નહિ, કારણકે આસ્ટ્રીઆ જો તુરકીના હાથમાં ગયું તો પછી પોલાડ આપમેળે શરણ થશે. આ ખાનગી પત્રથી વડો વજીર બહુ જ અચબામા પડ્યો, અને પોતાથી પેલા ખ્રીસ્તીઓની હકીકત છૂપાવવામાં સુલ્તાનનો શો હેતુ હશે, તે તે સમજી શકયો નહિ. અતે તેણે તે વિચાર પોતાના મનમાથી કાઢી નાખ્યો અને તેને બદલે એક મોટી યોજના મનમાં રચી. તે વિચારવા લાગ્યો કે, 'મને આસ્ટ્રીઆ ઉપર ચઢાઇ લઈ જવાની તાકીદ તો થઈ ચૂકી છે, તો હુ અલ્લાતાલ્લાના નામના શુકરાના કરી ખ્રીસ્તીઓને મારા પગની હેઠળ લાવુ, અને તે ખ્રીસ્તીરાજ્યમાં તુરકી સલ્તનત સ્થાપી હુ જ ત્યાનો સુલ્તાન બનું અને પછી મારી સ્વતત્રતાને જાહેર કરું.' આ વિચાર પાર પાડવાને તેણે જે ઉપાયો લીધા, તે તદ્દન ભૂલ ભરેલા હતા. જેમ બને તેમ લશ્કરનો તથા પોતાનો અને પોતાના રસાલાનો ભપકો વધારવામાં જ તેણે ડહાપણ વાપર્યું, કે જેથી સ્હામેનું લશ્કર તેનો ભપકો અને દોરદમામ જોઇને જ દગ થઈ એકદમ તેને શરણે થઈ આવે. આ મહાભારત

યોજના પાર પાડવાનો ખ્યાલ માત્ર તેના મનમાં રમી રહેવાથી બાલ્કીસ તથા લીજીયાન્સ્કી અને હેન્રી એસોવીજની વાત તો તેના મનમાંથી નીકળી જ ગઈ.

૧૬૮૪ ના મે મહિનાની એક રળિયામણી સવાર થતા જ તુરકી લશ્કરની છાવણીમાંથી તોપોના બારો શરુ કરી લડાઇનું રણશીંગડું ફુંકવામાં આવ્યુ અને તેની સાથે જ લશ્કરે એકદમ કુચ ચલાવી. કેટલીક કુચ પછી લશ્કર એસેક ખાતે આવ્યું અને તેને ત્યા બાર દિવસનો વીસામો લેવાને કારા મુસ્તફાએ થોભાવ્યુ, એવા ખ્યાલથી કે તે અરસામા લશ્કરને પગાર આપવો તથા ટીકીલી સરદાર જેને તુર્કી સરકારે અપર હગેરીનો રાજા બનાવ્યો હતો, તેની મુલાકાત પણ થઈ શકે. મુસ્તફા પાશાને લશ્કર સાથે વધી આવેલો જાણી ટીકીલીએ તેને એકદમ આસ્ટ્રીયા ઉપર હુમલો લઈ જવાની ભલામણ સાથે સદેશા મોકલ્યા. આ પછી ટીકીલી પોતે જ એસેકમા વજીર મુસ્તફાની મુલાકાતે આવ્યો. તેની પદવીને છાજતાં માન પાન સાથે મુસ્તફાએ તેની મુલાકાત કરી અને સરેસ્તા પ્રમાણે તેને ઘણીક અમૂલ્ય ભેટો આપી, એટલુ જ નહિ પણ અપર હગેરીના રાજા તરીકે તેને જાહેર કરવાનુ હુકમનામુ પણ તેને આપ્યુ. ટીકીલી સાથેની મુલાકાત દરમ્યાન મુસ્તફા પાશાએ તે ખ્રીસ્તી સરદારને પોતાનો બની શકે તેટલો દબદબો દેખાડવામાં પાછી પાની કરી ન હોતી લશ્કરનો પગાર વેહેંચાઈ રહ્યો, ટીકીલી સાથેની મુલાકાત ખલાસ થઈ અને લડાઇની ભાવિ વ્યવસ્થા નક્કી કરવામા આવતા જ લશ્કરને પુન કુચ કરવાનો હુકમ થયો વેસપ્રીમનો પ્રાંત તુરકી લશ્કરે હાથ કર્યો અને સ્તુલવેસનબર્ગ આવતા જ ક્રીમીયન તારતારનો ખાન મુરાદ ધીરાઈ અને તેના બે દીકરાઓ પોતાના લશ્કરમા આવી મળી ગયા. એનેટોલીયા તથા રૂમાલીયાના હાકિમો ક્રીમીઆના રાજાને મળવા આવ્યા અને તેને વડા વજીર તરફથી ઉમદા બક્ષીશો આપી. સ્તુલવેસનબર્ગ ખાતે લડાઇની એક મોટી કાઉન્સીલ ભરવામા આવી, જેમાં ટીકીલી, તારતારનો ખાન તથા તુરકી લશ્કરના સઘળા ચઢતી ઉતરતી પાયરીના પાશાઓ સામેલ હતા પ્રમુખસ્થાને વજીર મુસ્તફા વિરાજ્યો અને તેણે નીચે પ્રમાણે એક ભાષણ ચલાવ્યુ. તે બોલ્યો—'મારા શૂરા સિપાહસાલારો, આસ્ટ્રીયન કુતરાં ઉપર આપણે સેકડો જાતનો કીનો લેવાનો છે અને તે કીનો લેવાનો વખત હવે નજદીક આવ્યો છે મારા નામવર સુલ્તાનના હુકમને માન આપી ખુદ આસ્ટ્રીયા ઉપર હુ હલ્લો લઈ જનાર છુ, એટલે તુરકી લશ્કર વાયના ઉપર કુચ કરી જશે.' 'શુકર અલ્લાહ' એવો તારીફનો શબ્દ સર્વ પાશાઓનાં મોઢાંમાંથી નીકળ્યો. ઓફેનના પ્રાંતનો હાકિમ બુઢ્ઢો ઈબ્રાહીમ પાશા

પોતાની લાંબી દાઢી પસવારતો બોલ્યો–'નામવર વજીર, એકદમ આસ્ટ્રીયા ઉપર હલ્લો લઈ જવા કરતાં બેહતર છે કે, પ્રથમ ન્હાનાં ન્હાનાં સઘળાં ગામોને એક પછી એક આપણે તાબે કરતા જઈએ, અને તેમ કરવા પછી ખુદ આસ્ટ્રીયાને હાથ કરતાં વિલંબ લાગશે નહિ.' 'બુઢ્ઢા ખલેરા,' કારા મુસ્તફા લગાર ગુસ્સે થઈ બોલ્યો, 'તારી આંખ ઉપર બુઢ્ઢાપાએ પડ વાળ્યું છે અને તેથી તને આવુ આડુ અવળુ જ સૂઝે છે.' 'નહિ નહિ, મારા નામવર પાશા, તે બુઢ્ઢો હાકિમ બોલ્યો 'ઘડપણે મને ઘણા અનુભવ શીખાડ્યા છે અને, તેના આધારે જ આ ખુલાસો મેં કર્યો છે.' બીજી તરફથી બીજો એક પાશા, આ ઈબ્રાહીમ પાશાની સલાહને ટેકો આપવા લાગ્યો આ રકઝક ચાલે છે, તેટલામા ટીકીલી ઉભો થયો અને વાયના ઉપર એકદમ ધસી જવાની જરૂરીયાત સમજાવવા લાગ્યો. તેણે કહ્યુ કે, 'આસ્ટ્રીયા અને પોલાડે ગમે તેટલી એકસપી કરેલી છે, છતા પણ પોલાડનો રાજા આસ્ટ્રીયાને મદદ કરવાની કશી તૈયારી કરતો નથી, અને પોતાના એક સુન્દર હવાવાળા મકાનમા એકાંતવાસને સાધી ગમત કરે છે, અને તેની મદદ વગર આસ્ટ્રીયા આપણા આ મહાભારત લશ્કરની સ્હામુ થઈ શકનાર નથી.' તારતારનો ખાન જે માત્ર લૂટફાટનો શોકીન હતો, તેણે પણ કારા મુસ્તફાની વ્યવસ્થા પસદ કરી અને બે મત એક બાજૂએ થતા જ ઠરાવ થયો કે બની શકે તેટલી ઉતાવળથી વાયના ઉપર ધસી જવુ

બીજી તરફ આસ્ટ્રીયન લશ્કરની એક મોટી ટુકડી રેઆબ નામના ગામના મેદાનમા પડાવ નાખી પડી છે એવી ખબર તુરકી લશ્કરમાં પડી, એટલે પહેલો હુમલો તે જ લશ્કર ઉપર કરવાની કારા મુસ્તફાએ તૈયારી કરી માલદેવીયા અને વાલેશીયાના સરદારોને રેઆબ નદી ઉપર પુલ બાંધવાનુ કામ સોંપ્યુ. દરમ્યાન રેઆબની પાસેનો મોરીસીડાનો કલ્લો તારતરીઓએ હાથ કરી લીધો, અને તે બનાવે તુરકીઓને વધારે ઉમગથી ધસારો કરવાની હિમત આપી. ખ્રીસ્તીઓ ઉપર તેમણે હલ્લો કર્યો અને તેમને ચારે બાજૂથી નસાડી મૂકયા. વડો વજીર મુસ્તફા ફૂલાઈને સીધો આસ્ટ્રીઆના રાજનગર ઉપર ધસ્યો અને રેઆબને આગ લગાડી ફુંકી મૂકવામાં આવ્યું રેઆબ નદી ઉપર જૂદા જૂદા પુલો બાંધ્યા. પેપા અને ટેટાના આસ્ટ્રીયન કિલ્લાઓ તુરકીઓને શરણ થયા, અને ત્યાં સારી ચોકીઓ રાખવામાં આવી. આસ્ટ્રીયન લશ્કર કાંઈ તદ્દન ચુપ બેઠું ન હોતુ. કેપરારા અને મોનતેકુકુલી નામના બે ચુનદા જનરલોએ પીત્રોનલ નામની જગાએ મજબૂત લશ્કર એકઠું કરી ભારે હિમતથી તુરકીઓ ઉપર ધસારો કરવામાટે લશ્કરને શૂર ચઢાવ્યું હતું.

મુસ્તફાને જ્યારે તે વિશેની ખબર પડી ત્યારે તેણે વીસ હજાર તાર-તરીઓને તેની સ્હામે મોકલ્યા. હવે બને લશ્કરો વચ્ચે ખુખાર લડાઈ જાગી, જેમાં ઘણીક મરદાનગી છતાં આસ્ટ્રીયન લશ્કરની ભારે ખુવારી સાથે હાર થઈ, તથા બહાદુર સેવોયનો લુઇ, પોતાના લશ્કરને ઉશ્કેરવા જતાં એક તારતરીના હાથે માર્યો ગયો. બાકી રહેલા આસ્ટ્રીયન લશ્કરે હિંમત ખોઇ દઇને ન્હાસવા માંડયુ અને તુરકી લશ્કરની આ ફતેહના સમાચાર વાયના પૂગતા જ ત્યાં ભારે ગભરાટ ફેલાયો રાજા પહેલા લીયોપોલ્ડે પોતાના રાજનગરના બચાવનુ કામ કાઉંટ સ્તેનબર્ગ નામના શૂરા સરદારને સોંપ્યુ, અને તે દરબાર છોડી ગયો અને લશ્કરની હરોલમાં રહી તેને શૂર ઉપર ચઢાવવાનુ કામ જે તેનુ પોતાનુ હતુ તે તેના આ પ્રમાણે શહેર છોડી ચાલ્યા જવાથી ખોરંભે પડયુ. તુરકી લશ્કર બનતી ઝડપે વાયના તરફ ધસ્યુ આવતુ હતુ, અને માર્ગમા મળતા ગામોનો આગથી નાશ કરતુ હતુ તેના સમાચાર જેમ જેમ વાયનામાં આવતા ગયા, તેમ તેમ ત્યા ભારે ત્રાસ અને હાહાકાર વર્ત્તી રહ્યો રાજા વગર લશ્કર તદ્દન નાઉમેદ થઈ ગયુ હતુ, અને પોલાડ વળી આસ્ટ્રીઆથી અળગુ થયુ હતુ, તે જાણીને તેમનામા ભારે નાસીપાસી ફેલાઈ રહી હતી. તુરકી લશ્કર તો એક પછી એક કિલ્લાઓ અને શહેરો હાથ કરતુ તથા લૂટફાટ કરતુ ધસ્યુ આવતું હતુ. પરશીલશડાર્ફ નામના એક ગામને તુરકી લશ્કરે ઘેરો ઘાલ્યો હતો, અને તે જોઈ સઘળા રહેવાસીઓ દેવળમા ભરાઈ બેઠા હતા. ચાર હજાર ફ્લોરીનનો દડ આપવામા આવે તો મુસ્તફાએ ત્યાથી ઘેરો ઉઠાવી લેવાની કબૂલાત આપી તે પ્રમાણે તે નાણુ બે રૂપેરી તબકોમા મૂકી ચાર હજાર આસ્ટ્રીયનોનો એક મોટો સઘ જેમા સ્ત્રી તેમજ પુરુષો પણ ભેગા હતા, અને જેની સરદારી એક અતિ ખુબસૂરત કુમારિકાએ લીધી હતી, તે પાશાની છાવણી તરફ ચાલ્યો. બાપડા આ વગર હથિયારના સઘ ઉપર તૂટી તુરકી લશ્કરે દગો કરી ભારે ખૂનામરકી ચલાવી અને નિર્દયપણે તે દરેકે દરેકને કાપી ટુકડા કરી નાખી, ત્યા લોહીની નદી વહેતી કરી. આસ્ટ્રીયન તથા સીરીયન સરહદ ઉપર લગભગ પચાસ હજાર માણસોને કેદ પકડવામા આવ્યા હતા. કિલ્લાઓ અને દેવળોને સળગાવી મૂકયાં, અને તારતરોની એક ટુકડી કેલેનબર્ગની ટોંચ ઉપર ચઢી ગઈ, જેને સરદાર મારસેલીન્સે હરાવી હાંકી કાઢી આ જોઇને મુસ્તફા પાશાએ વાયના ઉપર ચઢી જવાને પોતાના આખા લશ્કરને એક સ્થળે એકઠુ કર્યુ.

## પ્રકરણ ૩૭ મું

## ખલીલની સાતમી વાર્તા ચાલૂ—બાલ્કીસ સુલ્તાનના મહેલમાં

લડાઇના આ ખૂખાર બનાવો ઉપર લાગેલુ ધ્યાન હવે આપણે લગાર સુલ્તાનના મહેલ તરફ લગાડીયે; ખલીલ પોતાની સાતમી વાર્તાનું અનુસંધાન કરતો બોલ્યો, 'અને જોઇએ કે, આપણી આ વાર્તાની મૂળ નાયિકા બાલ્કીસ ત્યાં શુ કરે છે? સુલ્તાન ચોથા મહમદના જનાનામાં એકેકથી સરસ કોઈ અગણિત નાજનીનો હતી જનાનાની સરદારી સુલ્તાના વાલિદાના હાથમાં હતી, ત્યારે સુલ્તાનની સુલ્તાના ગણાવાનો હક સુલ્તાના ખાસેકીને હતો. નોકરોમા કાળા તથા ગોરા ગુલામો અને ખાજા-સરાઓ હતા, જેમનો સરદાર કિસલારઆગા હતો. દરેક બીબીને માટે જૂદા જૂદા ઓરડાઓ હતા પણ એકાદ બે મોટાં દીવાનખાના દિવસની વેળાએ સઘળીઓની ગંમતને માટે જૂદાં રાખેલા હતા. તેમાંના એક ભપકાદાર ઓરડામાં સુલ્તાનને માટે તખ્ત મૂકેલુ હતુ તે જ્યારે ત્યા આવી વિરાજે ત્યારે સઘળી બીબીઓ ત્યા આગળ ભેગી થઈ તરેહવાર રીતે તેને રીઝવતી અને તેમાંથી જેના ચેનચાળા કે જબાદરાજીથી સુલ્તાન હસ્તો, તે સ્ત્રી પોતાને ભાગ્યશાળી માનતી. બાલ્કીસને સુલ્તાના વાલિદાના ઓરડાની પાસેના ઓરડામા રાખવામાં આવેલી હતી, જ્યાં તે જનાનાની બીબી તરીકે નહિ, પણ એક મેહમાન તરીકે માનપાન ભોગવતી હતી. બેલગ્રેડના મહેલમાં આવ્યા પછી કેટલેક દિવસે સુલ્તાને તેને પોતાની હુજૂરમાં બોલાવી. તેની ખુબસૂરતી અને નખરાં નિહાળી સુલ્તાન ઘડીભર હેરત થઈ રહ્યો સુલ્તાને તેને એક કોચ ઉપર બેસવાનો હુકમ કરતાં જ તે બેઠી, એટલે તેને તેની સઘળી હકીકત કહેવાનો હુકમ કર્યો. બાલ્કીસે પહેલેથી માંડીને સઘળી હકીકત સુલ્તાન હુજૂર બયાન કરી, જે સુલ્તાન બહુ ઉંડાં ધ્યાનથી સાંભળી વિસ્મિત થયો. આ હકીકતમાં બાલ્કીસે પેલા હેન્રી બેસોવીજે તેના તરફ બતાવેલી લાયકી ભરેલી વર્તણૂક વિશે પણ કહી જણાવ્યુ હતુ, અને તે સાંભળી સુલ્તાનને પણ તે ખ્રીસ્તીની તેવી વર્તણૂકને માટે સતોષ પેદા થયો. પોતાના જનાનાની બીજી સ્ત્રીઓ જનાના સિવાય બીજી કશી વાતોમાં ભાગ લઈ શકતી ન હોતી, અને બાલ્કીસને તો તેથી ઉલટી જ જોઈ તે બહુ આશ્ચર્ય પામ્યો. રાજદ્વારી, તેમ જ લડાઇને લગતા ઘણાક બનાવો ઉપર બહુ અદા અને છટાથી તેને બોલતી સાંભળી સુલ્તાન છક થઈ ગયો. એટલુ જ નહિ પણ, આવા

સર્વ પ્રકારે તેની બીબી થવાને લાયકના ઉંચા ગુણો તેનામા જોઇ તેના જિગરમાં પ્યારનો છૂપો આતશ સળગ્યો. વાત પૂરી થવા પછી ઘણી વેળા તે બીજા કામમાં વળગવામાટે ઉઠી જવાની કોશિશ કરતો, પણ તેનું દિલ બાલ્કીસમાં લાગી રહેલુ હોવાથી તે ઊઠી ઊઠીને પાછો બેસતો. કારા મુસ્તફા તરફથી આવેલા ખલીતાઓ, ઇરાનના શાહ તરફથી આવેલી અમૂલ્ય ભેટો તથા બીજા રાજદ્વારી કામકાજો તપાસવાનો તેનો ઇરાદો છતા તેને આ ખુબસૂરત છોકરીને છોડીને જવા ગમતું નહિ અંતે ઘણો જ વખત જવાથી તે ઉઠ્યો, અને તે પહેલા ખુબસૂરતીની તે પૂતળીનો પજ્ઞો બોલ ઝીલવાનો હુકમ કિસલાર આગાને કરતો ગયો હવે બાલ્કીસ પોતાના ઓરડામાં એકલી પડી. તેના મનમા વળી આ બનાવે જૂદા જ પ્રકારનો રંગ મચાવ્યો. પોતાની ખુબસૂરતીથી સુલ્તાન ગજી થયો, તે બનાવ તેને નાપસંદ પડ્યો, કારણ કે, તે પહેલાથી હેન્રીને ચાહતી હતી અને તેમની વચ્ચે પ્રેમનો છૂપો જુસ્સો ઉભરેલો હતો આ વિચાર આવતા બાલ્કીસ વમળમા હતી, તેટલામા દરવાજાનુ બારણુ ઉઘાડી ચૌદ વર્ષની એક અતિ સુન્દર છોકરી તેની આગળ આવી દાસીની પેઠે નમન કરી ઉભી તેણે ખુલાસો કર્યો કે, 'હું સીલેદારના વડાની દીકરી છુ અને મારુ નામ પરીજાદ છે. મને સુલ્તાને તારી સેવા ચાકરી બજાવવામાટે તારી હુજૂર મોકલી છે મારો પિતા હાલ બે ખ્રીસ્તી બધવાઓની દેખરેખ રાખવાનુ કામ બજાવે છે.' બાલ્કીસની પરોણા ચાકરીનુ તો પૂછવુ જ શુ? ઘણુ જ ઉંચા પ્રકારનું ભોજન, હાજરીમાં માગે તેટલા ગુલામો તૈયાર, એ વિગેરે સઘળુ જેમ ઇચ્છે તેમ તેને પૂરુ પાડવામા આવતુ હતું બાલ્કીસે હવે એક બાજી માંડી. તેણે જોયુ કે પરીજાદનો પિતા, પેલા બને ખ્રીસ્તીઓની દેખરેખ ઉપર છે, એટલે પરીજાદને તેણે દાસીને બદલે પોતાની સહી કરી લઇ અમૂલ્ય ભેટો તથા મીઠાશ ભરેલી વાતો વિગેરેથી લલચાવી પોતાની તરફ ખેંચી લીધી, અને પોતાની એક સહી બનાવી લીધી. પરીજાદ પણ મિત્રાચારીને લાયક હતી, અને બાલ્કીસના પોતા તરફના આવા પ્રેમને જોઈ તે પણ તેની તરફ ખૂબ પ્રીતિ બતાવવા લાગી

આ મામલો ચાલ્યો જાય છે, તે દરમ્યાન ફરી એકવાર બાલ્કીસની મુલાકાતે આવવાનો ઇરાદો સુલ્તાને જણાવ્યો. બાલ્કીસ તૈયાર થઈ રહી અને ઠરાવેલા વખતે સુલ્તાન બાલ્કીસના ઓરડામાં દાખલ થયો સુલ્તાન જોકે બાલ્કીસ તરફ પ્યારથી બહુ ખેંચાયો હતો, છતાં પણ તેના દિલમાં કેટલીક વેળા એમ પણ આવતુ કે, મેં આ નિર્દોષ છોકરીનું ભલુ કરવાનો ઠરાવ કરેલો છે, માટે તેની તરફ મારે આ રીત ચલાવવી નહિ, તેટલું છતાં પણ તે સીરીયન

નાજનીનની સાદી ખુબસૂરતીએ તેને અત્યત મોહ લગાડ્યો હતો. આ બીજી વારની મુલાકાતમાં સુલ્તાને તેનુ ગાયન સાંભળવાની ખાહિશ જણાવી અને તે પૂરી પાડવામાં બાલ્કીસે કાંઈપણ આનાકાની કરી નહિ તરત જ એક ગીતાર મંગાવવામાં આવી અને તેની ઉપર પોતાનાં અકીક સરખાં સુદર આંગળાં ચલાવી તેણે એક મધુર ગાયન લલકાર્યું સુલ્તાન આ મોહક સુદરીના ગમે તેટલા મોહમાં પડ્યા છતાં તેની તરફ કશીપણુ બદદયાનતની નજર કરવાથી દૂર રહેતો હતો, અને તે જ કારણે પોતાની આ બીજીવારની મુલાકાત પછી રજા લઈ જતી વેળા તેણે બાલ્કીસને નરમ શબ્દોમા સવાલ કર્યો કે, "મારી આ મુલાકાતથી તને કાંઈ હરકત તો નથી થતી કે?" બાલ્કીસે તેવી જ લાયકીથી પાછો જવાબ વાળ્યો કે, "ઓ નામવર સુલ્તાનોના સુલ્તાન, મુજ સરખી એક નાચીજ ગુલામડીની મુલાકાત લઈ જે અનહદ ઉપકાર તેં મારા ઉપર કર્યો છે, તેની કદર નહિ પીછાણુનાર માણુસ ખરે જ ઈન્સાન નહિ પણુ જાનવર હોવુ જોઇયે" આ પ્રમાણે અવા-રનવાર સુલ્તાન બાલ્કીસની મુલાકાત લેતો રહેતો હતો અને દરવેળાએ તે કાંઈ કાંઈ નવી નવી કીમતી ભેટ સોગાદો બાલ્કાસને માટે લેતો આવતો હતો એક દિવસે સુલ્તાન બાલ્કીસની મુલાકાત લઈ ગયા પછી પરીજાદ અને તેની વચ્ચે જાણુવાજોગ વાત નીકળી. આ વાત બાલ્કીસે જાણી જોઇને છેડી, અને તેમ કરી પેલી પરીજાદના મુખથી જાણી લીધુ કે, લીજીયાન્સ્કી તથા હેન્રી જોકે કેદી સરખા છે તોપણુ તેઓ પૂરતુ સુખ ચેન પરીજાદના બાપ અને ભાઇના હાથથી ભોગવે છે. પરીજાદે આગળ વધી એવુ પણુ અનુમાન બાલ્કીસને જણાવ્યુ કે, કોઈ દિવસે તે સુલ્તાના થવા પામશે. બાલ્કીસે તે વેળાએ પણુ પરીજાદને પોતાની સાથે જ રાખવાની કબૂલાત આપવાથી તે ખુશ થઈ ગઈ. તેમ જોઇને બાલ્કીસે પરીજાદને જણાવ્યુ કે, 'આ બંને ખ્રીસ્તીઓએ મારા ઉપર ઘણા ઉપકારો કરેલા છે, અને તે ઉપકારનો બદલો કોઈપણુ રીતે આ ઘડીએ હું વાળું, એવી મારી ઇચ્છા છે. પ્યારી પરીજાદ, તે બાપડાઓને નાણુાંની બહુ તગી પડતી હશે, તેથી મારો વિચાર એવો છે કે, તેમને કાંઇક નાણું હુ મોકલી આપુ, પણુ તે તેમને કોણુ અને કેમ પહોંચાડે તે હુ સમજી શકતી નથી. 'પરીજાદ બોલી કે, 'એ કામ હુ મારા માથે લઇશ. મારા બાપની ગેરહાજરીમા મારો ભાઈ મુરાદ તેમની ઉપર દેખરેખ રાખે છે, જે જોકે મુસલમાન છતાં તે બને ખ્રીસ્તીઓ તરફ બહુ માન અને આબરૂથી વર્તે છે અને તેથી આ કામ હું તેની મારફત કરીશ.' પરીજાદના મુખમાંથી આ શબ્દો નીકળતા જ બાલ્કીસ ખુશ

થઈ ગઈ. તરત જ તે ઉઠી, અને સુલ્તાન તરફથી આવેલી અમૂલ્ય ભેટોનો જે સંગ્રહ ઉપયોગ વિનાનો પડેલો હતો, તેમાંથી સુંદર ભરતકામનો એક મખમલનો ટુકડો લઈ તેની અંદર કીમતી હીરાની એક વીંટી વીંટાળી, તથા બીજી પણ કેટલીક ચીજો એક નાની પેટીમાં મૂકી તે પરીજાદને આપી કે તે મુરાદની મારફત તે બંને ખ્રીસ્તીઓને પહોંચાડવી પરીજાદ તે હુકમ માથે ચઢાવી નીકળી. રખે કાંઈ ભેદભરમ ખુલ્લો થઈ જાય, એવી બાલ્કીસને બહુ ધાસ્તી હતી, અને તેથી જતી વેળા તેણે પરીજાદને ચેતાવી હતી કે, એ કામ મુરાદની મારફતે જ કરવું, પણ તેના બાપની મારફત ન કરવું. પરીજાદ તે કામ બને તેટલી સાવચેતીથી પાર પાડવાની કબૂલાત આપી નીકળી, અને તે ફતેહ સાથે કામ બજાવી પાછી ફરે ત્યાં સૂધી બાલ્કીસ ભારે ઇંતેજારીમાં પડી. અને પરીજાદ પાછી ફરી અને કામ પોતાના ભાઇની મારફત કેમ બજાવ્યું, તેની સઘળી હકીકત કહી સંભળાવી, અને બોલી કે, 'જે પેટી આપી હતી તે બેમાંથી જે જવાન ખ્રીસ્તી હતો તેને અપવામાં આવી છે' 'શુકર ખુદા, ઇનશાઅલ્લા,' બાલ્કીસ ખુશ થતી બોલી, અને આ કામ ધારવા પ્રમાણે પાર પાડ્યું, તે માટે તે પરીજાદને પ્યારથી વળગી પડી

બીજે દિવસે સુલ્તાન બાલ્કીસની મુલાકાતે આવ્યો આ મુલાકાત દરમીયાન બાલ્કીસે પોતાની બાહોશીથી સુલ્તાનને વળી જૂદી જ વલણ ઉપર ચલાવ્યો. શરૂઆત કેટલાક ગાયનોથી કરવા પછી તે બોલી કે, 'શું તમો નામવર તમારા નોકર ચાકરો અને તાબેદારો તરફથી રાજકાજ કે બીજી દરેક બાબતની ખબરો તેમના મુખથી સાચે સાચી જ જાણવાની સદા કાળજી ધરાવો છો ખરા?' સુલ્તાન ઘડીભર હેરત પામ્યો, અને પછી બોલ્યો, 'બાલ્કીસ તું ઘણી માહીતગાર લાગે છે. તું જાણતી હશે કે, સુલ્તાન થવામાં સુખ હશે, પણ તે જેટલી ઇંતેજારી અને ચિંતાઓનો એક કીડો હોય છે તેટલો એક ફકીર પણ હોતો નથી. હું માનું છું કે, મારા અધિકારીઓ સદા મને સાચી વાતથી જાણીતો રાખતા નથી, પણ ઘણી ખોટી બાબતોને પણ રંગરૂપ આપી મને સદા ખુશ રાખવાને જૂઠી કહે છે માટે હું કોનામાં વિશ્વાસ રાખું? દરેક કામમાં મારા એકલાથી કાંઈ પહોંચી વળાતું નથી.' બાલ્કીસે આ સોના સરખી તક હાથ કરી. સુલ્તાનને પોતાના બોલોથી બાંધી લેવાના હેતુથી બોલી કે, 'શું ત્યારે તમો નામવર તમારી આસપાસ જે કોઈ હોય તેને તમારી સઘળી બાબત વિશ્વાસ રાખીને કહો છો?' 'બાલ્કીસ,' સુલ્તાન બોલ્યો, 'તારો ભેદ હું

સમજું છું, અને જેમ જેમ મને તેની ઉંડી સમજણ પડતી જાય છે, તેમ તેમ તારા એકેક બોલ ઉપર મને પેગંબરના સરખો વિશ્વાસ બેસે છે, અને તેટલા જ માટે મારો ઇરાદો જે છે તે વગર ઢાંકી રાખતે કે શરમાવે હું તારા આગળ ખુલ્લો કરું છુ. તું જાણી લે કે, હું દરેક બાબત, રાજદ્વારી કે ખાનગીમાં તારી સલાહ લઈ તને મારી સલાહકાર, દરબારી અને મને સાચો માર્ગ દેખાડનાર ભોમીયા રૂપ બનાવવા માગુ છું' 'આહા, નામવર સુલ્તાન, તારા આ વિશ્વાસને નિમકહલાલીથી પાર પાડવાને આ તારી દાસી પોતાના કંઠમા પ્રાણ છે ત્યા સૂધી સદા તત્પર રહેશે,' આલ્કીસ બોલી. સુલ્તાને પોતાનો વિશ્વાસ બતાવવાને, એ જ દિવસે ઘણીક છૂપી બાતમીઓથી આલ્કીસને માહીતગાર કરી દઈ તે વિશે તેની સલાહ માગી, અને દરેક બાબત વિશે ઘણી ઉંડી રીતે આલ્કીસે તેને પોતાની સલાહ આપી, જેથી સુલ્તાન બહુ વિસ્મય પામી, વખત ઘણો થઈ ગયાથી રજા લઈ પોતાના દીવાનખાનામાં ગયો. હવે લગાર આ બાજુ લીજીયાન્સકી અને હેન્રીના કેદખાના તરફ નજર કરીએ. ખલીલ બોલ્યો, 'લીજીયાન્સકી તથા હેન્રી બિલકુલ સમજી ન શકયા કે, સુલ્તાન તેમની તરફ આટલી બધી મમતા શા કારણે બતાવે છે પોતાના રખેવાલ સીલેદારને તેમ જ તેના દીકરાને તેમણે તરેહવાર સવાલો કરી તે બાબતનો ખરો ભેદ જાણવા માગ્યો, પણ સઘળું વ્યર્થ જ. લીજીયાન્સકી જ્યારે પોતાના ઓરડાની એક બારીએ ઉભો રહી ઘર, બૈરી, છોકરા છૈયાં વિગેરેના અફસોસ કરતો કલાકના કલાક કાઢી નાખતો ત્યારે બીજી તરફ યુવાન હેન્રી પોતાની પ્યારી આલ્કીસનું ધ્યાન ધરી ખુશીમા ને ખુશીમાં ગાયનો લલકારી પોતાનો વખત કહાડતો હતો. આવી રીતે બને જણા દિવસ પછી દિવસ વીતાડતા હતા, તેટલામા પોતાને કાંઈ યાદ આવી ગયુ હોય, તેમ લીજીયાન્સકી બોલી ઉઠયો, 'હા હા, સુલ્તાન આપણી તરફ આટલી બધી જે મમતા દેખાડે છે, તેનું ખરુ કારણ હવે હુ સમજી ચૂકયો. જે માણસને મેં પોલાડ મોકલ્યો હતો, તે માણસથી આ ભેદ બની ગયો છે હમણાં જ તે માણસને સ્હામેની ઇમારતના દરવાજામાંથી પસાર થતો મેં જોયો' 'કદાચ તમે ભૂલતા ન હો!' હેન્રી બોલ્યો. 'નહિ નહિ, હેન્રી' લીજીયાન્સકીએ જવાબ આપ્યો, 'મેં તે માણસનો ચહેરો બરાબર ઓળખ્યો. તે ચહેરો જ દેખાડી આપે છે કે, તે કોઈ પ્રમાણિક માણસ છે.' આટલુ બોલી લીજીયાન્સકી થોડીક વાર સૂધી ચૂપ થઈ ગયો અને થોડા જ વખતમાં ચહેરો ઉદાસ કરી બોલ્યો, 'હા હા, કદાચ હું ભૂલતો જ હોઇશ, કારણ આ દુનિયા જ એવી છે કે, વિશ્વાસ કોઇના ઉપર રાખી શકાય નહિ, અને તે જ પ્રમાણે આ બનાવમાં પણ બનવું

જોઇએ. મને લાગે છે કે, તે લુચ્ચાએ મારો ભેદ ઉઘાડો પાડી દીધેલો હોવો જોઇએ અને સુલ્તાન સઘળી બીનાથી જાણીતો થઈ ગયલો હોવો જોઇએ, અને તેની આપણા તરફની વર્તણુક, એ જ તેનો સંતોષકારક પૂરાવો છે.' આ સાંભળતાં જ હેન્રીને અફસોસ થયો અને શોકાતુર ચહેરો કરીને તે બોલ્યો, 'ખરી વાત મારા શેઠ, આ વળી આપણામાટે એક નવું સંકટ આવ્યું છે.' લીઝ્યાન્સ્કી ઉત્તર આપતાં બોલ્યો, 'મને મારી બિલકુલ પરવા નથી, પણ મને મારા કુટુંબની ભારે ચિંતા છે કે જેમના માટે સમાચાર લઇને તે મૃજી મુસલમાનને મેં મોકલ્યો હતો. હાય, હાય, હવે મારે અહીંથી ન્હાસવું જ જોઇએ, નહિ તો આ તુરંગની હવા જ મને ગુગળાવીને મારી નાખશે.' પોતાના શેઠને આટલો બધો નિરાશ થયલો જાણી હેન્રી બહુ દિલગીર ચહેરે કોચ ઉપર બેઠો લીઝ્યાન્સ્કી તો જાણે બાવરો બની ગયો હોય તેમ આખા ઓરડામાં આ નાકેથી પેલે નાકે અને પેલે નાકેથી આ નાકે ફરવા લાગ્યો શેઠ ચાકર વચ્ચે આ વાત થતી હતી, તેટલામાં તેમનો રખેવાલ સીલેદાર તેમના ઓરડામાં દાખલ થયો, અને બનેને સુલ્તાનનાં નામથી પૂછવા લાગ્યો કે, તેમની સંતોષકારક રીતે માવજત થાય છે કે નહિ? 'અફસોસ,' લીઝ્યાન્સ્કી બોલ્યો, 'સીલીદાર સાહેબ, અમને અત્રે કશી વાતની ખામી નથી, પણ તમે જાણો છો તો ખરા કે કેદ કરેલું બાજ પક્ષી પણ ઉંચામાં ઉંચા અનાજના દાણા તેની આગળ મૂકયા હોય, તોપણ સંતોષથી તે ખાતું નથી.' સીલેદાર ઘણા જ કૃપાળુ સ્વરે ઉત્તર આપતો બોલ્યો, 'ભાઈ ખ્રીસ્તી, તું જાણે છે કે, હું તને આ ઠેકાણેથી છૂટો કરી શકતો નથી હું મારા સુલ્તાનના હુકમનો તાબેદાર છું દરરોજ સવારે તે મહેલની આસપાસના ચોકીખાનોના સરદારોને પાસપોર્ટ આપે છે, અને જેઓ તે પાસપોર્ટના શબ્દોથી માહીતગાર હોય છે તેમને જ મહેલના વચલા ભાગમાં જાવઆવ કરવા દેવામાં આવે છે.' આ ખુલાસો સાંભળી બને અફસોસમાં બેઠા. હેન્રીના મનમાં તો તેની બાન્કીસ રમી રહેલી હતી, એટલે તેણે તેની વાત જાણવા માગી માથું હલાવી તે સીલેદાર બોલ્યો, 'ખ્રીસ્તી મિત્ર, તેના વિશે હું એટલું જ જાણું છું કે, સુલ્તાનના મહેલમાં તેની અતિ ઘણી માવજત કરવામાં આવે છે તેનો બોલેલો બોલ બજાલાવવામાં આવે છે, અને ઈન્શાઅલ્લા, સુલ્તાન તેની તરફ એટલો બધો ખેંચાયો છે કે, તેણે પોતાની વડી સુલ્તાના ખાસેકીને ભૂલી જવા માંડી છે, અને આજ કેટલાક દિવસ થયા તો તેને માટે કશી ભેટ સોગાદ પણ મોકલી નથી. સુલ્તાન કદાચ તેની સાથે લગ્ન કરે તો તેથી હું અજાયબ થાઉં નહિ, અને તેમ જો થયું અને તે સીરીયન છોકરીને પેટે જો એકાદ પુત્ર થયો તો તે

આસેકી કરતાં પણ બહુ બળવાન્ થઈ પડવા વિના રહેવાની નથી. મારા સાંભળવા પ્રમાણે તે છોકરી બહુ ચંચળ અને હોશિયાર છે. આટલુ તો ખરુ છે કે, સુલ્તાન, પોતાના જનાનામાં એક ગુલામડી પેઠે આવેલી કોઈ પણ સ્ત્રી પછી તે ઈંદ્રની અપ્સરા પણ કાં ન હોય તો પણ તેની તરફ એકદમ ઢળી જતો નથી.' હેન્રી કાંઇક વધારે સવાલ કરવા જતો હતો, તેટલામાં તે સીલેદાર, 'બસ, બસ, હવે મને વધારે ખબર નથી,' એટલું બોલી દરવાજા બંધ કરી ત્યાંથી ચાલતો થયો. બાલ્કીસ તો સુલ્તાનની માનીતી થઈ પડી છે, એમ જાણીને બાપડા હેન્રીને તો શરીરમા કંપ થવા માંડ્યો, અને સુલ્તાના થતા જે દોલત, માનપાન, દરજ્જો ઇત્યાદિ મળે તે છોડી દઈ તે તેની સાથે દિલ બાંધવા હવે પછી તૈયાર થાય, એમ તેને લાગ્યુ નહિ. આ ફિકર અને ઉદાસીએ તેના મનમાં ગભીર ઘર કર્યું અને દિવસ પ્રતિ દિવસ તે તવાતો ચાલ્યો. લીજીયાન્સ્કી પોતાના અફસોસમાં પડેલો હતો, એટલે તે હેન્રીની ઝાઝી દરકાર કરી શક્યો નહિ.

બીજે દિવસે સવારે તેમની ખબર લેવાને સીલેદારને બદલે તેનો દીકરો મુરાદ આવ્યો. તેણે ઇશારત કરી હેન્રીને બારણા આગળ બોલાવ્યો અને કાનમાં ધીમેથી કહ્યુ, 'ખ્રીસ્તી જવાન, સુલ્તાનના જનાનામાં નવી આવેલી એક સ્ત્રી તારા માટે તથા તારા સોબતીને માટે ઘણી કાળજી રાખે છે, અને તે તમારે માટે ઘણી ઇંતેજાર છે, અને આ ભેટ તેણે મોકલી છે તે તું લે અને એટલુ ધ્યાન રાખ કે, એ વિશેની કસી વાત તુ મારા પિતાને કહીશ નહિ.' મુરાદ આટલુ કહી ત્યાંથી ચાલતો થયો. તે ગયો કે હેન્રી તો બહુ જ ખુશ થતો કોચ ઉપર પડ્યો, અને બોલ્યો, 'આહા, આજે મારા ભાગ્યનો દિવસ ઊગ્યો છે' તરત તેણે પેટી ઉઘાડી તો અંદરથી મખમલના કપડાના કકડામા હીરાની એક અમૂલ્ય વીંટી હાથ લાગી. તે તેણે ફેરવી ફેરવી જોઈ લીધી, અને અજાયબ થયો કે નથી કાંઈ કાગળ કે પત્ર. અને તેણે પેલો મખમલનો કટકો લીધો, અને આમ તેમ ફેરવીને જોયુ પણ તેનો કશો ભેદ તે સમજ્યો નહિ. આ કટકા ઉપર એક જાતના ફૂલનો આકાર ચીતરેલો હતો. તે જોતા જ હેન્રીને ભાન આવ્યું કે 'હા, આ ફૂલનો હેતુ એ જ કે ભેટ આપનાર માણસ તેના તરફ જે વચને બધાયુ છે, તેને તે હજી પણ નિમકહલાલીથી વળગી રહ્યુ છે.' આ ભેદ જ્યારે લીજીયાન્સ્કી મુસ્તફાનો સદેશો લઇને ગયો હતો, તે વેળાએ તેની સાથે થયેલી છૂપી મુલાકાતો વેળાએ બાલ્કીસે શીખવ્યો હતો. આ ભેદ પામતાં જ હેન્રીને એવો તો હરખ પેદા થયો કે, તે થોભી શક્યો નહિ. બીજે

દિવસે વળી ફરીવાર મુરાદ તેની ઓરડીમાં આવ્યો અને વાત કહેવાને હેન્રીને બોલાવ્યો. તરત જ તે આવ્યો એટલે મુરાદે વળી એક પેટી તેના હાથમાં મૂકી. હેન્રી ખુશ થયો અને મુરાદને ભલામણ કરી કે, 'જે બાઈ તરફથી આ ભેટ લાવવામાં આવે છે, તેને મારી કૃતજ્ઞતા જણાવવાની કૃપા મારા ઉપર કરવી.' મુરાદે તે અશક્ય જણાવ્યું. પણ તેનો અતિ આગ્રહ જોઇને મુરાદે જણાવ્યું કે, 'મોઢેથી બોલવા કે લખવા કરતાં કોઈ નિશાની તૈયાર કરવી.' મુરાદે પોતે જ તે નિશાની લાવવાની કબૂલાત આપી. તે ગયા પછી હેન્રીએ પેટી ઉઘાડી તો અંદરથી પાંચ ડ્યુકેટ અને એક કોયલો હતો, તેનો અર્થ એ કે "હું તારા માટે બળું છું." પાંચ ડ્યુકેટનો ભેદ એ કે, "મારી પાંચે ઇંદ્રિયો તારા તરફ જ ખેંચાઈ રહી છે." આ ખટપટ જે ચાલતી હતી, તે લીઝ્યાન્સકી બિલકુલ જાણતો નહોતો કારણ કે તે પોતાની જ ચિંતામાં પડેલો હતો હવે કયા ચિહ્નથી બાલ્કીસને ઉત્તર આપવું, તે શોધી કાઢવામાટે હેન્રી વિચારમાં પડ્યો. તરત તેને સૂઝ્યું કે ખાલી પેટી મોકલવી. તેનો ભેદ એ કે, "મોકલનાર તેની માશૂકની ગેરહાજરીમાં તદ્દન શોકાતુર છે." આ પ્રમાણે પેટી તેણે મુરાદ પાસે મોકલાવી. તેનો ભેદ બાલ્કીસ પૂરેપૂરો સમજી. ઘણાક દિવસ સૂધી આવી ભેદભરેલી વાતચીત તેમના વચ્ચે ચાલી, અને તેમાં બાલ્કીસે તેને ધીરજ આપી કે, ન્હાસી જવાની પૂરેપૂરી વકી છે. લીઝ્યાન્સકીની હમણાં કાંઇક શુદ્ધિ ઠેકાણે આવી હતી, અને તે જોતો કે, મુરાદ અને હેન્રી વચ્ચે કાંઈ વારવાર વાતચીત ચાલે છે એટલે તેણે હેન્રીને સઘળી વાત પૂછી. હેન્રીએ પહેલેથી માંડીને સઘળો ખુલાસો કર્યો, એટલે લીઝ્યાન્સકીને આ બંદીખાનામાંથી છૂટવાના આશા એકવાર ફરીથી આવી. તે જોઈ હેન્રીએ માગી લીધું કે, જો તેની મેહરબાનીથી આપણે છૂટા થઇએ તો આપણે તેને છોડવવી, અને જો તે મને કબૂલ રાખે તો—લીઝ્યાન્સકી બોલી ઉઠ્યો, તો મને તારા જોડાણની વચ્ચે આવવાનું કાંઇપણ કારણ તો નથી જ, પણ ઊલટ હું તેથી ખુશ થઇશ.

બીજી તરફ સુલ્તાન બાલ્કીસની દરરોજ મુલાકાત લેવા લાગ્યો, અને સુલ્તાના ખામેકીને તો તે એટલે સૂધી ભૂલી ગયો કે, જનાનામાં તો સર્વ કોઈ એમ જ માનવા લાગ્યા કે, બાલ્કીસ હવે સુલ્તાના થવાની ખરી. સુલ્તાના ખામેકી તેમજ વાલિદા બંનેને ફાળ પડી કે આ નવી સુલ્તાના મહેલમાં આવ્યાથી તેમની જે સત્તા હાલ છે, તે પડી ભાંગશે. જનાનખાનાનાં છળકપટો કાંઈ નાના સૂના હોતા નથી. તેમ જ આ સુલ્તાનનો જનાનો

તેના નામ પ્રમાણેનાં ભયંકર કામો પણ બજાવતો હતો. બાલ્કીસ તરફ સુલ્તાનનું ખેંચાણ દિનપ્રતિદિન વધતુ જતું જાણી, સુલ્તાના વાલિદાને તો અકરવકર થવા માંડી, અને વળી જ્યારે તેને ખબર પડી કે, બાલ્કીસ બહુ પહોંચેલી અને ચચળ છે ત્યારે તો તેને હદ બહારની ફિકર લાગવા માંડી અને તે ટાળવાને હવે તેણે દઢ ઉપાયો લેવા માંડ્યા. વાલિદાની નોકરીમાં તે વેળાએ ખાસ બાર કાળા ગુલામો હતા, જે એવા તો દેખાવના હતા કે, તેમના તરફ નજર કરતાં જ કોઈ પણ કહી શકે કે, તેઓ અંદરખાનેથી પણ તેવા જ કાળા હશે અને હતુ પણ તેમજ. વાલિદાના હુકમથી અનેક ક્રૂર કૃત્યો તેમણે તડાકાબંધ કર્યાં હતા. વાલિદા આ સમયે જેમ આખા જનાના ઉપર તેમ જ આખા મહેલમા ભારે હુકમ ચલાવતી હતી. વળી એવો રિવાજ હતો કે, જનાનખાનાની બીબીના હુકમથી તે કાળા ગુલામો જે કાળાં કામો કરતા, તેને માટે તેમને મુદ્દલ શિક્ષા થતી નહોતી. વાલિદાએ ધાર્યું કે, આપણે બાલ્કીસ તરફથી સુલતાનનુ મન ફેરવવાના કાવાદાવા સુલ્તાના ખાસેકીના નામથી ચલાવવા. ખાસેકી વળી પોતાના મનમાં જૂદા જ કપટો રચ્યા કરતી હતી. ખાસેકી ખુબસૂરત હતી, પણ તેનામા અક્કલનુ ગોહર લગાર કમ હતુ જેવી તે ખુબસૂરત હતી, તેટલી જ તે નિર્દય અને મેલા મનની હતી. કીનો લેવામાં તો એક્કી હતી. તેણે બાપડી બાલ્કીસનો જીવ લેવાનુ એક ભયકર કાવતરુ રચ્યુ સુલ્તાનની એક નવી માનીતી તરફ સુલ્તાના તરીકે ભેટ સોગાદ મોકલવાને તેણે ઉમદામાં ઉમદા ભેટ તૈયાર કરી. નક્કર સોનાની બનાવેલી એક મોટી રકાબી મગાવી તેને ગોળ ફરતી મોતીથી મઢી લીધી. તેની અંદર સોનાના છ પ્યાલા ગોઠવ્યા. એક પ્યાલામાં મીઠાઈ, બીજામાં મધ, ત્રીજામાં સૂકો મેવો, ચોથામા સાકર, પાંચમામાં શરબત અને છઠ્ઠામા કાશી ભરવામાં આવી. તેની આજૂબાજૂ સુદર મઘમઘતા ફૂલો ગોઠવવામાં આવ્યા અને તેમ કરી તે ભેટ બે લોંડીઓ માર્ફત બાલ્કીસના ઓરડામાં મોકલી. જે વેળાએ આ બને લોંડીઓ ભેટ લઇને બાલ્કીસના ઓરડામા દાખલ થઈ, તે વેળાએ સુલ્તાન ત્યા બેઠેલો હતો તે ઉપરાત જનાનખાનાનો વડો કિસલાર આગા તથા પરોજાદ પણ ત્યા હાજર હતા. પેલી બંને ગુલામડીઓ સુલ્તાના ખાસેકીની આ કીમતી પણ ભયંકર સોગાદ લઈ ઓરડામાં દાખલ થઈ ત્યારે સુલ્તાનને ત્યાં બેઠેલો જોઈ તેઓ ગભરાઈ ગઈ, અને ચોંકીને પછે પગલે પાછી ફરવા જતી હતી, તેટલામાં સુલ્તાને તેમને પોતા આગળ બોલાવી, અને જે ભેટ પોતે સુલ્તાના ખાસેકીને કરેલી, તે ભેટ અહીં લઈ આવવાનું શું કારણ છે તે જાણવા માગ્યું.

આ ભેટની રકાબી અને લાડીઓએ બાલ્કીસના પગ આગળ મૂકી દીધી અને પછી બન્ને હાથ જોડી માથું નમાવી સુલ્તાનની હુજૂર ઉભી. તેમને મૂગી ઉભી રહેલી જોઈ સુલ્તાને પૂછ્યું કે "બોલો જલ્દી, આ બીનાનો ભેદ શો છે?" 'નામવર બાનૂ બાલ્કીસને આ ચીજો ભેટ આપવામાટે સુલ્તાના ખાસેકીએ મોકલાવી છે, નામવર સુલ્તાન,' તે લૌંડીઓએ જવાબ આપ્યો. 'વળી સુલ્તાના ખાસેકીની ઇચ્છા છે કે,'–તેઓ નમીને બોલી,– 'આ કાફી જે સુલ્તાનની દેખરેખ હેઠળ બનાવવામા આવેલી છે, તે બાનૂ બાલ્કીસે ચાખવી.' બાલ્કીસનો જાન લેવાને સુલ્તાના ખાસેકીએ રચેલા કાવતરામાથી છૂટી થઈ જવાને બને ગુલામડીઓએ સુલ્તાનની હુજૂરમા ઉપર પ્રમાણેનો ખુલાસો કરી દીધો સુલ્તાન બહુ પહોંચેલો હતો; જનાનખાનાના કાવાદાવાઓ સમજવા ઉપરાંત સુલ્તાના ખાસેકીની અદેખી અને હસદ ભરેલી વર્તણુકથી માહીતગાર હતો. વળી તેને લાગ્યુ કે, તેના જેવી એક અદેખી સ્ત્રી આવી એક અજાણી સ્ત્રી ઉપર હેતભરી સોગાદ મોકલે, એ ન બની શકે તેવું છે, એટલે તેને પૂરેપૂરો જ શક ગયો. દરબારી કાયદા પ્રમાણે મોકલેલી કાફી બાલ્કીસે ચાખવી તો જોઇયે જ, એટલે સુલ્તાને તે પ્યાલો પોતાના હાથમા લીધો, અને જે લૌંડીએ સુલ્તાનને ખુલાસો કર્યો તેને જ તે પ્યાલો આપી હુકમ કર્યો કે, 'એકદમ સઘળી કાફી પી જા, એક પણ ઘૂટડો રાખતી ના' બાપડી લૌંડી ગભરાઈ, તે અંદરખાનનો ભરમ સઘળો જાણતી હતી, એટલે હવે શું કરવુ, તેની તેને સમજણ પડી નહિ. તેને ફીકી પડેલી અને આનાકાની કરતી જોઇને સુલ્તાનનો શક મજબૂત થયો, એટલે તેણે તો ડોળા કકડાવીને હુકમ કીધો કે, 'ચાલ વેગે જલદી પી જા,' અને તેમ તેમ તે બાપડી વગર મોતે મોતને પાસે આવેલુ જાણીને ધ્રૂજવા લાગી. અતે સુલ્તાને બૂમ પાડવાથી તેઓ તેના પગ આગળ પડી, કોઈ મોટા ગુનાહની માફી માગતી હોય તેવો દેખાવ કરવા લાગી સુલ્તાન ઉઠ્યો અને કિસલાર આગાને તે બન્ને લૌંડીને સ્વાધીન કરી ફરમાવ્યુ કે 'મારો હુકમ થતાં સૂધી તેમને પરહેજ રાખવી અને તેમની ઉપર કશા પ્રકારની આપદા પાડવી નહિ.' કિસલાર આગા તરત તેમને ત્યાથી લઈ ગયો

સુલ્તાન હવે બાલ્કીસ આગળ બેઠો અને જનાનખાનાના કાવાદાવાઓથી તેને માહીતગાર કરવા લાગ્યો અને કાફીમા બેશક ઝેર છે એમ તેની ખાતરી કરી આપી પણ છેવટે બાલ્કીસને ફતેહ આપવાને તે પોતાની પાછળ તેડી ચાલ્યો. ઘણાક શૃંગારેલા ઓરડાઓ અને દીવાન-

ખાનામાં થઈ, તે સુલ્તાના ખાસેકીના દીવાનખાનામા દાખલ થયો. સુલ્તાના ખાસેકી, સુલ્તાનને બાલ્કીસ જોડે આવેલો જોઈ તરત ઉભી થઈ તેનુ મોઢુ ઉતરી ગયુ, અને તદ્દન બેહોશ સરખી બની ગઈ. હજી તો સુલ્તાન કાંઈ હુકમ કરે તે પહેલાં કિસલાર આગા પોતાનુ કામ બજાવી અદર દાખલ થયો. તેને જોતાં જ સુલ્તાને તેને હુકમ કીધો કે, 'જે ઓરડામા બાલ્કીસ હતી, તે ઓરડામા ખાસેકીને લઈ જઈ રાખવી, અને મારા હુકમ વગર તેને કશી જાતની છૂટ આપવી નહિ.' એ સઘળુ કામ વળી તેણે છૂપાછૂપ બજાવવાનો હુકમ કર્યો હતો. કિસલાર આગા ખાસેકીને લઈ ગયો, એટલે બાલ્કીસને હસ્તે મુખડે સુલ્તાને જણાવ્યુ કે, 'આજથી આ તારી જગા છે.' બાલ્કીસે તેના પગમા પડી તેનો ઉપકાર માન્યો. તેને ભારે પ્યારથી ઉઠાડી, સુલ્તાન બોલ્યો, 'પ્યારી બાલ્કીસ, તારી ખુબસૂરતીએ મારા જિગરમાં જગ્યા મેળવી છે, એમ ખુલ્લેખુલ્લું તને જણાવી, હું તારી મરજી જાણવાની રાહ જોઉં છુ.'

આ છેલ્લા શબ્દો હજી તો પૂરા થાય, તેટલામાં સુલ્તાન પાછો પીઠ ફેરવી, બાલ્કીસને ભારે વિચારમાં નાખી ચાલતો થયો. શુ કરવુ અને સુલ્તાનને શો જવાબ દેવો, એની તેને બિલકુલ સમજણ પડી નહિ. તેની હાલત સૂડી વચ્ચે સોપારી જેવી થઈ પડી. જે રાત્રે આ બનાવ બનતો આપણી નજરે પડે છે, તે જ રાત્રે સુલ્તાના વાલિદાએ બાલ્કીસને ઠાર કરવાનો પ્રપંચ રચ્યો હતો. પેલા કાળા ગુલામોને બરાબર હુકમ મળી ચૂક્યો હતો, અને તે બજાવવાને તેઓ મધરાત થવાની વાટ જોતા હતા. અતે ઠરાવેલો વખત આવી લાગ્યો, તૈયાર થઈ તેઓ પોતાનાં પગલાંનો અવાજ સભળાય નહિ તે માટે ગાલીચાઓ ઉપરથી ચાલીને જતા હતા, અને તેમ કરતાં અતે તેઓ બાલ્કીસ પહેલાં જે ઓરડામાં રહેતી હતી, ત્યાં જઈ પૂગ્યા. આ કાળા ગુલામો ધીમેથી ઓરડામાં દાખલ થયા ઓરડામા એક તરફથી કોઈ દમ લેતું હોય, તેવો આવજ તેમને કાને પડ્યો, તેના આધારે ઓરડામા અધારુ હોવાથી તેઓ તે તરફ ગયા અને સૂતેલી સ્ત્રીને બાલ્કીસ માનીને તેમણે ગુપચુપ બગલમાં ઉઠાવી લીધી. તે બૂમ ન પાડી શકે તેટલા માટે એકે તેનુ મોઢુ દાબીને પકડયુ અને બીજા એકે તે બાપડીના હંસસરખા ગળામા મજબૂત અગૂઠો દાબી દીધો. થોડીકવાર ગળામાથી સહજ ગુંગળાતો અવાજ નીકળ્યો, પણુ તરત જ તે બધ પડ્યો અને અંતે અફસોસ, તે બાપડી મડદું થઈ પડી. પોતાનું કામ બજાવી ગુલામો ત્યાંથી ગુપચુપ બહાર નીકળ્યા. તેઓ સુલ્તાના વાલિદાના ઓરડામા ગયા અને સોંપેલું કામ

બરાબર બજાવ્યું છે, એવી ખુશી ભરેલી ખબર આપી. બીજી તરફ બાલ્કીસ હજી પોતાનું મન શાંત પાડી શકી નહોતી. સુલ્તાને તેને સુલ્તાના બનાવવાની જે માગણી કરી હતી, તે વિશે તે વિચાર કરતી બેઠી હતી. પોતાના મનમાં આ ગડબડાટ ચાલતો હતો, તેટલામાં સુલ્તાના ખાસેકીની હાલત વિશે તેને દયા આવી. તેને લાગ્યું કે, સુલ્તાન તેની જોડે બહુ કઠોરપણે વર્ત્યો, માટે તેણે મનમાં વિચાર્યું કે, કાંઈ પણ તરકીબ લગાડી સુલ્તાનનો ગુસ્સો નરમ કરી, તેની ખાસેકી સાથે પાછી સલાહ કરાવવી. વગર ઢીલે બાલ્કીસે ખાસેકીવાળા ઓરડા તરફ પગલાં ભર્યાં. ઓરડામાં પહોંચી, બારણું ઉઘાડયું અને પોતાના હાથમાના દીવાથી જોયું કે, પેલી તરફ કોચ ઉપર ખાસેકી પડેલી હતી. તે આગળ જઇને જોય છું કે, તેનો ચહેરો તદ્દન બીહામણો થઈ ગયેલો હતો હાથવડે તેનું સઘળું શરીર તપાસ્યું તો લાગ્યુ કે, કોઇએ તેને ગુગળાવીને મારી નાખી છે અફસોસ, ભેદમા ગુચવાડો વળી નવે નામે ઉભો થયો તેને કેમ અને કોણે મારી નાખી હશે, તેની કશી અટકળ તે કરી શકી નહિ. મોટા જનાનખાનામાં જે ભયંકર કાવતરા ચાલતા, તેની કાંઇક ખબર બાલ્કીસને હતી એટલે તેણે એટલી તો અટકળ ચલાવી કે, આ જ્યા છે ત્યાં તે કોઈ કાવતરાનો ભોગ થઈ છે. હજી તો આ વિચાર પૂરો કીધા નથી, તેટલામા દરવાજા આગળ કોઇના પગલાનો અવાજ સંભળાયો તરત તે ચોંકી અને નજર કરી તો જનાનખાનાનો વડો કિસલર આગા, મોડી રાત્રે બાલ્કીસની હુઝૂરમાં પોતાને અચાનક આવી ગયલો, તેથી તેની પાસે માફ માગવા લાગ્યો, પણ બાલ્કીસે તેની નજર પેલી મડદુ થઈ પડેલી સુલ્તાના તરફ ફેરવી તરત તે ત્યા ગયો અને જોતાં જ બોલી ઉઠ્યો, 'બિસ્મિલ્લાહ! આ હુ શુ જોઉં છુ!' કિસલારને લાગ્યુ કે બાલ્કીસ હવે સુલ્તાના થવાની હોવાથી ખાસેકીની આ નડ વચ્ચેથી છૂપાછૂપ તેણે કાઢી નાખી છે. કાગનું બેસવું અને તાડનું પડવું, તેમ બાલ્કીસ ત્યા મધરાત્રે એકલી હતી! મનમા તો એ વિચાર કર્યો, પણ તેથી તેમ ખુલ્લુ બોલાયુ નહિ, એટલે ભરમમા જ ઇશારો કરી બોલ્યો કે, 'બાઈ સાહેબ, અલબત્ત તમારી મરજી વિરુદ્ધ એક હરફ સુદ્ધાં કાઢવાની કોઇની તાકાત તો નથી જ, પણ તમોએ સુલ્તાનની હુઝૂરમા તમારો ચહેરો તો સફેદ જ રાખવો જોઇએ. અલ્લાહ એક અને હુ બીજો એટલા જ તમારુ આ છૂપુ કામ જાણીએ છીએ.'

કિસલાર આગાના આ ભરમ ભરેલા ઇશારા સાંભળી બાલ્કીસ લગાર તોરમા જ બોલી, 'શુ ત્યારે આ ખૂન મારા હાથે થયુ છે, એમ તું કહેવા માગે

છે? આ નેરછન્સાફ તું મને કરીશ નહિ.' 'નામવર બાનૂ,' કિસલાર બોલ્યો, 'મારા ઉપરીઓની હુજૂરમાં હું તદન આંધળો, મુંગો અને બેહરો બીત છું.' બાલ્કીસ સુલ્તાના થવાની છે, એમ ખ્યાલ કરી તેણે હવે વધારે બોલવાનું મોકૂફ કીધુ. બાલ્કીસે જ્યારે જોયું કે આગાની ખાતરી થતી નથી, ત્યારે તે મૂંગી મૂંગી ત્યાંથી ચાલી પોતાના ઓરડામાં ગઈ. રાત ઘણી ગઈ હતી, એટલે ઉંઘવાનાં ફાંફાં તો ઘણાં માર્યા, પણ ફોકટ. નજર આગળ બનેલા આ ભયંકર બનાવે તેના મન ઉપર એટલી તો અસર કરી દીધી કે, ઉંઘ બિલકુલ આવી નહિ, અને તેવી જ વગર ઉંઘે સવાર પડી. સવાર થતા જ કિસલાર આગા બે ગુલામડીઓને સાથે લઈ ખાસેકીવાળા ઓરડામા ગયો. ખાસેકાને જોતાં જ તેણે અજાણ્યા થઈને ભારે ગભરાટ અને અચંબો બતાવ્યો, અને તરત જ સુલ્તાનને પણ ખબર પહોંચાડવામાં આવી કે, સુલ્તાના ખાસેકીએ ફાંસો ખાઈ આપઘાત કર્યો છે. સુલ્તાન મહંમદે તો કશી પણ અજાયબી કે અફસોસ દેખાડ્યા વગર તેની લાશને ઠેકાણે પાડવાનો હુકમ કીધો. સુલ્તાના વાલિદાને જ્યારે ખબર પડી કે, તેનું ધારેલું કામ તો આ પ્રમાણે ઊંધુ વળ્યુ છે અને ન ધારેલું બની ગયુ છે ત્યારે તે મનમાં બહુ જ મુઝાઈ. તેણે ભારે નમ્રતા સાથે પોતાના દીકરા સુલ્તાન મહંમદને તેની મુલાકાત લેવાને તેડું મોકલ્યું, પણ સુલ્તાને એમ અનુમાન કીધુ કે, બાલ્કીસ સાથે તેને જોડાયલો જોવાને તે રાજી નથી તેટલા જ કારણે તે તેડાવતી હશે એટલે માનું તેડું તેણે પાછું વાળ્યું, અને બાલ્કીસનો જવાબ મેળવવાનો વખત થાય, તેટલા સુધી તે બેલગ્રેડના જંગલમાં શિકારે નીકળી ચાલ્યો. બાલ્કીસની સાથે પરીજાદ હજી પણ હોવાથી તે તેની અને તેના ભાઈ મુરાદની મારફતે હેન્રી અને લીજીયાન્સ્કી સાથે છૂપા સંદેશા ચલાવતી હતી, અને તેને છૂપી રીતે છૂટા થવાની આશા આપ્યા કરતી હતી. બાલ્કીસને હવે કશા પ્રકારની ખોટ ન હોતી. સુલ્તાનાની પેઠે જ તેનો બોલ ઉંચકી લેવાતો હતો. હવે સુલ્તાનને હા યા નાનો જવાબ આપવાનો વખત નજદીક આવ્યો. સુલ્તાન પણ શિકારેથી પાછો ફર્યો. સુલ્તાન આગળથી કહેણુ મોકલી બાલ્કીસને મળવા ગયો. જેવો તે ઓરડામાં દાખલ થયો, તેવી જ બાલ્કીસ તેના પગોમાં પડી, એટલે સુલ્તાન તેને ઉઠાડી આબરૂ સાથે સોફા ઉપર લઈ ગયો. આ જની મુલાકાતમાં સુલ્તાને પરીજાદ અને કિસલાર આગાને બાજૂએ થઈ જવાની ઇશારત કરવાથી તેઓ બન્ને બહાર જતાં રહ્યાં.

સર્વને વિદાય થયલાં જોયા પછી ઘણા જ ધીમા પણ ગંભીર અવાજે સુલ્તાન બાલ્કીસ તરફ નજર કરી બોલ્યો, બાલ્કીસ, આજે તારે મોઢેને

હા યા નાનો જવાબ લઈ, મારું ભવિષ્ય ચળકતું કે સિહા કરવાને હું તારી હુજૂર ખડો થયો છુ. મારા તરફની માત્ર તાબેદારી અને મારા ઉપકારના બદલા તરીકે તું જો મારી સુલ્તાના થવા તૈયાર થશે તો તેથી હું સતોષ પામનાર નથી; પણ મને તારા માટે બહુ પ્રેમ છૂટે છે, જે બીજી સઘળી ઇચ્છાઓથી નિરાળી જ વસ્તુ છે. મારા તુરંગોને મેં સર્વ તરફ દોડાવી દીધા છે અને મારી ખાતરી થઈ ચૂકી છે કે, મારામા જે સચ્ચાઈ છે તેનો સાક્ષી ખુદા છે.'

સુલ્તાનના આ ગભીર વચનો સાંભળીને બાલ્કીસ ઉંડી વિમાસણમા પડી ગઈ અને તેને તેમ જોઇને સુલ્તાન વળી ઘણા જ ધીમા સ્વરે પાછો બોલ્યો કે, 'યા અલ્લાહ, આજે હુ સુલ્તાન કહેવાઉં છુ તો આ સેંકડો ગુલામો અને ગુલામડીઓ મારા પડેલા બોલો ઉઠાવી લેવાને તત્પર થઈ રહે છે. આવતી જ કાલે જો મને આ તખ્ત ઉપરથી ગબડાવી પાડવામાં આવે તો એ દરેકે દરેક જણ મારા તરફ લેશ નજર સુદ્ધા કરવાની કાળજી કરશે નહિ અને અફસોસ, રાજા કહો કે સુલ્તાન કહો, સર્વની હાલત એ જ પ્રમાણેની છે. મારા જિગરમાં હાલ જે આતશ ઉભરાયો છે તે એ જ કે, હુ હવે મને પોતાને સદાકાળ ચાહતી રહે, એવી એક સાથી મેળવવામાં ફતેહમદ થયો છુ અહો, બાલ્કીસ જો તુ મને ખરા જિગરથી સુખી કરવાની ન હોય તો મને બિલકુલ ઠગતી ના, પણ તારા અત.કરણના ઉંડાણમાં જે કાંઈ સમાયલું હોય, તે સાચેસાચુ જ મને કહી દેજે. જે ખુદાતાલાની હુ ભક્તિ કરુ છુ અને જેનો હુ બદો છુ, તેના તેમજ જે પેગબરના ધર્મનો હુ ચુસ્ત હિમાયતી છુ, તેના મક્કા અને મદીનાના પવિત્ર શહેરોના સોગન્દ લઇને હુ કહુ છુ કે, પ્યારી બાલ્કીસ. હુ તારા ઉપર જબરદસ્તી કરવા માગતો નથી જો તુ મને ચાહતી ન જ હોય તો તુ જ્યા જવા ઇચ્છે ત્યા હુ તને ધનમાલ અને આબરૂ સાથે વિદાય કરવાને તૈયાર છુ, પણ જો તારુ દિલ મને ચાહતુ હોય તો હુ તારો જ છુ, અને હુ તને મારા દુ.ખ સુખની સમાન ભાગીયણ ગણીને ચાલવાને તૈયાર છુ મહેલના સર્વ ભેદો અને છૂપી વાતો તારી હુજૂર જાહેર કરવામા આવશે કે જે જાણવાને લીધે મારા ગુચવાડાઓને સમયે તુ મને યોગ્ય સલાહ આપવાને સમર્થ થાય. તારી મરજી ઉપર મારો બિલકુલ કાબૂ ચાલશે નહિ, પણ ઓર તેથી ઉલટું જ જે છૂપા અને ભેદભરેલા શબ્દથી આ મહેલ કે ખજાના, રાજ કે તાજ, તુરંગ કે દારુખાનાના દરવાજાઓ ખુલ્લા મૂકવામા આવે છે, તે શબ્દથી તને માહીતગાર કરી સઘળાની મુખત્યાર બનાવ્યામા આવશે અને એ સઘળુ રૂપસુદરી બાલ્કીસ, તારી પોતાની ખાતરી કરવાને માટે જ.'

આ છેલ્લા વાક્યથી પોતાને કાંઈ શુદ્ધિ આવી ગઈ હોય તેમ ડોળ ઘાલી બાલ્કીસ બોલી કે, 'એ છૂપો શબ્દ જ્યાં ઘાતકીપણું વાપરેલુ હોય ત્યાં દયાળુપણાનુ કામ પણ કરી શકશે ખરો કે?' 'અહો પ્યારવતી, એ શબ્દ જો કોઈ ચઢી આવતા ખ્રીસ્તી લશ્કરના મુખમાંથી નીકળશે તો પણ આ શહેરના દરવાજા તેને માટે ખુલ્લા મૂકવામા આવશે,' સુલ્તાન મહમદ બોલ્યો. અને એ ખુલાસો સાંભળી બાલ્કીસ થોડો વખત વિચારમા પડી, અને તરત જ તેના ચહેરા ઉપર ખુશાલી પથરાઈ ગઈ, અને થોડા જ વખતમાં તે કોચ ઉપર ટટાર બેઠી થઈ, વિખરાઈ પડેલા વાળોના જુલફાને પેચમાં ને પેચમાં વળ ખવાડી બોલી ઉઠી, 'સુલ્તાન સુલ્તાન, હુ તને ચાહુ છુ.'

સુલ્તાનને તો જાણે આખા શરીરમાં વીજળી પસાર થઈ ગઈ હોય તેમ લાગ્યુ. તેની સઘળી શકા દૂર થઈ ગઈ. જે ઓરડામાં આ સમયે તે ઉભો હતો, તે તો જાણે તેને બાગે બિહિસ્ત લાગ્યુ. બાલ્કીસનો એક હાથ પોતાના હાથમાં લઈ તે બોલ્યો, 'બાલ્કીસ, ત્યારે તુ મને ચાહે છે અને તારું અત કરણ ફક્ત મારા તરફ જ દોરાયલુ છે કે?' 'હા હા, નામવર સુલ્તાન, તારા એકલાની જ તરફ' બાલ્કીસ બોલી. સુલ્તાન તો ભારે દીવાનો સરખો થઇને બોલ્યો, 'ત્યારે તો જાણે સ્વર્ગના દરવાજા મારી સામે ખુલ્લા થાય છે બાલ્કીસ, આજથી તુ મારી સુલ્તાના થઈ છે, આજ સૂધી કોઈ પણ સુલ્તાનાને નહિ અપાયલી એટલી સત્તા હુ તને આપીશ અને સાથે પેલો ભયકર ભેદ ભરેલો છૂપો શબ્દ પણ તારા તરફના વિશ્વાસ તરીકે હુ તને જાહેર કરીશ' બાલ્કીસે સુલ્તાનને દીવાનો સરખો બની ગયલો જાણી તેને સકજામાં લીધો અને ભેદભરેલો શબ્દ શો છે તે જાણવા માગ્યુ સુલ્તાન તો તેના પ્રેમમાં ભારે લીન થઈ રહેલો હતો, એટલે બીજુ કોઈ ન સાભળે તેમ તેણે તે શબ્દ બાલ્કીસને કહ્યો અને તે આ હતો "આગાજકાવુની." આ શબ્દ પોતાને મોઢે ગોખવાના ઇરાદાએ બેચારવાર બોલી લઇને બાલ્કીસે સુલ્તાનનો પોતા તરફના વિશ્વાસને માટે ભારે ઉપકાર માન્યો. હવે બહુ થઈ ગયલુ જોઈ ચપળ બાલ્કીસે દીવાનાના સરખો ડોળ કરી સુલ્તાનને જણાવ્યુ કે, 'નામવર, આજે તુ તેમ જ હું બને ભારે હરખમા આવી ગયાં છીએ, માટે હવે થોડા વખતને માટે તુ અત્રેથી વિદાયગીરી લઈ મને આરામ લેવા આપ, અને આવતી કાલથી આ તારી દાસીને તારી મહબૂબા બનાવજે સુલ્તાન મહમદ તો બાલ્કીસ ઉપર અધીરો બની ગયલો હતો, છતાં પણ તેને નારાજ નહિ કરવી, એવા હેતુથી તેણે વિદાયગીરી લીધી અને બીજી જ પળે એક નરમ મખમલના તકીઆ ઉપર જઇને બાલ્કીસ તો આજના બનાવ વિશે વિચાર કરતી સૂતી.

આલ્કીસે સુલ્તાન તરફ જે પ્યાર ધરાવ્યો, તેમાં તે શું સાચી હતી? તેણે સુલ્તાના થવાનું જે વચન આપ્યું, તે શું ખરા જિગરનું હતું? અને પેલા જવાન ખ્રીસ્તીને જે વચન તેણે થોડા જ વખત પહેલાં આપ્યું હતું, તે શું તે ભૂલી ગઈ હતી? આ સઘળાનો ભેદ હવે નીચેની હકીકતથી જણાશે. સુલ્તાનને વિદાય થઈ ગયલો જાણી તે ઉઠી. પોતાના શરીર ઉપરના સઘળા દાગીના તેમ જ સુલ્તાન તરફથી વારંવાર ભેટ આવેલાં જરઝવેરાત કાઢી તેને તેણે એક સુંદર પેટીમા બંધ કીધા. આવી રીતની તૈયારી કરી તેણે હળવેથી બારણું ઉઘાડયું અને બહાર ડોકિયું કર્યું સઘળું ચુપાચુપ હતું, એટલે તેના કાન ઉપર કશો અવાજ આવ્યો જ નહિ. અને તે ઓરડામાંથી બહાર પડી ચાલતી ચાલતી એક ઓરડામા પહોંચી અને આજૂબાજૂ જોયા પછી તે ઓરડાનું બારણું ત્રણવાર ટકોરા મારીને ઠોકયું, જે પ્રમાણેની ગોઠવણ પહેલાંથી આગળથી કરી રાખેલી હતી. ઓરડાનું બારણું તરત જ ઉઘડયું અને બે ગુનામો ઉંબર ઉપર સામા આવી ઉભા, જે તેને અટકાવી ઉભા આ મામલો જોઈ આલ્કીસે પેલા છૂપા શબ્દ "આગાજકાવુની"નો ઉપયોગ કર્યો, એટલે તે સાભળતાં જ તે લઠ સરખા બન્ને ગુલામો રસ્તો છોડીને દૂર થઈ ઉભા. પોતે કોણ છે, તે બને જોઈ નહિ શકે એવી રીતે બુરખો છેક મોઢા સુધી ખેંચી તથા શરીરે ઓઢેની શાલને બરાબર વીંટાળી તે એક દાદર ઉપરથી નીચે ઉતરી, જ્યાં વળી એક નવો જ દરવાજો તેને નડ્યો, કે જે દરવાજો પસાર કરવા પછી કિસલાર આગાના ઓરડામા જઈ શકાતું હતું ત્રણ ટકોરા બારણા ઉપર તેણે લગાવ્યા કે કિસલાર આગા પોતે જ સામો આવી ખડો થયો, તેને જોતાંજ "આગાજકાવુની" એવો બોલ તે બોલી, એટલે તે બોલનાર કોણ છે તેની કશી પણ તકેદારી કરવા વગર જ કિસલાર આગા બાજૂએ થઈ ગયો આગાના ઓરડામા થઈ તે એક મોટા ચોકમા જઈ પૂગી, જેની એક બાજૂ ઉપર સીલેદારોની બરાખ હતી. ધગધગતી છાતી સાથે આલ્કીસે આ તરફ આવી સીલેદારના ઓરડાનો રસ્તો જાણવા માગ્યો. ત્યાંથી મળેલી ખબર પ્રમાણે તે કેટલીક આગળ ચાલી કે, તે સરદારના ઓરડામા જઈ પૂગી આ સરદાર બેઠો બેઠો પોતાનો હુક્કો ગગડાવતો હતો, તે આલ્કીસને જોઈ અજાયબી સાથે જોવા લાગ્યો. તે હજી તો મોઢામાંથી કાંઈ શબ્દ કાઢે, તે પહેલા જ આલ્કીસે હિમતભરેલી રીતે તેને કહ્યું કે, 'ઉઠ ઓ સરદાર, અને તારા હસ્તકમાંના બન્ને કેદીઓને એકદમ છોડી દે,' પોતાના હુકમનું શું ઉત્તર મળે છે, તેની રાહ જોતી તે ઉભી છે, તેટ

લામાં તે સરદાર બોલ્યો, 'આ કામ બજાવવા માટે તારા કરતાં કોઈ વધારે ચઢતા અમલદારના હુકમની મને જરૂર છે.' આ ખુલાસો સાભળતાં જ બાલ્કીસ ફરીથી પેલો ભેદ ભરેલો શબ્દ "આગાજકાવુની" બોલી જે સાભળતા જ સરદાર ઉભો થયો, અને કેદીઓના ઓરડા આગળ દોડ્યો, ઓરડાના દરવાજા ઉઘાડી દીધા અને પોતાની બેઠકે આવી પાછો બેઠો.

ઓરડામા દીવાનુ ઝાખુ અજવાળુ હતું અને બાલ્કીસ ઉંબર ઉપર જ ઉભી હતી. પોતાના ઓરડામા કોઈ સ્ત્રીને દાખલ થતી દૂરથી જોઇને હેન્રી ગભરાતો ઉઠ્યો, જે વેળા લીઉયાન્સ્કી તો બીજી તરફ બેપરવાઈથી પડેલો હતો. હેન્રીને આવતો જોઈ બાલ્કીસ બોલી, 'પેગંબરના હુકમથી તમો છૂટા થયા છો, ગડબડ કરવી નહિ અને મારી પાછળ બને જણ ગુપચુપ ચાલ્યા આવો.' બાલ્કીસ આગળ અને બને પુરુષો પાછળ એમ ચાલ્યાં ત્યાથી આડે અવળે રસ્તે થઈ તેઓ મહેલમાથી બહાર નીકળી મહલ્લામા નીકળી પડ્યા. ચાલતા ચાલતા એક કિલ્લા આગળ આવી લાગ્યા, જ્યાના પહેરેગીરોએ તેમને અટકાવ્યાં. થોડા જ વખત ઉપર છૂટા થયલા બને ખ્રીસ્તીઓને તો પાછા પકડાવાની ધાસ્તી લાગી, પણ પહેરેગીરો તેમને હાથ લગાડે, તે પહેલા બાલ્કીસે પેલા ભેદભરેલા શબ્દનો ઉપયોગ કર્યો કે તરત જ કિલ્લાના દરવાજા ઉઘાડી દઇ તેમને વગર હરકતે તેમાથી પસાર થવા દેવામા આવ્યા ચાલતા ચાલતા હવે તેઓ સહીસલામત ખુલ્લા મેદાનમા આવી પહોંચ્યા. અત્યાર સૂધી ત્રણે જણ એક બીજા સાથે એક બોલ સુદ્ધાં બોલ્યા ન હોતા, પણ હવે પોતાને સલામત નીકળી આવેલા જાણી બાલ્કીસે તેમની સાથે વાત કરવા માડી. તેણે ઝડપી ચાલના ઘોડાઓ મેળવવાની ભલામણ કરી. ઘોડા મળે ત્યાં સૂધી ત્રણે જણ પગે ચાલતા થયા. બેલગ્રેડથી ઘણેક છેટે હવે તેઓ નીકળી આવ્યા હતા. તરતના છૂટાં થયલા આ ત્રણ સ્ત્રી પુરુષો હજી તો કયા જવુ, તે પણ નક્કી કરવા વગર ચાલતા હતા. તેટલામા તેમને ઘોડાની ખરીના દોડધામના અવાજો સભળાયા, અને તેઓ તેમનાથી છટકવાનો હજી તો ઉપાય શોધી કાઢે, તેટલામા વીસ સવારોએ આવી તેમને ઘેરી લીધાં. પરસ્પર સવાલ જવાબ થતા તે વીસ જણ જોઇને અજાયબ થયા કે, આ બે ખ્રીસ્તીઓ સાથે એક મુસલ્માન ઓરત કેમ આવી? તેમણે તે વિશે ખુલાસો માગતા બાલ્કીસ બોલી કે, 'આ બને ખ્રીસ્તીઓ મોટા ધનવાન્ વેપારીઓ છે અને હુ તેમની ગુલામડી છુ.' 'અલ્લાહ અલ્લાહ, ખ્રીસ્તી કાફરના હાથમા મુસલ્માન ગુલામડી, એ કેવી જુલમની વાત છે!'

તેમનો મનસૂબો એવો હતો કે, બાલ્કીસને આ બને ખ્રીસ્તીઓના હાથમાંથી છોડવી લઈ જવી. હેન્રી તથા લાજીયાન્સ્કી પાસે હથીયારો ન હોતાં, એટલે બાલ્કીસને તો વળી નવે નામે ભય પેઠો. હજી તો તેઓ કાંઈપણ વિચાર કરે, તે પહેલાં હેન્રી તથા લીજીયાન્સ્કીના મુસ્કેતાટ કર્યાં પછી તેમનો નિકાલ કેમ કરવો, તે વિશે તરેહવાર સૂચનાઓ થવા માડી. તેમણે તેમને જીવતા ને જીવતા ઝાડ સાથે બાંધ્યા અને બાલ્કીસને તેની આજીજી કાકલૂદી કે રડવા ઉપર કશુ પણ ધ્યાન આપવા વગર લઈને ચાલવા માડ્યુ. તેઓ ગયા પછી બને જણ શાંત પડી છૂટા થવાના ઉપાયો શોધવા લાગ્યા. લીજીયાન્સ્કીએ ઘણીક મહેનતે પોતાનો એક હાથ છૂટો કાઢ્યો, એટલે તેની મદદથી થોડી જ વારમાં બને જણા છૂટા તો થઈ શકયા, પણ અફસોસ, આ બનાવે તેમના મગજ ઉપર જે અસર કરી હતી, તે નબળા મનના માણસોને દીવાના બનાવવાને પૂરતી હતી અને હવે તેમણે એવો ઠરાવ કર્યો કે, તુરકી સરહદ પસાર થાય ત્યા સૂધી કોઇનુ પણ ધ્યાન ન ખેંચાય એવી રીતે જેમ બને તેમ જલદીથી ચાલ્યા જવુ, અને જે પહેલુ ઝુપડુ મળી આવે તેમા દાખલ થઈ આપણા પોશાકો ત્યા આપી, ખેડુતના પોશાક આપણે લઈ લઇશુ. હેન્રી તો બાપડો લગભગ દીવાનો થઈ ગયો હતો, અને તેને હિમત આપવાને લીજીયાન્સ્કીએ કશી કચાશ રાખી નહિ.

બાપડા બને જણા જેમ મનના તેમ જ તનના થાકથી અધમુવા થઈ કોઈ ન જાણે તેવી રીતે પોતાનો રસ્તો કાપ્યા જતા હતા, અને તેવામા જો તેમને દૂરથી કશો પણ ખખડાટ થતો સભળાતો તો જાણે આ કોઈ આવ્યુ કે શુ એમ બીને આજૂબાજૂ ફરીને જોતા હતા. અતે તેઓ એક કગાલ દેખાવના ઝુપડા આગળ જઈ લાગ્યા કે, જ્યા ત્રણ ખેડુતો જોડાજોડ બેસી ભોજન લેતા હતા. પોતાના દિલમા કરેલા ઠરાવ પ્રમાણે આ ઠેકાણે તેઓ ઉભા અને કેટલાક પૈસા આપી થોડું ઘણુ ખાવાનુ મેળવ્યુ અને પોતાના પોશાકો તેમને આપી, તેમના ખેડુતી પોશાકો તેમણે પોતે લીધા, અને હવે તેઓ પોતાને સલામત સમજી પોતાની મુસાફરીએ પાછા નીકળ્યા એમને હવે પડતા મૂકી આપણે બેલગ્રેડમા સુલ્તાનના મહેલ તરફ દોડીએ. સુલ્તાન જેવા હરખ ભરેલા દિલથી બાલ્કીસથી છૂટો પડ્યો હતો, તેનું વર્ણન કરવુ પણ મુશ્કિલ છે. તે એટલો તો હરખમાં આવી ગયો હતો કે, પોતાના મન ઉપર કશો પણ કાબૂ ધરાવી શકતો ન હોતો. પોતાના મહેલના એક ખાનગી

ઓરડામાં સુલ્તાન મહંમદ જઇને સૂતો અને પડ્યો પડ્યો તરેહવાર વિચારો કરવા લાગ્યો, અને તેમા બાલ્કીસ અને બાલ્કીસ તેના મનમાં જ્યાં ત્યા દોડતી ફરતી હતી. આવી હાલતમા સુલ્તાન પડ્યો છે, તેટલામાં એક કાળા ગુલામે આવી દીવાનખાનામાંનુ મોટું ઝુંમર સળગાવ્યુ અને તે સળગતા જ મહેલમા ભભુકદાર રોશની પ્રકટ થઈ રહી. થોડીકવારે ૭ ગાયન કરનારી સુંદરીઓ મહેલમાં દાખલ થઈ. તેઓ સઘળી સરકેશીયન હતી; તેમના શરીર ઉપર ઉંચા મખમલી પોશાકો હતા, ઉંચા દાગીનાઓ પહેર્યાં હતા, અને ટુકમા તેઓ છએ ખુબસૂરતીની પૂતળીઓ હતી સુલ્તાનને રીઝવવાને તેઓ તેની સમીપ હાજર થઈ અને મુજરો ચલાવ્યો, પણ બાલ્કીસના ખ્યાલમાં ગોથાં ખાતો બેઠેલો સુલ્તાન જાણે આંખે પડદા ફરી વળેલા હોય કે કશુ બનતું જ ન હોય, તે પ્રમાણે તેમના મુજરા કે નાચ ઉપર જરાપણ ધ્યાન આપ્યા વગર ગુપચુપ પડી રહેલો હતો જેમ જેમ સુલ્તાનને તેમણે આજે બેદરકાર બેઠેલો જોયો, તેમ તેમ પોતાની તરફ તેનું લક્ષ ખેંચવાને ઘણા એક પ્રયત્ન કર્યા પણ આજે તે સઘળા ફોકટ હતા. જ્યારે તેઓ થાકી ત્યારે નાચ તથા મુજરો બધ કરી હારબધ સુલ્તાનની સામે ખડી થઈ. આ જ વખતે સુલ્તાન જાણે ભર ઉંઘ-માથી બેદાર થયો હોય તેમ ચોંકી ઉઠ્યો અને તેમને કશો પણ મોંઢેનો હુકમ કરવા વગર માત્ર હાથની એક નાની સરખી ઇશારત કરી રુખ્સદ થવા જણાવ્યુ. તેઓ તે હુકમ માથે ચઢાવી ત્યાંથી ગઈ કે તેની પાછળ બીજી બે તેવી જ રૂપસુદરી મૂર છોકરીઓ સુલ્તાન સામે હાજર થઈ. આ બને બીબીઓ સુલ્તાના વાલિદા તરફથી સુલ્તાનને તેડવા આવી હતી. પોતાની માતાને માટે સુલ્તાનને હજી ઘણો ઉંચો વિચાર હતો અને તે ઉપરથી તેના તેડાને માન આપી, તે તેમની સાથે વાલિદાના ઓરડામા તેને મળવા જવાને કારણે ઉઠ્યો. વાલિદા પોતાના આ માનવતા પુત્રને મળવાને શા કારણે આતુર થઈ રહી હતી તે હવે પછી જણાશે; તેટલામાં આટલું તો ખરું કે સુલ્તાનને રીઝવવામાં વાલિદાએ કશી મણા રાખી ન હોતી જેવો તે પોતાના ઓરડામા આવી પૂગ્યો કે, તરત તેણે તેને અદર દાખલ કીધો. તે બેઠો તેવામાં સુદર ૫૦ લોંડીઓ જૂદા જૂદા ઉંચા નમૂના અને કારીગરીના તબકોમા ભાતભાતનુ ખાણું અને શરાબ લઇને આવી. લોંડીઓ કાંઈ લોંડીઓ ન હોતી, પણ જેવુ ખાણું ભાતભાતનું સ્વાદિષ્ટ લજ્જતદાર હતું તેવી પચાસે લોંડીઓ પોતપોતાની તરેહવાર જાતની કુદરતી ખુબસૂરતીને માટે મહેલમાં સર્વ કોઇનુ ધ્યાન ખેંચી રહેલી હતી, અને તેઓ જૂદી જૂદી જાતની હોવાથી પોતપોતાના દેશી પોશાકો અને દાગીનાઓને લીધે

અતિ ઘણી શોભી રહી હતી સુલ્તાનનું મન રંજન કરવાને વાલિદાએ સઘળીઓને ઉત્તમમાં ઉત્તમ પોશાકોમાં ત્યાં હાજર કરી હતી. આહા, પણ આજે સુલ્તાન મહંમદ આ હૂરીઓ તરફ તદ્દન બેદરકારીથી જોતો હતો. બાલ્કીસની ખુબસૂરતી આગળ આ પચાસે હૂરીઓ કુછ બિસાદમાં ન હોતી. બાલ્કીસના પ્યારમા જ તે લીન થઈ ગયલો હોવાથી તેમના ઉપર તે પોતાનું ધ્યાન કયાંથી જ દોડાવી શકે? વાલિદાએ સુલ્તાનનુ મન બાલ્કીસ ઉપરથી ફેરવવાને કારણે જ આ સઘળી ગડબડ ઉભી કરી હતી, પણ તેને જરાયે ડગમગેલો ન જોયો ત્યારે તેણે એક ઉંડો નીસાસો નાંખ્યો તેને ધાસ્તી હતી કે, બાલ્કીસ જો સુલ્તાના થવા પામી તો તે પોતાની ચબરાકી અને બહોશીથી મહેલમાંના કાવાદાવાઓ કે જેના આધારે મહેલમાં ગમે તેવાં ભયકર કાવતરા પણ સુલ્તાનથી ગુપચુપ પસાર થઈ જતા હતા તે ઉઘાડા પડી જશે, અને તે જ કારણે વાલિદા સુલ્તાનનું મન ફેરવવાના આ ઢોંગ લઈ બેઠી હતી જ્યારે સુલ્તાન હાજર થયલી પચાસ માંહેલી કોઇપણ હૂરી સાથે જરા પણ બોલ્યો નહિ ત્યારે વાલિદાએ તેને બોલાવ્યો અને એકેક પછી સઘળીઓની ખુબસૂરતીનુ બને તેટલી અતિશયોક્તિ સાથે વર્ણન કરીને તેણે સુલ્તાન હુજૂર રજૂ કરી, પણ તે સઘળું થઈ રહેતાં જ સુલ્તાને તો એક જ બોલમા જવાબ આપ્યો કે, 'વાલિદા, તારી હાજર કરેલી પચાસ લોંડીઓ, જે સુદરીમા મારૂ દિલ લીન થયુ છે તેની ખુબસૂરતી આગળ કુછ બિસાદમા નથી' વાલિદા આથી નિરાશ થઈ પણ નાહિંમત થઈ નહિ. તે વિશેષ અતિશયોક્તિ કરી બોલી કે, 'મારા પ્યારા પુત્ર, આ સુદર મૃગિશ છોકરીઓને મોઢે અક્કેકી એવી વાર્તાઓ છે કે, જે તેમના કોમલ કંઠથી સાભળતાં ગમે તેવુ બળેલુ મન પણ શાત બની જાય છે, માટે જો તારો હુકમ હોય તો હું તેમને ફરમાવુ.' 'નહિ નહિ, મારી મા,' સુલ્તાન બોલ્યો, 'એના કરતા પણ વધારે કોમળ સ્વરની મને રીઝવવામાટે જરૂર છે. મારા મન ઉપર જે પૂતળીનો છાપ કોતરાઈ રહેલો છે, તેમાંથી મને છૂટો પાડવાનો પ્રયત્ન કરવો, એ તદ્દન મિથ્યા છે તારી આ ગુલામડીઓ ગમે તેટલાં ગાયનો ગાઈ મારા મનનુ સમાધાન કરવાની કોશિશ કરે તો શુ થયુ? પણ જે મીઠો અને મધુર સ્વર મારા કાનમા ગણુગણુ થયા કરે છે, તેની આગળ તે કશી બિસાદમાં નથી જ.'

વાલિદાએ જ્યારે જોયુ કે તે સીધે સીધો નથી ફરતો ત્યારે તેણે તેને કાંઇક ઠપકા અને ટોણા મારી ફેરવવાનો રસ્તો હાથ કર્યો તેમ કરતાં તે બોલી કે, 'અફસોસ મારો દીકરો જાતે શૂરવીર યોધો છતાં શૂરાતનની અને પરાક્રમોની વાર્તાઓ સાંભળવાના અખાડા કરવામા પોતાની મોટાઇ સમજે

છે.' સુલ્તાન તેથી પણ કાંઈ ડગે તેવો ન હોતો. આ ટોણાનો જવાબ તેણે એવા કઠોર શબ્દોમાં વાળ્યો કે, વાલિદા તદ્દન ચૂપ જ થઈ ગઇ. તેણે સઘળી વાત છોડી દઈ હવે પેલી પચાસ લોંડીઓને દશ દશની પાચ ટોળકી કરી, મહેલના પાંચે ખૂણામા એક ઉત્તમ નાચ અને મુજરો ચલાવવાની ઇશારત કરી. આજે સુલ્તાનને રીઝવવાની ઘણી જરૂર છે, એમ આ સુન્દરીઓને ખબર પડવાથી તેમણે હંમેશ કરતા વધારે મહેનત લેઈ નાચ અને મુજરામા કળાની હદ કરી બતાવી અને તેમ તેમ તેનાથી સુલ્તાન ઉપર કશી અસર થાય છે કે નહિ, તે જાણવાને વાલિદા વારવાર તેના મોઢા તરફ ધ્યાનથી તાક્યા કરતી હતી પણ અફસોસ, સુલ્તાન તો જાણે પોતાની આગળ કશુ બનતુ જ ન હોય, તેમ પૂતળાની પેઠે ચુપકીદી પકડી બેઠી રહેલો હતો. તેને તેમ જોઈ ખધી વાલિદાએ સુલ્તાનને વળી બોલાવ્યો ઘણા જ ગદ્‌ગદિત કંઠે તે બોલી કે, 'નામવર સુલ્તાન, તને રીઝવવા માટેની જે કાળજી હુ ધરાવુ છુ, તે કોણ જાણે શા સબબથી તને પસદ પડતી નથી મેં તારુ શુ નુકસાન કર્યું છે તે હુ જાણતી નથી. તુ મને કશો જવાબ દેતો નથી તો ભલે, મારા કુલવાન્ પુત્ર ! હવે આ મારી જિદગી મને અકારી છે માટે હુ હવે રજા લઇશ અને બ્રુસા જઈ ત્યા આગળ મહાન્ સુલ્તાનોની કબર આગળ એક મીનારો ઉભો કરી, તેમા એક કબર તૈયાર કરી હુ તેમા ભરાઈ રહી, મારી કગાલ જિદગીના બાકીના દિવસો પૂરા કરીશ '

આટલુ બોલી વાલિદા જારજાર રડવા લાગી, અને પોતાની માને આવી રીતની હાલતમા જોઈ શું કરવુ, તે સુલ્તાનને સૂઝ્યુ નહિ, અને તેને વિચારમા પડેલો જોઈ વધારે દાબવાને વાલિદા ફરીથી રડતી આખે બોલી કે.' હવે મારા પ્યારા દીકરા, તુ મને એ રજા હુ ધારુ છુ કે ખુશીથી આપશે. મારા અત કરણની તમામ ખુશાલી માત્ર મારા એકપૂરા દીકરામા હતી, અને જ્યારે તુ મારી નમ્ર ભેટ કબૂલ રાખવાની ના પાડી બેઠો છે ત્યારે શુ મારે એમ ન સમજવુ કે, સુલ્તાન મારા ઉપર ખફા થયો છે ?' સુલ્તાને હવે જબાન ઉઘાડી. તેણે પોતાની માને હુકમ કીધો કે, સઘળા ગુલામો તથા લોંડીઓ વિગેરેને અત્રેથી રુખ્સદ આપવી. તે પ્રમાણે વાલિદાએ એક ઇશારતથી સઘળાને વિદાય કર્યા, એટલે સુલ્તાન બોલ્યો કે, 'માતા, હવે તારા મનનો ભેદ મને ખુલાસાથી જણાવ અને મને કહે કે, હમણાં તેં મને શા કારણથી બોલાવ્યો છે.' અસલ મુદ્દા ઉપર સુલ્તાનને આવેલો જોઈ વાલિદાએ તેને પૂછ્યું કે 'તુ પેલી અજાણી સ્ત્રીને ચાહે છે ?' 'ખચીત જ,' સુલ્તાને જવાબ આપ્યો; 'ચાહું છુ એટલું જ નહિ પણ

તેને હું મારી માનીની સુલ્તાના બનાવવા ઇચ્છુછુ.' 'ત્યારે મને ધાસ્તી છે તે એ જ છે,' વાલિદા બોલી, 'પ્યારા દીકરા સુલ્તાન મહમદ, તે જાદુગરણીથી મને બચાવ; તે દદાને કારણે તો ખાસેકીને આપઘાત કરવો પડ્યો છે અને મને શક નથી કે વખત જતાં મારો કાળ પણ તેમ જ આવ્યા વગર રહેનાર નથી. અલબત જે લેખ લખેલા હશે, તે તો કાંઈ બન્યા વગર રહેવાના નથી. પછી ગમે તો પેમી જાઓ પાતાળમા કે ઉડી જાવો આકાશ ઉપર'

સુલ્તાન લગાર ગુસ્સે થઈ બોલી ઉઠ્યો, 'બસ કર, બસ કર વાલિદા, અલબત ખાસ્કીસની આસપાસ ઘણા ભૂતો ભમે છે, પણ તેની સઘળી અગર તેની આંખોમા જ સમાયલી છે અને નહિ કે તે કરપીણ ઇડાઓમા'

સુલ્તાન ગમે તેટલો ગરમ થઇને આ બોલો બોલ્યો, તે જતા તેની જરા પણ દરકાર નહિ કરતા વાલિદા બને તેટલુ ગભીર મોઢુ કરી બોલી કે, 'તેની આંખોમા જ અસાધારણ ચળકાટ સમાયલો છે એ આંખોમાંથી ઘણીકવાર બળતા પહાડામાથી નીકળતી જ્વાળા સરખી જ્વાળાઓ નીકળતી જોવામા આવે છે, અને તે વેળાએ તેની સામે જે કોઈ આવેલુ હોય, તે જાણે તે જ્વાળાથી ભસ્મ થઈ જતું હોય તેમ લાગે છે. તેની આગળથી ખસી જવાની ગમે તેટલી કોશિશ કરો તો શુ થયુ, પણ તેની જ્વાળા સાપની પેઠે સામા માણસને ઉડીને બાઝે છે જ્યારે ઓરડામા બત્તી બળતી હોય ત્યારે કદાચ તેની આંખોના ચળકાટને ખાતર તે બત્તી તમો બુઝાવી નાખો અને જુઓ તો તેની આંખો જાણે વાઘણ કે દેવીની આંખો જેવી ચકચકતી માલમ પડશે. તે જોતા જ તમારા દાતો કચકચશે અને તમારુ તમામ શરીર ધ્રૂજવા લાગશે. કારણ કે, તે આંખો જેમ જલદીથી પ્યાર ખેંચે છે તેવી જ તીક્ષ્ણતાથી તે સામાના દિલમા ભય પણ ઉત્પન્ન કરવાનું સામર્થ્ય ધરાવે છે.'

સુલ્તાને હવે ભવા ચઢાવ્યા, નાકના નસકોરા ઉડાવ્યા, અને બરાડી ઉઠયો કે, 'જૂઠુ જૂઠું, વાલિદા એ સઘળુ તારુ બોલવુ એક નાકેથી બીજા નાકા સુધી જૂઠુ છે. તેની આંખો તેજસ્વી અને સુદર છે, પણ તુ જેમ કહે છે તેમ તેની સામા આવનાર માણસના દિલમા ભય ઉત્પન્ન કરે તેવી તે બિલકુલ નથી.'

'મેં જે શોધ કર્યા છે તે માટે હુ અલ્લાહના કસમ લઇને કહુ છુ કે, તે જરાએ જરા સાચુ છે,' વાલિદા બોલી, 'એક રાત્રે હુ તેના ઓરડામા ગઈ હતી, શા કારણથી તે મને હાલ યાદ નથી, તે ઉંઘમા પડીને કાંઈ સ્વપ્ન જોતી હોય એમ મને જણાયુ. તે વેળાએ તેની આંખો ખુલ્લી

હતી, અને એટલી ચળકાટ મારતી હતી કે તે જોઇને મને તો કંપ થઈ આવ્યો અને મેં ઉપર જણાવ્યું તેમ હૃદયમાં ભય પેદા થયો.'

'સુલ્તાના,' સુલ્તાન ગુસ્સામાં જ બોલ્યો, તું જૂઠું અને તે પણ હડહડતું જૂઠું બોલે છે. જે પૂતળીને હું મારા ખરા જિગરથી ચાહું છું તેનાથી વિખૂટો પાડવાના આ તારા સઘળાં નીચ કરતુકો છે, એમ હું તને ખુલ્લે ખુલ્લું જણાવું છું, પણ તેમાં તું મારાથી હારશે. ઈસ્તંબોલ જવાની તારી મરજી છે તો આવતી જ કાલે બેલાશક તું સિધાવ. પ્રાચીન જનાનખાનામાં તું સુખેથી રહેજે, અને મરહૂમ સુલ્તાનની બીબીઓ જોડે બેલાશક વસવાટ કરજે, અને એથી પણ વધારે જોઇતું હોય તો હું તને પેગંબરના કસમ લઈ કહું છું કે, જેટલા તારા કાવાદાવાઓ નીચ પ્રકારના છે, તેથી ઉલટું જ હું બાલ્કીસ તરફ વધારે ને વધારે માન, આબરૂ અને મહબ્બતથી વર્તીશ મારા જનાનાની સઘળી સુંદરીઓને હું રુખ્સદ આપીને અને તેમને તારી સાથે ઈસ્તંબોલ મોકલીશ અને તું સુખેથી ત્યાં તેમની ઉપર ગમે તેવી હુકૂમત ચલાવજે મારી અને મારી મરજીની વચ્ચે પડવાની જે હિંમત કરે, તેને એ સિવાય બીજી કશી શિક્ષા હું કરી શકતો નથી; અને હવે આ નીચ બાનૂ, હું તારી ખાતરી કરું છું કે, તું યાતો કોઇ ચાલતી નાલેસીથી ભંભેરાઇને ભોળવાઈ છે કે કા તો તે નાલેસી તેં પોતે જ જોડી કાઢી છે. બાલ્કીસની હાજરીથી મઘમઘતા ઓરડામાં અબઘડી મારી સાથે ચાલ, કદાચ ઉંઘ તેના ઉપર ગલબો કર્યો હશે અને તે પછી આપણે જોઇશું કે જે ચિત્ર તેં તેની આંખોનું મારી હુજૂર ચીતર્યું છે તે કેટલું સાચું છે' એમ બોલી સુલ્તાને પોતાની માનું કાંડું પકડ્યું અને તેને ઓરડામાંથી ઘસડતો ઘસડતો બાલ્કીસના ઓરડામાં લઈ ચાલ્યો વાલિદા તો એક બોલ પણ બોલવા પામી નહિ અને તેવી રીતે ચુપચુપ તેઓ બાલ્કીસના ઓરડામાં દાખલ થયા. ઓરડાનું બારણું ઉઘાડું હતું, તે જોઈ સુલ્તાન લગાર વહેમમાં પડીને ચોંકયો. સાવચેતી રાખી તે આગળ વધ્યો અને આસપાસ જોયું પણ બાલ્કીસ તો મળે નહિ! ત્યાંથી પાસેના ઓરડામાં ગયો, ત્યાં પણ બાલ્કીસનું નામનિશાન નહિ મળે સુલ્તાનના મનમાં તો અજાયબ સરખો ભય પેઠો અને તેથી તરત જ વાલિદાનો હાથ જે પોતાના હાથમાં પકડી રાખેલો હતો, તે તેણે છોડી દીધો મોઢા ઉપર અતિશય પરસેવો વળ્યો હતો, તે એક હાથે લૂછ્યો અને ગાભરો થઈ બાજૂ ઉપર પડેલા એક કોચ ઉપર પડ્યો અને કેટલીક વખત સુધી તો કશો વિચાર જ કરી ન શકયો.

મનમાં કાંઈ કલ્પના થઈ આવી હોય તેમ તે કોચ ઉપરથી ઉઠ્યો અને જનાનખાનામાં થઈને કિસલાર આગાના ઓરડા ભણી ચાલ્યો અને આલ્કીસની ખબર પૂછવા લાગ્યો. કિસલાર આગા ગભરાઈને ઉભો થયો અને બોલ્યો, 'આલ્કીસ આલ્કીસ, મને તેની તો ખબર નથી, પણ આસરે કલાક ત્રણેક થયા એક સ્ત્રી જનાનખાનામાથી પસાર થઈ ગઈ ખરી. હુ સમજ્યો કે, તે કોઈ દરબારીની દીકરી હશે, કારણ કે, તે પેલા છૂપા શબ્દથી માહીતગાર હતી.'

તે "છૂપો શબ્દ"—સુલ્તાન ચોંકીને બોલ્યો અને હવે તેને કાંઈક ભેદનો ખુલાસો મળ્યો. કશો વધારે ખુલાસો લીધા વગર તે તરત જ સીલીદારના ઓરડા આગળ આવ્યો અને તેને સવાલ કર્યો કે, 'અહીથી કોઈ પસાર થઈ ગયુ ખરુ ?' તેણે ઉત્તર વાળ્યુ 'હા નામદાર, શાલ ઓઢેલી એક સ્ત્રી અહીંથી ગઈ ખરી, એટલુ જ નહિ પણ તેણે મારા હસ્તકમાના પેલા બે ખ્રીસ્તી બંધવાઓને પણ પેલા છૂપા શબ્દની મદદથી છોડાવ્યા.'

'આહા કમબખ્ત નસીબ, તે અતે દગો દીધો.' સુલ્તાન નો જાગ બેજાર મોતી સરખા આસુઓથી ત્યા જ પડીને રડવા લાગ્યો. 'આલ્કીસ આલ્કીસ, તેં અતે વિશ્વાસઘાત કીધો ? તે કમબખ્ત આસ્ટ્રીયનોને તારે ખાતર કદાચ મારુ અડધુ રાજપાટ પણ આપી દેવાને હુ રાજી થાત. આહા, "સુલ્તાન હુ તને ચાહુ છુ" એવા તારા શબ્દો મારા કાળજામા તીરની પેઠે લાગી આવે છે. એક નાચી જ સ્ત્રી મુજ સરખા બળવાન્ સાથે આવી ઘાતકી ચાલ ચલાવશે, એમ મને લેશ પણ ખબર ન હોતી, નહિ, નહિ આલ્કીસ, તને આ મુજી ખ્રીસ્તી કૂતરાઓએ ફસાવી છે, પણ હુ તો તને હજી પણ ચાહુ છુ દુનિયામા અત્યાર અગાઉ કોઈ પણ મરદે કોઇપણ સ્ત્રીઉપર ચાહ નહિ બતાવ્યો હોય તેટલો ચાહ હુ હજી તારા ઉપર બતાવુ છુ. કરોડો માણસોના નસીબો ઉપર અમલ ચલાવવાને જ્યારે કુદરતે મને સત્તા અને બળ આપ્યા છે ત્યારે હુ મારા પોતાના મન ઉપર કાબૂ ધરાવી શકતો નથી. આલ્કીસ આલ્કીસ, તુ કયા ગઈ છે ?'

આવો ઘણોક કલ્પાંત કરી ઘણીવારે શુદ્ધિ આણી માણસોની જૂદી જૂદી ટુકડીઓને જૂદા જૂદા ગામો તરફ શોધમા જવાને હુકમ કરી, પોતાના ખાનગી ઓરડામા તે પાછો ફર્યો અને કાંઈ શાતિ થાય તેવાં ઔષધો લાવવાને હકીમોની દોડાદોડ ચલાવી. હવે બીજી તરફ આ ગડબડ સડબડની ભાંગી તૂટી અને ખોટી અફવા શહેરમાં ઉડી. એવી અફવા ઉડી રહી કે, સુલ્તાન તદ્દન મરણતોલ બીમાર થઈ ગયો છે અને જે વખત

જાય છે તેમાં બીજા જહાનની કૂચ કરવાની તૈયારી છે. બેલગ્રેડમાં પડેલા જૈનીજારીઓના લશ્કરની બરાખમાં આ ગપાટો ફેલાયો, એટલે જોઈ જ લ્યો મઝા, ગમે તેટલી રાત છતાં આ તોફાનીઓ તો સૂતેલા ઉઠ્યા, ગોદડીઓને ઉંચી કરી દીધી, હથીયારો બાંધ્યાં અને ટોળેબંધ થઈ મહેલના આંગણામાં ભેગા થયા. બળવો ઉઠાવાની આ સઘળી નિશાનીઓ હતી અને તે જોઈ ખુદ મહેલમાં તથા શહેરમા રાતોરાત જે ગભરાટ થઈ રહ્યો, તેનો સુમાર ન હોતો. આ ગડબડ ઉઠવાનુ કારણ શુ છે, તે જાણવાને કિસલાર આગા મહેલમાંથી બહાર ધસી ગયો બળવાખોરોમાંના એકે ખુલાસો કીધો કે, 'હવે સુલ્તાન તો મરણ પામ્યો છે અને તે ખબર લઇને ઇસ્તંબોલ ખાતે કાસિદો પણ દોડ્યા છે.' કિસલાર તેને સમજાવી બોલ્યો કે, 'સુલ્તાન સહેજ બેચેન છે પણ તેની હૈયાતી માટે ધાસ્તી રાખવા જેવુ કાંઈ પણ નથી ' નહિ નહિ, અમો અમારા બાદશાહને નજરો નજર અબઘડી જોવા માગીએ છીએ,' એવી તે જોશમાં આવેલા તોફાનીઓએ માગણી કીધી

'પણ તે નામવર ઉંઘેલો છે, એટલે હુ તેને હાલ છેડવા માગતો નથી, માટે સવારે તમે સુખેથી પધારજો, અને હાલ તો પેગંબરના કસમ ઉપર તમોને છૂટા થઈ જવાનો હુકમ કરું છુ,' કિસલાર આગા બોલ્યો. ગમે તેટલા સમજાવ્યા છતા તેઓ તો એક જ હઠ ધરી રહ્યા કે, 'સુલ્તાન મહમદ મરીજ ગયો છે, માટે અમે મહેલના સત્તાવાળાઓને ગમે તેમ બાજી રમવા દેનાર નથી ' હવે તો તોફાનીઓએ ખુલ્લી રીતે 'સુલ્તાન' 'સુલ્તાન' એવા પોકાર કરવા માંડ્યા. કિસલાર આગા તેમને ગમે તેટલો સમજાવવા ગયો, પણ વ્યર્થ, તે તોફાનીઓના હાથનો મેથીપાક ખાતાં સહજ છટકી ગયો.

કિસલાર આગા ગભરાયો અને હવે તો જે બને તે ખરું પણ બહાર બનતા બનાવોથી સુલ્તાનને માહીતગાર કરવો, એવા ઇરાદાથી અંદર ગયો. દરમ્યાન તોફાનીઓએ આંગણામાં મોટુ ભડકુ સળગાવ્યું, આજૂબાજૂની શરાબની દુકાનો ઉપર દરોડો પાડી મૂકયો. થોડા જ વખતમાં કિસલાર પાછો બહાર આવ્યો ને કહેવા લાગ્યો કે, 'હાલ સુલ્તાન બહાર આવી શકતો નથી.' હવે તો તોફાનીઓની પૂરેપૂરી જ ખાતરી થવા માંડી કે, સુલ્તાન મરી ગયો છે. પોતાની ખાતરી કરવાને હવે તેમણે મહેલમાં ધસી જવાની તૈયારી કરવા માંડી, અને અંતે તેમનામાંના કેટલાક જુનૂનમાં આવી જઈ મહેલના જૂદાજૂદા ભાગોમાં ધસી પણ ગયા ખરા. સુલ્તાના વાલિદા તો પોતાના ખાનગી ઓરડામાં એકાંત અને ગુપચુપ આ સઘળા બખેડાનું શુ

પરિણામ આવે છે, તે જોતી બેઠી હતી. હવે સુલ્તાન પોતે સઘળી ગડ-બડથી જાગી ઉઠયો એટલે કિસલારે હિમત લાવી તેને સઘળી વાતથી માહીતગાર કીધો. સુલ્તાન તરત ઉઠયો, પોશાક કીધો અને માળ ઉપરથી નીચેના દીવાનખાનામા ઉતરી ઉભો, કે જ્યાં સઘળા તોફાનીઓ ઉપર ચઢી જવાની આશામા તૈયાર ઉભા હતા મહેલમાં રોશનીની કશી ખામી ન હોતી, એટલે સુલ્તાન ધસારાબધ ઉતરી આવતા જ સર્વેએ તેને પીછાણ્યો અને તેને જોતાંજ "સુલ્તાન ઘણુ જીવો" એવા પોકારોથી મહેલને ધ્રૂજાવી મૂકયો સુલ્તાને તેમનો ઉપકાર માની કિસલારને હુકમ કીધો કે સઘળાઓને છુટે હાથે બક્ષીશો આપી વિદાય કરવા એમ કહી સુલ્તાન વિદાય થયો અને બની તેમ ભેટ લઇને આ તોફાની લશ્કરીઓ પણ પોતપોતાની બરાકોમા ચાલ્યા ગયા અને સઘળુ હતુ તેવુ પાછુ શાત થયુ

બાલ્કીસ ન્હાસી ગઈ છે એમ જયારે વાલિદાએ જાણ્યું ત્યારે તેની ખુશાલીનો કશો છેડો રહ્યો નહિ તરતવેળા જનાનખાનામાની પોતાની સત્તા ગુમ થવાની જે ધાસ્તી હતી, તે દૂર થવાથી તે બહુ ખુશ થઇ, પણ સુલ્તાન તો બાપડો નિરાશ થઈ દિલાસો મેળવવા ક્યાં જવુ તેના વિચાર-મા જ હતો. ઘડીકમાં તે વિચાર કરતો કે હુ જ પોતે ઘોડેસ્વાર થઈ બાલ્કી-સના શોધમા જાઉ અને બીજી જ પળે તે વળી તેને વિશ્વાસઘાતમાટે ઠપકો આપી તે વિચારને કાઢી નાખતો. ઘડીકમા તે રાજપાટ સઘળુ તજી એકાં-તવાસ કરવાનો વિચાર ચલાવતો અને બીજી જ પળે પોતે આવો બળવાન છતા આવી નાચી જ સ્ત્રીને પકડી લાવવામાં શામાટે પાછી પાની કરે તેનો વિચાર કરતો હતો. આવા આવા તરગો દોડાવે છે, તેટલામા તેને ખ્યાલ આવ્યો કે, ગમે તે હોય પણ બાલ્કીસનુ દિલ કોઈ બીજા જ પુરુષ તરફ ખેચાયલુ હોવુ જોઇયે, અને જો તેમ ન હોય તો તે પેલા બને ખ્રીસ્તી-ઓને શામાટે છોડી દે' માટે કા તો જવાન છોકરો કે કાં તો પેલો ઉમરે પૂગેલો ખ્રીસ્તી તેનુ અતઃકરણ જિતી ગયલો હોવો જોઇયે. પોતે તેના હાથે કેવો છેતરાયો અને તેને છૂપો શબ્દ કહેવામા કેવો ઠગાયો, તે ઉપર પણ તે ખ્યાલ કરતો બેઠો. બીજા કામોને માટે પણ તે બને ખ્રીસ્તીઓને કેદ રાખવામા સુલ્તાનનો એક છૂપો હેતુ હતો, જે પણ સાથે લાગો ભ્રષ્ટ થવાથી તેનુ કાળજું ફાટફાટ થવા લાગ્યુ.

—✲✲✲✲—

## પ્રકરણ ૩૮ મું

## ખલીલની સાતમી વાર્તા ચાલૂ–બાલ્કીસનો શોધ

જે ઘોડેસ્વારો બાલ્કીસને લઇને ભાગતા હતા, તેઓ આંખો મીચીને પુષ્કળ દૂર નીકળી ગયા અને તે પછી તેઓ એકાએક ડાબી બાજૂએ ફરી ગયા. જ્યાંથી તેઓ એક ઉજ્જડ અને વસતિ વગરના ગામમાં આવી લાગ્યા, જેનો દેખાવ બહુ ગભીર હોવા સાથે થોડે થોડે છેટે ઝાડોના ઝુંડો લાગી રહેલા હતાં. પરોઢીયુ થવા પછી તેમણે પોતાની મુસાફરી અટકાવી વીસામો લીધો અને ખાવાનુ તૈયાર કીધુ, જેમાથી કેટલુક તેમણે બાલ્કીસને પણ ખાવા આપ્યુ. બાલ્કીસ એટલી તો ઉદાસ થઈ ગયલી હતી કે, તેને ખાવુ પીવુ સઘળુ હરામ થઈ ગયુ એટલે તેમણે તરેહવાર મજાક કરવા માડી. કોઈ બોલતો કે, એને તો એના ખ્રિસ્તી આશનાઓ છાતીએ ચઢી આવ્યા છે, જ્યારે કોઈ બોલતું કે આપણે એ છોકરીને આપણા સરદાર પાસે રજૂ કરી જોઇશુ કે તેની ઉપર તેને જોયા પછી શુ અસર થાય છે. જ્યારે એક સ્ત્રી પોતાના આશક માટે ઝૂરતી હોય ત્યારે આપણે તેને બીજો મેળવી આપવો જોઇયે, એવી આપણી ફરજ છે. આ પ્રમાણે બાપડી આ સુદરીને માટે સઘળાઓ તરેહવાર અટકળો ચલાવતા હતા, તેટલામા એકે વળી ભમરડો ઘુમાવ્યો કે, અરે એ તો બુઢ્ઢી ખખ થઈ ગયેલી છે, ત્યારે બીજા એકે ટાહુકો પૂર્યો કે, જે એક આંખે કાણો હોય તે જ તેને બુઢ્ઢી તરીકે જોઈ શકે બીજા એકે સૂચવ્યુ કે, આપણે એ બાઇને તેનો બુરકો ઉચકવાની ભલામણ કરીએ, પણ બીજો બોલ્યો, જો તેમ થાય તો પછી તેને આપણો સરદાર કેમ કરીને કબૂલ રાખશે ? આટલુ થતાં જ સર્વ કોઈ ચુપ થયા અને હવે સૂર્ય માથે ચઢવા લાગ્યાથી તેમણે સઘળુ પડતુ નાખી સવારી કરવાની તૈયારી કરી અને ચાલવા માડ્યુ. સૂર્યઅસ્ત થવાને સમયે તેઓ એક મોટા ખુલ્લા મેદાનમાં દાખલ થઈ ચૂક્યા. તેની એક બાજૂએ નાની સરખી છાવણી હતી, જેમાથી સળગાવેલા આતિશની જ્વાળાના ભભૂકા નજરે પડતા હતા. તે પસાર કરી આ સઘળા સવારો છાવણીના તબૂ આગળ આવી લાગ્યા અને બાલ્કીસને સાથે લઈ તેઓ માંહે પેસવાની તૈયારી કરવા લાગ્યા. તે પ્રમાણે તેઓ તેને ચલાવીને એક ઉમદા પોશાકવાળા આસામીની હુજૂરમા લઈ ગયા, જે નિર્ભયતાથી મોટા ગાદી તકીઆ ઉપર બેઠેલો હતો. જે પળે તે તબૂમા સરદાર હુજૂર જઇને ઉભી કે, બીજી જ પળે તે તાણુતોડ કરીને પેલા સવારોના હાથમાંથી છૂટી થઈ, તે સરદારના હાથમાં જઈ પડી અને જોરથી બોલી ઉઠી, “મારા

પ્યારા ભાઈ હુસન, આહા શું હું આ ખરેખરો દેખાવ જોઉં છું કે કાંઈ સ્વપ્ન !"

હુસનઅલી અજીએ પણ તરત જ પોતાની બહેનનો અવાજ ઓળખ્યો અને ભારે હરખ સાથે તેની મુલાકાત લીધી. તેને પાસેની ગાદી ઉપર બેસાડી, અને આ ઠેકાણે તે કેવી રીતે આવવા પામી, તેનુ બ્યાન વિગતે કહી સભળાવવાની તેને ફરમાશ કરી. કારા મુસ્તફા આ બાપડી છોકરીને આ દુનિયામાથી જ ઉખેડી કાઢવાના ઉપાયો યોજતો હતો તેની પાકી ખબર હુસનને હતી, તેમ જ પેલા બે ખ્રીસ્તીઓ તેની તરફ કેવી મમતાથી વર્તતા હતા, તેમ જ તેણે તેમની જ મદદથી પોલીસ એલચીના મકાનમાં આશ્રય લીધો હતો, તે સઘળાની તો હુસનને ખબર જ હતી. એટલે તે પછી તે સુલ્તાનના મહેલમા કેમ જવા પામી, ત્યા સુલ્તાન સાથે કેવી યુક્તિ લડાવી અને પોતે તથા પેલા બે ખ્રીસ્તીઓને કેમ છોડાવ્યા અને પેલા સવારો તેને કેમ પકડી લાવ્યા, તે સઘળુ તેણે પોતાના ભાઇને કહી સભળાવ્યું. આ વાતમા તે પોતે હેન્રી તરફ કેવા પ્યારથી ખેંચાતી હતી, તે પોતાના ભાઇને તેણે જાણી જોઇને જણાવવાના અખાડા કીધા હતા. તે સઘળુ સાભળ્યા પછી હુસનઅલી બોલી ઉઠયો કે, 'હા, બહેન બાલ્કીસ' તુ તે બે ખ્રીસ્તીઓના મોટા ઉપકાર તળે છે, અને તેમાના એક તો તારી હયાતી પણ બચાવી છે, જેને માટે તુ જેટલો તેનો ઉપકાર માને તેટલો થોડો છે જ્યા તે બે ખ્રીસ્તીઓને બાંધવામા આવેલા છે, તે જગા ઉપર તેમનો શોધ કરવાને હમણા જ હુ મારા કેટલાંક માણસોને દોડાવુ છું, અને તેઓ જો ત્યા મળી આવશે તો તેમને પૂરતા માન અને આવકાર સાથે અહીં લાવી રાખવામા આવશે.' હુસને એ પ્રમાણેનો હુકમ પોતાના એક કામદારને કીધો, અને તેથી બાલ્કીસના દિલમાં એક વાર ફરીથી ઉમેદ બંધાઈ. છૂટા પડેલા ભાઈ બહેનનો આવી રીતે એકાએક સયોગ થઈ ગયાથી તેમની વચ્ચે જે હરખનો ઉભરો ઉભરી નીકળ્યો હતો, તેનુ વર્ણન કરવુ મુશ્કિલ છે. તેમની વચ્ચેની વાતચીત તો ચાલૂ જ હતી, અને તે દરમ્યાનમા બાલ્કીસ બને ખ્રીસ્તીઓ વિશે ઝાઝું બોલતી ન હોતી અને તેનુ મુખ્ય કારણ જ એ કે તે તેમનાથી જૂદી જાતની હતી, એટલે કદાચ હુસન તેમની સાથેના સબંધને ના પસંદ પણ કરે તો કામ બગડી જાય એવી તેને ધાસ્તી હતી. હુસને પોતાનો વૃત્તાંત પોતાની બહેન આગળ કહી સભળાવતાં જણાવ્યુ કે, 'મારા જીવલેણ દુશ્મન કારા મુસ્તફાએ મને હાલિબની હાકમી ઉપર જવાને હુકમ કર્યો, પણ આસ્ટ્રી-

યનો સામે તેણે જે લડાઈ ઉભી કરી છે, તેમાં મને સામેલ થવા દીધો નહિ. મારુ ખંડીયું લશ્કર મારા તરફ નિમકહલાલ છે અને તે પોતે મારા તરફના હુકમની કશી પણ રાહ જોયા વગર જ લડાઇમાં જવાને તૈયાર છે. પણ તેને જવા દેવામાં આવતુ નથી, એટલે મેં બળવાનો ઝુંડો ઉઠાવ્યો છે, તે સુલ્તાન સામે નહિ, પણ વડા વજીરની સામે છે. તેનાં કાળાં કૃત્યોમાટે તેને સજા આપ્યા વગર હુ કદીપણ ઠરી બેસવાનો નથી. મારી યોજના એવી છે કે, કારા મુસ્તફા આસ્ટ્રીયનો ઉપર ફતેહ મેળવી, ખુશખબ્તીના સમાચાર સુલ્તાનને મોઢે મોઢ જણાવવાને બેલગ્રેડ જશે ત્યારે હુ તે તકનો લાભ લઈ, તેને માર્ગમા ઠાર કરી નાખીશ, અથવા તો મારો બધવો કરી કેદ પકડીશ. કદાચ તે બેલગ્રેડ તરફ મારી યોજના પ્રમાણે કુચ કરશે નહિ તો અહીંથી દૂર એક કિલ્લો આવેલો છે, જેની હાકમી એક અમલદારના હાથમા છે અને તે મારા તરફ નિમકહલાલ છે. તે કિલ્લો એટલો ભયંકર છે કે તેમા કારા મુસ્તફા મારી સામે જેટલુ લશ્કર લાવશે તેને ધકેલી દઇશ.' આ પ્રમાણે મુસ્તફા ઉપર ફીનો લેવાને કરી રાખેલી સઘળી તૈયારીઓનુ બયાન કરી હુસન બોલ્યો કે, 'તે કમ્બખ્તના જુલમાટથી આખી શહનશાહત ત્રાહિ ત્રાહિ પોકારી રહી છે અને જ્યારે સુલ્તાન પોતે જાગૃત થતો નથી ત્યારે આપણે તેને આપણાં પરાક્રમોથી જાગૃત કરવાની જરૂર છે.' 'અલ્લાહ તારો નિગાહબાન થાઓ,' બાલ્કીસ પોતાના ભાઇને મોઢેથી સઘળી યોજના સાંભળી લઇને બોલી છતા પણ પોતાનો ભાઈ આ બળવો ઉઠાવી જે માટે લોભ રાખતો હતો, તે જાણીને લગાર દિલગીર થઈ અને તેમ જોઇને તેને હિમત આપવામાટે હુસન બોલી ઉઠ્યો કે, 'મારી પ્યારી બહેન, તુ થોડા જ વખતમાં જોશે કે, મારામાટે પરવરદિગારે ઘણું ઉત્તમ નસીબ ઘડેલુ છે, અને તુરકી સલ્તનતના વિખરાઈ પડેલાં રાજ્યોને એકત્ર કરી નાખવાનુ કામ અલ્લાહે મારી પાસે જ કરાવવાનું નિર્માણ કરેલુ લાગે છે.'

બાલ્કીસે કશો જવાબ આપ્યો નહિ. હવે ઘણુ મોડું થયુ હતું. એટલે બાલ્કીસને આરામ કરવાને હુસને ભલામણ કરી. આ ભલામણ બહાલ રાખીને તે આરામ લેવા ગઈ અને ઘણે લાંબે વખતે હમણાં જ તેને હેન્રી વિશે ખિયાલ દોડાવવાની તક મળી. એક તરફથી તે પોતાના ભાઇના હાથમા આવી લાગ્યાથી ખુશ થતી હતી અને એ બનાવ તેના તાજા જખમોને મલમપટો કરવા સરખો હતો, અને એવા અનેક ખિયાલમા તે ઉંઘમાં પડી. હજી તો ઘણા કલાક થયા નથી, તેટલામાં હથીયારોના

ખણુખણાટ, લડવૈયાઓના પોકારો અને જખમી થયલાઓની કીકીયારીથી તે જાગી ઉઠી. તરત ઉઠીને પોશાક બદલી તે મડપના દરવાજા તરફ ગઈ, તો શું જુએ છે કે આખી છાવણીને આગ લાગેલી હતી અને બીજી તરફ ખૂનખાર લડાઈ ચાલતી હતી. આ ભયકર બનાવથી ગભરાઇને શું કરવું, તેનું તેને કશું ભાન પણ રહ્યું નહિ. તેટલામાં તેનો ભાઈ હુસન તેની આગળ દોડતો આવી લાગ્યો. ઉતાવળમાં જ તે બોલ્યો, 'વેગ, વેગ ઊતાવળી થા, બાલ્કીસ, આપણા દુશ્મનો આપણા ઉપર આ ગતો રાત ધસારો લાવ્યા છે અને આપણે કોઈ દગાના ભોગ થઈ પડ્યાં છીએ.' બહાર બે ઘોડા તૈયાર હતા, તેમાંના એક ઉપર હુસને બાલ્કીસને બેસાડી અને બીજા ઉપર પોતે ચઢ્યો. ઘોડાને એડ મારી કે, મારતે પગલે ઘણા જ થોડા વખતમાં બને ભાઈ બહેન કેટલેક દૂર નીકળી ગયા. હુસન ન્હાસી ગયો, એવી ખબર જ્યારે તેના બીજા લડવૈયાઓને પડી ત્યારે તેઓ પણ મારતે ઘોડે તેની સાથે સામેલ થવાને દોડ્યા પાછળ તેમને દુબાલે દુશ્મનોનાં માણસો પણ દોડતે ઘોડે આવતાં હુસને જોયાં, એટલે તેમણે પોતાના ઘોડાઓને ચારે પગે છોડી મૂકયા. ઘણો જ થાકી ગયાથી હુસન એક દૂરની ઉંચી ટેકરીના મથાળા ઉપર આશાઇશ લેવા ઉભો પાછો ફરીને જોય છે તો જ્યાં પોતાની છાવણી હતી ત્યાંથી આગના ભભૂકા નીકળતા હતા અને તેમની પાછળ આવતા માણસોનાં પગલાના અવાજો હજી સભળાતા હતા. જેમ જેમ વખત વધતો ગયો, તેમ તેમ તે અવાજ તેમને ખુલ્લો સભળાવા લાગ્યો હવે પરોઢીયુ થવાનો સમય થયો હતો અને પોતાની સાથે અઢીસો શૂરવીરો છે એવી ગણતરી તેણે કરી. તેમ જાણી હુસને આગળ ન્હાસવા માંડ્યુ અને ઘણીક ટેકરી અને ખીણો, નદી તથા નાળા, ઝાડીઓ તથા જગલો ઓળગતા તેઓ પોતાની મુસાફરી કરતા હતાં તેમની પાછળ લાગેલાં દૃશ્મનના માણસોએ પણ તેમનો પીછો છોડ્યો ન હોતો તેમની સખ્યા લગભગ પાચસોથી છસોની જણાતી હતી અને જે રસ્તે હુસન આવ્યો તે જ રસ્તે તેઓ પણ પદુકડી મારતા આવતા હતા. અતે હુસન એક ઘણી જ ઉંડી અને ઉજ્જડ ખીણમા દાખલ થયો અને હવે પોતે સલામત થયો છે એમ જાણી થાક લેવા બેઠો બાલ્કીસ પણ બહુ જ થાકી ગઈ હતી. તેને માટે હવે ઝોળી બનાવી તૈયાર કરવામા આવી. આ સઘળી તૈયારી ચાલે છે, તેટલામા દુશ્મનનાં માણસો ખીણને મથાળેની ટેકરી ઉપર આવી લાગ્યાં. તેમને જોતાં જ પેગંબરનું નામ મોઢે લઈ હુસને વળી ન્હાસવા માંડ્યુ, અને વિકરાળ પ્રાણીની પેઠે દોડવા માંડ્યુ. જ્યારે થોડેક દૂર

ગયાં ત્યારે દુશ્મનો ખીણુમાં આરામ લેતા જણાયા. હુસને તો આગળ વધવાનુ ચાલૂ જ રાખ્યુ અને કેટલેક દૂર ગયા પછી માર્ગમાં એક નદી આવી, જેનો પટ લગભગ ૫૦ ફીટ પહોળો હતો, અને ઉંડો પણ તેટલો જ હતો. તે પસાર કરવાને દોરડાંનો એક પુલ બાંધેલો હતો. હુસને તે પુલ સઘળા રસાલા સાથે પસાર કર્યો અને બીજે પાર જઈ તે પુલ તોડી નાખ્યો. આ પુલ પસાર કરતાં જ તેમને એક કિલ્લો નજરે પડ્યો, જેમાં તેઓ ભરાયા તેમની પાછળ દુશ્મનોનાં માણસો આવી લાગ્યાં, જેઓ નદી આગળ આવી પુલ તોડી નાખેલો જોતાં જ નિરાશ થઈ કિનારે જ ઉભા. કિલ્લાના સરદારે હુસન અને તેનાં માણસોની સારી આગતા સ્વાગતા કરી. આલ્ફીસને પણ એક અચ્છા ફરાગાતવાળા ઓરડામાં લઈ જઈને રાખવામાં આવી, ત્યા ઠરીઠામ થવા પછી હુસન પાશા પોતાની છાવણી ઉપર હલ્લો થવાનુ કારણ શોધવાની ઈંતેજારીમાં પડ્યો તેટલામા ઝાડે લટકાવેલા બને ખ્રીસ્તીઓની ખબર લેવા મોકલેલા માણસો નાસીપાસી ભરેલી ખબર લઈ પાછા વળ્યા કે તેઓ ત્યાં નહોતા, એટલે તે જાણી આલ્ફીસને તો બહુ જ લાગી આવ્યુ પણ હવે આ સઘળુ અહીં છોડી, આપણે લગાર તે બને કમનસીબ ખ્રીસ્તીઓનુ શું થયુ, તેની તપાસ લઇયે તેઓ બન્ને પેલા ખેડુતના વેશમાં પગે ચાલતા કેટલાક દૂર નીકળી ગયા. છેક બીજે દિવસે તેઓ એક ન્હાના ઝરા આગળ આવી પહોંચ્યા, જેની આજૂબાજૂ કેટલાંક નાના ઝુપડાં તેમના જોવામાં આવ્યા. ઘણા જ થાકી ગયલા હોવાથી તેઓ એક સારા દેખાવના ઝુપડામા ગયાં, જે ગામના મુલ્લાનું હતુ. તેણે આ બંને ખ્રીસ્તી પરોણાઓને બનતી સગવડ કરી આપવાનુ બાખુશી કબૂલ કીધુ. તે પ્રમાણે તેમને અંદર ફરાગતીથી બોલાવ્યા, અને ખાણું મગાવ્યુ. તેઓ સાથે ખાવા બેઠા. ખાતા ખાતાં આ મુલ્લા કે જેનુ નામ યાકૂબ હતું, તેણે આ બને ખ્રીસ્તી પરોણાઓ સાથે કેટલીક વાતો ચલાવી, જે દરમ્યાન કેટલાક ભપકાભરેલા પણ શકમંદ દેખાવોના પુરુષો યાકૂબની મુલાકાતે આવી કંઈક ભરમમા ને ભરમમાં વાતો કરી ચાલતા થયા. લીજીયાન્સ્કી તથા હેન્રી બંને યાકૂબની પરોણાગતથી ખુશ થયાં, અને ખાણું ખાધા પછી કાફી તથા સિગાર પી, તેઓ એક કુશાદા ઓરડામાં સૂવા ગયા. યાકૂબ તેમને સુવાડી પોતાના ઓરડામાં ગયો. તેના ગયા પછી લીજીયાન્સ્કી તથા હેન્રીને વાતચીત કરવાનો પ્રસંગ મળ્યો. તેઓ બને જો કે યાકૂબની સેવાથી ખુશ થયા હતા, તો પણ બન્નેએ અટકળ કરી કે, જ્યાં છે ત્યાં આ મકાન કોઈ લુટારાઓનુ વિશ્રામસ્થાન હોવુ જોઈયે. આવા આવા વિચારો કરી બને પાસેના ઝરાની થંડી લહેરકીને લીધે તેમ જ બહુ

થાક ચઢેલો હોવાને લીધે ઉંઘી ગયા. હજી તો કદાચ જ બનેએ અક્કેકી ઉંઘ કાઢી હશે, તેટલામાં બે ઘોડેસ્વારો તે ઝુપડા આગળ આવી લાગ્યા અને તેમના ઘોડાની ખરીના અવાજથી હેન્રી જાગી ઉઠ્યો. રાત અંધારી હતી, છતા ચંદ્રમાએ થોડો થોડો પ્રકાશ ફેલાવવા માંડ્યો હતો, તેની મદદથી હેન્રી જોવા પામ્યો કે તે સ્વારોએ યાકૂબ સાથે કાંઈ ગુપચુપ વાતો કરી અને પછી ઘોડાને બહાર તબેલામા બાંધી તેઓ ધીમે પગલે અંદર દાખલ થયા તેમની વચ્ચે થયેલી વાતચીતનો જે ભાગો તૂટો સારાંશ તેણે સાંભળ્યો હતો, તે ઉપરથી હેન્રીને પૂરેપૂરો શક ગયો કે, આ વળી નવી આફત આવી છે અને ખચીત જ અમે લુટારાઓના હાથમા સપડાયા છીએ આવો તર્ક કરીને તેણે લીઝ્યાન્સ્કીને પણ જગાડ્યો, અને તેની આગળ તેણે જોયલી તથા સાંભળેલી સર્વ હકીકત કહી સભળાવી

લીઝ્યાન્સ્કી મનમા તો સઘળુ સમજ્યો, છતા પણ તેણે હેન્રીને હિંમત આપવાને સઘળુ ફેરવી તોલ્યુ અને જેની પરોણાગતમા આવી રહેલા હોઇયે, તેની ઉપર કશા પણ મુસ્તકીમ કારણ વિના શક લઈ જવાના કામથી તેણે હેન્રીને વાર્યો, અને એમ કરી બને જણ ભવિષ્ય ઉપર સઘળો આધાર રાખીને સૂઈ ગયા પણ તેઓ શાંતિથી સૂઈ શકયા નહિ. હજી તો પરોઢીયુ થાય, તેની આગમજ તેઓ ઝુપડાની આજૂબાજૂના રસ્તા ઉપરથી આવતી કીકીઆરીઓથી જાગી ઉઠ્યા અને શુ થાય છે તે જોવાને બારી આગળ આવ્યા તો એક ભયકર દેખાવ તેમની નજરે પડ્યો. કેટલાક સ્ત્રી અને પુરુષો ઘણાખરા નગ્ન અવસ્થામા બાંધીને ઉભા રાખેલા તેમના જોવામાં આવ્યાં. લીઝ્યાન્સ્કીની હવે ખાતરી થઈ, અને બારીક અવલોકન કરી તે બોલ્યો કે, 'આ બાપડા ખ્રીસ્તીઓ છે, જેમને કા તો તેમના ઘરમાથી જોરજુલમથી ઘસડી લાવવામા આવ્યા છે કે કા તો અત્રે ફસાવી લાવવામા આવ્યાં હોય.' હજી તો અડધા ભયભીત થઇને બન્ને જણા વાત કરતા હતા, તેટલામા તેમના ઓરડાનુ બારણુ ઉઘડ્યુ. કેટલાક લઠ સરખા પુરુષો હાથમા મજબૂત દોરડા સાથે તેમની સામા આવીને ઉભા અને કાંઈ પણ બોલ્યા કે ચાલ્યા વગર તેમને બનેને બાંધ્યા, અને જ્યા પેલા સ્ત્રી પુરુષોને ઉભા રાખેલા હતા ત્યા તેમને પણ લઈ જઇને ઉભા રાખવામા આવ્યા જે જગા પાછળથી માલમ પડયુ કે, ગુલામોને વેચવાના એક બજાર સરખી હતી અને ત્યા આ પકડી બાંધી રાખેલા સર્વને ગુલામો તરીકે વેચવામા આવનાર હતા. લગભગ બસોથી ત્રણસો વેપારીઓ હાજર હતા, અને જોય શુ કે જે માણસને ત્યા તેઓ ઉત-

રેલા હતા ને પોતે જ ગુલામોનો માલિક હતો અને તે જ વેચાણ કરવામાટે ત્યા આવી ઉભો હતો આ વેળાએ કમનસીબ ગુલામો તરીકે વેચાવામાટે ઉભેલાં કમનસીબ સ્ત્રી પુરુષોની સ્થિતિનું વર્ણન કરવુ જ મુશ્કિલ છે યુવાન્ સુદરીઓ જેમના પાતિવ્રત્યનો સ્વપ્નમાં પણ ભગ થયેલો નહોતો, તેવીઓને શરીરના સઘળા અગત્યના અવયવોને માત્ર સહજ ચીથરાઓથી ઢાકી તદ્દન નગ્ન સરખી હાલતમાં ઉભી રાખી હતી કારણ કે તેમની તેવી સ્થિતિથી ઉશ્કેરાઇને ખરીદદારો વધારે કીમત આપે તેમની સામે જ સઘળા પુરુષોને પણ લગભગ તેવી જ દશામા શરમિંદા કરી ઉભા કરવામા આવ્યા હતા. હેન્રી તથા લીઝ્યાન્સ્કીને જ્યારે આ બજારમા લાવી ઉભા કરવામાં આવ્યા ત્યારે તેમની હાલત કેવી થઈ હશે, તે કલ્પી પણ શકાતુ નથી. અને ઠરાવેલો વખત આવી પહોચ્યો કે જ્યારે પહેલવહેલા સ્ત્રીઓનું લીલામ ચાલ્યુ, અને જે વધારે કીમત આપે તે સ્ત્રીઓને ગુલામ તરીકે લઈ જવા પામતો તેમનું આ વેચાણ ખલાસ થતા જ પુરુષોનુ લીલામ ચાલ્યુ, અને તેમા પણ ફાવે તેમ વધારે ઓછી કીમતો લેવાઈ છેક છેલ્લા લીઝ્યાન્સ્કી અને હેન્રીને લીલામમા મૂકવામા આવ્યા અને તેમને દરેકને બસો બસો ડચુકેટની કીમતે આ બને ખ્રીસ્તીઓની પીછાણ પામેલા વારડર અલી બેગે ખરીદ કીધા તેમને ખરીદ કરવા પછી તેણે તેમને ઓળખ્યા અને લીઝ્યાન્સ્કીને કેટલાક પ્રશ્નો કરી ખુલાસા મેળવ્યા પછી તરત છૂટા કરી સારા પોશાકો પહેરાવ્યા તેમને ગમે ત્યા જવાનો તેમના ખરીદદાર વારડર અલીએ હુકમ કર્યો. લીલામ ખલાસ થતા જ સઘળા ખરીદદારો એક જગાએ જઈ બેઠા, જ્યાં સર્વએ અફીણની ગોટીઓ ચઢાવવા માડી. આ ઠેકાણે આ ગુલામ ખરીદ કરનારાઓનુ કાંઇક ચિત્ર આપેલુ જાણવા જોગ થઈ પડશે. તેમાંના એકાદ બે સિવાય સઘળાઓ અફીણના કીડા હતા અને તે ખાઈ ખાઇને, તેઓ માત્ર ચામડા અને હાડકાના સુદર કપડાં પહેરાવેલાં ખોખા જેવા થયા હતા. ચહેરા તદ્દન ફીકા હતા, અને આંખના ડોળા તો ઉઘડતા પણ નહિ. સાદ તો ખાબોચીઆમા પડેલા દેડકાના સરખો નીકળતો, મોઢામાં ઘાલેલુ અફીણ ગળ્યા પછી પણ તેમનુ મોઢુ જ્યા સૂધી તેનો કેફ ઉતરે ત્યાં સૂધી ગાયની પેઠે વાગોળ કર્યો કરતું હતું. લીલામ થઈ રહેતાં જ સર્વે કોઈ પોતપોતાની ખરીદીની ખુશાલીમાં અફીણની ગોટીઓ ચઢાવી ચકચૂર બન્યા. જેઓ સાવધ હતા, તેઓ ત્યાંથી ચાલ્યા ગયા. લીલામમાં વેચવામા આવેલાં સ્ત્રીપુરુષો તો બાપડા હજી મજબૂત

હાથ પગ બાંધેલી અવસ્થામાં જ હતા. હેન્રી અને લીજીયાન્સ્કી માત્ર છૂટા થયલા હતા. તેમણે ન્હાસી જવા પહેલાં એક ધર્મનું કામ એ કર્યું કે, સઘળા વેપારીઓને ચકચૂર અને શુદ્ધિ વિનાના જોઈ સઘળાં સ્ત્રી પુરુષોને છૂટાં કરી દીધાં. છૂટા થયા પછી લીજીયાન્સ્કી અને હેન્રીની સૂચના પ્રમાણે ને જ દોરડાથી પેલા ચકચૂર બનેલા સઘળા વેપારીઓ અને બજારવાળા ચાકૂબ સર્વેને મુસ્કેતાટ કરી દીધા. આ કામ કીધા પછી તરત જ તેમણે ગામને સળગાવી દીધું પહેલી શરુઆત ખુદ લીજીયાન્સ્કીએ યાકૂબનું ઝુંપડું સળગાવી પોતાને હાથે જ કીધી. છૂટા થયલા સઘળા ખ્રીસ્તીઓએ તે પછી એવો ઠરાવ કીધો કે, આ કરપીણોને જીવતા છોડી જવા એ પરમેશ્વરને જાણીજોઇને નારાજ કરવા બરાબર છે માટે તેમણે સઘળાઓને એક પછી એક ઠાર કર્યાં તે કામ થઈ રહેતા જ સઘળાએ તબેલાઓમાં જઈ ઘોડાઓ લીધા અને તેમના ઉપર સવાર થઈ પોતાના ગામમાં ચાલ્યા. લીજીયાન્સ્કી અને હેન્રી તેમના સરદારો તરીકે ચાલતા હતા આવી રીતે સઘળાઓ હેન્રી અને લીજીયાન્સ્કીનો ઉપકાર માનતા અને જેમ જેમ પોતાનાં ગામો આવતાં, તેમતેમ તેઓ છૂટા પડતા હતા તે જ પ્રમાણે સઘળાઓને છોડી લીજીયાન્સ્કી તથા હેન્રી પણ પોલાંડ જઈ પહોંચ્યા. હવે આપણે લગાર હુસનઅલી અજીબ અને તેની બહેન બાલ્કીસ શું કરે છે તે જોઇએ.

---

## પ્રકરણ ૩૯ મું
## ખલીલની સાતમી વાર્તા ચાલૂ-બાલ્કીસનું શું થયું ?

બાલ્કીસ પોતાના ભાઈ હુસનઅલી અજીબ સાથે જે કિલ્લામાં આવી આશ્રય લઈ રહી હતી, તેનુ શું થયુ તે જોઇએ. હુસનઅલીની પૂઠ પકડીને જે સીલેદારો આવ્યા હતા, તેઓ તો પુલ પડી ગયાથી મોઢા જોતા ઉભા હતા. તેમણે હવે શુ કરવુ, તેનો ખુલાસો લેવાને પોતાની તરફથી એક કાસિદને ખુદ સુલ્તાન ઉપર મોકલ્યો. હુસનવાળો તબૂ જે તેમણે સળગાવી મૂકયો હતો, તેમાથી તેમને એ અમૂલ્ય શાલો લૂટ તરીકે હાથ લાગી, જે તેમણે પેલા કાસિદદ્વારા પોતાની કીર્ત્તિને ખાતર સુલ્તાન ઉપર મોકલી આપી. આ કાસિદ બનતી ઝડપે બેલગ્રેડ જઈ પહોંચ્યો, અને મહેલમાં દાખલ થઈ સુલ્તાનની રૂબરૂ ખડો થયો. કોર્નિશ બજાવી તેણે પોતાના સરદારે લખી આપેલો હુસનની છાવણી ઉપરના હુમલાનો

અહવાલ રજૂ કર્યો અને તેની જોડે પેલી બને શાલો પણ ત્યાં આગળ રજૂ કરી. આ શાલ જોતાં જ તે સુલ્તાને પીછાણી કાઢી કે, તે તો તેણે પોતે બાલ્કીસને ભેટ કરી હતી તે શાલો જ છે, અને તે જોતા જ જે પૂતળીના પ્યારથી તે અત્યાર સુધી દીવાનો બની ગયો હતો, અને જેના જતા રહેવાથી તે પોતાના મનમાં હદબહાર મુઝાતો હતો, તે પૂતળીની ખબર મળવાથી તેને વળી કાંઇક નવી આશા પેદા થવા માંડી. તે થતાં જ તેણે ઘણી ઇંતેજારી સાથે પહેલો જે સવાલ કર્યો તે એ જ કે, ભાગી ગયલા હુસનના રસાલામાં કોઈ સ્ત્રી જોવામાં આવી હતી? અને જ્યારે તે કાસિદે તેને હા પાડી ખુલાસો કર્યો કે, એક યુવાન્ સ્ત્રી તેની સાથે ખચીત જ હતી, ત્યારે સુલ્તાને પોતાની ખાતરી કરી કે, તે બાલ્કીસ સિવાય બીજી કોઈ જ ન હોય. જે કાસિદ સુલ્તાનનો હુકમ લેવાને આવ્યો હતો, તેની અજાયબી વચ્ચે સુલ્તાને તો, પોતેજ તે જગાએ તેની સાથે કૂચ કરવાની તૈયારી કરી દીધી, અને એક-દમ ચારસો હથિયારબંધ ઘોડેસવારોને પોતાની સાથે લઈ જોતજોતામાં તેણે પોતાની મુસાફરી શરુ કરી અને મારતે ઘોડે તે પેલા સીલેદારો જે નદીને કિનારે અટકીને ઉભા હતા ત્યા જઈ ચઢયો. ત્યાં તેને સીલેદારોના સરદારે સામા કિલ્લાને લગતી હકીકતથી માહીતગાર કીધો, અને તે કિલ્લો ખુદ કુદરતી બચાવોથી કેટલો બધો સરક્ષણમાં હતો, તેની પૂરેપૂરી સમજણ આપી, અને તેની ઉપર ગમે તેટલો દારૂગોળો વાપરેલો પણ વ્યર્થ જશે, એમ ખુલ્લે ખુલ્લુ સુલ્તાનને સમજાવી દીધુ, તેમ વળી નદી ઉપર પુલ નાખવાનું કામ પણ મુશ્કિલાતભરેલુ લાગ્યુ. ફક્ત તે કિલ્લાને શરણ કર-વાનો એક જ મુખ્ય રસ્તો જે તેને સૂઝ્યો, તે એ જ કે તેને દિવસોના દિવસ સુધી ઘેરામાં રાખી મૂકવો, એટલે તેમની પાસેની ખોરાકી ખૂટતાં જ તેઓ આપમેળે બહાર આવશે. સુલ્તાનના હુકમનો અનાદર કરી સુલ્તાના થવા જેટલી તૈયારીમા આવેલી સ્ત્રીને આશ્રય આપનાર તે કિલ્લાનો માલેક અને સરદાર કોણ છે, તે જાણવાની ઇચ્છાએ સુલ્તાને પોતે ત્યાં જ પડાવ નાખ્યો. પ્યાર કેવો આંધળો છે? મહેલની અને અસખ્ય ચાકર નફરોની આરામદારીને છોડી આવા વેરાન જંગલમાં માત્ર લૂગડાંના ઉભા કરેલા તંબૂઓમાં સઘળી અગવડો ખમીને પણ સુલ્તાન ત્યાં રહેવાને લલ-ચાયો. એ પ્યાર આંધળો નહિ તો બીજું શું?

બીજે દિવસે સવારે સીલેદારોના સરદારે તીરની અણીએ એક ચિઠ્ઠી બાંધી, તે તીરને તે, કિલ્લામાં ફેંક્યો. તે ચિઠ્ઠી નીચે પ્રમાણે લખવામાં આવી હતીઃ–

'સુલ્તાનોનો સુલ્તાન નામવર સુલ્તાન મહમદ તમોને ફરમાવે છે કે, તમોએ તમારા સઘળા માણુસો સહિત તરત કિલ્લો તેને શરણુ કરવો. પેગમ્બરના કસમ લઇને કહે છે કે, તે નામવર તમારા માહેલા કોઇના એક વાળને પણુ ઇજા પહોંચાડનાર નથી, એવી શરતે કે તમારી સાથે જે સ્ત્રી છે તેને સોંપી દેવી. તે નામવર આ સ્ત્રી કોણુ છે તે જાણે છે, છતા પણુ તેને નજરે જોતા એમ લાગશે કે, જેને માટે ધારે છે તે એ સ્ત્રી નથી તો બેશક તમોને પાછી સ્વાધીન કરવામા આવશે જો તમો હઠ લઈ કિલ્લાનો કબજો નહિ છોડશો તો, નામવર સુલ્તાન પેગમ્બરના કસમથી કહે છે કે, જ્યાં સુધી તમો શરણુ થશો નહિ ત્યા સુધી તે અહીંથી કદીપણુ ખસનાર નથી'

ધારેલો મતલબ પાર પડ્યો આ તીર સાથેની ચિઠ્ઠી આબાદ તે કિલ્લામા જઇ પડી, ત્યા તે વચાઈ અને તેનો નીચે પ્રમાણેનો જવાબ સુલ્તાનને તીરની મારફતે જ પાછો વાળવામા આવ્યો 'નામવર સુલ્તાનની ઇચ્છા છે કે અમોએ તેને શરણુ થવુ તો અમો તેમ કરવાને તૈયાર છીએ, પણુ તે કદીપણુ શરત કરવા વગર. નામવર સુલ્તાન જે ખાહિશ ધરાવે છે કે અમારી સાથેની સ્ત્રીને તેને સ્વાધીન કરવી, તે તેની ખાહિશ અમો પાર પાડવા ઇચ્છતા નથી.' જેમ થવુ જોઇએ તેમ સુલ્તાનનો આ જવાબથી ગુસ્સો બહુ જ ઉશ્કેરાયો અને બીજી એક ચિટ્ઠી મોકલી, તેમા તેણે કસમ ઉપર તે કિલ્લાના રખેવાલને જણાવ્યુ કે,'જો કિલ્લો તેને શરણુ કરવામાં નહિ આવશે તો તે તેના ઉપર પ્રતુ વેર લેવાને કદી ચૂકશે નહિ' આ ધમકીનો નીચે પ્રમાણે નામવર સુલ્તાનને પાછો જવાબ વાળવામા આવ્યો -

'નામવર સુલ્તાનના મરતબામા વધારો થાઓ, સુલ્તાને જાહેર કરેલા ગુસ્સાનો કાગળ અમોને મળ્યો છે, છતાં પણુ આ કિલ્લાના રખેવાળ અને તેના હમશરીકોએ પહેલી ચિટ્ઠીમાં જે ખુલાસો લખ્યો છે, તે સિવાય વધારે તેઓ કશુ કરી શકતા નથી. જેમને તે બળવાખોરો તરીકે જાહેર કરે છે, તેમની માગણી જો તે કબૂલ રાખશે તો જ આ કિલ્લાનો કબ્જો અમો છોડીશુ.'

અલબત્ત સુલ્તાનના ગુસ્સાનો કશો પાર ન રહ્યો હવે તે કિલ્લાના સરદાર જોડે વધારે પત્રવ્યવહાર ચલાવવો તદ્દન જ મિથ્યા જણાયો, એટલે આગલો જ ઠરાવ સુલ્તાને કાયમ કીધો કે, કિલ્લાને ઘેરામાં રાખી મૂકવો. આ ઠરાવ કરી સઘળાઓ મન શાત કરી બેઠા નહિ. સીલેદારોના સરદારને વળી એક નવી જ યુક્તિ સૂઝી. તેણે એવી યુક્તિ લગાવી કે, આજૂ-

બાજૂથી બને તેટલાં ઝાડો કાપી લાવીને જે બાજૂએ પાણી છાલકાં હોય તે ઠેકાણે તેમને પૂરતા જઈ, એક પુલ સરખો કાચો રસ્તો બનાવવો. ઇંતેજાર બનેલા સુલ્તાનને પણ આ યોજના ઠીક લાગી, એટલે તરત ઝાડો કાપી લાવી તે કામ ચાલૂ કરવામા આવ્યુ આ કામ ચાલે છે તેટલામા એક દેખીતો નજીવો પણ ભેદ ભરેલો બનાવ બન્યો રખડતો રખડતો ચીથરેહાલ પોશાકમાં દરવીશના વેશે એક પુરુષ ત્યાં આવી લાગ્યો જેને તેમણે પોતાના આરંભેલા કામને પાર પાડવાના સુચિન્હ તરીકે માન્યો પુલ નાખવાનુ કામ તડા માર ચાલી રહ્યુ છે, તેટલામાં આ દરવીશ તો સુલ્તાનના તબૂમાંથી ખાદ્ય ખોરાકી વિગેરેની દક્ષિણા લઈ આસપાસ ફરી કોણ જાણે કયા પલાયન કરી ગયો. પ્રથમ તો તેને માટે શક પડ્યો કે આ કોઈ જાસૂસ હોવો જોઇએ, પણ શકને દૂર કરી પુલ નાખવાનું કામ ચાલૂ કરવામા આવ્યુ. જેમ કરતા રાત પડી, અને ભારી ઇંતેજારીમાં શરુ કરેલો આ પુલ તૈયાર કરવામાં આવ્યો. સુલ્તાન ભારે ઇંતેજાર હતો કે, જેમ બને તેમ આ પુલ રાતોરાત જ પસાર કરી તપાસી જોવો. તે પ્રમાણે સીલેદારોનો સરદાર કેટલાંક માણસો સાથે તેની ઉપરથી પસાર થવા લાગ્યો. હજી તો તે બહુ દૂર ગયો નહોતો, તેટલામાં જ બાજૂનો એક ખડક ભારે જોરથી તેની ઉપર ધસી પડ્યો એટલે ભારે કડાકા સહિત ઉભો કરેલો આ પુલ ભાગીને નદીમાં પડ્યો, અને સઘળા નદીમા ઝીંકાઈ પડ્યા. આ કડાકા ઉપરાત તે નદીમા પડેલાઓની કીકીઆરી અને પોકારો કાનના પડદા ફાડી નાખે તેવા થવા લાગ્યા લગભગ ૧૫૦ ચુનદા સવારો આ પુલના ભોગ થઈ નદીમા પડ્યા હતા. આ સઘળું ભયકર પરિણામ માત્ર જોતજોતામા આવી ગયુ હતુ સુલ્તાન જે પોતાના કેટલાક હુજૂરીયાઓ સાથે પુલની તપાસ લેવાતી જોવાને બાજૂએ આવી ઉભેલો હતો, તે આ બનાવ જોઇને તદ્દન ગાભરો બની જઇ પોતાના તબૂમા પાછો ફર્યો. તેમને એવો શક ગયો કે જે દરવીશ તેમના તબૂમા આવી ગયો, તેનુ આ કારસ્તાન હોવુ જોઇયે, છતાં પણ એ વિશે નક્કી કશુ અનુમાન તેઓ બાંધી શકયા નહિ. ગમે તે હોય, પણ હવે સઘળા ફાંફા મારવાનાં પડતા મૂકી તેમણે તો ઘેરો ઘાલી ત્યાં પડી રહેવાનો અસલ ઠરાવ જ કાયમ રાખ્યો. સુલ્તાનની યુક્તિઓ જ્યારે રદ ગઈ ત્યારે બીજી તરફથી સામી તરફના કિલ્લેબંદી લસ્કરે જોતજોતામા, પેલા તૂટી પડેલા ખડકની જગા ઉપર જાણે બીજો ખડક ઉભો કર્યો હોય તેવુ બાંધકામ રાતોરાત કરી દઈ સુલ્તાનને ભારે અજાયબીમાં ગરકાવ કરી નાખ્યો. હવે સુલ્તાનનો ગુસ્સો અટકાવેલો અટકયો નહિ, ને તેણે કિલ્લામાં ગોળા ધુમા-

વવાનો ઠરાવ કીધો, અને તે પ્રમાણે બેલગ્રેડથી કેટલાક ગોળા અને તોપચીઓને તેડાવ્યા. તેઓ આવી પહોંચતાં જ સુલ્તાને કિલ્લા ઉપર એકાદ બે ગોળા ધમધમાવ્યા. તેમ જોઈને કિલ્લામાંથી એક તીર ફેંકવામાં આવ્યું, જેની સાથે એક ચિઠ્ઠી લગાડેલી હતી. આ ચિઠ્ઠીમાં ખુલ્લે ખુલ્લું લખ્યું હતું કે, "કિલ્લો તોડવાની તમારા તરફથી થતી આ કોશિશ તદ્દન મિથ્યા છે. કિલ્લો બિલકુલ તૂટે તેવો નથી. આ ચિઠ્ઠી લખવાનો હેતુ એવો નથી કે, ગોળા બધ કરવામાટે તમારા કાલાવાલા કરવા, પણ અમારો હેતુ એવો છે કે, તમોને ખુલ્લુ જણાવવુ કે જેમ પુલ નાખવાની તમારી કોશિશ મિથ્યા ગઈ છે તેમ જ આ તમારી કોશિશ પણ તદ્દન જ વ્યર્થ છે. આટલું છતાં જો તમો અમારા ઉપર ગોળા ધમધમાવવા ચાલૂ રાખશો તો આ કિલ્લાના સરદારને નામવર સુલ્તાનની સામે લડાઈ કરવાની દિલગીરી ભરી ફરજ પડશે." આ ચિઠ્ઠીથી સુલ્તાનના ગુસ્સામા કશો ઘટાડો થયો નહિ. અને તે બોલ્યો કે, "આ નાપાક બળવાખોરો આપણને ખાલી ડરાવે છે." ગોળાનો મારો પૂર જોરમા ચાલુ કરવામા આવ્યો, અને તેમ કરી સુલ્તાન મિથ્યા આશામાં જ ઉભો કે, જોતજોતામા આ મારાથી ગભરાઇને બળવાખોરો શરણે આવવાનો વાવટો ચઢાવશે, પણ તેવુ કશુ જ બન્યું નહિ. એટલે તે તો આ ભેદથી વધારે ગુચવાયો અને ગભરાયો રાત પડતાં મારો બધ કરવામાં આવ્યો, અને સુલ્તાનની છાવણી શાંત થઈ. મોડી રાત થવાને હજી કેટલોક વખત હતો, એટલામા બળવાખોરોનુ એક મોટું લશ્કર સુલ્તાનની છાવણીમા ધસારો કરતુ દાખલ થયુ થોડી જ વારમાં બંને લશ્કરો વચ્ચે એક યુદ્ધ જાગ્યુ સુલ્તાનના લશ્કરને બળવાખોર લશ્કરે ભારી પરાગદા કરી નાખ્યુ અને તેમના એકે એકના ડોકાં જોતજોતામા કાપી નાખ્યાં હોત, પણ તેટલામાં તે લશ્કરના સરદારે પોતાના લશ્કરને તે કામ કરતુ અટકાવ્યાથી તેઓ બચી જવા પામ્યા. છતા પણ આ લડાઇમા સુલ્તાનના ૫૦ માણસો માર્યા ગયા હતા. આવી રીતે સુલ્તાનના લશ્કરને હરાવી બળવાખોર લશ્કર પોતાના સરદાર સાથે પાછુ વળ્યુ સુલ્તાન એક પછી એક બનતા આ ભેદ ભરેલા બનાવોનો ભરમ શોધી કાઢવાની ઇંતેજારીમા ગરકાવ થઈ છાવણીમા પડ્યો

બનાવ એવો બન્યો કે, બળવાખોર સરદાર પોતાના લશ્કરને લઈ પાછો ફર્યો, ત્યારે કેટલાક જખમી થયલા માણસોને મરણ પામેલા જાણી મૂકી ગયો હતો. આ માહેલો એક માણસ તદ્દન મુવેલો નહિ પણ જીવતો સુલ્તાનના સવારોના હાથમા આવ્યો જેને તેઓ છાવણીમા ઉપાડી ગયા. આખી રાત તેની સારવાર કરવાથી પરોઢીયુ થતાં તે વધારે હોશિયાર થયો

અને પૂછેલા સવાલનો જવાબ આપવા લાગ્યો. સીલેદારોના સરદાર હુજૂર તેને હાજર કરવામાં આવ્યો, જ્યા તેને પહેલો પ્રશ્ન એ પૂછવામાં આવ્યો કે "અમારા ઉપર હુમલો લાવનાર લશ્કર ક્યાથી આવ્યું ?"

એનો જવાબ સાચેસાચો આપે તો પેગમ્બરના કસમથી તેના પ્રાણ બચાવવાનુ વચન આપ્યું. તે સિપાહી બોલ્યો, 'અહીંથી એક ફરલગને છેટે આવેલા એક જગલમાં કેટલુંક થયુ અમો સતાયલા છીએ. સુલ્તાનથી જ માત્ર ઉતરતો દરજ્જો ધરાવનારા એક સરદારના હુકમથી અમો તમારા ઉપર હુમલો લાવ્યા હતા' સીલેદારના સરદારે પૂછ્યુ કે, 'તે સરદાર ક્યાં છે?' તે સિપાહી બોલ્યો, 'પેલા કિલ્લામા તે રહે છે. અમારી સાથે રાત્રે તે પોતે આવ્યો હતો.' 'નહિ, નહિ તેમ હોય જ નહિ,' સરદાર બોલ્યો, 'તુ અમોને છેતરવાનો પ્રયત્ન કરે છે.' બાપડો સિપાહી કાંઈ ઉત્તર આપવા જતો હતો, તેટલામા તેનો જીવ બગડી આવ્યો અને થોડા જ વખતમાં તાણ તોડ થઈ ત્યાને ત્યા જ મરણ પામ્યો.

સીલેદારના સરદારે આ બનાવ સુલ્તાનને જણાવ્યો, અને તે જાણવા પછી સુલ્તાન વધારે ને વધારે ગુચવણમા પડ્યો. કિલ્લામા કોણ સરદાર છે, તે જાણવાની તેને ભારી ખાહિશ પેદા થઇ, છતાં બાલ્કીસને મેળવવાની તેની ઇચ્છા કોઈ રીતે ઓછી થઈ ન હોતી. બેલગ્રેડથી તેણે બીજું ચારસો માણસોનું લશ્કર મગાવ્યુ કે જેથી બળવાખોરો ફરીવાર હુમલો લઈ આવે તોપણ કશી ધાસ્તી ન રહે, અને અતે ઘેરો ચાલૂ રાખી કિલ્લાવાળા લશ્કરને ખોરાક ખૂટતા શરણ થવાની આશામા તેણે ત્યાં પડાવ નાખ્યો.

---

## પ્રકરણ ૪૦ મું

## ખલીલની સાતમી વાર્તા ચાલૂ-મોટું યુદ્ધ

હવે આસ્ટ્રીયા ઉપર ચઢાઈ લઈ ગયલા વડા વજીર કારા મુસ્તફા શુ કરે છે તે તરફ ફરીએ ૧૬૧૮ના જુલાઈ મહિનાની ૧૪મી તારીખે અઢી લાખ માણસોના મોટા લશ્કર સાથે કારા મુસ્તફા પાશાએ વાયનાની પડોશમાં સેંટ અલરીક નામની જગાએ પોતાની છાવણી સ્થાપી. રાતની વેળાએ, આ મોટા લશ્કરની મદદથી મુસ્તફાએ આસ્ટ્રીયાના ત્રણે મુખ્ય માર્ગો બંધ કરી નાખ્યા. આસ્ટ્રીયાના લશ્કરની એક ટુકડી સાથે ડ્યુક આફ લારેન નામનો યોધો ડાન્યુબ નદી ઉપરના પુલો ભાગી નાખી તુરકી લશ્કરના માર્ગો અટકાવવા જતો હતો, તે વેળાએ તેને તુરકી લશ્કર સાથે એક ભારી લડાઈ થઈ, જેમાં ડ્યુકની આગળ વધેલી ટુકડીનાં

બધાં માણસો કપાઈ ગયા; છતાં પણ જનરલ શુલ્ઝ નામના આસ્ટ્રીયન સરદારે ડાન્યુબ ઉપરના પુલો તોડી નાખ્યા, એટલે તુરકીઓએ લીયોપોલ્ડ શહેર ઉપર તોપોનો મારો ચલાવી, તેને સળગાવી મૂકયુ. દેવળો અને મઠોમાં તુરકી લશ્કરે લૂટફાટ ચલાવી, તેમાના સાધુઓ અને સતોને કેદ પકડી લઈ જવામાં આવ્યા, જેઓ સામા થયા તેમને દયા વગર કાપી નાખ્યા, અને ફતેહનો ડંકો વગડાવી તુરકીઓ છાવણીમાં ગયા. ડાન્યુબનો પુલ ભાગેલો જોઈ મુસ્તફાએ તેની ઉપર બોટોનો પુલ નાખવાનુ કામ ચલાવ્યુ, પણ તેટલામાં આસ્ટ્રીયન લશ્કરે સારી સમયસૂચકતા વાપરી, તે પુલને એક છેડેથી સળગાવી મૂકી તુરકી લશ્કરને તેની નેમમાં ફાવવા દીધુ નહિ. તુરકી લશ્કર સખ્યામાં બહુ મોટુ હતુ, તેણે આસ્ટ્રીયન લશ્કરના બહાર જવાના સઘળા માર્ગો રોકીને મોટો ઘેરો વાલ્યો. ચાળીસ દિવસ સુધી આ ઘેરો ચાલુ રહ્યો, તે દરમ્યાન આસ્ટ્રીયામા ભારે ભૂખમરો ચાલવા લાગ્યો. જો કોઈ ટુકડી હિમત કરી ગરતો ખુલ્લો કરવાને રહામે થતી તો તુરકી લશ્કર આગળ તેનુ કશુ ટકુ ચાલી શકતુ નહોતુ. છતા પણ તે પોતાની લડાઇની સુધરેલી કળાને લીધે જ આ ભારે મોટા લશ્કર રહામે પોતાનો બચાવ કરી શકયુ હતું તુરકીઓમાં એક રિવાજ છે કે એક શહેર જો ચાળીસ દિવનો ઘેરો ખમવાને શક્તિવાન્ થયુ તો તેઓ તેને કદીપણ જીતી શકાય નહિ તેવુ માની લેતા હતા. આ ઘેરાને ચાળીસ દિવસ વધી ગયાથી હવે તેઓ નાહિમત થવા લાગ્યા, પણ મુસ્તફાએ તેમને ઉશ્કેરવાને કશુ બાકી રાખ્યુ નહિ બીજી તરફથી આસ્ટ્રીયન લશ્કરને કેટલીક મદદ આવી મળી, તેની ઉત્તટે તે છેક ભૂખે મરતી હાલતમા આવેલુ છતા હિમત આવી તેમણે તુરકી લશ્કરનો ઘાણ કાઢવાને જુદે જુદે ઠકાણે જમીનમા ભોયરા ખોદી તેમા દારુગોળો ભરી તે સળગાવ્યો, જેથી તુરકીઓના હજારો માણસોનો ઘાણ નીકળી ગયો, એટલે તુરકી લશ્કરમા તો ભારે ગભરાટ અને હાહાકાર વર્ત્તી રહ્યો, અને સામાન્ય રીતે તેમનામા નાઉમેદી ફેલાઈ ગઈ. આવુ પરિણામ નીપજ્યા પછી ડયુક આફ વરતમબર્ગ અને કાઉંટ સીરેની આસ્ટ્રીયન લશ્કરની કેટલીક ચુનદી ટુકડીઓને લઈ, તુરકી લશ્કર ઉપર ધસી ગયા, અને તેમનામા ભારે ખૂનામરકી ચલાવી દીધી. આ તેમ જ ઉપલા બનાવોથી મુસલમાન લશ્કર હવે તદ્દન નાહિમત બની ગયુ, અને કદાચ ન્હાસ ભાગ પણ કરત, પણ ઘણી જ સમજાવટથી તે ટકી રહ્યુ હતું. મુસ્તફાએ જ્યારે આ મામલો જોયો, ત્યારે તેણે લશ્કરને હિમત આપવાને ખજાનચીને તીજોરીનુ મોઢુ ખુલ્લુ કરવાનો હુકમ

કર્યાં. સર્વને ઇનામો અને પગારો આપવામા આવ્યા, અને પેગબરનો મનાઈ કરેલો શરાબ છૂટથી આપવામાં આવ્યો. આથી તૂટેલા દિલના તુરકી લશ્કરને કાંઇક પાછી હિમત આવી અને તેમ જોઈ તા૦ ૨૯ મી આગસ્ટનું પરોઢીયુ થતાં જ મુસ્તફાએ આસ્ટ્રીઆ સ્હામે એકદમ ધસી જવાનું નગારુ ઠોકાવ્યુ. તુરકી લશ્કરમાં જે ખળભળાટ અને જુસ્સો ચાલી રહ્યા હતા, તે દૂરથી જોઇને આસ્ટ્રીયન સરદારો કાઇક ડરવા લાગ્યા તેમણે પણ પોતાની તૈયારી કરી, અને હજી તો સૂર્ય પૂર્ણ પ્રકાશમા પ્રકાશે, તે આગમજ તુરકી લશ્કરે આસ્ટ્રીયન લશ્કર ઉપર હુમલો કર્યો આસ્ટ્રીયન લશ્કરની મદદે આવેલા ઇટાલીયન લશ્કરના એક સરદારને તુરકી લશ્કરના એક સરદારે સ્હામ સ્હામી તલવારની લડાઇમા હાર કીધાથી તુરકી લશ્કરમા ફતેહનુ નગારુ વાગ્યુ. આ ફતેહથી ફૂલાઇને તુરકી લશ્કર વધારે શૂર ઉપર ચઢ્યુ, અને આસ્ટ્રીયન લશ્કર તેની સ્હામા આવ્યુ. કેટલોકવાર પરસ્પર લડાઈ ચાલતા તુરકી લશ્કરની ટુકડીનો સરદાર એક આસ્ટ્રીયન સિપાઇના તીરથી વીધાઇને મરણતોલ થઈ જમીન ઉપર પડ્યો, એટલે તુરકી લશ્કરમાં તો ભારે હાહાકાર વર્ત્તી રહ્યો અને તેની ટુકડી નાહિમત થઇ પાછી પીઠ ફેરવી ન્હાસવા લાગી, જે જોઈ આસ્ટ્રીયન લશ્કરે તેનો દુબાલો પકડી તેનો સહાર વાળી નાખ્યો. આ ખબર જ્યારે લશ્કરમા થઈ ત્યારે તુરકી લશ્કર તદ્દન ગભરામણમાં પડી ગયુ અને તે તકનો લાભ લઈ આસ્ટ્રીયન લશ્કર, જૂદી જૂદી ટુકડીઓમાં જુદાજૂદા સરદારોના હાથ હેઠળ વહેંચાઈ, તુરકી લશ્કરમા ધુસ્યુ ગયું અને બને તેટલી કાપાકાપી ચલાવી બાકી રહેલાઓને ઠેઠ છાવણી સૂધી નસાડ્યા, અને ત્યારે જ તે ટુકડીઓ સતોષ પામી પાછી પોતાની જગાએ વળી. તુરકી લશ્કરનું આવી રીતે છેદન ભેદન થયલું જોઈ મુસ્તફા પાશા ભારે ગમગીન થયો.

હજી તો આ ગમગીની તેનાથી વિસરાઈ નથી, તેટલામા તેમા વધારો કરવા જેવો એક બનાવ બન્યો. આપણે જાણીએ છીએ કે સુલ્તાનના હુકમથી મુસ્તફાએ, લીજીયાન્સ્કી પાસે વાલેશીયાના ખ્રીસ્તી હાકિમ ઉપર તુરકી લશ્કર સાથે જોડાઇને ખ્રાસ્તીઓ સ્હામે લડાઈ કરવાનું કહેણ મોકલ્યું હતુ. આ કહેણનો જવાબ લઇ એક કાસિદ, મુસ્તફા પોતાના લશ્કરની ભારે ખુવારીની ગમગીની કરતો બેઠો હતો, તે વેળાએ તંબૂમાં દાખલ થયો. બીડેલા ખલીતામાં શુ લખ્યુ છે, તે જાણવાની ઇંતેજારીમા તેણે તે ફોડ્યો. અને વાચ્યો. તેમાં લખ્યુ હતુ કે,—

"વજીર સાહેબ, લીજીયાન્સ્કીદ્વારા મોકલાવેલો દસ્તાવેજ મને પહોંચ્યો છે. તમો મારી મદદ માગો છો, કિવા સ્હામો લડવા તેડો છો; તો હું

તમોને જણાવવા માગુ છુ કે તમારી ધમકીથી લેશ પણ ડરતો નથી. આ-સ્ટ્રીયન રાજનગરના કિલ્લાની નીચે તમારા લશ્કર સાથે સાથ મેળવવાને હું તૈયાર થઈ રહ્યો છુ. જ્યાં અમો ખ્રીસ્તી કે તમો મુસલમાન ફતેહનું નગારુ વગડાવવા ભાગ્યશાળી થઇશુ, તે આપણે નક્કી કરી શકીશુ."

મુસ્તફા આથી લગાર વિસ્મિત થયો, પણ હિંમત હાર્યો નહિ. કશું બન્યુ જ ન હોય, તેમ તેણે લશ્કરને હિંમત આપવા માડી, અને હવે એક છેલ્લો મોટો હુમલો કરી નસીબ અજમાવી જોવાને તેણે આગ્રહ કર્યો. લશ્કરને શૂર ઉપર ચઢાવવાને તેના બને તેટલા વખાણો કર્યા અને તેમના ઉપર પેગમ્બરનો છાયો રહે એવી પ્રાર્થના કરી જંગલી જેનીઝારીઓ અને તાર્તા-રીઓ જેઓ ખોટુ ખરુ પીછાણવાને થોડા જ શક્તિમાન્ હતા, તેઓ તો આ વખાણથી ફૂલીને શૂર ઉપર ચઢ્યા, એટલે મુસ્તફાએ લાગ ફાવતાં નવો હુમલો લઈ જવાની સઘળી તૈયારી કરવા માડી આ બનાવને દરમ્યાન નાણા ખાતાના પ્રધાનની સલાહથી મુસ્તફાએ પોતાની તીજોરીને બારમો ચુનંદા માણસના ચોકી પહેરા હેઠળ સહીસલામત બેલગ્રેડ મોકલાવી દીધી કે જેથી લડાઇની વેળાએ તેને સભાળવાની કાળજી રાખવાની જરૂર રહે નહિ.

---

## પ્રકરણ ૪૧ મું

## ખલીલની સાતમી વાર્તા ચાલૂ–ભેદનો ખુલાસો

આ તરફ જ્યારે તુરકી લશ્કર વાયનાની પડાસમા આવી હાડમારી ભોગવતુ પડ્યુ હતુ ત્યારે પેલી તરફ સુલ્તાન પેલા ન્હાના પણ ભેદભરેલા કિલ્લાની આસપાસ ઘેરો નાખી પડ્યો હતો. સુલ્તાનને જ્યારે લાગ્યુ કે, હવે કિલ્લામાની ખોરાકી ખૂટી ગઈ હશે ત્યારે સુલ્તાને તીરની મારફત વળી એક ચિઠ્ઠી કિલ્લામા મોકલાવી અને ફરી એકવાર તેમને શરણ થવાની માગણી કરી.

આ ચિઠ્ઠીનો કિલ્લામાથી કશો જવાબ મળ્યો નહિ, પણ બીજે દિવસે સુલ્તાન જોય છુ કે કિલ્લાની દીવાલ ઉપર બકરા, મેંઢાં, ગાય વગેરેના માસના ઢગલાઓ ઉંચા લટકાવી દીધેલા હતા, અને તેમ કરી સુલ્તાનની ખાવરી કરી કે, 'તુ જેમ ધારે છે તેમ અમારો ખોરાક ખૂટ્યો નથી, પણ અમારી પાસે પુશ્કળ ખોરાકી ભરેલી છે.' માત્ર માસ જ નહિ પણ અનાજના કોથળાઓ પણ તેમને દેખાડવામાં આવ્યા, જે જોઈ સુલ્તાન તો વિસ્મય પામ્યો. સુલ્તાનની છાવણીમાના કેટલાક સિપાહીઓ તો એમ જ માનવા લાગ્યા કે, આ કિલ્લો કોઈ શયતાનના રક્ષણમા હોવો જોઇએ, એટલે હવે

તેમની સાથે લડાઈ કરવાનું તેમણે ફોકટ વિચાર્યું સિપાહીઓ જ નહિ પણ સુલ્તાન પોતે પણ એમ માનવા લાગ્યો કે,'જ્યાં છે ત્યાં કાંઈ જાદૂનું આ કામ છે.' આ ભેદભરેલા કિલ્લાનો કશો પત્તો મેળવી નહિ શકયાથી અંતે સુલ્તાને થોડાક દિવસ હવે કાંઇક બીજી ગમત કરવાનો ઠરાવ કર્યો અને શિકારે જવાને મન દોડાવ્યુ, અને તેમાટે આ છાવણીથી ચાર ફરલગ દૂર તબ્બૂ ઠોકવામા આવ્યા, જેની આજૂબાજૂ મોટુ જગલ આવેલુ હતું. આ શિકારની છાવણી નાખવાનુ કામ, પાછળથી આવેલા લશ્કરના વડા કિસલાર આગાને સોંપ્યુ હતુ, જે કેટલાક માણસોને લઇને આગળથી ત્યા ગયો હતો. સુલ્તાન પાછળથી જ્યારે ત્યાં જઈ લાગ્યો ત્યારે સઘળુ તૈયાર હતું, પણ કિસલાર આગા ન હોતો, અને તે જાણી તેને શકા ઉપજી બીજા માણસોએ જ્યારે તેને જણાવ્યુ કે તે તો કેટલોક વખત થયો અમોને આ ઠેકાણે છોડી કયાક જતો રહ્યો છે ત્યારે તો તેને એવો જ વહેમ ભરાગો કે, આ માણસોએ જ તેને પોતાના કાંઈ મતલબને કારણે ઠાર કર્યો હશે તેમને સઘળાને પોતાની હુજૂરમા બોલાવી મારીની તથા ઇનામની લાલચ બતાવી, જે ખરેખરુ હોય તે કહી દેવાને લલચાવ્યા પણ ફોકટ જ. તેઓ બાપડા તદ્દન અજાણ્યા માલમ પડ્યા અને સુલ્તાને તેમને આસપાસ શોધ કરવાને મોકલ્યા અને છેક સૂર્ય અસ્ત પામતા સુધી તેઓ સઘળી ઝાડીઓ અને જગલોમા ઢૂઢી વળ્યા, પણ કિસલાર આગા તેમને હાથ લાગ્યો નહિ. સુલ્તાન નાસીપાસ થયો અને રાત પડે તે પહેલા સઘળી છાવણી ઉઠાવી ત્યાથી અસલ છાવણીએ પાછો ગયો. સઘળો રિસાલો સડસડાટ ચાલ્યો જાય છે, તેટલામા એક નિર્મળ ઝરાની બાજૂએ લીલા ઘાસના બિછાના ઉપર બહુ સુદર પોશાકવાળો એક માણસ ઉંઘતો પડેલો કેટલાક સિપાહીઓના જોવામાં આવ્યો. તેઓ તરત ત્યાં ગયા અને તેને ઉઠાડ્યો, તો યા અલ્લાહ, બુઢ્ઢો કિસલાર આગા, આખ ચોળતો તેમની આગળ ખડો થયો. તરતવેળા તે કર્યા હતો, અને ત્યા કેમ આવ્યો, તે કશુ સમજાવી શકયો નહિ. તેને હોશિયાર કરીને છાવણીમાં લઈ જવામા આવ્યો, જ્યાં તેણે શુદ્ધિમાં આવી નીચે પ્રમાણેની હકીકત કહી સભળાવી –

તે બોલ્યો કે, 'નામવર સુલ્તાનના હુકમને તાબે થઈ હું પેલા દૂર દેખાતા પહાડની તળેટીમાં તેને માટે તંબૂઓ નાખવાને ગયો. એક જગા પસદ કરી ત્યાંથી ઝાડ ઝાંખરા ઉખેડાવી તબૂ ઠોકાવ્યા કે બીજી તરફથી મેં સુલ્તાનને માટે ખાણુ તૈયાર કરાવાની તૈયારી ચલાવી. ગુલામો સઘળા પોતપોતાના કામમાં પડ્યા હતા, તેટલામાં આળસુ થઈ બેસવાને બદલે હું આજૂ-

બાજૂ ભટકવા અને દેખાવો જોવામાં પડ્યો જોતાં જોતાં અને ચાલતાં ચાલતાં હું કેટલોક દૂર નીકળી ગયો, તો યા અલ્લાહ, એક બાગ મારી નજરે પડ્યો, જેનાં ઉમદા ફૂળો અને ઝાડોની ઘટા જોઈ હું છક થઈ ગયો તરેહવાર જાતનાં ફૂળોના ઝુંડ ત્યા મારા જોવામા આવ્યાં બાગની આસપાસ કાંટાની વાડ કરી લેવામાં આવી હતી, નામવર સુલ્તાનને માટે કેટલાંક ફૂળો તોડવાની મને ઇચ્છા થઈ, એટલે હુ બાગમા દાખલ થયો. બાગમા હજી તો પહેલા પગથિયા ઉપર પગ મકયો કે કાંઈ અવાજ સભળાયો, પણ તે કોણ અને શુ બોલ્યો તે મને સભળાયુ નહિ. તે સાદની દરકાર કરવા વગર હું આગળ ચાલ્યો તો બાગના બીજા ભાગમાં ફૂલના ઝાડોની ઘટાની હેઠળ ફૂલોના સુવાસ લેતા એક અમીર અને બાનુને ફરતાં જોયા. દેખાવે અમીર પણ શૂરવીર યોધા સરખા તે જણાતો હતો. બાગમા વગર રજાએ દાખલ થવા માટે માફ માગી, હુ શુ કરવા માગતો હતો તે મેં તેમને જણાવ્યુ બાનાના મોઢા ઉપર બુરખો નહોતો, પણ આટલો વખત સૂધી તે પેલા યોધાના પડખામા હોવાથી તેનો ચહેરો બરાબર મારી નજરે પડ્યા નહિ, એટલે હુ તેને પીછાણી શકયો નહિ, પણ જ્યારે તે લગાર અળગી થઈ છૂટી પડી ત્યારે યા અલ્લાહ મેં શુ જોયુ? બાલ્કીસ! હુ તેને બોલાવા જાઉં, તે પહેલાં તો તેણે કાંઈ શબ્દો તે શૂરવીરના કાનમા રેડ્યા, અને બીજી જ પળે તેણે મને ગરદનમાથી પકડી નીચે નાખ્યો, પોતાની પાઘડી કાઢી તેવડે મારા હાથ બાધ્યા, અને બાલ્કીસે પોતાના હાથમાની શાલથી મારા બંને પગો મુસ્કેતાટ કર્યા અને તદન મુસ્કેતાટ કરી, તે યોધાએ પોતાની કેડમાથી એક શીશો કાઢી તેમાનુ પ્રવાહી મારા મોઢામા રેડયુ, જે હજી તો પૂરેપૂરુ મારી હોજરીમાં દાખલ થયુ નહિ હોય, તેટલામા હું તદન બેભાન થઈ ગયો જ્યારે જાગૃત થયો ત્યારે એક અચ્છા શૃગારેલા ઓરડામા મખમલના નરમ કોચ ઉપર પડેલો હતો. આ ભવ્ય દીવાનખાનામા હુ તદન એકલો હોવાથી કયા છુ, તે વિશે વિચાર કરવા લાગ્યો. રાતનો સમય હતો, ઓરડામા એક ઝાખો દીવો બળતો હતો અને તેનો લાભ લઈ હવે હુ આજૂબાજૂ ભટકવા લાગ્યો ઓરડાના એક ખૂણામા આવ્યો, જેના માથા ઉપર એક અગાસી હતી, અને તેમાં કોઈ પસાર કરતુ હોય તેમ પગલાનો અવાજ મારે કાને પડ્યો. તે જ પળે દરવાજાનુ બારણુ ઉઘડયુ, અને પેલો જ જવાન મારી સ્હામો આવી ઉભો. મને પોતાની પાછળ ચાલવાની ઇશારત કરી તે આગળ ચાલ્યો. તે મને એક ભપકા ભરેલા ઓરડામા લઈ ગયો, જ્યા ટેબલો બીછાવી તેમની

ઉપર બહુ નોફા ખાણુ પીરસી તૈયાર રાખ્યુ હતુ. મને તે ખાવા બેસાડ્યો. મારા પેટમા સમાયુ તેટલુ મે ધીરજથી ખાધુ અને મોઢુ સાફ કરી બેઠા પછી, તે જવાન મને આખા દીવાનખાનામા ફેરવી એક બીજા ઓરડામાં લઈ આવ્યો, જેની બહાર નજર કરુ છુ તો એક કાળો ડુંગર મને માલમ પડ્યો, અને તે જોતા જ મને ભાન આવ્યુ કે જે કિલ્લો તોડવાને આજ આઠ અઠવાડિયા થયાં સુલ્તાન મથે છે તે જ કિલ્લામા હુ આવી લાગ્યો છુ. ત્યાથી તે જવાન મને એક તબેલામાં લઈ ગયો. જ્યા ૨૦ ઘોડા બહુ જોરાવર બાધેલા હતા, ત્યાથી ભડારખાનામા ગયાં જ્યાં અનાજની ગૂણોના ઢગ પડ્યા હતા, તેની જ પડોસમા સખ્યાબંધ બકરા, મેંઢા વિગેરે નીરાતથી ચારો ચરતા હતા. કિલ્લાના એક ભાગમાં ગંજાવર તોપો અને ગોળાઓનો ઢગ મારેલો હતો. આ સઘળે ઠેકાણે ફેરવી તે મને પાછો પેલા ખાણાવાળા ઓરડામાં લઈ આવ્યો, જ્યા કાફી અને હુક્કો તૈયાર હતો નીરાતે બેસી મે તે ગગડાવ્યા. હવે જ તે જવાને મારી સાથે વાત કરવા માડી. સુલ્તાન આટલા દિવસ થયા જે ઘેરો નાખી પડ્યો હતો, તે વિશે તેણે મને ઉલટપાલાટ સવાલો કરવા માડ્યા. સઘળી વાતચીત દરમ્યાન તે સુલ્તાન તરફ ભારે માન ધરાવી બોલતો હતો, અને છેવટે મને કહ્યુ કે "નામવર સુલ્તાન મારી બહેન બાલ્કીસની માગણી કરે છે અને તે આપવાની ના પાડવાથી તે મને બળવાખોર ગણે છે. હું દમાસ્કસનો માજી હાકિમ અને તાલિબના પ્રાતનો પાશા હુસનઅલી અજીબ છુ. વડો વજીર મુસ્તફા મારા ઉપર ઘણો અન્યાય ગુજારતો આવ્યો છે, અને તેની સ્હામે મારી ઘણીક ફરિયાદો છે, અને જ્યા સૂધી મુસ્તફાની પાસેથી વજીરાત લઈ લેવામાં નહિ આવે ત્યા સૂધી હુ તેની સ્હામે ઉઠાવેલા મારા હથીયાર છોડનાર નથી. સીલેહદારના લશ્કર ઉપર મેં જ્યારે હુમલો કર્યો ત્યારે હુ જો ચાહત તો નામવર સુલ્તાનને પણ કેદ પકડી લઈ જવાને શક્તિમાન્ હતો, પણ મારો તેમ કરવાનો હેતુ ન હોતો. આ કિલ્લામાં કોઈ દાખલ થઈ શકે તેમ નથી, મારી પાસે ખાધખોરાકી અખૂટ છે અને શિયાળો આવતા સૂધી હુ અહી બેફિકર રહી શકીશ, કે જે વેળા સુલ્તાન આપ મેળે અહીંથી પોતાની છાવણી ઉંચકી જવા વિના રહેશે નહી." આ સઘળી વાત મે બહુ ધ્યાન દઈ સાભળી. તે બોલવામા બહુ છટાદાર, દેખાવે ખરો શૂરવીર, દબદબાવાળો, અને મારા વિચાર પ્રમાણે વડા વજીરનો ઓહદો ચલાવવાને ખરેખરો લાયક નર છે. અમારા વચ્ચેની આ વાતચીત પૂરી થતાં જ એક ગુલામ તબકમાં શરબતના બે પ્યાલા લઈ હાજર થયો એક તેણે પોતે લીધો અને બીજો મને આપ્યો. તે

પીતાં જ હું પાછો પહેલાનીપેઠે બેભાન પડ્યો અને પછી મારુ શુ થયુ, તેની મને ખબર નથી અને હમણા તમોએ જગાડ્યો ત્યાંથી ઉઠ્યો છું."

---

## પ્રકરણ ૪૨ મું

### ખલીલની સાતમી વાર્તા ચાલૂ-સુલ્તાન

કિસલાર આગાની આ વાત જ્યારે સુલ્તાન હુઝૂર જાહેર કરવામાં આવી ત્યારે તે બહુ ખુશ થયો તેણે જાણ્યુ કે, બાલ્કીસ પોતાના ભાઈ જોડે આ કિલ્લામા છે ત્યારે તેને બહુ ખુશાલી ઉત્પન્ન થઈ. હુસન વડા વઝીર તરફ આટલુ બધુ હાડવેર ધરાવે છે, તે પણ તેણે આ બાબતમાં જાણ્યુ, અને ખુદ કૉન્સ્તાન્ટીનોપલમા પણ કેટલીક ફરિયાદો તેને મળી હતી, તે ઉપરથી સુલ્તાનને શક મજબૂત થયો કે કારા મુસ્તફા જે ધોરણ-ઉપર કામ ચલાવે છે તે કોઈ પ્રકારે પ્રજાને પસદ પડે તેવુ ન હોવુ જોઇએ. પોતે જે આ ઘેરો નાખી પડેલો હતો, તે બાબતમા શો ઉપાય લેવો તેની તેને બિલકુલ સમજણ સુદ્ધા પડી નહિ. તેને લાગ્યુ કે, હુસનઅલી અજીમની સત્તા અને બળ, તે ધારે છે તે કરતા ઘણા વધારે છે, છતા પણ જે મકાનમાં પોતાની પ્યારી બાલ્કીસ રહેલી હતી, તે મકાનને છોડીને તેને જતુ રહેવુ ગમ્યુ નહિ જ્યારે તેણે જાણ્યુ કે જે સ્ત્રીને તે ચાહે છે, અને જેની ઉપર તે પોતાનો પ્યારો પ્રાણ અર્પણ કરવાને તૈયાર છે, તે આ તેના ભાઇની સાથે રહે છે, ત્યારે એકવાર ફરીને તેણે બાલ્કીસની માગણી કરવાનો ઇરાદો કીધો

આ તો બનવા જોગ હતુ કે, નીસેદારના સરદારે તેમ જ કિસલાર આગાએ સુલ્તાન આગળ કરેલી માગણીથી સુલ્તાન કદાચ પોતાનો આ ઘેરો ઉઠાવીને રાજનગરમા પાછો પણ ફરત, પણ એક કનસીબ બનાવે ત્યાં તેને પડી રહેવાની ફરજ પડી. આપણે આગળ જોઈ ગયા તેમ, વડા વઝીર મુસ્તફાએ, ચારસો માણસોના ચોકી પહેરા હેઠળ ખજાનો તથા ખ્રીસ્તી શહેરોમાથી મેળવેલી લૂટથી ભરેલી તીજોરીઓ સંભાળને ખાતર બેલગ્રેડ મોકલાવવાની ખબર સુલ્તાનને ત્યા મળી, એટલે તે આ રસ્તે થઇને જ જશે, એમ માની સુલ્તાને પોતાનો પડાવ ત્યા ચાલૂ રાખ્યો. આ ખબર મળ્યા પછી બીજે કે ત્રીજે દિવસે આ લૂટનો ભારે ખજાનો ત્યા આવ્યો, પણ તેની ઉપર કેટલાક સ્વારોએ તૂટી પડી લૂટી લીધો, અને ઘણાંક માણસોને મારી નાંખ્યાં આ ખબર કેટલાક ભાગી આવેલા સિપાહીઓથી સુલ્તાનની છાવણીમાં આવી અને તે જાણતા જ સુલ્તાનની

તો ખાતરી થઈ કે, આ કામ હુસનઅલી અજીબ સિવાય બીજા કોઇનુ નથી, એટલે તો તેના કિલ્લાનો ભેદ જાણવાને સુલ્તાને બની શકતા સઘળા ઉપાયો લેવાની યુક્તિઓ રચી. કિસલાર આગાની વાતથી માલમ પડચુ કે, કિલ્લામા પહોંચવાને જમીનનો કોઈ પણ છૂપો રસ્તો હોવો જોઇએ. કેટલાંક માણસોને લઇને સુલ્તાન પોતે કિસલાર આગાએ શિકારને માટે જ્યાં તબૂ નાખ્યા હતા ત્યાં ગયો જતા પહેલા તે બીજી એક ગોઠવણ એવી કરતો ગયો હતો કે, બેલગ્રેડથી બીજુ પાંચ હજાર માણસનુ લશ્કર મગાવ્યુ જેથી સુલ્તાનની છાવણીમા ૬ હજાર માણસનુ લશ્કર એકઠુ થયુ હતુ. સુલ્તાન જેમ એક તરફથી બાલ્કીસના મોહમા સપડાયો હતો, તેમ બીજી તરફથી તેને ભારે ચડસ ચડ્યો કે, આ તે કોણ માધાનો કાકા છે કે જે આટલી ન્હાની સરખી ફોજની કુમક ઉપર ન્હાના સરખા કિલ્લામા ભરાઇને અજિત સુલ્તાનને પણ હફાવવાની હિમત ધરાવે છે. તેના મનમા ચટપટી લાગી કે, ગમે તેમ કરીને પણ એ કિલ્લાને શરણે કરવો, અને તેમ કરીને બાલ્કીસને પાછી મેળવવી એ જ ઇરાદાથી તેણે પોતાની આ ન્હાની છાવણીને છ હજાર માણસોના લશ્કરથી ગજાવી મેલી, અને કાંઈ પણ ચાપતા ઉપાયો લેવામા આવે, તે પહેલા તે પોતે થોડાંક માણસોને લઈ આ ભેદભરેલા કિલ્લાનો પત્તો મેળવવાને ચાલી નીકળ્યો તેને જે ચડસ હતો, તેમા વધારો થવાનુ બીજુ જે ન ધારેલુ કારણ બન્યુ, તે તેના ખજાના ઉપર હુસનઅલીએ ચલાવેલી લૂટનુ હતુ, અને તે સઘળા બનાવોથી, સુલ્તાન બહુ ઉશ્કેરાઇ ગયો હતો આવા એક નાચીજ બગ-વાખોર સરદાર અને બેદિલ થયલા ગણતરીના સિપાહીઓથી સુલ્તાન શુ ડરી જશે? નહિ નહિ કદી નહિ, એવા સવાલ જવાબ તે પોતાના મન સાથે જ કરવા લાગ્યો સુલ્તાનને જ્યારે આવો દૃઢ થએલો જોયો ત્યારે કિસલાર આગા તથા સીલેદારોના સરદારોએ પણ તેને બબ તાડ ઉપર ચઢાવ્યો, અને સુલ્તાને યોજેલી યુક્તિમાં તે જરૂર પાર પડશે, એવી તેની ખાતરી કરવા લાગ્યા. બીજી તરફ પેલા કિલ્લામા હુસનઅલી અજીબ પણ વાટ જ જોતો હતો કે, જો કોઈ સયોગથી તેની સુલ્તાન જોડે મુલાકાત થવા પામે તો તે મુલાકાત દરમ્યાન તે કારા મુસ્તફાને પૂરેપૂરો ઉઘાડો પાડી તેનો રસ્તો કરી શકે. હુસનઅલીનો જેટલો કીનો મુસ્તફા ઉપર હતો, તેનો લેશ પણ હિસ્સો સુલ્તાન ઉપર હતો જ નાહ. તે સારી પેઠે જાણતો હતો કે, આ સઘળુ કારસ્તાન કારા મુસ્તફાનુ છે અને તેથી સુલ્તાન તદ્દન અજાણ્યો છે, એટલે તેનો સુલ્તાન ઉપર કીનો હોય જ શેનો? જો સુલ્તાન ઉપર તેનો કીનો હોત તો તે કયારનો લઈ પણ ચૂકયો

હોત કે જ્યારે તે સુલ્તાનની છાવણી ઉપર ધસારાબંધ હુમલો કરી આવી તેના ઘણાક માણસોને ઠાર કરી ચાલ્યો ગયો હતો. સુલ્તાન પોતાના મનમા સઘળુ સમજતો હતો, છતા પણ તેને બાલ્કીસ મેળવવાની હતી, તેને લીધે તે બન્ની આંખે આંધળો ભીન બની રહેલો હતો, અને તેથી જ તેણે આ એક નવી યુક્તિ શોધી કાઢી અને તેમાં હવે તે શો કારો કાઢે છે, તે આપણે આગળ ચાલતા જોઇશુ

---

## પ્રકરણ ૪૩ મું

### બલીલની સાતમી વાર્તા ચાલુ-લડાઈનો દરબાર

સુલ્તાનની છાવણીમા આ ખળભળાટ ચાલી રહ્યો છે, તેટલામા પેલી તરફ વાયેના ઉપરના ઘેરાનો અંત પાસે આવતો હતો. તુરકી લશ્કરમા બેદીલી ફેલાવા માંડી હતી, અને તે જોઈ વડો વજીર ગભરાટમા પડ્યો હતો, અને મહા મુસ્કેલીએ તેણે તાર્તરી લશ્કરના સરદારને સમજાવી ટકાવી રાખ્યો હતો.

'આપણે અહીં પડી ખાલી ખીચડો ખાયા કરીએ છીએ, જે શરમ ભરેલુ છે,' ખાન ગુસ્સામા જ બોલ્યો. તેને નરમ પાડી મુસ્તફા બોલ્યો કે, 'શૂરા નર યોધા, આપણે નિષ્ફળ થઈ પાછા ફર્યા છીએ, એવી ખબર સુલ્તાનને જઇને જણાવવા કરતા બેહતર છે કે આપણે આપણા ડોકા જ અહીં છટકાવી નાખીએ.' અપર હંગેરીનો રાજા ટીકોલી વચ્ચે પૂરાયો અને ટાહુકો મૂકી બોલ્યો કે, 'જો આપણે ઘેરો ઉઠાવીશુ તો આસ્ટ્રીયન અને પોલ લશ્કર આપણો અડદાળો કાઢી નાખશે અને પેલો વાર્સેશાયાનો ખ્રીસ્તી રાજા સોબેસકી તો એક અજિત યોધો જ છે.'

'નહિ, નહિ, મારા શૂરા સરદારો, તમો ભૂલો છો,' મુસ્તફા બોચી ખજવાળતો બોલ્યો, 'આપણુ તુરકી લશ્કર અજિત છે, સોબેસકી શુ ચીજ છે, તેને મારી રૂબરૂ આવવા દ્યો અને જુઓ કે હુ તેની ગુમરીનો પવન કેવો કાઢી નાખું છુ, મારા પિતાના કસમથી કહુ છુ કે, હુ આ ઘેરો ઉઠાવનાર નથી. અને રીસ એફેન્દીએ અનુમાન આપ્યુ કે, 'જે ચઢાઈ કરવા ધારી છે તેમા જો તુરકીઓ ફતેહમંદ ઉતર્યા તો ખ્રીસ્તીઓ તરત જ શરણ થશે.' 'તુ સાચુ બોલ્યો, મારા શૂરા સરદાર એફેન્દી,' મુસ્તફાએ ઉત્તર આપ્યુ, અને તે પછી તાર્તારના ખાન તરફ ફરીને બોલ્યો કે, 'અય ક્રાઇમીયાના અજિત યોધા, તુ એક થોડો વખત તારા લશ્કરને ટકાવી રાખ

અને થોડા જ વખતમા જો કે તુરકી ડંકો કેવો વાગે છે.' ખાન નમીને બોલ્યો કે, 'મારા નામવર સાહેબ, હુ સારી પઠે જાણુ છુ કે, આપણે હારીને પાછા કરીશુ તો તું મને કેટલો રુસવા કરશે અને તેમ જાણીને હુ બનતા પ્રયત્ને મારા લશ્કરને સમજાવીને થોભાવીશ.' આ પ્રમાણે સભામા વાતચીત ચલાવ્યા પછી સઘળા છૂટા પડ્યા, એટલે મુસ્તફાએ ખ્રીસ્તી લશ્કર ઉપર બીજો હુમલો લઈ જવાનો હુકમ કાઢ્યો. આ હુમલામાં તુરકી લશ્કરે ભારે હાર ખાધી એટલુ જ નહિ પણ જે ઘેરો નાખી તે પડેલુ હતુ તે ત્યાંથી ખુલ્લો થઈ ગયો, અને તે હારના સમાચારથી તુરકી લશ્કરમા ભારે ગડબડાટ થઈ રહેવાની પૂરેપૂરી વકી હતી, પણ મુસ્તફાએ છૂટે હાથે નાણાની બખ્શીશો લશ્કરમા દીધાથી તેવુ કશુ થવા પામ્યુ નહિ, એટલુ જ નહિ પણ તા. ૨ જી સપ્ટેમ્બરે બીજો એક હુમલો લઈ જવાની ગોઠવણ કરી આ હુમલામાં સીલેદારોને કાઢવામાં આવ્યા, અને જો કે તેમણે બહાદુરી બતાવવામાં કશી કચાશ રાખી નહિ, છતા પણ પોતાના કિલ્લામા મુસ્તકીમ થઈ રહેલા ખ્રીસ્તી લશ્કરે તેમને ભારે ખુવારી સાથે હરાવીને હઠાવ્યા, અને તે તકે પણ મુસ્તફાએ તુરકી લશ્કરમા ગભરાટ ફેલાતો અટકાવવાને કારણે છૂટે હાથે નાણુ દીધુ તા૦ ૩ જીને દિવસે તે જ કિલ્લા ઉપર બીજો એક હુમલો કરવામાં આવ્યો, જેમા તુરકી લશ્કરે જો કે જિત મેળવી, તોપણ કિલ્લો તેમના હાથમાં આવી શક્યો નહિ.

આ ન્હાની ન્હાની ઝપાઝપીઓમા ભારી ખુવારી થતી જોઈ મુસ્તફાએ ઠરાવ કર્યો કે કિલ્લા ઉપર એક મજબૂત હલ્લો કરવો, અને તે પ્રમાણે તેણે બીજે જ દિવસે જગલી જેનીજારીઓને ઉશ્કેરી કિલ્લા ઉપર હલ્લો કરાવ્યો. આખી લડાઇને દરમ્યાન નહિ થયેલી એવી ખૂનખાર લડાઈ બને લશ્કરો વચ્ચે થઈ, અને બેવાર તુરકી લશ્કર કિલ્લા ઉપર પોતાની ધ્વજા ચડાવતા સહજમાં અટકી ગયુ આખો દિવસ ભારી જુસ્સેશ ચલ્યા પછી અને ખ્રીસ્તી લશ્કરની ફતેહ થઈ, અને તુરકી લશ્કર નાઉમેદ થઇ પાછુ હટી ગયુ. મુસ્તફા હવે તદન નાઉમેદ થયો તેને લાગ્યુ કે આ લડાઈમા હાર ખાવી એ માથુ ખોવા બરાબર છે. ફરી એકવાર તેણે સઘળા સરદારોની સભા બોલાવી અને તેમનામા શૂર ચઢાવવાની બને તેટલી કોશિશ કરી, અને જણાવ્યું કે હવે ખ્રીસ્તી લશ્કર ભૂખમરાથી તદન મરણતોલ થઈ ગયુ છે અને હવેનો એક જ હુમલો તેમને પરાગદા કરી નાખવાને બસ છે. એમ જણાવી તા. ૬ ઠ્ઠીને દિવસે એક મજબૂત હુમલો તેણે પેલા કિલ્લા ઉપર કરાવ્યો. ૨૪ કલાક સૂધી બને તરફ ભારે ખૂનામરકી ચાલી અને

અને ખ્રીસ્તી લશ્કરે કિલ્લા ઉપર ચઢી, તુરકી લશ્કર ઉપર બદૂક સાથે તીરોનો એટલો તો વર્ષાદ વરસાવ્યો કે યા અલ્લાહ, તુરકી લશ્કરમાં તો લોહીની રેલારેલ ચાલી રહી, અને હજી પણ વધારે ચાલી હોત, પણ દૂરથી લડાઇનો મામલો જોતા ઉભેલા મુસ્તફા પાશાએ લડાઇને ત્યાંથી જ અટકાવી, એટલે તુરકી લશ્કર તદ્દન પરાજય પામીને પાછુ નાઠું. આ ખૂનખાર લડાઇને બીજે દિવસે લશ્કરની ગણુતરી કરતા મુસ્તફાને માલમ પડયુ કે અઢી લાખમાંથી એકલાખ નેવુ હજાર માણુસ બાકી રહ્યા છે, અને ૬૦ હજાર તુરકીઓ ખ્રીસ્તીઓના ભોગ થઈ પડ્યા છે, જેમા ઘણાક તો મોટી પદવીના અમલદારો પણ હતા. ત્રણ પાશા અને ૧૬ કર્નલ માર્યા ગયા હતા. તુરકી લશ્કરની ગણુતરી લેવાનુ કામ હજી તો પૂરુ થયુ નહોતુ, તેટલામા તેને ખબર મળી કે, ખ્રીસ્તી લશ્કર બહાદુર સોબેસકીની સરદારી તળે કુચ કરતું આવે છે. બીજે જ દિવસે સોબેસકીનુ લશ્કર આવી લાગ્યુ અને દમદમ તે આસ્ટ્રીયન તથા પોલન લશ્કર જોડે મળી ગયુ. સાવચેતી વાપરી આ સઘળુ લશ્કર એક ઘેરાયલી ટેકરી ઉપર પડાવ નાખી પડયુ, અને તેટલામાં બીજી તરફના ખ્રીસ્તી લશ્કરના સરદાર તરફથી એક છુપા કાસિદ મારફત સોબેસકીને ખબર આપવામા આવી કે કશો પણ વિલબ ન કરતાં તુરકી લશ્કર ઉપર મારો ચલાવવો હવે તુરકી લશ્કર બને તરફથી ખ્રીસ્તી લશ્કરો વચ્ચે ઘેરામા આવેલુ હતુ, અને તેનો લાભ લઈ, તેમ જ પેલી ખબરથી તૈયાર થઈ સોબેસકીએ તો તુરકી લશ્કર ઉપર ગોળીનો મારો ચલાવ્યો, અને તે જોઇને વાયનામાંથી તેને ખુશાલીની વધાઈ એક બાણુ છોડીને આપવામા આવી વાયનામાં તો મદદે આવેલા આ લશ્કરની ખબરથી ભારે ખુશાલી પેદા થઈ અને લશ્કરમા નવી ઉલટ અને લોહી આવ્યુ તેટલુ છતા શહેરમા ભારે દુકાળ ચાલી રહ્યો હતો ખોરાક નહિ મળવાથી ઘોડા, અને પછી કૂતરા બિલાડાને પણ છોડવામા આવતા ન હોતા. કેટલેક ઠકાણે તો માબાપોએ પોતાના કુમળા બાળકોનો ભક્ષ કરવા માંડ્યો હતો, અને બીજા ત્રણ દિવસ જો એ ઘેરો ચાલૂ રહે તો ભારે ભયકર પરિણામ નીપજવાની ધાસ્તી હતી. બીજી તરફ મુસ્તફા પાશા જે વખત જતો હતો તેમાં સાઠ હજાર માણુસની મદદ આવી પૂગવાની વકીથી તુરકી લશ્કરને હિમત આપતો હતો. તુરકી અને ખ્રીસ્તી લશ્કરોથી વાયનાની જોડેનું મોટુ ગજાવર મેદાન છવતા માણુસોના દરીયા પેઠે દેખાતુ હતુ પરોઢીયે લડાઇ શરુ થવાની હોવાથી બન્ને લશ્કરોમાં આખી રાત ભારે ખળભળાટ ચાલી રહ્યો હતો, જ્યા ત્યા હથીયારો ઘસવાના અવાજો સભળાતા હતા, જ્યા ત્યા લુહારોની ભઠ્ઠીઓ ચાલૂ થઈ હતી, સુતારોના ઘડવાના

અવાજો બીજી તરફ કાને પડતા હતા, કોઈ કોઈ ઠેકાણે તો પ્રભુપ્રાર્થનાઓ થતી સંભળાતી હતી. આવી રીતે આખી રાત કાઢ્યા પછી, તા. ૧૨મી સપટેમ્બરનું પરોઢીયુ અતે થયું. આ ખૂનખાર દિવસ, ખ્રીસ્તી અને તુરકીઓની ભારી ખુવારીને માટે ઇતિહાસમા લાલ અક્ષરે નોંધાઈ રહ્યો છે, સર્વ કોઈ સજ્જ થઈ રહ્યા છે, તેવામા લડાઇની શરુઆત કરવાને પાંચ તોપોના બાર કરવામા આવ્યા. સોબેસકી, કોસાક લશ્કરના સરદાર જાબલોનાસકી સાથે જમણી બાજૂ ધરી ઉભો હતો, પ્રિન્સ લોરેન ડાબી બાજૂ ધરી ઉભો હતો, અને તેના ઝુંડા હેઠળ ડયુક આફ ક્રોઝ, કાઉંટ કેપારા તથા લેસબી વિગેરે સરદારો સામેલ હતા, અને તે જ પ્રમાણે બીજી બાજૂઓ તથા ખૂણાઓ પણ બીજા ખ્રીસ્તી સરદારો રોકી તૈયાર થયા હતા. બને તરફથી તોપોના મારા ચાલૂ થયા એક કલાક થતાંમા તો સેંકડો લાસો પગતળે રખડતી થઈ. ડાન્યુબના મીનારા તરફ સોબેસકીએ અગમચેતી કરી પદર હજાર માણસોને જરૂરની વેળામાટે રાખ્યાં હતા જે મથક આગળ સોબેસકી હતો, ત્યા ખુદ કારા મુસ્તફા લગભગ પચાસ હજાર માણસ સાથે ધસી આવ્યો, અને જાબલોનાસકીવાળી ટુકડીને હરાવી ઘણાક માણસોનો ઘાણ કાઢી નાખ્યો, તેટલામા સોબેસકી એટલા તો જોરમાં ધસી આવ્યો અને તુરકી લશ્કર ઉપર એવો સખત મારો ચલાવ્યો કે, મુસ્તફા પાછે પગલે જગલમા ન્હાસી ગયો. આ મામલો ચાલે છે, તેટલામા ડયક આફ ક્રોઝવાળી ટુકડીને મદદ કરવાની માગણી આવી, જે ઉપરથી તેણે બેસોવીજને પાંચ હજાર માણસ આપી મોકલ્યો. આ બેસોવીજ તે આપણો હેન્રી બેસોવીજ હતો, જે પણ લશ્કરમા આવી મળ્યો હતો. મારતે ઘોડે તે ડયૂકની મદદે જઈ પહોંચ્યો, અને ભારે બળ સાથે ડયૂકના લશ્કર ઉપર ધસી આવેલા તુરકી લશ્કરને મારી હટાવ્યુ. મધ્યાન્હે એક વાગાનો વખત થયો હતો, જ્યા ત્યા ખ્રીસ્તીઓનો ફતેહનો ડંકો વાગી રહ્યો હતો, વાયના હવે ઘેરામાથી છૂટવાની તૈયારીમાં હતુ, તેટલામા હેન્રી પોતાનું કામ બજાવી પાછો સોબેસકીને મળ્યો. સોબેસકીએ તેને ભારે માનપાન આપી નાઇટના ખિતાબથી નવાજ્યો અને તે દિવસથી તે સર હેન્રી બેસોવીજના દબદબાભરેલા નામથી ઓળખાવા લાગ્યો.

## પ્રકરણ ૪૪ મું

### ખલીલની સાતમી વાર્તા ચાલૂ-ખૂનખાર લડાઇનું છેવટ

હજી તો હેન્રીને ખિતાબ અપાવવાની ક્રિયા પૂરેપૂરી ખલાસ થઈ નહોતી, તેટલામાં દૂરથી તુરકીઓનું એક મોટું લશ્કર ધસી આવતુ જણાયું. સોબેસકીને લાગ્યુ કે, હજી આજની લડાઇનુ છેવટ આવેલુ જણાતું નથી. તે આવતું હતુ તેટલામા જાબલોનોસકી તરફથી સોબેસકીને ખબર મળી કે, એ લશ્કર ૧૧ હજાર માણસનુ છે, અને તેની સાથે ૨૪ તોપો છે. ખબર મળતાં જ સર હેન્રી બેસોવીજ એક તરફથી અને સોબેસકી બીજી તરફથી સ્હામેથી આવતા તુરકી લસ્કર ઉપર ધસ્યા. તેટલામા વળી જાબ-લોનોસકી ચાર તોપો મૂકી તેનો માર્ગ ઘેરી ઉભો.

એ પ્રમાણે સઘળી તરફથી તુરકી લશ્કર ઉપર માર તો એવો સખત ચલાવ્યો કે, થોડા જ વખતમા ૧૧ હજાર માણસનુ લશ્કર તદ્દન બિસાદ વગરનુ થઈ ગયુ, અને બાકી રહેલાઓ ન્હાસ ભાગમા પડ્યા. આ લડાઇમા ડયક આફ કોઝ ઘાયલ થયો હતો, અને તેનો ભાઈ માર્યો ગયો હતો, અને તે જોઈ મુસ્તફા તેમને સમજાવવા અને એક બચાવવાળી જગાએ ભેગા કરવાને મેદાનમાંથી પાછો ધર્યો. તેમ કરવામા તે ફતેહ પામ્યો. કેટલાક માણસોનુ લસ્કર તેણે ભેગુ કર્યું અને એકવાર ફરીથી તુરકી લશ્કરનુ નસીબ અજમાવવાને તે બહાર પડ્યો. ફરીવાર તેણે ખ્રીસ્તી લશ્કર ઉપર હુમલો કર્યો. અને કેટલોક વખત સૂધી ફતેહ પામ્યા પછી અને સોબેસ-કીના લશ્કરના મારાથી હારી ખાઈ તુરકી લશ્કર પીઠ ફરવી પાછુ નાઠુ અને તેને જોઈ મુસ્તફા પણ પોતાની છાવણીમા ન્હાસી ભરાયો ત્યા જતા તેણે સઘળા સરદારોને ભેગા કરી તેમની હુજૂર શોકાતુર ચહેરે ભાષણ કર્યું અને ખુલ્લુ જણાવ્યુ કે, હવે નામોસી સિવાય તેમને માટે બીજુ કશુ નથી. એમ જણાવી પોતાનું મોઢુ બને હાથે ઢાંકી એક બાળ-કની પેઠે રડવા લાગ્યો. બીજી તરફ છેક રાત્રે સાત વાગે વાયનાનો ઘેરો પૂરેપૂરો ઉઠ્યો. સોબેસકી પૂરો ડહાપણવાળો હતો, એટલે તેણે સઘળાઓને કહી રાખ્યુ કે તુરકીઓ હજી પણ રાતની વેળાએ શબેખૂન મારવાનો પ્રયત્ન કરશે, માટે આખી રાત ભારે ચોકસી સાથે પસાર કરવી. અને હવે સઘળા, કિલ્લામા થયલી લડાઇના બનાવો વિશે, ચર્ચા ચલાવતા બેઠા.

હેન્રીને આ લડાઇમા દેખાડેલા શૂરાતન માટે જે માન મળ્યુ, તેથી તે બહુ જ હરખાઈ ગયો હતો, તોપણ એક છૂપી દિલગીરીએ તેનામા વાસ

કરેલો હતો, જે જેમ જેમ વખત પસાર થતો, તેમ તેમ વધતી જતી હતી. કારણ કે તે જાણતો હતો કે, હવે તેની પ્યારી બાલ્કીસની કશી ખબર સુદ્ધાં મળવાનો સંભવ ન હોતો. ખ્રીસ્તી છાવણીમાં હાલ તરત સઘળા જખમી ચપલાઓને મલમપટા કરવાનુ અને તુરકી છાવણીમાં રહી ગયલી ચીજો હાથ કરી લેવાનું કામ ચાલતું હતું. આ લૂટમાં કારા મુસ્તફાનો પવિત્ર ઝુંડો પણ હાથ લાગ્યો, જેને સલામત સાચવીને રોમના પોપ ઉપર મોકલી દેવામા આવ્યો અને તે મહાન્ ધર્મગુરુએ, તુરકીઓ ઉપર ખ્રીસ્તીઓએ મેળવેલી ફતેહના જયચિન્હ તરીકે તે ઝુંડાને સેંટપીટરના દેવળમાં સાચવી રાખ્યો. ખ્રીસ્તી લશ્કરને લૂટ પણ પુષ્કળ હાથ લાગી. ત્રણુસો તોપો, પાચ હજાર તબૂઓ, જેમા એક તો વડા વજીરનો હતો, વડા વજીરના હથિઆરો તથા બીજી ઘણીક ઉમદા ચીજો હાથ લાગી દશ હજાર તુરકીઓની લેથના ત્યા ઢગલા પડેલા અને તેમાં ક્યાંક ક્યાંક ખ્રીસ્તીઓની પણ લાશો જોઈ, રાજા સોબેસકોની આખમા આસૂ આવી ગયા. કારા મુસ્તફાવાળા તબૂમાં રાત્રે નવ વાગે એકાંત બેસી, રાજા સોબેસકોએ તુરકી લશ્કર ઉપર મેળવેલી મોટી ફતેહનુ બ્યાન ઘણા જ અસરકારક શબ્દોમા પોતાની રાણી ઉપર લખી મોકલ્યુ. બીજે દિવસે ખ્રીસ્તી લડવૈયાઓ ભારે ધામધૂમ સાથે આસ્ટ્રીયન રાજનગર વાયનામાં દાખલ થયા. એ દિવસ આખી આસ્ટ્રીયન શહનશાહતમા એક મોટા તેહવાર તરીકે પળાયો અને દરેક દેવળમા પ્રાર્થનાઓ કરવામા આવી અને રાત્રે શહનશાહે, સઘળા શૂરવીરોને એક મોટુ ખાણુ આપ્યુ

તુરકી લશ્કરે તદ્દન નાઉમેદીમા હવે પાછા પગલા ભરવા માડ્યા હતા કારા મુસ્તફા જે લડાઇની આગમજ ખ્રીસ્તીઓ ઉપર ફતેહ મેળવી આસ્ટ્રીયાને બીજી તુરકી શહનશાહત કરી દઈ પોતે તેનો માલિક થવાની સ્વપ્ના સરખી અને કલ્પિત યોજનાઓમા લીન થઈ ગયો હતો, તે તદ્દન નાઉમેદ થઈ ગયો હતો. તુરકી લશ્કર પોતાની નાઉમેદીનો કીનો, માર્ગમા પસાર થતા જે ગામો આવતા, તેના ઉપર લટફાટ ચલાવીને લેતુ જતુ હતુ. પોતાની જોડે જે ખ્રીસ્તી સ્ત્રી કે પુરુષો કેદ પકડી આણેલા હતા, તેમના ઉપર પણ ભારે બળાત્કાર તેઓ ગુજારતા હતા અને જેઓ હિમતથી સ્હામે થતા, તેમને રીબાવીને માર મારતા હતા. તુરકી લશ્કરની ઘણીક ટુકડીઓના સરદારો માર્યા ગયા હતા અને તે સઘળી હમણા ધણી વગરની થઈ પડી, જેમ ફાવે તેમ કામ લેતી હતી. ખ્રીસ્તીઓના નામનો તેમનામા એટલો બધો ભય પેસી ગયો હતો કે, જરાપણ મોટી બૂમ ઉડતાં જ

તેમનામાં ન્હાસ ભાગ થઈ રહેતી હતી ચાર દિવસ સૂધી કૂચ કરવા પછી વડો વજીર કારા મુસ્તફા તુરકી સરહદમાં જઈ પૂગ્યો અને ત્યાં છાવણી નાખી તેણે લશ્કરની ખુવારીની ગણતરી કરવાને અને કાંઇક ઉપાયો લેવાને પોતાના સરદારોનો દરબાર બોલાવ્યો. આ દરબારમાં હાજર થયલા સરદારોમાંના કોઇને ગરદન મરાવ્યા, કોઇને ચઢતે ઓહદે ચઢાવ્યા અને કોઇને ઉતારી પાડ્યા, એવું કામ મુસ્તફા પાશાએ બજાવ્યું તુરકી લશ્કરની હારના સમાચાર સુલ્તાનને પેલા જ કિલ્લાની પેલે પાર જ્યાં તે પડાવ નાખી પડેલો હતો ત્યાં મળ્યા, અને નાઉમેદ થઈ કિલ્લા ઉપરનો ઘેરો ઉઠાવી તે રાજનગરમાં ગયો. મુસ્તફા ઉપલું કામ બજાવીને પડાવ ઉઠાવી આગળ વધ્યો, અને તેની ખબર, સાથે મળી ગયલા ખ્રીસ્તી લશ્કરને, પડતા જ તેણે તુરકી લશ્કરનો દુંબાલો પકડ્યો. મુસ્તફાએ ખ્રીસ્તી બાઇને નામવા માડ્યું, પણ એમા તેનું કાંઈ વળ્યું નહિ ખ્રીસ્તી લશ્કર હેઠ આવી લાગ્યું અને વળી એક મોટી લડાઈ થઈ, જેમાં તુરકી લશ્કરની વધારે ખરાબી થઈ ગઈ.

સુલ્તાનને આ નવી હારની જ્યારે ખબર પડી ત્યારે તે બેલગ્રેડ છોડી આદ્રીઓનોપલમા ગયો. કારા મુસ્તફા નાસીપાગીનો માર્યો માત્ર બેચાર સિપાહીઓની સાથે આંખો મીચીને નાઠો, અને ઘણેક દૂર જઈ લગાર આરામેશ લેવા બેઠો. હજી તો ઘણો વખત ગયો નહિ, તેટલામા કેટલાક તુરકી સવારોએ ધસી આવી તેને મુસ્કેતાટ બાંધ્યો અને ઘણેક આડે અવળે રસ્તે ભટકાવી તેને એક કિલ્લામાં લાવી નાખ્યો. બેભાન સરખી હાલતમા કારા મુસ્તફા તે કિલ્લામાં આવ્યા પછી ઘણીવારે તેને માલમ પડ્યું કે, તે પોતાના કટ્ટા વેરી હુસનઅલી અજીબના હાથમાં કેદ પકડાયો હતો. મુસ્તફા તે જાણતા જ, જાણે હજી પણ વજીરાત ઉપર હોય તેવો કરડો દેખાવ કરી હુસનની સ્હામો ઉભો તેને જોઈ હુસન તેની ઠરડાકી તોડવાને બોલ્યો કે, 'સાંભળ ઓ કારા મુસ્તફા, તું હવે મારા હાથમાથી છૂટવા પામવાનો નથી. તારી પૂરેપૂરી હાર થઈ ચૂકી છે. તે લડાઇના મેદાનમાથી મોકલેલો ખજાનો પણ આ કિલ્લામાં આવી પડેલો છે તારી વજીરાતની જોહાકોના દિવસ હવે વહી ગયા છે, માટે બોલ હવે તું શું ઇચ્છે છે?' મુસ્તફા હવે ધ્રૂજ્યો અને ગદગદ કંઠે હુસનને કહેવા લાગ્યો કે, "હું તારા હાથમા છું પણ મને મારી નાખ્યાથી તને શો લાભ થશે, તે હું સમજી શકતો નથી. એક ઉદાર દુશ્મન પાસે મારા કરેલા ઉપકારનો બદલો લેવાનો મને હક છે" 'બસ બસ, મુસ્તફા,' હુસન ભવાં ચઢાવી બોલ્યો, 'ઉપકાર એ શું ચીજ છે, તે તું સમજતો જ નથી. જો હું તને આ રાત્રે જ આ કિલ્લા-

માથી છોડી મૂકું તો આવતી કાલે જ તું મારો કિલ્લો તોડવાને લશ્કર લઈ સ્હામો આવીશ, અને મારું માથુ તારા પગ આગળ ધૂળ ચાટતુ નહિ આવે ત્યા સૂધી તું ઠરીને બેસીશ નહિ. માટે જ કાલે તારુ ધડ તારા શરીરથી બેશક છૂટું કરી નાખવામા આવશે.' હજી તો આ વાતચીત ચાલે છે, તેટલામાં કિલ્લામાં ભારે બૂમરાણુ ચાલ્યુ. જ્યા ત્યા આગ સળગેલી જોવામા આવી, અને હુસન કારા મુસ્તફાને ત્યાં જ નાખી બહાર નીકળ્યો અનાજનો કોઠાર, જાનવરના તબેલા તથા દારુખાનુ વિગેરે સઘળુ સળગી ઉઠયુ હતુ, અને તેને ઓલવવાને હુસન પોતાના માણસો સાથે રોકાણમા પડ્યો. તેનો લાભ લઈ મુસ્તફા ત્યાથી આડો અવળો ભટકી, ત્યા મળી આવેલા એક સિપાહીનો પોશાક પહેરી ભાગવાને તૈયાર થયો તે જતો હતો, તેટલામા તેની પાછળ એક સ્ત્રી દોડતી આવી, તેને ઓળખ્યા વગર જ ગાભરી બની જઈ તેની મદદ માગવા લાગી. મુસ્તફાએ તેને ઓળખી કે આ તો બાલ્કીસ છે, એટલે તેને ફસાવી જવાને નવો બાજી માડી. તે બોલ્યો કે, 'બાઈ તારા ભાઈ હુસને તને લેવાને માટે મને જ મોકલ્યો છે માટે ચાલ તુ મારી સાથે.' આ સ્ત્રી જે ખરે જ બાલ્કીસ હતી, તે મુસ્તફાને સિપાહીના વેશમા જોઈ ઓળખી શકી નહિ, અને તેના વચનમા વિશ્વાસ રાખી તેણે તેની સાથે ચાલવા માડયુ. આખી રાત ભટકયા પછી પરોઢીયુ થતા જ જ્યારે બાલ્કીસે પોતાને ઉગારી લાવનાર આ શકભરેલા માણસ ઉપર નજર કરી તો તે જ કારા મુસ્તફા છે, એમ જાણતાં જ ડરીને પાછી હટી. તેણે જોયું કે હવે મારવુ કે મરવુ, એ સિવાય બીજો રસ્તો નથી એટલે પોતાના પોશાકમાં છૂપાવેલુ ખંજર કાઢી મુસ્તફાને આવાહન કર્યું મુસ્તફાને એક લોખડનો સળિયો હાથ લાગ્યો, તે લઈ તેની સ્હામો થયો, પણ હિમત ચાલી નહિ. બાલ્કીસ બહુ જ ધિક્કારની નજરથી ખંજર કાઢી કોપાયમાન થતી ઉભી હતી.

આવી રીતે બને ઉભા છે તેટલામાં, સ્હામેથી એક લશ્કર કૂચ કરતુ આવ્યુ તેની સરદારી એક ખ્રીસ્તી સરદારે લીધી હતી આ સરદાર બીજો કોઈ જ નહિ, પણ સર હેન્રી બેસોવીજ હતો, અને તેણે જગલની દરમ્યાન આ બે સ્ત્રી પુરુષોને એક બીજાના જાન ઉપર તરાપ મારવાની તૈયારીમાં જોઈ તરત ઓળખ્યા અને બીજી જ પળે તેણે બાલ્કીસને પોતાની ગોદમા લીધી. બાલ્કીસે તેને સઘળો વૃતાંત્ત કહી સભળાવ્યો. હજી તો બાલ્કીસ આ વાત કરે છે તેટલામાં એકાએક હુસનઅલી અજીબ ત્યાં સર્વેની અજાયબી વચ્ચે આવી ઉભો. સર હેન્રી બેસોવીજના હાથમા બાલ્કીસને જોઈ તેને વગર ઓળખવે તે ઠાર કરવા જતો હતો, તેટલામાં બાલ્કીસે

'સબૂર સબૂર' એવો પોકાર કર્યો, અને તરત જ પોતાના ભાઇને મુસ્તફાના કાળા કરમને ઉઘાડું પાડી તેને રહામો ઉભેલો બતાવ્યો. તેને જોતાં જ હુસનને ધીરજ આવી કે દુશ્મન હજી છટકવા પામ્યો નથી. સર હેન્રીએ મુસ્તફાને પોતાના કેદી તરીકે સાથે લીધો, અને તે પછી તે હુસનને પોતાની છાવણીમાં લઈ ગયો. અહીં જોય શું કે પોલીસ રાજા સોબેસકી, લીઉ-યાન્સ્કી તથા બીજા ઘણાક ખ્રીસ્તી સરદારો અને ઉમરાવોની ઠઠ મળી હતી. ત્યાં આગળ હુસન તથા બાલ્કીસને રજૂ કરી, સર હેન્રી બેમોવીજે સઘળી હકીકત પ્રથમથી અંત પર્યન્ત કહી સંભળાવી, અને રાજા સોબેસકીની ભલામણ પ્રમાણે હુસને પોતાની બહેન બાલ્કીસનો હાથ સર હેન્રીના હાથમાં આપી, તેમની વચ્ચે લગ્નનો ગાંઠ બાંધવાની પરવાનગી આપી. તે પછી રાજા સોબેસકીએ કારા મુસ્તફા તરફ ફરી કહ્યું કે, 'તુરકી લશ્કરે જે ખ્રીસ્તીઓને કેદ કરેલા છે, તેમને એકદમ છોડી દેવાની કબૂલાત આપો તું છૂટો થા.' એક દસ્તાવેજ તૈયાર કરી, તેની ઉપર મુસ્તફાની સહી લઈ તેને પણ છૂટો કરવામાં આવ્યો, જે છૂટાપણું મળતાં જ મુસ્તફા એ ખ્રીસ્તી છાવણીમાંથી વિદાય થયો. બાલ્કીસની માગણીથી સોબેસકીએ બીજું એક પત્ર સુલ્તાન મહમદ ઉપર લખીને હુસનના ગુનાહ માફ કરવા તથા તેની મુલાકાત કરવા દેવાની રજા માગી. તે પ્રમાણે હુસન સુલ્તાનની હુજૂરમાં ગયો, અને સુલ્તાનની મુલાકાત લઈ તેણે બાલ્કીસ વિગેરેની હકીકત તેને કહી સંભળાવ્યા પછી, સુલ્તાને તેની ઉપર રાજી થઈ જઈ તે શું માગે છે તે જાણવા માગ્યું. હુસન કડકડાકીમાં બોલ્યો, 'હું મુસ્તફાનું ડોકું છૂટું થયલું જોવા ઇચ્છું છું.' સુલ્તાનનો વિશ્વાસ હુસન ઉપર એટલો ઉંડો હતો કે, તેણે તે પણ કબૂલ કીધું. સુલ્તાને તરત એક ખલીતો તયાર કરાવી તેની ઉપર મોકલાવ્યો. મુસ્તફા ઠરાવેલા દિવસે દરબારમાં હાજર થયો. તે વેળા હુસન પણ ત્યાં તૈયાર હતો. મુસ્તફા ધ્રૂજતે કલેજે સુલ્તાનને પગે પડી શું હુકમ છે તે પૂછવા લાગ્યો કે, તરત જ હુસને બહાર નીકળી આવીને મુસ્તફાના મોતનું વાન્ટ વાંચી સંભળાવ્યું. મુસ્તફાએ જ્યારે જોયું કે, હુસન તેની ઉપર ફાવ્યો છે અને હવે પ્રાણ જવાનો સબબ છે ત્યારે તેણે કપડામાંથી ખંજર કાઢી ભર દરબારમાં હુસન ઉપર ધસારો કીધો. હુસન તે જોઈ હટી ગયો, એટલે મુસ્તફા ટૂટી પડ્યો, અને તરત જ તૈયાર થઈ ઉભેલા જલ્લાદે તેના ગળામાં ફાંસીનું દોરડું ઘાલ્યું, અને ખીલી છટકાવી કે જોતજોતામાં મુસ્તફા ત્યાં મડદું થઈ પડ્યો.

— —

## પ્રકરણ ૪૫ મું

## ખલીલની સાતમી વાર્તા પૂરી

દૌલતખાન પાશાના મહેલમા ખલીલ દાખલ થયો તેને આઠ દિવસ થવાની સાથે જ ખલીલની આ સાત વાર્તા પૂરી થઈ દૌલતખાન પાશાએ કેટલોક વખત સુધી ખલીલની આ સાતમી રસીલી વાત ઉપર ધ્યાન પૂગાવ્યા પછી સઘળા મેળાવડાને હવે છૂટો પાડવાનો હુકમ કીધો તહેમીના, ગુલનાર, તેમ જ ઈસમીલડાના દિલમા તો હવે પછી પોતપોતાના આશકોની વધારે મુલાકાત કેમ કરીશુ, તેની ચટપટી થવા માડી, અને તે જ પ્રમાણે જુલયખાને પણ લાગ્યુ, પણ તેને તો એવડી ફિકર હતી ઓસફરસમા થતા ભયકર બનોનો પત્તો મેળવવાને જે આઠ દિવસની મેહતલ સુલ્તાને તેના પિતાને આપી હતી, તે આઠ દિવસમા માત્ર એક રાત જ બાકી હતી, અને હવે આવતી કાલે શુ થશે, તેની પણ તેને ભારે ચિંતા થતી હતી. ખલીલ તે પોતાના દિલમા સમજતો હતો, એટલે વળી ફરીવાર એક તક લઇને તેણે જુલયખાના કાનમાં લાગી કહ્યુ કે, 'તુ જરાપણુ ધાસ્તી રાખીશ નહિ, વિશ્વાસ રાખજે,' અને જે મરદાનગી ભરેલી રીતે તેણે આ હિમતના શબ્દો જુલયખાના કાનમા રેડ્યા, તે સાભળતા જ તેના દિલમાં કાંઇક નવી આશા પેદા થઈ હોય, તેમ તેનુ મન ખીલી રહ્યુ. ત્રીઓ પોતપોતાના ઓરડામા ગઈ, અને પાશા આ ત્રણે મિત્રોને તેમના જૂદા જૂદા ઓરડામાં છોડી ખલીલથી છૂટો પડતો હતો, તેટલામા ખલીલે તેને અટકાવી તેની સાથે વાત કરવા માગી દૌલતખાન પાશાએ ખલીલની માગણી સ્વીકારવાથી તેણે એટલી જ માગણી કરી કે, એક કલાક પછી જો પાશા આ ઓરડામાં પાછો ફરશે તો તે તેને કાઇક અગત્યનો ખુલાસો કરશે પાશા તે કબૂલ કરી ત્યાથી ગયો

વાતની વળાણુ હવે લગાર બીજી તરફ ફેરવીએ પાશાના મહેલમાની પાચમી રાત્રે પેલા કાળા ગુલામ કાગ મમરૂરને ખલીલના ગુલામો ઘસડી ગયા અને ત્યાથી તે નાસી ગયો હતો, અને તેની જગા ઉપર પાશાએ બીજા એક વિશ્વાસુ ગુલામને મુકરર કર્યો હતો. છઠ્ઠી તથા સાતમી રાત્રે ખલીલ ઇસમીલડાના ઓરડામાં ગયો જ નહોતો, પણ આઠમી રાતના તેણે ત્યા જવાનો ઇરાદો અમીનાને કહી રાખ્યો હતો. આ સઘળુ સાધન તૈયાર રાખી તે દૌલતખાન પાશાથી છૂટો થયો કે, તરત પેલા છૂપા ભોંયરામા દાખલ થયો, અને ત્યા પોતાના ગુલામ સાદિકની રાહ જોતો હતો. પોતાની એ છૂપી કળાને અજમાયશમાં મૂકતા તરત જ જ્યા ખલીલ ઉભો હતો, ત્યાં

એકાએક આકાશમાં ધુમાડો થયો, અને તેમાંથી ચાર માણસો નીચે ઉતર્યા, જેમાં એક સાદિક હતો અને બીજા કાળા ગુલામો કાળા પોશાકમાં હતા. સાદિકે ખલીલને ખબર આપી કે, કારા મસરૂર પાછો પકડાયો છે. ખલીલ ખુશ થયો અને છૂપી ઇશારતથી તે સઘળાને પોતાની પાછળ પેલા છૂપા ભોંયરામાં લઇને ચાલ્યો. ખજાનાવાળા ભોંયરામાં આવતા જ કારા મસરૂરની જગા ઉપર નવો ઠરેલો ગુલામ ત્યાં ઉતરતો પડેલો હતો. તેને એકદમ પકડી મુશ્કેટાટ કરી નરમ મીણ જેવો બનાવ્યો, અને તેની મદદથી છૂપા ભોંયરાની કેટલીક બાતમીઓ મેળવી, તેને પોતાના ગુલામોના હાથમાં પાછો કેદ કરી ખલીલ પોતાના ઓરડામાં ગયો, કે થોડી જ વારે દોલતખાન પાશા તેના મુખમાંથી કાંઈ ભેદ મેળવવાની ઇંતેજારીથી ત્યાં હાજર થયો. કેટલીક આમતેમની વાતો કરી ખલીલે પાશાને જણાવ્યું કે, 'તમારી સ્ત્રી નિમકહરામ છે, એમ તમો મારે મોઢેથી સાંભળી શો વિચાર કરશો.' દોલતખાન પાશા તો આ વાત સાંભળી પુષ્કળ ચોંક્યો અને તેણે ખલીલની વાતને મશ્કરી તરીકે માની. પણ ખલીલે તેની ખાતરી કરવા માંડી કે, 'એ મશ્કરીની વાત નથી, પણ ભેદનો પડદો નજરોનજર ઉઘાડવાનો સમય છે. તમે જાણીને અજાયબ થશો કે, હું તમારી જુલ્લયખાને ચાહું છું અને તેની સાથે પરણીશ. એટલેથી જ તમારી ખાતરી થશે કે, તમારી સ્ત્રીનું પતિવ્રતાપણું તોડવા સરખો હું ગુનાહગાર નથી જ, તોપણ હું તમોને હમણાં જણાવું છું કે, તમારી સ્ત્રી ઈસ્મીલડાના ઓરડામાં હું હમણાં જ જનાર છું.' દોલતખાન પાશા તો ગાભરો બની ગયો અને શું કરવું તેની તેને સમજણ પડી નહિ. ખલીલે તેને ધીરજ આપી અને પોતાની પાછળ આવી, તે ઇસ્મીલડાના ઓરડામાં શી શી વાત કરે છે, તે છૂપાઇને સાંભળવાની પ્રાર્થના કરી.

તે પ્રમાણે સઘળો સંકેત કરી તૈયાર થયા પછી થોડી જ વારે અમીના ઈસ્મીલડાના હુકમથી ખલીલને બોલાવવા આવી. ખલીલ તરત તેની પાછળ ગયો. તે ઈસ્મીલડાના ઓરડામાં દાખલ થયો, જ્યાં તેણે આગળ માફક ઈસ્મીલડા સાથે મહોબ્બતની વાતો કરવા માંડી, અને તે સઘળી પાશા છૂપો રહીને સાંભળતો હતો. તે સાંભળતા તેના રુવાં ખડાં થતાં હતાં. અને જ્યારે ઘણું જ થયું ત્યારે ખલીલે એકદમ પાશાને બહાર કાઢી જાહેર બોલાવ્યો, અને ઈસ્મીલડાને પુષ્કળ ટોણા માર્યા. પાશા તો તલવારને મ્યાનમાંથી કાઢી તેને એકદમ ઠાર કરવા જતો હતો, તેટલામાં ખલીલે તેને અટકાવ્યો અને હજી પણ વધારે અજાયબ કરવાને તેને જણાવ્યું

કે, 'જે ભયંકર ભેદનો ખુલાસો સુલ્તાને માગ્યો છે, તે ભેદ આ ઈસ્મીલડા પોતે જ છે. બોસફરસમાં જે લાશો મળી આવે છે, તે સઘળાનાં ખૂન કરનાર એજ ક્રૂર સ્ત્રી છે. જે સઘળાઓને એણે માર્યા છે, તે દરેકને અનીતિયુક્ત સંબંધ કરવાને અમીના મારફતે લલચાવીને બોલાવતી, અને પોતાનો બુરો હવસ પાર પાડી તે બાપડાને ઝેરથી મારી તેની લાશને બેધડક બોસફરસમા હોમાવી દેતી હતી' આ ખુલાસો કરી ખલીલ બોલ્યો કે, 'તરતવેળા એને મારી નાખવા કરતા કોઈ કંગાલ જગાએ એને પરહેજ કરવી.' એમ જણાવી તેણે તરત જ પોતાના માનીતા ગુલામોને બોલાવ્યા અને અમીના તથા ઈસ્મીલડાને એક છૂપી જગામા કેદ કરાવ્યો.

## પ્રકરણ ૪૬ મું

## ભેદનો થતો ખુલાસો

આ કામ કરી દૌલતખાન પાશા પોતાના દીવાનખાનામા ઘણે ગંભીર ચહેરે વિદાય થયો અને ખલીલ તેની પાછળ ગયો. દૌલતખાન પાશાને બહુ ઉદાસ થયેલો જોઈ ખલીલે પોતે આ પોતાના ભેદભરેલા કામનો ખુલાસો તેની આગળ કરવા માંડ્યો. તે બોલ્યો કે, 'બોસફરસમા ઘસડાઈ આવતી લાશોનો પત્તો મેળવવાનુ કામ આઠ દિવસની મુદતમાં બજાવવાનુ જ્યારે સુલ્તાને કેડીઆરકરને સોંપ્યુ, ત્યારે મને પણ એવી ખાહિશ થઈ કે, એ કામમા હુ પણ પડુ. એવા ઇરાદાથી બહાર પડ્યો. તેટલામા માર્ગમા મારા આ બે સોબતીઓ મળ્યા તેમના મોઢેથી તમારી સ્ત્રીને લગતી કાંઈક શકાભરેલી ખબર મને મળવાથી જ મને તમારા મહેલમા ઘુસવાનુ મન થયુ, અને હજી તો એકાદ બે કલાક ગયા નહિ, તેટલામા મારી શકા મજબૂત થતી ગઈ મારી અહીં પધરામણીના પહેલા દિવસની રાત્રે તમારી ગેરહાજરીનો લાભ લઈ ઈસ્મીલડાએ મને પોતાના ઓરડામા બોલાવ્યો, અને મારી સાથે ઘણીક મહબ્બતની વાતો કરવા માંડી, પણ મેં તે પ્યારનો પાછો જવાબ પ્યારથી વાળ્યો નહિ આ બનાવથી તમારા મહેલમા વધારે દિવસ રહેવાનો મને લોભ થયો. કારણ, મને જે વહેમ હતો, તે આ બનાવોથી મજબૂતી પામતો ગયો અહીં વધારે દિવસ રહેવામાટે મે તમોને જૂઠી જૂઠી વાતોઓ સભળાવીને રીઝવ્યા, એ તો તમોને રોશન છે. જે ભેદનો પત્તો મેળવવા માટે હુ બહાર પડ્યો હતો, તેમાં તે દાદારની મને એક પછી એક મદદ મળવા લાગી. ઈસ્મીલડાના ઓરડા આગળ તથા આજૂબાજૂએ રાખવામા આવેલી ચોકાસીઓ ઉપરથી તેમ જ

તમારી ગેરહાજરીનો લાભ લઈ, તમારા મકાનના છૂપા ઓરડાઓ અને ભોંયરા વિગેરેનો શોધ કરવાથી મારી ખાતરી થઈ કે, હુ મારા ધારેલા કામમાં પાર પડીશ. ઘણીક વેળા હુ ઈસ્મીલડાના ઓરડામાં સાવચેતી સાથે દાખલ થયો હતો, પણ તેના મારા તરફના પ્યારના બદલામા મેં તેની તરફ પ્યારનુ ચિહ્ન સુદ્ધા બતાવ્યુ નહોતુ, તો જો કે માત્ર બદારનો દેખાવ હુ તેવો કરતો હતો. કારણ મરસ્ટર કે જેને મે આ ભેદનો વધારે પત્તો મળવવાના હેતુએ હાથમા લઈ નસાડ્યો છે, તેની પાસેથી તે છૂપા ભોંયરાની કુંચી મે મેળવી હતી. વળી તમો નામદારને યાદ હશે કે, શાહજાદા દીજમની મહબ્બતની વાતોને દરમ્યાન એક જાતના ઝેરની બીના તેમા આવી હતી. આ ઝેરને લગતી બીનાથી ઈસ્મીલડા ઉપર એક જાતની અદ્દભુત અસર થયલી મારા જોવામા આવી અને મને તે પછી લાગ્યુ કે, તેની અસરથી તે કાંઈક તેવુ મહાભારત કામ બજાવવાની ઉલટમાં આવી હતી. તે ઝરની માગણી તેણે મારી પાસે કરી અને તેને તેણે તમારા પોતાના જાન ઉપર અજમાવવાનો ઠરાવ બાંધ્યો. મે તેને તે ઝેર લાવી આપવાની કબુલાત આપી અને બીજી વેળાની મુલાકાત દરમ્યાન મે તેને નકામો સરખો કાંઈક ભૂકો લાવી આપ્યો. કેવાં નિર્દય કામો કરવાને આ મૂરજી સ્ત્રીનુ હૃદ્દુ સખત થઈ ગહુલુ છે, તેનો પાકો પૂરાવો આ સઘળા બનાવથી એકદમ મારા ધ્યાન ઉપર આવ્યો.”

આ વાર્ત્તાલાપ ચાલે છે, તેટલામા એક ઘોડના કાસિદે આવી દૌલતખાન પાશાને ખબર કરી કે, ‘કાન્સ્તાટીનોપલમા બળવો ઉઠ્યો છે, સુલતાનને પદભ્રષ્ટ કરવામા આવ્યો છે અને તેનો વડો દીકરો મુસ્તફા સુલતાન થઈ ગાદીએ આવ્યો છે, માટે તમોને વડા વઝીર તરત બોલાવે છે.’ કાસિદે આપેલા આ સમાચારથી દૌલતખાન પાશા ચોંકયો ને શુ કરવુ તેનો વિચાર કરે છે તેટલામા ખલીલ તેની નજર આગળથી વાયુ પેઠે કોણ જાણે કયા ગુમ થઈ ગયો, અને તે બનાવે દૌલતખાન પાશાને બહુ જ અકળામણમા નાખ્યો. જરા પણ વખત ખોવા વગર દૌલતખાન પાશા, પેલા બે ગ્રીકોને સાથે લઈ તરત જ ત્યાથી કૂચ કરી કિનારે આવ્યો અને તૈયાર રાખેલી નૌકામા બેસી નૌકાને કાન્સ્તાટીનોપલ જવાને હકારી. રસ્તામા પાશાએ ઈસ્મીલડાને લગતો ભયકર ખુલાસો હળવેથી તે બને ગ્રીકોને સમજાવ્યો, જે સાભળતા જ ખલીલ જે ભેદ ભરેલુ વર્તન ચલાવતો જતો હતો, તેનો ભેદ તેઓ તરત જ પામી ગયા, અને તેથી તેમણે તેની ચાતુરી ઉપર આફરીન કીધી.

ઘણી જ ઝડપથી નૌકાને હલેસા મારી પાશા પોતાના બન્ને ગ્રીક સોબતીઓ સાથે કાન્સ્તાટીનોપલને કિનારે જઈ પૂગ્યો. ત્યા ઉતરતાં જ તેઓ સઘળા વડા વજીરના મકાને ચાલ્યા. બને ગ્રીકોને એક પાસેના ઓરડામા બેસાડી, પાશા વડા વજીરના ઓરડામા દાખલ થયો, જ્યા બીજા સઘળા રાજ્યના સ્તભો દરબાર ભરી બેઠા હતા. દૌલતખાન પાશા જે બળવાખોર જેનીજારીઓમા કે ખુદ સુલ્તાનના લશ્કરમાં ઘણો માનીતો ગણાતો હતો, તેને આવેલો જોતા જ સર્વ કોઈને લગાર ધીરજ ઉપજી. પાશાએ આવી પોતાને માટેની જગા ઉપર બેઠક લીધા પછી વડા વજીરે બળવાની સઘળી હકીકત તેને કહી સભળાવી અને તેનો અભિપ્રાય માગ્યો. પાશાએ તરત જ બળવાખોર જેનીઝારીઓને તરતવેળા કાઇ ન આપતા, બીજા લશ્કરને પોતાની તરફ ખેંચી લેવાનો પ્રયત્ન ચલાવ્યો અને તેમાં તે ફાવ્યો. સુલ્તાનના તમામ ઘોડેસ્વાર લશ્કરે તેમ જ તોપખાનાના લશ્કરે બળવાથી અલગ થવાને વચન આપ્યા, અને તે દરમ્યાન રશચકના પ્રાતને હાકિમ બેરાતકર પાશા સિત્તેર હજાર માણસના લશ્કર સાથે સુલ્તાનની મદદે આવવાના સમાચાર મળ્યા દૌલતખાન પાશા, જે આ સમયે લશ્કરની બરાખોમા હતો ને પેલા બને ગ્રીકોને પોતાની જોડે લઈ ગયો હતો, તેણે તેઓદ્વારા આ વધાઈના સમાચાર દરબારમાં કહેવડાવ્યા અને તે જાણીને સર્વને ધીરજ ઉપજી, અને વધામણી લાવનારા બન્ને ગ્રીકોને તુરકી દરબારના દુભાષિયાના હોદ્દા આપી નવાજ્યા.

---

# પ્રકરણ ૪૭ મું

## સુલતાન મહુંમદ બીજો

શહેરમાં તરેહવાર ગપાટાસપાટાઓ ચાલતા હતા. કાન્સ્તાટીનોપલ બે છાવણીમા વહેંચાઈ ગયુ હતુ. એક છાવણીમાં ચાળીસ હજાર જેનીઝારીઓ બળવાની તૈયારી કરી હથિયારબધ થઈ ઉભા હતા. તેમણે પોતાના રાજ્યકર્ત્તા તરીકે સુલ્તાનના વડા દીકરાને ચોથા મુસ્તફાનુ નામ આપી ગાદીએ બેસાડ્યો હતો. સુલ્તાન સલીમને મજબૂત ચોકીમા કેદ કીધો હતો. બીજી છાવણીમા સઘળુ લડવૈયુ લશ્કર વડા વજીરના મહેલ આગળ હથિયારબધ થઈ ઉભુ હતુ, જેની સંખ્યા ૫૦ હજારની હતી, અને તેની સરદારી દૌલતખાન પાશાએ લીધી હતી. આ ગભરાટ ચાલે છે, તેટલામાં રશચકનો હાકિમ પોતાના લશ્કર સાથે આવી પહોંચ્યો. ખલીલ જે દૌલતખાન પાશાને તેના મહેલમા છોડી પવન પેરે ચાલ્યો હતો, તે ક્યાં ગયો હશે તે માટે

પાશાને બહુ ચિંતા થતી હતી, તેટલામાં એકાએક રશચકના હાકિમના લશ્કરમાંથી એક કાસિદે આવી, ખલીલના હાથનો ખલીતો પાશાને આપ્યો, જેમા તેણે પાશાને ભલામણ કરી હતી કે બળવાખોરોને વિખેરી નાખી, સુલ્તાન સલીમને પાછો ગાદીએ લાવવો અને તે જ કારણે હું પણ બેરાતકર પાશા સાથે આવી પહોંચ્યો છુ. આ ખલીતો વાચતા પાશાને બેવડો સંતોષ થયો. એક તો ખલીલ ક્યા છે તે તેને માલમ પડ્યુ અને બીજુ તો મદદ આવી પૂગી હતી. જ્યારે જેનીઝારીઓએ આ મામલો જોયો ત્યારે તેમણે જુનૂનમાં આવી પહેલુ તો એ કામ કીધુ કે, કેદ પકડેલા સુલ્તાન સલીમને ઠાર કરી નાખ્યો હવે દૌલતખાન પાશાનો ગુસ્સો કાબૂમા રહ્યો નહિ. ભારે મરદાનગી સાથે તેણે બળવાખોરો સાથે લડત ચલાવી અને તેમા ત્રણ વાર તે પાછો હટી ત્રણ વાર સ્હામો આવ્યો, અને છેવટે પણ પાછો ફરવાની તૈયારી કરવા જતો હતો, તેટલામા બેરાતકર પાશા પોતાના લશ્કર સાથે આવી લાગ્યો અને પાશાએ બેવડા બળ સાથે હુમલો કરી બળવાખોરોની મોટી સખ્યાનુ નિકંદન કાઢ્યુ બેરાતકાર પાશા ધસારાબંધ મહેલમાં દાખલ થયો અને નવો સુલ્તાન જે માત્ર ૨૬ વર્ષનો એક તરુણ હતો, તેને પકડીને ઠાર કીધો પોતાનો પસંદ કરેલો સુલ્તાન મરી ગયો છે, એમ જાણવા છતા બળવાખોરો કોઈ રીતે પાછા હટયા નહિ. મારવુ કે મરવુ એવા નિશ્ચયથી જ તેઓ જંગમા આવી લડતા હતા પણ અંતે તેઓ એક તરફથી ખલીલ, બીજી તરફથી બેરાતકર અને ત્રીજી તરફથી દૌલતખાન પાશાના મારાથી ગભરાઈ ન્હાસવા લાગ્યા. જેમ કરતા તેમના વીસ હજાર માણસોના માથા ધડથી છૂટા પડ્યા. બેરાતકાર પાશાએ અંતે મહેલમા મરનાર સુલ્તાન સલીમના બીજા દીકરાનુ નામ લઈ 'ઘણુ જીવો સુલ્તાન મહમદ બીજો' એવા પોકાર પડાવ્યા, અને ત્યા જ તેના નામનો પડો વજડાવ્યો આ ગડબડ ચાલે છે, તેટલામા દૌલતખાન પાશા જે હજી લડાઇના મેદાનમાં હતો, તેને નામવર બીજા મહમદ તરફથી તુરકી લશ્કરના વડા સરદાર અને વડા વજીરનો ઓહદો આપવાનુ જાહેરનામુ મળ્યુ, જે વધાઈ તેણે ભારે ખુશાલી સાથે પોતાના બને ગ્રીક મિત્રોને જણાવી. બળવાખોરો હવે વિખરાઈ ગયા અને સર્વે કોઈ જીવતદાન માગી પોતપોતાની બરાખોમાં જઈ ભરાયા

દૌલતખાન પાશાએ પોતાનું કામ હવે સમાપ્ત થયલુ જોઈ જુલીયન અને લ્યુકસને પોતાના મહેલમાં મોકલ્યા અને ફતેહના સઘળા સમાચારથી મહેલમા આતુર થઈ રહેલી બાનૂઓને માહીતગાર કરવાની ભલામણ કરી.

આ સમાચાર લઈ બન્ને જણ વિદાય થાય છે, તેટલામાં ખલીલના સમાચાર લઇને એક કાસિદ તેમને આવી મળ્યો, જેથી તેમને સંતોષ થયો. બીજી સવારે સાત કલાકે, નવા સુલ્તાનના હુકમથી દોલતખાન પાશા તેને મળવા ગયો. બહુ માનપૂર્વક બુઝુર્ગ પાશાની આગતાસ્વાગતા સુલ્તાનના મહેલમાં કરવામાં આવી અને મહેલનો રખેવાળ પછી તેને સાથે લઈ એક ઓરડામા ગયો, જ્યા જોયશું કે તેની પોતાની બે દીકરીઓ ગુલનાર અને તહેમીના તેમ જ જુલયખા ત્યાં હાજર હતી. તેઓ ત્યાં કેમ આવી, તે જાણવાની પાશાને ભારે ઇંતેજારી થઈ, અને તે ઉપરથી તેને ખુલાસો આપવામા આવ્યો કે, 'સુલ્તાને તમોને વડા વજીરનો ઓહદો આપવાની ક્રિયા નજરોનજર દેખાડવાને તેમને અહીં બોલાવી છે.' આ ખટપટ ચાલે છે, તેટલામાં સુલ્તાને તેને પોતાની હુજૂરમા બોલાવ્યો. પાશા ભારે અદબ સાથે મહેલના દરબારવાળા દીવાનખાનામા દાખલ થયો, જ્યાં સુલ્તાન ભારે દબદબા સાથે વિરાજ્યો હતો તેને જોતા જ પાશા ગોઠણમડીએ પડી ચુંબન કરવા ગયો, તેટલામાં સુલ્તાને તેને ઉઠાડ્યો અને તેમ કરવાની મના કરી દોલતખાન પાશા તેના અવાજને તરત ઓળખી શકયો, અને બીજી જ પળે તેણે તેની સ્હામુ જોયુ તો પોતાના મહેલમાં ખલીલ ઉસ્માનનું નામ ધારણ કરીને રહેલો પરોણો તેની નજરે પડ્યો. આ ઠેકાણે સર્વ ભેદનો પડદો ખુલી ગયો અને સર્વ કોઈની અજાયબીનો પાર રહ્યો નહિ. જુલયખાના દિલમાં ઉભરાયલો હરખ તો વર્ણવી શકાય તેવો નહોતો. સઘળો દરબાર સજ્જ થઈ રહેતા જ ભારે દબદબા સાથે સુલ્તાન દોલતખાન પાશા તરફ ફરીને બોલ્યો, 'તમો નામવરે મારી જે પરોણાગત કરી છે, તેને માટે હું તમારો આભારી છુ કાન્સ્તાંટીનોપલમા જે નાટક હાલ ભજવાઈ ગયુ છે, તેમા તમો મારા મરનાર પિતા તરફ નિમકહલાલ રહ્યા છો, મારા ભાઇની વિરુદ્ધમાં સખત લડત ચલાવી તમે મારી તરફેણમાં ઉતર્યાં છો, અને તે તમારા ઉપકારના બદલા તરીકે હુ તમોને તુર્કી શહનશાહતના વડા વજીરનો ઓહદો આજથી આપુ છુ.' એમ જણાવી દોલતખાન પાશાના ખભા ઉપર શાલો ઓઢાડવામા આવી, અને પીછા સાથેની એક ઉમદા અને કીમતી કલગી લટકાવવામા આવી.

હ્યુકસ વાસીલો અને જુલીયન તરફ ફરી સુલ્તાન બોલ્યો કે, 'તમોને વડા વજીરે જે ઓહદા આપ્યા છે, તેના ઉપર તમોને બહાલ રાખવામા આવે છે. તમારા ભવિષ્યને માટે હું ખાસ કાળજી રાખીશ.' આટલું બોલી તેણે દોલતખાન અને તેની બે દીકરીઓ તથા જુલયખા સિવાય સઘળા

દરબારીઓને બીજી તરફ મોકલી તેની આગળ બોલ્યો કે, "મારી કેળવણીનું કામ જુલેયખાના પિતા કેડીઆસકર હુસન એફેન્દીએ બજાવ્યું હતું, અને તે એટલી બધી સંપૂર્ણતા સાથે બજાવ્યુ હતું કે તેમની તરફ એક પિતા સમાન પ્યાર હું ધરાવતો હતો તેથી જ જ્યારે મારા પિતાએ તેને કરડુ કામ સોંપી તેનો પ્રાણ લેવાની ધમકી આપી ત્યારે હું પણ તે કામમાં બહાર પડ્યો, જેમ કરતાં જુલયખા સાથે મને મહબ્બત બાઝી. હું બહાર પડ્યો, તે વેળા મે ખોટુ નામ ધારણ કરવાની મારા પિતા પાસે આજીજી કરી હતી, અને તે કબૂલ કરવા ઉપરાત તેણે મને એક વીંટી આપી હતી, કે જે ભયની વખતે જાનના બચાવમાટે એક તિલસમાત સરખુ કામ બજાવે છે."

આ પછી દૌલતબાન પાશા તરફ ફરી તે બોલ્યો કે, 'અર્માના અને ઈબ્રીસડા બોસફરસના પાણીમા સદાની નિદ્રા લેતી થઈ છે, જુલયખાના પિતાએ બોસફરસના દરિયામાથી મળવી લાશોનો પત્તો માગી ચૂકવાનાં જાહેરનામા કાઢયાં છે, અને કારા મસરૂરને તો તેની હાલત તરફ જોઈ માફી બક્ષવામા આવી છે."

મહેલમા અને આખી શહનશાહતમા ખુશાલી પથરાઈ અને થોડા જ દિવસમા સુલતાન મહમદ બીજાના ભારી ધામધૂમ સાથે જુલયખા જોડે લગ્ન થયા, અને તે જ દિવસે ડયુકસ અને જુલીયનના લગ્ન પણ દૌલતબાનની દીકરીઓ જોડે થયાં. સુલતાન મહમદને જુલયખાથી એક દીકરો અવતર્યો, જેનુ નામ તેમણે અબ્દુલ મજીદ એવુ રાખ્યુ, અને પોતાની પ્રજા તરફ ભારે મમતાથી અમલ કરી, તે પ્રજાનો માનીતો થઈ પડ્યો.

